શ્રી શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોના
ઇષ્ટ અને સેવ્ય સ્વરૂપ
શ્રીનાથજી



श्रीकृष्णपरमानन्दं दशलीलायुतं सदा ।
सर्वभक्तसमुद्धारे विस्फुरन्तं पर नुमः ॥



## અર્પણ

नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।
रूपनामविभेदेन, जगत्क्रीडति यो यत ॥
(શ્રીવલ્લભાચાર્યજી)

રૂપનામના વિવિધ ભેદોથી જે જગદ્રૂપે જગત્‌મા ક્રીડા કરે છે તેવા અદ્દભુત લીલા કરનાર ભગવાન કૃષ્ણને નમસ્કાર

આ ગ્રંથ તે રસસ્વરૂપ, આનંદઘન શ્રીકૃષ્ણચંદ્ર જેમના રસસ્વરૂપને શ્રીવલ્લભાચાર્યજીએ પ્રકટ કર્યું અને ગુર્જર ભાષામા ભક્તકવિ દયારામે કાવ્યદ્વારા વ્યક્ત કર્યું તે શ્રીકૃષ્ણ ભગવાનને

સપ્રેમ અર્પણ

—લેખક તથા પ્રકાશક

# મહાનુભાવ ભક્તકવિશ્રીએ રચેલું અને મંડલીમાં ભજન કીર્તનોમાં સૌથી પહેલાં ગવાતું

## મંગલાચરણ

ધ્રુપદ—રાગ કલ્યાણ

મહામંગલ રૂપ શ્રીગુરુદેવ શ્રીમદ્ પ્રભુજી,
જાકે પાય પદ્મકો પ્રથમ શીર નાઈએ—મં૦ ૧

નામ લેત ઉદય હોત પરમ આનંદ કંદ,
પાપ તાપ હરત, છબ ધ્યાઈએ—મં૦ ૨

બ્રહ્મા શિવ વિષ્ણુ પરબ્રહ્મ સો શ્રીગુરુરાઈ,
સકળ તીરથ આદિ અંધ્રિરજ નાઈએ—મં૦ ૩

દયો કરે આચારજ અધિક કો દૂજો નહિ,
ગુરુસેવા ચિંતામણિ ઈચ્છિત ફલ પાઈએ—મં૦ ૪



तद्वाग्विसर्गो जनताघविप्लवो यस्मिन् प्रतिश्लोकमबद्धवत्यपि.
नामान्यनन्तस्य यशोऽङ्कितानि यत् शृण्वन्ति गायन्ति गृणन्ति
साधवः ॥

+ + + +

सरसापि कवेर्वाणी हरिनामाङ्किता यदि ॥
सादरं गृह्यते तज्ज्ञैः शक्तिर्मुक्तान्विता यथा ॥

+ + + +

धर्मार्थकाममोक्षेषु वैलक्षण्यं कलासु च ।
करोति कीर्तिं प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥

+ + + +

માધુર્ય અમૃતનું છે. માધુર્ય હરિ-બોલનું
એથી યે અધિકું મીઠું માધુર્ય હરિ-બંસીનું
વિશ્વનું સર્વ માધુર્ય હરિબંસી થકી વહે.

કવિશ્રી ન્હાનાલાલ. (હરિસંહિતા એકાદશમંડળ
પૃષ્ઠ. ૨૦૦)

## ' પ્રેમ ભક્તિની મૂર્તિ દયામૂર્તિને '

### દેવીશ્રી કુમારી .નિર્મળદેવી ' શ્યામા '

卐 શ્રી 卐

વેદાન્તતીર્થ, કાવ્યતીર્થ, દર્શનભૂષણ, વેદાન્તતીર્થ
વ્યાકરણ વિશારદ, વ્યાખ્યાન સરસ્વતી, અભિનવ ભારતી

[ શ્રીહરિ વિરહમાલા, પરાશક્તિકા આહ્વાન, પ્રેમકી ગીમા કહાઁ હૈ, રસ-શ્રુતિ આદિ ૧૦૮ ગ્રથોના સર્જિકા ]

[ શિખરિણી ]

'દયા' યાદે છૂપી, તવ સરસ સત્તા ઉલટતા-
દયા-યાદે રાચે પરમ રસ ભાવો ઉમટતા
દયારામે રાજે હરિ-સ્મરણ-રાસે મધુરિમા,
દયારામે ગુંજે હૃદય રસતી શ્રી-અરુણિમા ૧

卐

અહો! જેને જન્મે સુભગ થઈ દર્ભાવતીપુરી!
'દયા'માં હર્ષે ! શું તુજ કરણુ સત્તા ગુણધરી,
કુશાગ્ર "ધી" રેલી, પુનિત મન દર્ભાધિક વળી
ધરાવું પ્રેમેથી સુખદ તવ કંઠે રસકળી ! ૨

卐

મહારાસો કુંજે હરિત પરિધાને સજનિયા !
અહા ! લીલાપુંજે રસવસન પીળાં ધરવિયા !
અને કો' સ્થાને તો અરુણનભ છાટા છિટકિયાં-
ગુલાબી રંગેથી લલિત વર વાઘા ભિજવિયાં ! ૩



ભક્ત કવિશ્રી દયારામભાઈનું
ચાણોદનું પુરાતન મકાન

## સ્વ. સાક્ષર શ્રી જગજીવનદાસ દયાળજી મોદી

વડોદરા



| જન્મ | સ્વર્ગવાસ |
|---|---|
| તા ૧૬-૧૨-૧૮૭૧ | તા ૪-૩-૧૯૫૪ |

શ્રીશંકરલાલ તથા ડભોઈના નાગરીકોના પ્રયાસથી વડોદરા રાજ્યની ધારાસભામાં પ્રશ્ન ઉપસ્થિત કરી માણેકલાલ સૂબા પામેની રકમ મેળવી. આ રકમ સરકારી જામીનગીરીમાં રોકાઈ તેનું વ્યાજ સમિતિને મળે છે. તે સમિતિ સરકાર નિયુક્ત છે.

જયંતી સમારંભ શ્રીશંકરલાલ કરતા હતા, તેમાં મર્યાદિત સંખ્યા થતી હતી. સમયાનુસાર ભાવના ખીલતાં ડભોઈના નાગરીકો તરફથી દર વર્ષે જયંતી મહોત્સવ ઊજવાય છે અને શ્રીશંકરલાલ પામેની તથા સરકારી જામીનગીરીમાં રોકેલાં નાણાંનું વ્યાજ આવે છે, તે સરકાર નિયુક્ત સમિતિ તરફથી હાઈસ્કૂલ વિગેરેમાં ભણતા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ વિગેરેમાં ખર્ચાય છે.

નાગરીકો તરફથી ઊજવાતા જયંતી સમારંભમાં બહારના સારા સારા વિદ્વાન સાક્ષરો અને ભગવદીયોને બોલાવી વ્યાખ્યાન કરાવવાનો પ્રબંધ થાય છે સંવત ૨૦૦૯ ભાદરવા સુદ ૧૦, ૧૧, ૧૨, ૧૩ તા. ૧૮, ૧૯, ૨૦, ૨૧ સપ્ટેમ્બર ૧૯૫૩ આ ત્રણ દિવસનો શતાબ્દિ મહોત્સવ ડભોઈમાં ઊજવાયો હતો. પ્રખર વિદ્વાનો, સાક્ષરો, કવિઓ તથા ધર્માચાર્યોના પ્રવચન થયાં હતાં. આ સમારંભના આત્મા સમા સદ્ગત શ્રીચીમનલાલ દેસાઈ હતા. તેમણે સ્મારક માટે ૧૯૬૬માં ભવ્યયોજના તૈયાર કરી હતી; પરંતુ સફળ થઈ નહોતી.

શ્રીચીમનભાઈ દેસાઈ ભક્તકવિશ્રી દયારામભાઈનાં જયંતી મહોત્સવ પ્રસંગે અનુપમ કાર્ય કરતા હતા. તેમની ન પૂરાય તેવી ખોટ પડી છે.

શ્રીનારાયણદાસે શતાબ્દિ મહોત્સવ મુંબઈમાં પણ ઊજવ્યા હતા અને દરેક વર્ષે કવિશ્રીના સ્મારક ફંડ માટે પ્રયાસો થતા હતા.

મુંબઈમાં શ્રીનારાયણદાસ રહ્યા ત્યાં સુધી દર વર્ષે જયંતી મહોત્સવ ઊજવતા હતા, તે લગભગ પાંત્રીસ વર્ષ સુધી ઊજવાયા

અમદાવાદના સાક્ષરોનું પણ ભક્તકવિશ્રીના કાવ્યો તરફ સારી રીતે ધ્યાન ખેંચાયું હતું. ત્યાં પણ પ્રથમ જયંતી સમારંભ થતા હતા. સાક્ષરો શ્રીનર્મદાશંકર દેવશંકર મહેતા, કવિશ્રી ન્હાનાલાલ, મનમોહનદાસ દલાલ, દેરાસરી, વસંતરામ શાસ્ત્રી વિગેરેના વ્યાખ્યાનોથી ભક્તકવિશ્રીના જીવન-કવન ઉપર સારો પ્રકાશ પડ્યો શ્રીનારાયણદાસે છપાવેલા ભક્ત-કવિશ્રીના આંતરજીવનમાં અમદાવાદ, મુંબઈ, વગેરે સ્થળોના જયંતી મહોત્સવનાં વ્યાખ્યાનો છપાવ્યા છે

આમ કવનના પ્રકાશનથી અને જયંતી મહોત્સવની યોજનાથી ગુજરાતમાં નવી રીતીથી ભક્તકવિશ્રી પ્રત્યેની સદ્ભાવના અને કાવ્યો પ્રત્યે રસ જણાઈ રહ્યો છે દિન પર દિન વધતો જાય છે દૈવી જીવો કાવ્યોનો લાભ લઈ જીવનમાર્ગ સરળ ભગવદ્માર્ગે વાળે છે.

ભક્તકવિશ્રી દયારામભાઈનો જયજયકાર

નિવેદકઃ—

ગોવિંદલાલ છોટાલાલ પરીખ વાડિયાવાળા વકીલ



॥ श्रीकृष्णः ॥

# શા. દલસુખભાઈ પરમાનંદદાસનું જીવન ચરિત્ર



એમનો જન્મ રાજપીપળામા શ્રી હરિવલ્લભ મપાગની ખડકીમા સંવત ૧૯૪૧ ના કાર્તક સુદ ૧૨ ને શુક્રવારના રોજ થયો હતો. તેમના પિતાશ્રીનું નામ પ્રેમાનંદ ઉર્ફે પરમાનંદ નાનશા હતુ.

દલસુખરામમા પણ તેમના માતુશ્રી તથા પિતાશ્રીના ધાર્મિક સંસ્કાર ઉતરેલા હોવાથી આજદિન સુધી તેઓ દરેક ધાર્મિક કાર્યમા આગળ તરી આવે છે અને ભક્ત કવિશ્રી દયારામભાઈના સાહિત્યના પ્રકાશક શ્રી નારાયણદાસ પરમાનંદદાસના મોટા ભાઈ છે ડભોઈમા રહીને સાહિત્ય પ્રકાશનને. સંગ્રહ રાખી તેની વ્યવસ્થા નિસ્વાર્થ ભાવે કરે છે. જીવન સાદુ અને સ્વાશ્રયી છે તેમને એક બહેન રેવાબહેન છે, તે હયાત છે.

તેઓ ભક્ત કવિશ્રી દયારામભાઈના સાહિત્યના અભ્યાસી છે. અને દયારામભાઈના ઘણા કાવ્ય કંઠસ્થ છે. તેમની કુટુંબલીલા ભગવાને સંકેલી લીધી છે જીવન સફળ કરવાની ઉત્તમ તક મળી છે તેનો સદુપયોગ કરે છે. જીવન સાદુ છે અને સરળતાથી જીવન ગુજારી પ્રભુ-સ્મરણ કરે છે.

તેમણે પ્રાથમિક શિક્ષણ ધોરણ પાચ સુધી ડભોઈમા લીધેલું છે પણ ધધાકીય કૌશલ્યને લઈ તેમના મામાને ત્યા અનાજ કરીયાણાની દુકાને બેઠા. લગભગ ચાર વર્ષ મામાને ત્યા નાંદોદમા રહ્યા બાદ ડભોઈ આવ્યા અને પિતાની કાપડની દુકાન સંભાળી.

૫ દર વરસની ઉંમરે તેમનુ લગ્ન તીલકવાડાના શા. ઈશ્વરલાલ શંકરલાલની દીકરી જીવકોરબેન સાથે થયું. તેમનુ લગ્ન-જીવન સુખી હતું તેમને ત્રણ પુત્ર અને એક પુત્રી મળી ચાર સંતાન હતા, જે બાળ વયમાજ અવસાન પામ્યા હતા.

પ્રથમથી જ વ્યાપારમા હોશિયાર હોઈ અમદાવાદ નગરશેઠ
માર્કીટમા સ્વતંત્ર કાપડની દુકાન સને ૧૯૨૧ મા ખોલી, પર
અંગત કારણોને લઈ પોતાના વતન ડભોઈમા પાછા ફરવું પડ્યું
સને ૧૯૨૩ મા અનાજ કરીયાણાની દુકાન ખોલી અને સંવત ૨૦૦૦
સોપારી તથા કાથાનો વેપાર શરૂ કર્યો. ડભોઇ આવ્યા બાદ તેમ
નાનાભાઈ નારાયણદાસની વતનની મિલ્કતની નિશ્વાર્થ ભા
આજદિન સુધી દેખરેખ તથા વ્યવસ્થા કરી બંધુ ભાવે સેવા કરી

માતા પિતાના ધાર્મિક સંસ્કાર પ્રથમથી જ જીવનમા ઉતરેલ
હોઈ ડભોઈમા શ્રી ગોવર્ધનનાથજી તથા એકકના મંદિરની ગાયો
સેવા તથા સત્સંગ કાયમ કરતા હતા. ઉપરાત સાઠોદરા નાગરવાડામ
લગભગ દસ વરસ સુધી તેમના સ્નેહિશ્રી ઘોડુપંતદાદાની મદદ
"રાધે શ્યામ અખંડ નામ સ્મરણ"ની સપ્તાહ અખંડ કરત
તથા શ્રી ભાગવત સપ્તાહ કરાવતા.

ધાર્મિક્તા હોવા ઉપરાત લોકસેવામા પણ અગ્રભાગ લેત
જેવાકે કુવા, વાવો ગળાવી સાફ કરાવતા અને આવાં બીજ
લોકોપયોગી કામોમા રચ્યા પચ્યા રહેતા. તેમણે બે વખત શ્રીનાથદ્વાર
કાકરોલી, મથુરા, કાશી, વૃંદાવન, હરદ્વાર વિગેરેની મહાયાત્રા
કરી હતી. અને લીલા વનની યાત્રા પણ પોતાના માતુશ્રી સા
કરી હતી. તેમના માતુશ્રીની છબી થા જીવનચરિત્ર મણિમાલ
ભાગ ૪થો બીજી આવૃત્તિમા પ્રકટ થયેલ છે.

સંવત ૧૯૮૨ મા મથુરા, કાશી, જગન્નાથજી તથ
દક્ષિણમા છેક રામેશ્વર સુધી જાત્રા કરી. ઉપરાંત છેલ્લા દસ-બ
વરસથી અતિથિ અભ્યાગતનો સત્કાર નિશ્વાર્થ તથા નિષ્કામ ભા
આજદીન સુધી કરે છે અને દરેક માસે આશરે ૩૦ જેટલા સા
સંતોને ભોજન કરાવે છે અને રોજ સવારના બહારના ગરી
લોકોને અનાજ, લોટ, શેકર દાન કરતા રહે છે. આ રીતે તેમ
આખુંય જીવન ધર્મપરાયણ, સેવાભાવી અને લોકોપયોગી બ

ગ્હ્યુ છે, હજુ તેઓ કાથા સોપારીનો ધધો કરે છે, તે (સોપારીવાલા) તરીકે ઓળખાય છે

તેઓશ્રી હાલ સત્સગ માટે જ્યા લીલાભાઈ ડોકટર ગ્હેતા હતા તેની સામે લગભગ ૧૦૦૦ સમ ચોગ્સ ફૂટની પોતાની જમીનમા "ગીતા મદિર હોલ" બધાવવાની ઇચ્છા ગખે છે અને તે માટે પ્રયાસ ચાને છે ડભોઇમા પહેલી કવિશ્રી દયાગામભાઈની જયતી સાહેદગની વાડીમા ઉજવવાની સખત મહેનત એમણે કરી હતી ત્યાગ્થી ઉજવાતી થઈ ભક્તિ કવિશ્રી દયાગામભાઈના સાહિત્ય-પ્રેમીઓમાના જુના છે અને પ્રત્યેક વગ્સે દયાગામભાઈની જયતીઓ ઉજવાય છે, તેમા તેઓ સહર્ષ ભાગ પ્રથમથી જ લેતા આવ્યા છે

વીરૂભાઈ હિરાલાલ બારોટ

---

## કવિશ્રી દયારામભાઇનુ એક પદ—પ્રેમ

જે કોઈ પ્રેમ અશ અવતરે, પ્રેમગ્સ તેના ઉગ્મા ઠરે ટેક૦
સિંહણુ કેરૂ દૂધ હોય તે, સિંહણુ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડી ને નીસરે પ્રેમગ્સ૦ ૧
સક્રગખોગ્નુ સાકગ જીવન, ખગના પ્રાણુ જ હરે,
ક્ષાગ સિંધુનુ માછલડુ જેમ, મીઠા જળમા મરે પ્રેમગ્સ૦ ૨
સોમવેલી ગ્સપાન શુદ્ધ જે, બ્રાહ્મણુ હોય તે કરે,
વગળવ શીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે પ્રેમગ્સ૦ ૩
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલો મુક્તા ફળ, દેખી ચચુ ના ભરે પ્રેમગ્સ૦ ૪
એમ કોટિ સાધને પ્રેમવિના, પુરૂષોત્તમ પૂઠે ના ફરે,
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધગ વર, પ્રેમભક્તિએ વરે પ્રેમગ્સ૦ ૫

## કવિશ્રી દયારામભાઈનું એક પદ

તારો અમુલખ અવસર જાય રે, ગોવિંદ ગારે;
ગોવિંદ ગા ગોપાળ ગા, ગોપીજનવલ્લભ ગારે;
જેને ક્ષણે ક્ષણે હાનિ થાય, ગિરિવરધારી ગારે. ટેક૦

મૂરખ તું સમજે નહીં, આયુષ ઓછું થાય;
જ્યમ સરોવરની માછલી, સમજે નહી સલિલ સુકાય રે. ગો૦ ૧

તેનું તે ભાસે તુંને, ભોર બપોર શરીર;
વહી જાતું જાણે નહીં, જ્યમ નદીઓ કેરૂં નીર રે. ગો૦ ૨

અમુલખ લટકુ લાભનું, ચેત્યા તે પામ્યા પાર;
ચાર દિવસની ચાદની, જાતાં નહિ લાગે વાર રે. ગો૦ ૩

માયાની મધલાળથી, કોણુ ધરાયું તું ધરાશ;
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશ રે. ગો૦ ૪

ડાલાં થોથાં ફૂટતાં, ખૂટયું દીપક તેલ;
મનના મનોરથ રહી જશે, ઓચિંતો તૂટી જાશે ખેલ રે. ગો૦ ૫

માયા મેવો મીઠડો, જ્યમ જ્વર માંહે ઘી જ;
હરિ રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજ રે. ગો૦ ૬

વૈભવ તુજને મૂકશે, કે તું મૂકી જાશ;
એ જૂઠા કેરા સંગથી, તું સાચાં ગોથાં ખાશ રે. ગો૦ ૭

પ્રભુ પાખે હે પ્રાણિયા, કયહુમાં પ્રીત કરીશ;
તારૂં ઢાંકયું અંતર ધીકશે, ટટળીને તલખી મરીશ રે. ગો૦ ૮

અંતે આવી પળ નહિ મળે, જો કરે કોટિ ઉપાય;
વિચાર વિઠ્ઠલ વણુ ભજે, વૃથા વહ્યું સહુ જાય રે. ગો૦ ૯

તને લક્ષ વાતની એક કહું, સમ ખાઈ માબાપ;
દયા નામ શ્રીકૃષ્ણ થકી, સમશે સહુ પરિતાપ રે. ગો૦ ૧૦

સુણંતા રાચું હું મધુર ગરબીઓ રસભરી,
કવણંતા નાચંતી હૃદય-રસરેખા મનહરી!
જયેશા! હે દેવા! જગતજન થાઓ પ્રભુમયા
દયા 'દેવી' હૈયે વહવ-હરિ-દૈવી-વિભુદયા! ૪



પરા પ્રેમ 'શ્રી'ની પ્રકટ રસ-શોભા વ્રજવરા!
સદા 'શ્યામા' દ્વારે રસિકવર રાસોત્સવ વરો.
ભવિષ્યો ભૂતોના ઉભયતર છેડા વિહસજો-
જયા! હે દાનોમાં અભય શરણુ એ વિલસજો. ૫



નિકુંજે લાડીલા! લલિત દિલ લાડે ભિજવતી,
વિતાવું આ લોકે મનુજતન યાત્રા રસવતી.
અહા! એવા આશીઃ વરસ મધુરા ભક્તવર હે!
શતાબ્દીમાળાઓ શત શત નમસ્કાર સરતી ૬



શતાબ્દી શું કોટી વરસ સરતાયે ઝગઝગે;
સુલોકો આલોકે તવ રુચિર ગાથા વ્રજજગે.
વળી ગાશે ગાથા યુગયુગ અહા! નર્મદ નદી,
વહંતી સલ્લીલા સરસ સલિલા નિર્મળ' નદી ૭



## ભક્ત શિરોમણિ કવિ શ્રીદયારામભાઈને
## અંજલિ

અજર અમર તુંજ નામ

દયારામ !

અજર અમર તુજ નામ

રેવા તીરે બંસી છેડી. ગાયાં ગીત અનેક;
પ્રેમ ભક્તિના પુનિત પૂજારી ! સાચી તારી ટેક.

દયારામ !

દર્ભાવતીને દ્વારે તેં તો, દાખવ્યો પુણ્યપ્રભાવ;
જીવનકવનમાં કવિવર ! ઝીલ્યો, અનુપમ ગોપીભાવ.

દયારામ !

માર્દવભીની પ્રેમ-ઝરંતી, ગરબીના ગાનાર;
તંબૂરામાં છાડ્યા તેં તો, રણઝણતા ઉરતાર.

દયારામ !

ગુર્જરગિરા ગીતનિકુંજે, રાચે ઉરઉલ્લાસ;
અંજલી આપું અંતર કેરી, રસના પ્રેરજે રાસ

દયારામ !

મૂળજીભાઈ પી. શાહ
અમદાવાદ

શ્રીકૃષ્ણ: ।।




## પૂર્વાર્ધ


| વિષય | | | પાનું |
|---|---|---|---|
| ૧. અર્પણ | ... | .. | ૩ |
| ૨ મંગળાચરણ | ... | ... | ૪ |
| ૩ ભાવાંજલિઓ | | | |
| અ દેવીશ્રી કુમારી નિર્મળાદેવી | ... | ... | ૬ |
| બ મૂળજીભાઈ પી શાહ | ... | ... | ૮ |
| ૪ અનુક્રમણિકા | ... | ... | ૧ |
| ૫ ચિત્રોની સૂચિ | ... | .. | ,, |
| ૬ શુદ્ધિપત્રક | ... | ... | ,, |
| ૭ આમુખ ( શ્રીગોવિન્દલાલ હ ભટ્ટ ) | | ... | ૯ |
| ૮. પ્રાક્ કથન ( શ્રીજેઠાલાલ ગો. શાહ) | | ... | ૧૩ |
| ૯. લેખકનુ જીવનચરિત્ર | ... | ... | — |
| ૧૦. શ્રીદયારામભાઈની પ્રેમભક્તિ (શ્રીમંગળદાસ જ. ગોરધનદાસ) | | | ૨૫ |
| ૧૧ શ્રીદયારામભાઈને અંજલિ (ડૉ મંજુલાલ મજમુદાર) | | | ૩૩ |
| ૧૨ પ્રકાશકનું નિવેદન | ... | ... | ૪૪ |
| ( શ્રીનારાયણદાસ પ. શાહ ) | ... | ... | — |
| ૧૩ પ્રકાશકનુ જીવનચરિત્ર | ... | ... | — |
| ૧૪. "પ્રભુનો વસવાટ" કવિશ્રીનુ એકપદ | | ... | — |

## પૂર્વાર્ધ : ગ્રંથ વિભાગ ૧

પ્રકરણ પાનું


| | |
|---|---|
| ૧. ધૂળધોયાની નજરે યાને ભૂતકાળના વિવેચકો ... | ૧ |
| ૨. ઇતિહાસની આરસીમાં ... ... | ૯ |
| ૩. ચંદીપુરીનો કવિચંદ્ર ... ... | ૨૨ |
| ૪. ચંડીપુરીની ગોદમાં ... ... | ૨૬ |
| ૫. સંસાર યાત્રિકનો ભોમિયો – ઇચ્છારામ ભટ્ટજી ... | ૫૯ |
| ૬. જીવન વિકાસના પગથિયે ... ... | ૭૪ |
| ૭ દયારામભાઈ ઉપદેશક તરીકે ... ... | ૧૦૩ |
| ૮. ફિલસૂફ તરીકે દયારામભાઈ ... ... | ૧૩૧ |
| ૯. ભક્તિ સિદ્ધાંતના પ્રચારક તરીકે દયારામભાઈ ... | ૧૪૭ |
| ૧૦. પ્રેમરસના મીમાંસક – દયારામભાઈ ... | ૧૬૨ |
| ૨૧. ગોપી દયારામ ... ... | ૧૭૯ |
| ૧૨. " વૈરાગ્ય "ના કવિ – દયારામ ... ... | ૧૮૭ |
| ૧૩. જીવન પરાગ ... ... | ૨૦૬ |
| ૧૪. તપોવનનો સાથી ... ... | ૨૮૯ |
| ૧૫. દિવ્ય ધામ તરફ પ્રયાણ ... ... | ૩૦૫ |
| ૧૬. આવરણ ભંગ ... ... | ૩૧૯ |
| ૧૭. દયારામભાઈની કાવ્યવાડીનું વિહંગાવલોકન ... | ૩૨૭ |


## ગ્રંથ વિભાગ ૨ : ઉત્તરાર્ધ

પરિશિષ્ટો પાનું


| | |
|---|---|
| ૧. દયારામભાઈનું વંશવૃક્ષ ... ... | ૨ |
| ૨. દયારામભાઈના સદ્ગુરુ શ્રીવલ્લભલાલજી મહારાજનું વંશવૃક્ષ | ૩ |

૪ શ્રીદયારામભાઈના ગ્રંથોની યાદી ( વર્ગીકરણ સહિત ) —
૫. શ્રી દયારામભાઈના ગ્રંથોનું વર્ગીકરણ ( વય પ્રમાણે ) ૨૭
૬. શ્રી દયારામભાઈના ગ્રંથોનું વર્ગીકરણ ( વિષયની દૃષ્ટિએ ) ૩૧
૭. કવિ શ્રીદયારામભાઈ ઉપર આવેલા કેટલાક પત્રો —
૮. કવિશ્રી દયારામભાઈનું મૃત્યુપત્ર (વીલ) ... ૫૦
૯. ભકતકવિશ્રી દયારામભાઈનું ગદ્ય લખાણ ... ૫૩
૧૦. શ્રી મૂલચંદ તેલીવાળાનો લેખ ... ... ૬૦
૧૧. સ્વ. કવિ નર્મદાશંકરના, દયારામભાઈ વિષેના
નર્મગદ્યના લેખની અલ્પ સમીક્ષા... ... ૭૭
૧૨. ભક્ત કવિશ્રી દયારામાભાઈકૃત અપ્રસિદ્ધ ગ્રંથ
( અનુભવ મંજરી ) . ... ... ૮૮
૧૩. ભકત કવિશ્રી દયારામભાઈનું જીવનદર્શન ... ૯૧
સંવત/ તિથિ/ કાર્ય/ સ્થળ/ વય/.
૧૪. શ્રી દયારામભાઈના વાજિંત્રોની યાદી ... ૯૪
શ્રી દયારામભાઈના સ્મરણો
શ્રી દયારામભાઈને ભાવાંજલિઓ
(અ) નિ. લી. ગો. શ્રી વ્રજનાથલાલજી
(બ) મુખિયાજી ભાઈલાલ છગનલાલ વ્યાસ
૧૫. કવિશ્રીનો જીવન સંદેશ ... ... ૯૭
૧૬. શ્રી દયારામકૃત પ્રશ્નોતરમાળા ... ... ૧૦૫
૧૭. સાક્ષર શ્રીગોવર્ધનરામની ભાવાંજલિ ( અંગ્રેજી ) ... ૧૦૮
૧૮ સાહિત્ય પ્રેમીઓને નમ્ર વિનતિ ( પ્રકાશક ) ... ૧૦૯
૧૯. કવિશ્રીનું ડભોઈમા સ્મારકની વિગત ... ૧૧૧
( શ્રી ગોવિંદલાલ છો. પરીખ )
૨૦. આ પુસ્તકના લેખન અંગે જોયેલાં પુસ્તકોની યાદી ૧૧૫

૧૯ ( પાછળ ) શ્રીકવિશ્રીના શિષ્યપુત્ર છોટાલાલ
ઉર્ફે નાથજીભાઈ ગિરિજાશંકર
૨૦ શ્રીકવિશ્રીના પટ્ટશિષ્યના પુત્ર શ્રીહિંમતલાલ ર
જોશી અને શ્રીછગનલાલ હિં જોશી
૨૧ ( પાછળ ) શ્રીજીવનલાલ છગનલાલ જોશી
૨૨ શ્રીદયારામભાઈના અને ગુરુદેવ ગો શ્રીવલ્લભલાલજી મહારાજ
૨૩ ( પાછળ ) ( અ ) વસિયતનામાની નકલના આરંભના હસ્તાક્ષર
( બ ) શ્રીદયારામભાઈના વીલના હસ્તાક્ષર
૨૪ કવિશ્રીના ગુરુદેવ ગો શ્રીવલ્લભલાલજી મહારાજની
ગોદે પધારેલા શ્રીગિરધરરાયજી મહારાજ
૨૫ ( પાછળ ) કવિશ્રીના લઘુ સમવયસ્ક પ્રેરણા ગુરુ
શ્રી ગો શ્રીટોટાજી મહારાજ ( રાજનગર )
૨૬ -વિશ્રી દયારામભાઈનું નવું સ્મારક ભવન ( ડભોઈ )
ળ ) કવિશ્રી દયારામભાઈ મંદિર સનાતન ધર્મ પુસ્તકાલય
`નાલ છોટાલાલ વકીલ વાડિયાવાળા ( ડભોઈ )
.ભાઈ પરમાનંદદાસ શાહ પ્રકાશના
સહિત ( ડભોઈ )
નનાન રાવળ દયારામભાઈના

ચીમનલાલ છો દેસાઈ ( ડભોઈ )
નરોત્તમ હરિકૃષ્ણ શાસ્ત્રી
પ્રબોધપટ (રમતાની જ્ઞાનવાડી)

# આ ગ્રંથમાં આવતા ચિત્રજી અને ચિત્રોની સૂચિ


૧. શ્રીનાથજી
૨. શ્રીમદ્ વલ્લભાચાર્યજી
૩. ભક્તકવિ શ્રીદયારામભાઈ ( ત્રિરંગી ચિત્ર )
૪ (પાછળ) કવિવર શ્રીદયારામભાઈના સંસ્કૃત હસ્તાક્ષર
૫. આ ગ્રંથના લેખક શ્રીજેઠાલાલ ગો. શાહનુ ચિત્ર
૬. આ ગ્રંથના પ્રકાશક શ્રીનારાયણદાસ પરમાનંદદાસ શાહ
૭ (પાછળ) પ્રકાશક શ્રીનારાયણદાસના ધર્મપત્ની શ્રીકમળાબાઈ
૮. ભક્ત કવિશ્રી દયારામભાઈ વ્રજભૂમિમાં
૯. (પાછળ) શ્રીદયારામભાઈના તત્ત્વજ્ઞાનના ગ્રંથ ' રસિક વલ્લભ 'ના
પહેલા પાનાના હસ્તાક્ષર
૧૦ ભક્ત કવિશ્રી દયારામભાઈનુ ચાણોદનું પુરાતન મકાન
૧૧. ( પાછળ ) સ્વ. સાક્ષર શ્રીજગજીવનદાસ દયાળજી મોદી
૧૨. શ્રીઇચ્છારામ ભટ્ટજી ડાકોરવાલા
૧૩. (પાછળ) અ. ગો. મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા
બ. શ્રીદયારામની સહી
૧૪. ભક્ત કવિશ્રી દયારામભાઈનું સ્મારક મંદિર (ડભોઈ)
( બહારનો ભાગ )
૧૫ ( પાછળ ) શ્રીદયારામભાઈનું સ્મારક મંદિર ( અંદરનો ભાગ )
ગ્રંથોના બંડલ તેમજ તંબૂરાનો ફોટો
૧૬. કવિશ્રી દયારામ બાલપુસ્તકાલય તથા
તેની સામે એમની પ્રતિમા
૧૭. ( પાછળ ) શ્રીદયારામભાઈએ ઉત્તરાવસ્થામાં શ્રીસખીદાસ સાંધીના
મકાનમાં નિવાસ કર્યો તે મકાન
૧૮. કવિશ્રીના પરશિષ્યો શ્રી [illegible]

૧૯. ( પાછળ ) શ્રીકવિશ્રીના શિષ્યપુત્ર છોટાલાલ
ઉર્ફે નાથજીભાઈ ગિરિજાશંકર

૨૦. શ્રીકવિશ્રીના પટ્ટશિષ્યના પુત્ર શ્રીહિંમતલાલ ર
જોશી અને શ્રીછગનલાલ હિં. જોશી

૨૧. ( પાછળ ) શ્રીજીવનલાલ છગનલાલ જોશી

૨૨. શ્રીદયારામભાઈના અને ગુરુદેવ ગો. શ્રીવલ્લભલાલજી મહારાજ

૨૩. ( પાછળ ) ( અ ) વસિયતનામાની નકલના આરંભના હસ્તાક્ષર
( બ ) શ્રીદયારામભાઈના વીલના હસ્તાક્ષર

૨૪. કવિશ્રીના ગુરુદેવ ગો શ્રીવલ્લભલાલજી મહારાજની
ગોદે પધારેલા શ્રીત્રીકમરાયજી મહારાજ

૨૫ ( પાછળ ) કવિશ્રીના લઘુ વયવયસ્ક પ્રેરણા ગુરુ
શ્રી ગો. શ્રીછોટાજી મહારાજ ( રાજનગર )

૨૬. કવિશ્રી દયારામભાઈનું નવું સ્મારક ભવન (ડભોઈ)

૨૭. ( પાછળ ) કવિશ્રી દયારામભાઈ મંદિર સનાતન ધર્મ પુસ્તકાલય

૨૮. શ્રીગોવિંદલાલ છોટાલાલ વકીલ વાડિયાવાળા ( ડભોઈ )

૨૯. ( પાછળ ) શ્રીસુખભાઈ પરમાનંદદાસ શાહ પ્રકાશકના
મોટાભાઈ જીવનચરિત્ર સહિત ( ડભોઈ )

૩૦. સાક્ષર શ્રીશંકરપ્રસાદ છગનલાલ રાવળ દયારામભાઈના
જીવનચરિત્રના લેખક

૩૧. ( પાછળ ) ( અ ) સદ્‌ગત શ્રીચીમનલાલ છો. દેસાઈ ( ડભોઈ )
( બ ) ગો. વા. શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

૩૨. ભક્તકવિ શ્રીદયારામભાઈ વિરચિત પ્રબોધપટ (રમવાની જ્ઞાનબાજી)



## દયારામભાઈની રામાયણની લાવણી

રામ હી લછમનકા જોડા, લંકાગઢ ઈનને હી તોડા.
લાગ હૈ બનમાંહી લાગા, સીતાકુ રાવણ લે ભાગા.
અરાડે પદ્મ દલ મિલા, તોડના કંચનકા કિલ્લા.
સરેદો સાગરને સાધ્યા, કેતુ સબ સિંધુકે બાંધ્યા.
કીયા સબ રસ્તાહી સુધર્યા, કુંદનકે અંદર સબ ઉતર્યા.
ચલિત વહા બાણ અસ્ત્રધારા, દૈત્ય વહા અસંખ્ય હી માર્યા.
રણમેં ઈંદ્રજીત કડકા, બુડા થા રાવણકા લડકા.
ઉસીકો લછમણને માર્યા, ચલિત વહા શોણિતકી ધારા.
વીર સંગ્રામ હુવા ઘાડા, જીતકા નિશાન હી ધાર્યા.
તુમેરૂ શીશ રહિત ડોલ્યા, કે બનમેં હી રાવણ રોય્યા.
રણમેં રાવણહી રોય્યા, સીતાકા બિજોગ હી તોડ્યા.
કરમ તો રાવણકા ફૂટયાં, ચૂડા નવ લાખોકા તૂટયા.
'દયા' તું તેરા હી કરના, માગું મેં રામશરણ પડનાજી.



## સત્સંગનું પદ

સુખ કહ્યાં ન જાય સત્સંગનાં રે, અંગ આઠે શીતલ થાયે સુખ.
સુખ બ્રહ્મલોકથી ભારે ગણાયે રે, વૈકુંઠથી વધતાં જાય.
સુખ ઇંદ્રપુરીથી અધિક છે રે, એના વેદ કરે છે વખાણ.
આશા-તૃષ્ણા-નિંદા ને ઈર્ષા રે, સતસંગ કરે અળગાં થાય.
એવાં અડસઠ તીર્થ ઘરને આંગણે રે, જ્યાં હરિજન હરિગુણ ગાય.
રાજા રહુગણ અને ભરતજી, ભેટ્યારે, એક પળમા પૂર્ણ ગતિ થાય.
વશિષ્ટ મુનિ વિશ્વામિત્રને સમાગમ થયો રે, સુખ શેશથી ત્રાજવે તોળાય.
સુખ ગોપી ને જનને મળ્યાં ઘણાં રે, એમણે ભક્તિ કરી છે દિવસ રાત.
'દયો' દાસ કહે છે સતસંગ કરે, રે તેના જન્મમરણ દુઃખ જાય.

# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| પ્રસ્તાવના | | | |
| ૨૮ | ૧૭ | દાધે | લાધે |
| ૧ | ૧૧ | રાજકિય | રાજકીય |
| ૨ | ૭ | થનર | થનાર |
| ૩ | ૧૧ | પરિશિષ્ટ એમાં | પરિશિષ્ટમાં |
| ,, | ૨૭ | સુધારા | સુધારાના |
| ૭ | ૧૨ | પિતાંવરી | પિતાંબર |
| ૭ | ૨૨ | કાવ્યો. | કાવ્યો |
| ૧૩ | ૧૪ | તેજ તેમના | તેમનાં |
| ,, | ૨૮ | ન હોની | નહોની |
| ,, | ૨૯ | નાતિ | નીતિ |
| ૧૪ | ૪ | પૂજ્ન | પ્રજ્ન |
| ૧૫ | ૭ | નખશિખા | નખશિખ |
| ૧૫ | ૧૧ | ઓઢેથી | ઓઢે છે |
| ૨૬ | ફૂટનોટ | કરલી | કરેલો |
| ૨૭ | ૨૧ | કલેશ કુડાર | કલેશ કુડાર |
| ૨૮ | ૯ | તણાદાસનો | તણા દાસનો |
| ૪૮ | ૧૫ | આકર્ષાઈ | આકર્ષાતાં |
| ૪૮ | ૧૮ | હતાં | હતા |
| ૫૦ | ૧૬ | મનમથ | મન્મથ |
| ૫૧ | ૨૦ | દયારામને | દયારામ |
| ૫૪ | ૧૦ | મહોદધિતરી જાય છે | મહોદધિ તરી જાય છે |
| ૫૫ | ૧૪ | સાચોદરા | સાકોદરા |
| ૫૮ | ૧૧ | જીવનપાથય | જીવનપાથેય |
| ૧૧૩ | ૨ | ગર્ભના | ગર્ભની |
| ૧૨૧ | ૮ | કર્મથી | કર્મજી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૮ | ૬ | પાન | પાત |
| ,, | ૮ | લક્ષ | લક્ષ્ય |
| ૧૩૧ | (છેલ્લી લીટી) | કયા | કર્યા |
| ૧૫૨ | ,, | આ પ્રમાણે વાક્ય વાંચો | |

ભક્તિની વ્યાખ્યા . ...શાંડિલ્ય ભક્તિસૂત્રમા
એમ બે સ્થળે આપેલી છે આ બને વ્યાખ્યાઓમાં થોડોક ફેર છે

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૯ | લીટી ૧૭ | વ્યતેત્ | યતેત |
| ૨૩૭ | ૧૯ | ચુ સારો | ચુ |
| ૨૮૯ | ૧ | તપોપનનો સાવી | તપોવનના સાથી |
| ૩૧૭ | ૩ | મહાસુદ-૧૪ | મહાવદ-૫ |
| ,, | ૪ | ડભોઈના મનાપૂર ચકલાથી | ડભોઈના ઝાંગેલાવાગાથી |
| ૩૨૯ | મથાળુ | કાલ્યવાડી | કાવ્યવાડી |

પરિશિષ્ટો પૃ-૨ પરિશિષ્ટ-૨ પ્રભુરામ પછી દયારામભાઈ વાંચવું

| પરિશિષ્ટ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | | ૨૧ | ભાડુ | બાડુ |
| ,, | ૪૨ | ૮ | વિચારનો લોલ | વિચારજો રે લોલ |
| | | ૧૭ | દૈ નથી | દૈન્યથી |
| | | ૨૫ | સદોપં | સદોપ |
| | | ૨૬ | સવગુણ | સર્વગુણ |
| | | ૪૩ | છોછો | ઓછો |
| ૬ | ૪૭ | ૬ | जीवनार | जीवकोर |
| | ૪૮ | ૧૪ | श्रीसगरम | श्रीसमरण |
| ૮ | ૫૦ | ૧૭ | ઉત્તરક્રીયાન | ઉત્તરક્રિયાના |
| ૯ | ૫૩ | છેલ્લી | अभ्यासेन हि | अभ्यासे न तु |
| ૧૨ | ૮૫ | ૧૨ | વાંચવા પડે કે | વાચવા મળે છે. |
| ૧૨ | ૮૭ | ૧૯ | ઈત્યા દિકપય | ઇત્યાદિક પર |
| ૧૨ | ૮૮ | ૧૬ | અધરામૃત આવી | અધરામૃત આપી |
| ૧૨ | ૯૦ | ૧૨ | હું જ કામ | હું ન કામ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૮ | ૬ | પાન | પાત |
| ,, | ૮ | લઘ્ | લચ્છ |
| ૧૩૧ | (છેલ્લી લીટી) | કયા | કર્યા |
| ૧૫૨ | ,, | આ પ્રમાણે વાક્ય વાંચો | |

ભક્તિની વ્યાખ્યા.. ..શાંડિલ્ય ભક્તિસૂત્રમાં

એમ બે સ્થળે આપેલી છે આ બન્ને વ્યાખ્યાઓમાં થોડોક ફેર છે.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૯ લીટી ૧૭ | | વ્યતેત્ | यतेत |
| ૨૩૭ | ૧૯ | ચુ સાગ | ચું |
| ૨૮૯ | ૧ | તપોપનનો સાથી | તપોવનના સાથી |
| ૩૧૭ | ૩ | મહાસુદ-૧૪ | મહાવદ-૫ |
| ,, | ૪ | ડભોઈના મનાપૂર ચકલાથી | ડભોઈના ઝાંગલાવાગાથી |
| ૩૨૯ | મથાળુ | કાવ્યવાડી | કાવ્યવાડી |

**પરિશિષ્ટો પૃ-૨ પરિશિષ્ટ-૧ પ્રભુરામ પછી દયારામભાઈ વાંચવું**

| પરિશિષ્ટ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૭ | | ૨૧ | બહુ | બહુ |
| ,, | ૪૨ | ૮ | વિચારનો લોલ | વિચારજો રે લોલ |
| | | ૧૭ | દૈ નથી | દૈન્યથી |
| | | ૨૫ | સદોષ | સદોષ |
| | | ૨૬ | સવગુણ | સર્વગુણ |
| | | ૪૩ | છોછો | ઓછો |
| ૬ | ૪૭ | ૬ | જીવકાર | જીવકોર |
| | ૪૮ | ૧૪ | श्रीसगरम | श्रीसमण |
| ૮ | ૫૦ | ૧૭ | ઉત્તરક્રીયાન | ઉત્તરક્રિયાના |
| ૯ | ૫૩ | છેલ્લી | अभ्यासेत्र हि | अभ्यासे न तु |
| ૧૨ | ૮૫ | ૧૨ | વાંચવા પડે છે. | વાંચવા મળે છે. |
| ૧૨ | ૮૭ | ૧૯ | ઇત્યા દિકપય | ઇત્યાદિક પર |
| ૧૨ | ૮૮ | ૧૬ | અધરામૃત આવી | અધરામૃત આપી |
| ૧૨ | ૯૦ | ૧૨ | હું જ કામ | હું ન કામ |

श्रीगीतगोविंदकविर्नमस्तु ॥४॥ इत्थं के
लितती विहृत्य यमुनाकूले समं राधया तद्रो
मावलिमौक्तिकावलियुगे वेणीभ्रमं बिभ्र
ती ॥ तत्राह्लादिकुचप्रयागफलयोर्लिप्सा
वतोर्हस्तयोर्व्यापाराः पुरुषोत्तमस्य ददतु
स्फीतां मुदं संपदं ॥५॥ इति श्रीगीतगोविं
दे जयदेवकृतौ स्वाधीनभर्तृकावर्णने सान
पीतांबरो नाम द्वादशः सर्गः ॥ संवत १८
५८ वर्षे फाल्गुन सुदी १३ ॥ सोमवारे श्रीभृगु
कच्छमध्ये चंडीग्रामवास्तव्य भट्ट प्रभुरामात्म
ज दयाशंकरेण लिखितं श्रीगीतगोविंदा [illegible]

શ્રી દયારામભાઈના હસ્તાક્ષરમાં 'ગીત ગોવિંદ'ની ભરૂચમાં ઉતારેલી પ્રત.

# આમુખ

ભક્તિ કવિશ્રી દયારામભાઈ ઓગણીસમા શતકના ગુજરાતના મહાન્ જ્યોતિર્ધર છે. ભારતની અનેક ભાષાના આ અભ્યાસીએ ગુજરાતી સાહિત્યને અતિસમૃદ્ધ બનાવ્યું છે એટલું જ નહિ પણ શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગનો ગુજરાતમાં ઘેરે ઘેર સારો પ્રચાર કર્યો છે, અને અધિકારી જીવોને દિવ્ય જીવનનો આનન્દ લેવાનું સાધન આપ્યું છે. વેદાન્તની ભિન્ન ભિન્ન શાખાઓનો તલસ્પર્શી અભ્યાસ કર્યા પછી શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગનો કવિશ્રીએ અભ્યાસ કર્યો, લોકભોગ્ય ગુજરાતી ભાષામાં અનેક ગ્રન્થો, કાવ્યો, ગરબીઓ વગેરે રચી રસાત્મક ભગવાનની સેવામાં, કથામાં અને કીર્તનમાં સમગ્ર જીવન ગાળ્યું અને જગતને દિવ્ય જીવનનો આદર્શ આપ્યો. શુદ્ધાદ્વૈત વેદાન્તના આકર ગ્રન્થોને કવિશ્રીએ બરોબર પચાવ્યા પછી ગુજરાતી ભાષામાં તે વસ્તુ સુંદર રીતે પ્રકટ કરી એ તેમની અપૂર્વ સિદ્ધિ છે. જેમ કવિ અખાએ ગુજરાતમા કેવલાદ્વૈતનો પ્રચાર કર્યો તેમ દયારામભાઈએ શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગનો પ્રચાર કર્યો છે. તેને પરિણામે આજે બૃહદ્ ગુજરાતમાં પુષ્ટિમાર્ગ જીવતો રહ્યો છે. આ દૃષ્ટિએ દયારામભાઇ ગુજરાતી સાહિત્યના અને પુષ્ટિમાર્ગના ઇતિહાસમા વિશિષ્ટ સ્થાન ભોગવે છે.

તૈત્તિરીય ઉપનિષદે રસાત્મક બ્રહ્મનો જે ઉપદેશ આપેલો છે તેના આધારે જ શ્રીવલ્લભાચાર્યે ભગવાનના રસાત્મક સ્વરૂપની ભાવના, તે સ્વરૂપની સેવા અને કથા, અને તે દ્વારા સિદ્ધ થતા મનુષ્યના દિવ્ય-ભગવન્મય જીવનનો આદર્શ જગત્ આગળ મૂક્યો છે. આ મહાન્ આદર્શ ભગવાનના અનુગ્રહથી અનેક દિવ્ય જીવોએ પોતાના જીવનમાં ઊતાર્યો છે અને જીવન પર્યન્ત ભગવદાનન્દનુ અનુપમ સુખ ભોગવ્યું છે. સુરદાસ જેવા 'અષ્ટસખા' કવિઓએ તથા ચોરાશી અને બંસોબાવન વૈષ્ણવોએ પોતાના જીવનમા જ અહર્નિશ ભગવદ્રસનુ પાન કર્યું છે એમ ઇતિહાસ

કહ્યું છે. वाणी गुणानुकथने श्रवणौ कथायाम् એ ભાગવતના શ્લોકમાં મનુષ્ય જીવનનો જે આદર્શ આપવામાં આવેલો છે તે જ આદર્શ પુષ્ટિ સમ્પ્રદાયના અસંખ્ય ભક્તજનોના જીવનમાં મૂર્તરૂપે પ્રકટ થયેલો છે. ભક્ત કવિશ્રી દયારામભાઈ આ આદર્શ કોટિના વૈષ્ણવ છે.

ભગવાનના રસાત્મક સ્વરૂપને અને રસિક ભક્તોના સ્વરૂપને સમજવાને માટે વિશિષ્ટ શક્તિની અપેક્ષા રહેલી છે. સામાન્ય લોકો રસનુ શુદ્ધ સ્વરૂપ સમજી શકતા નથી. તેથી તેમને ભગવાનની રસાત્મક સેવામા અને ભગવાનના ભક્તના જીવનમા રહેલું રહસ્ય સમજાતુ નથી, એટલું જ નહિ પણ તેમા તેમને સ્થૂલ કામની ગંધ જણાય છે. તેને પરિણામે રસાત્મક સેવાની અને રસિક ભક્તની ઘણી નિન્દા થાય છે ભક્ત કવિશ્રી દયારામભાઈ પણ નિન્દા પ્રહારોમાથી બચી શક્યા નહિ!

अक्षण्वतां फलमिदं न परं विदामः એ ભાગવતના શ્લોકમા ભગવાનના સાક્ષાત્કારનો આદર્શ આપવામા આવેલો છે. જ્ઞાની, યોગી અને ભક્ત પોતપોતાની રીતે બ્રહ્મનો, ભગવાનનો સાક્ષાત્કાર કરે છે. અનુભવવાદ ( Mysticism )માં આ પ્રકારનો સાક્ષાત્કાર જ હોય છે. ભક્ત કવિઓએ, સૂફી ભક્તોએ પ્રભુના સાક્ષાત્કારમાં થતા અનુભવોને મનોહર કાવ્યોમાં વર્ણવેલો છે અને તે પ્રકારનું સાહિત્ય આજે પણ પ્રશંસનીય ગણાય છે. સ્થૂલ દૃષ્ટિએ જોનાર માણસ આ ભવ્ય આદર્શને ન્યાય આપી શકતો નથી. ભક્ત અને ભગવાનનો સબંધ બહુ જ ગાઢ બને છે એ તત્ત્વ સમજાવવાને માટે ભાગવતે પતિ (ભગવાન્) અને પત્ની [સર્વ જીવો] એ કલ્પના જગત આગળ મૂકી છે અને ગોપીજનોનું દષ્ટાન્ત આપ્યુ છે. ઉપનિષદે પણ બ્રહ્મની સાથે મળી જવાની વાતને આ પ્રકારે જ સમજાવી છે. આ બધી કલ્પનાઓનું તાત્પર્ય અમુક સિદ્ધાંત સમજાવવામાં રહેલું હોય છે. કાર્ડીનલ ન્યૂમેન જેવા આધુનિક વિચારકો પણ કહે છે કે દરેક પુરુષમાં થોડું ઘણું પણ સ્ત્રી–તત્ત્વ રહેલું છે. रसिकाः कामवर्जिताः એ શ્રીવલ્લભાચાર્યનો સિદ્ધાંત છે. કલ્પનાને વાસ્તવિક માનવાની હોતી નથી. વસ્તુતઃ ભાવ જ મુખ્ય છે અને ભાવ ભાવનાથી જ સિદ્ધ થાય છે.

ભક્ત કવિશ્રી દયારામભાઈના સમાગમમાં ઘણા વૈષ્ણવો આવ્યા અને તેમનું જીવન દિવ્ય પથે વળ્યું. આજે પણ તેમના અનુયાયીઓ તેમના કાવ્યોનો પુણ્ય પાઠ કરી ભગવદાનન્દ મેળવે છે. કવિશ્રી ઉપર લોકોએ આક્ષેપો કર્યા, પણ તેઓ ભગવન્માર્ગથી ભ્રષ્ટ ન થયા. તેમના જીવન વિષે એક બે સપ્રમાણ ગ્રન્થો લખ્યા અને લોકોનુ અજ્ઞાન દૂર થવા માડ્યું. તે ગ્રન્થો ઘણા વખતથી મળતા ન હતા એટલે અભ્યાસકોને ઘણી મુશ્કેલી પડતી હતી. સદ્‌ભાગ્યે 'દયારામભાઈનું આંતર જીવન' એ ગ્રંથના વિદ્વાન લેખક અને મારા પરમ સ્નેહી પ્રિ. જેઠાલાલભાઈએ આ વિસ્તૃત અને સપ્રમાણ ગ્રથ લખ્યો. અધિકારી વિદ્વાનને હાથે લખાયેલા આ ગ્રથને આવકાર આપતાં મને સ્વાભાવિક રીતે ઘણો આનન્દ થાય છે.

પ્રિ જેઠાલાલભાઈએ શ્રીદયારામભાઈ વિષેની બધી મ હકીકત આ ગ્રથમાં લીધેલી છે. ભૂતકાળના વિવેચકોએ વિષયની પૂર્વપીઠિકા રચી હતી. તેમણે કવિશ્રીના જન્મથી આરંભી ગોલોકવાસ પર્યન્તના બધા ય જીવન પ્રસંગો મનોહર શૈલીમાં વર્ણવ્યા છે અને પ્રસંગોપાત યોગ્ય અવતરણો પણ આપ્યાં છે. કવિશ્રીનો ચાણોદમાં જન્મ; ઇચ્છારામ ભટ્ટજી સાથેનો તેમનો સમાગમ; જ્ઞાન, ભક્તિ અને પ્રેમ એ ત્રિવેણીમાં સ્નાન; ઉપદેશ, સાહિત્ય નિર્માણ, જીવનપરાગ, તપોવનમાં નિવાસ ઈત્યાદિ વિષયોની વિસ્તૃત અને સમીક્ષિત ચર્ચા ઘણી રસપ્રદ છે. કવિશ્રી વિષે જે અજ્ઞાન પ્રવર્તેલું હતું તેને દૂર કરવા 'આવરણ ભંગ' નામનુ પ્રકરણ વિદ્વાન લેખકની ચિકિત્સક બુદ્ધિનો સારો પરિચય કરાવે છે. કવિશ્રીના બધા ગ્રથોની ચર્ચા 'કાવ્યવાડીનુ વિહંગાવલોકન' એ નામના પ્રકરણમા કરવામા આવેલી છે ચર્ચામાં જે સમતોલપણુ જોવામાં આવે છે તે ખરેખર પ્રશસનીય છે.

ગ્રંથને અતે જે પરિશિષ્ટો આપવામાં આવેલાં છે તેમા કવિશ્રી વિષે બહુ મહત્ત્વની બાબતો આપવામાં આવેલી છે. કવિશ્રીનું વશવૃક્ષ,

ગુરુદેવનુ વંશવૃક્ષ, કવિશ્રીના જન્માક્ષર, તેમના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ લેખોની યાદી, અન્ય કવિઓ સાથેનો પત્રવ્યવહાર, મૃત્યુપત્ર, સ્મારક વાજિંત્રો, અનુભવ મંજરી, સાક્ષરોના અભિપ્રાયો, કવિશ્રીનું કાલક્રમાનુસાર જીવનદર્શન ઇત્યાદિ વિષયોને લીધે આ પરિશિષ્ટો મૂળ ગ્રંથના ગૌરવમાં વાસ્તવિક વૃદ્ધિ કરે છે. આખો ગ્રંથ શ્રીદયારામભાઈ વિષેની બધી ય હકીકત આપે છે, એટલે આ એક જ ગ્રંથથી અભ્યાસકોને અને વૈષ્ણવોને પૂર્ણ સંતોષ થશે એમા શંકા નથી વસ્તુતઃ આ ગ્રંથને 'દયારામ કોશ' કહીએ તો ખોટુ નથી

આવો ઉત્તમ ગ્રંથ રચીને પ્રિ જેઠાલાલભાઈએ જે સેવા કરી છે તેને માટે ગુજરાતી સાહિત્યના અભ્યાસકો અને વૈષ્ણવો જેટલો આભાર માને તેટલો ઓછો છે દયારામભાઈના ગ્રંથોને પ્રકટ કરવાનુ આજીવન વ્રત પાળનાર ડભોઈવાળા પરમ ભગવદીય શ્રીનારણદાસ પરમાનન્દદાસે આજના કઠિન સમયમા આ મહાન ગ્રંથ જે પ્રકટ કર્યો છે તેને માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. વૃદ્ધાવસ્થા હોવા છતા તેમનામા શ્રીદયારામભાઈના બધા ગ્રંથો અને તે વિષેનું સાહિત્ય પ્રકટ કરવાનો જે અદમ્ય ઉત્સાહ જોવામા આવે છે તે તો યુવાનોને પણ શરમાવે એવો છે. તેઓ પૂર્ણ આયુષ્ય ભોગવે અને કવિશ્રીના બધા અપ્રસિદ્ધ ગ્રંથો પ્રકટ કરે, વૈષ્ણવો તેમને આ કાર્યમા આર્થિક સહાય કરે એવી મારી પ્રભુ પ્રતિ પ્રાર્થના છે

"શાકુન્તલ,"
ખારીવાવ રોડ, વડોદરા.
ચૈત્ર શુકલ પ્રતિપદા સંવત ૨૦૧૯
તા ૨૬-૩-૧૯૬૩.

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

# પ્રાક્-કથન

એવો એક શિરસ્તો પડ્યો છે કે લેખકે પોતાના પ્રસિદ્ધ કરવામાં આવનાર પુસ્તકમાં કંઈક તેના વિષે લખવું જોઈએ. હું પણ તેથી જ આ પ્રાક્કથન લખવા પ્રેરાયો છું. કવિશ્રી વિષે જે લખવાનું છે તે પુસ્તકમાં જણાવ્યું છે. તેથી અહીંઆં ખાસ વક્તવ્ય નથી. છતાં આ પુસ્તકના ઉદ્દેશ વિષે થોડુંક સ્પષ્ટીકરણ કરવું જોઈએ.

આ પુસ્તક ગુજરાતના ભક્તકવિ દયારામભાઈના જીવનચરિત્રને લગતું છે. તેનો મુખ્ય ઉદ્દેશ તેમના જીવનના પ્રસગો આલેખીને, તેમના સમસ્તજીવનનાં આધ્યાત્મિક વિકાસની રૂપરેખા દર્શાવવા પૂરતો છે. પણ સાથે સાથે તેમની કવિતામાં પણ તેમના હૃદયનું પ્રતિબિંબ કેવી રીતે પડ્યું હતું તે પણ જણાવવાનો છે. સાહિત્યની દષ્ટિએ તેમની કવિતાની મીમાંસા સ્વતંત્ર ગ્રંથરૂપે જ થઈ શકે. છતાં એક પ્રકરણમાં તેનો પણ અલ્પનિર્દેશ કર્યો છે.

દયારામભાઈ ગુજરાતની છેલ્લી પેઢીના કવિ હતા. નરસિંહ મહેતા એ આદિ કવિ, અને દયારામભાઈએ છેલ્લા. પછી આવ્યો નર્મદ દલપતનો યુગ, તે પણ ચાલ્યો ગયો. પછી આવ્યો ગોર્વધનયુગ, પછી નાનાલાલ યુગ અને મહાત્મા ગાંધીજીની અસર નીચેનો વર્તમાન યુગ આ દરેક યુગમા કવિતાનો કાયાપલટ થતો ગયો છે. નરસિંહથી શરૂ થયેલી કવિતાનો પ્રવાહ વૃદ્ધિપામતો પામતો દયારામભાઈ સુધી આવ્યો અને દયારામભાઈએ તેને ઘણો વિસ્તૃત કર્યો પણ જેમ 'સરસ્વતી' નદીનાં જળ રણમાં લુપ્ત થઈ જાય તેમ તેમના અવસાન પછી યુગ પલટાનાં પ્રાચીન કવિતાના ગંભીર જળના પ્રવાહો સૂકાતા ચાલ્યા. ગુર્જર સાહિત્ય વાડીમા કોઈ કોઈ સ્થળે તે ઝરણું વહે છે. પ્રાચીન કાલના અન્ય કવિઓનાં કાવ્ય ઝરણાં સૂકાતાં જાય છે; પણ નરસિંહ, મીરાં, પ્રેમાનંદ અને દયારામની કવિતાના રસઝરણાં હજુ પણ વહે છે એ એક આનંદની

વાત છે દયારામભાઈની કવિતા એટલે 'રસના મોતીડા આથમની વર્ષા, શરદની વર્ષા, 'સ્વાતિ નક્ષત્રની શરદ પૂર્ણિમાની જતી જતી વર્ષા' મોતી વરસી જાય તેમ પ્રાચીન યુગની સમાપ્તિ વખતે દયારામભાઈએ મોતીડા વરસાવ્યા છે

તેમની કવિતામા વર્તમાનજીવનના પ્રશ્નોની મીમાસા નથી. તે વાસ્તવિક્તાની સપાટી ઉપર ઉભા રહીને જીવનનુ નિરીક્ષણ કરતા નહોતા. તે તો 'ઉર્ધ્વમૂલ' એવા આ જગતરૂપી વૃક્ષનુ મૂળ નિહાળવા અને તેની ખોજ કરવા ઉર્ધ્વદૃષ્ટિ રાખતા અને તેમને તે 'ઉર્ધ્વમૂળ' ગીતામા જણાવેલા 'કૃષ્ણ'મા દેખાયુ તેથી તે કૃષ્ણને જ સર્વોપરિ તત્ત્વ સ્વીકારીને કવિતાનો વિષય બનાવ્યો હતો તે પુષ્ટિસપ્રદાયના કવિ હતા તેથી કેટલાક તેમની કવિતાને 'સાપ્રદાયિક' રગથી રગાયલી કહીને ટીકા કરે છે વાત ખરી છે કે તે પુષ્ટિસંપ્રદાયરૂપી વાડીના વાતાવરણમા પ્રકટીને પ્રફુલ્લિત થઈને તે છોડ નરપનરકુસુમિત બન્યો છે છતા તેની સૌરભ તો પવનની લહરીઓ સાથે એ વાડી બહાર દૂરદૂર ગઈ છે અને ઘણાઓને આનદિત કરેલ છે

ડૅન્ટેની 'ડીવાઈન કૉમેડી'મા રોમન કેથોલીક ધર્મની ભાવના અને મીલ્ટનના 'પેરેડાઈઝ લોસ્ટ'મા પ્રોટેસ્ટન્ટ ધર્મની ભાવના પ્રત્યેક લીટીમા દૃષ્ટિગોચર થાય છે તેથી શુ જગત આ કવિઓના મહા કાવ્યોને ઉવેખે છે? હજુ સુધી પણ તે અમર નથી? દયારામભાઈની કવિતા પણ તેના આન્તરિક ગુણને લીધે લોકોત્તર બની છે તે દેશ અને કાળના આવરણ ભેદીને તેની પાર રહેલ પરમ તત્ત્વને દૃષ્ટિમા રાખીને જ કવિતામા હૃદયના ભાવ, કલ્પના તથા વિચારોના રશ્મિઓ ફેકે છે તે પરમ તત્ત્વનો જીવનમા સાક્ષાત્કાર કરવાની તમન્ના તેમની કવિતામા જુદા જુદા રૂપે વ્યક્ત થઈ છે પદ સુકુમારતા, ભાષાલાલિત્ય, સગીતની મધુરતા વગેરેને સુદર માલાના આકારમા ગુંથીને—તેમના પ્રિય કૃષ્ણને તેમણે પહેરાવ્યા છે કાવ્યશાસ્ત્રીઓની કાવ્યપ્રતિની દૃષ્ટિ કરતા તેમની કાવ્ય દૃષ્ટિ જુદી હતી,

આમ છતાં કાવ્યશાસ્ત્રીઓએ જણાવેલાં રસ, અલંકારો, ધ્વનિ વગેરેનો પણ ઓછાવત્તા અશે સ્વીકાર કર્યો છે. કવિતા એ એમની દષ્ટિએ પરમાત્મા કૃષ્ણની સાથે સબંધ કરાવનાર સાધન છે, એવી તેમની સમજ હતી નરસિંહ મહેતા કે મીરાંબાઈની પણ એજ સમજ હતી તેમને પોતે કવિ છે એવું ભાન નહોતું. પણ પોતે ભક્ત છે અને ભક્તજીવનનો આદર્શ ભગવત્પ્રાપ્તિ એ જ છે અને તે માટે પોતાને પ્રાપ્ત થયેલી કાવ્ય શક્તિથી, કાવ્યધારા, ભગવાનની લીલાનાં ગુણગાન કરીને જીવનને શુદ્ધ મો ટચનું સોનુ બનાવવુ તથા ભગવદ્રસની અનુભૂતિની અભિવ્યક્તિમાં જ તે કવિતાનો વિનિયોગ તેમણે કરેલો. કવિવર ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની 'ગીતાંજલિ'માં પણ એ જ કવિતાનુ પ્રયોજન દર્શાવ્યું છે. ડૉ રવીન્દ્રનાથ ટાગોરની 'ગીતાજલિ' જગત્મા શ્રેષ્ઠ કૃતિ ગણાવાનું કારણ તેમા તેમના આત્માની પરમતત્ત્વ સાથેની અનુભૂતિની અભિવ્યક્તિ છે કવિઓ ક્રાન્તદર્શી છે. તેમની કવિતા પ્રત્યેકક્ષણે પરપોટાની માફક સપાટી ઉપર દેખાતા અને ક્ષણમા લુપ્ત થતા સાસારિક ભાવોને ઝીલવાનું સાહસ કરતી નથી. નરસિંહ–મીરાં–દયારામની કવિતા તે પ્રકારની નથી. 'ગીતાંજલિમાં'માં ટાગોર લખે છે

'મારુ અતઃકરણ. અસખ્ય વખત આમ બોલ્યા જ કરે કે, મારે તારો ખપ છે હે મારા નાથ! મારે તારો–અને માત્ર તારો જ ખપ છે,

દયારામભાઈ કહે છે–" એક વર્યો ગોપીજન વલ્લભ, નહિ સ્વામી બીજો, મારે સ્વામી બીજો "

અન્યત્ર ટાગોર પ્રિયતમ ભગવાનને કહે છે 'હુ આખે રસ્તે એકલો જ મારા આ સકેત સ્થાને આવી પહોંચ્યો છું! પણ આ નીરવ અધકારમાં મારી પછવાડે તે મને શોધતા હતા, દયારામભાઈ એ ભાવ નીચેની ગરબીમાં વ્યક્ત કરે છે,

ક્યાંથીતે પધાર્યા પ્રીતમ પાછલીતે રાતે રે.

કહ્યું નથી કોઈયે પણ દીઠું છે માહરી જાતે રે (કાવ્યસંગ્રહ પૃ ૨૦૪)

ટાગોર પોતાને નવવધૂ માનીને ઈશ્વરની પ્રતીક્ષા કરતા તે કે- રાત્રિના એકાંત નીરવમા, પોતાના પ્રિયતમને મળવા માટે, જીવનસંધ્યાના દ્વારે બેઠેલી નવવધૂ, ક્યારની પ્રતીક્ષા કરી રહી છે ! હે જીવનના સ્વામી! એ પોતાના પ્રિયતમને મળવા માટે પોતાનુ ઘર છોડી દેશે અને રાત્રિના એકાન્તમા એને મળશે, દયારામભાઈને પણ ગોપીરૂપે એ નવવધૂની માફક પ્રિયતમ કૃષ્ણને મળવાને (નગ)-સમાર-ત્યજી દીધો; એમ કૃષ્ણને પોતાના પ્રિયતમ માનીને સમારરૂપી રાત્રિમા એકનુ જીવન ગાળ્યું હતુ ટાગોર એક ગીતમા પ્રભુને ઉપાલભ આપતા કહે છે-

'ઓ મારા પ્રીતમ ! દ્વારની બહાર, મને તદ્દન એકલો મૂકીને તુ મને શા માટે રાહ જોવરાવે છે ? દયારામભાઈની નીચેની ગરબીમા શુ આ ભાવ વ્યક્ત થતો નથી ?

સુણો શામળા હુ, તમ માટે ઘેલી થઈ જો,
માણસ મેરી ઓળમાથી ટળી ગઈ જો સુણો શામળા
(કાવ્યસગ્રહ પૃ ૧૬૮)

ટાગોરે ભગવાનના દર્શનમા જીવનની સફળતા જણાવી છે .

'આ જીવનમા, તારા પ્રત્યક્ષ દર્શનનુ સદ્ભાગ્ય મને ન મળવાનુ હોય તો પછી તારા દર્શન મે થતા થતામા, લગભગ ગૂમાવ્યા છે'

આ ભાવને દયારામભાઈની નીચેની પક્તિઓ સાથે સરખાવો

(૧) વદનકમળ જોયુ જેણે એકવાર, શ્રીનાથજીનુ કમળ જોયુ
કોટી કલ્પનુ મેનુ થયેનુ મન, એક પલકમા ધોયુ
મનુષ્યદેહ તેનો સફળ છે, જન્મમરણ દુ ખ ખોયુ
× × ×
દયાના પ્રીતમજી નુ પ્રીત નથી જેહને, માતાપિતા નામને વગોવ્યુ
(કા સં પૃ ૨૩૮)

(૨) જીવતો મુઓરે, મુર્ખ જીવતો મુઓ,
તે ભજ્યા નહીં ભગવાન, મુર્ખ જીવતો મુઓ (કા સં પૃ ૨૪૫)

(૩) તારો અમુલખ અવસર જાય રે, ગોવિંદ ગારે;

× × ×

જેને ક્ષણે ક્ષણે હાનિ થાય, ગીરિવરધારી ગારે.

ટાગોરની 'ગીતાંજલિ'માં અનેક ભાવકણિકાએ પથરાયલી છે. તેવા ભાવો દયારામભાઈની કવિતામાં ખાસ કરીને ગરબીઓમાં જોવામાં આવે છે. ભારતના અર્વાચીન મહાકવિ રવીન્દ્રનાથ ટાગોરની ગીતાંજલિની પંક્તિઓ સાથે દયારામભાઈની ગરબીઓની પંક્તિઓ સરખાવવાનું મુખ્ય પ્રયોજન એ જણાવવા માટે છે કે ઉત્કૃષ્ટ કોટિના કવિઓ સાંસારિક વિષયો અગર ભાવોને પ્રકટ કરતા નથી પણ તેમના સર્વ ભાવોનું ઉર્ધ્વીકરણ કરીને પરમાત્મામાં જોડે છે. આ એક પ્રકારનો ગીતાનો બુદ્ધિયોગ અગર શ્રીવલ્લભચાર્યનો નિરોધ છે. કાવ્યશક્તિ તેમાં માત્ર સાધનરૂપ બને છે. દયારામભાઈની કાવ્યશક્તિ પ્રભુમા તેમના ચિત્તના નિરોધના સાધનરૂપ હતી. તે નિરોધની સિદ્ધિ કોઈપણ સ્વરૂપમાં થાય છે. ભગવાનના શૃંગાર સ્વરૂપના વર્ણનમાં પણ નિરોધ સિદ્ધિનો અનુભવ તેઓ કરતા. એમાં પ્રાકૃતતાની ગંધ નહોતી.

આ પ્રકારની કવિતા દેશકાલથી અલિપ્ત હોય છે. વાલ્મિકી કે વ્યાસ એ ક્રાન્તદર્શી કાલાતીત કવિઓ હતા. તેથી તેમની કવિતા અમર રહી છે. દયારામભાઈની કવિતા તે કોટિમાં મૂકી શકાય. તેવા કવિઓની કવિતા ઉપર કાળનો કાટ ચટતો નથી. તે મો ટચના સુવર્ણરૂપે જ ચળકે છે. તેવી કવિતાને કદી ઝાંખપ લાગતી નથી. કારણ કે તે સ્વયંપ્રકાશવાળી અંતઃકરણમાં બિરાજતા પ્રભુથી પ્રેરિત હોય છે. એટલે વર્તમાનકાલીન વિવેચકોના સમીક્ષાના ગજથી તે માપી શકાય નહિ તેમની કવિતાનો વિષય ઉપર જણાવ્યા પ્રમાણે ભગવાન્ છે ટાગોર, ભગવાનના વિરાટ સ્વરૂપના દર્શનમાં આસક્તિ ધરાવતા હતા. નરસિંહ, મીરાં, દયારામભાઈ સાકાર સ્વરૂપમાં કૃષ્ણમાં આસક્તિ ધરાવતા હતા ટાગોરની આસપાસ બ્રહ્મોસમાજનું વાતાવરણ હોવા છતાં, તેમની કવિતા તેથી

પર હતી એટલે તેમા સાંપ્રદાયિકતાનો રંગ નહોતો, તેમ દયારામભાઈની કવિતા સાંપ્રદાયિકતાની સીમાની પાર પહોંચી છે તેમા એક જ રંગ છે અને તે કૃષ્ણ ભક્તિનો દયારામભાઈની કવિતાના વિવેચકે આ દૃષ્ટિબિંદુથી બરાબર સમજી લેવુ જોઈએ એ દૃષ્ટિ બરાબર નહિ સમજવાના કારણે તેમની કવિતાને પૂરો ન્યાય અપાયો નથી

આ ગ્રંથના નામસંસ્કાર વિષે બે શબ્દો ખૂલાસારૂપે લખવા જોઈએ દયારામભાઈને 'બંશીબોલ'ના કવિ, તરીકે ઓળખાવનાર **પ્રાતઃ સ્મરણીય સદ્ગત ન્હાનાલાલ કવિ** હતા અમદાવાદના પ્રેમાભાઈ હોલમા તા ૩ ઓગસ્ટ ૧૯૨૫ને રોજ દયારામભાઈ જયન્તી પ્રસંગે વ્યાખ્યાન આપતા ન્હાનાલાલ કવિએ દયારામભાઈને 'બંશીબોલના કવિ' તરીકે સત્કાર્યા હતા તેઓ જણાવે છે કે, સૌથી પહેલા યમુનાના તટ ઉપર શ્રીકૃષ્ણે વ્રજમા બંસી વગાડી હતી પછીથી શ્રીવલ્લભાચાર્યજીએ ગોકુલમા વગાડી હતી રસ સૌંદર્યની એજ અમૃતબંસી દયારામભાઈએ નર્મદાતીરે વગાડી, વળી તેઓ લખે છે કે: 'ગુર્જરી સાહિત્યકુંજે ભરી બંસીનો છેડાગ્રાહી તો દયારામ જ થોડી ઝાંઝેરિક છેડી છે નરસિંહ-મીરાએ ને ટાઈક કાઈક છેડી છે સ્વામીનારાયણના સાધુવર્ગેએ: વળી તેઓ ઉમેરે છે કે 'નથી એ બંસીબોલ પ્રેમાનન્દની કે સામળની કે અખાની કવિતામા; નથી દલપતમા, નર્મદમા કે ગોવર્ધનમા, ગુજરાતી અર્વાચીન યુગની કવિતાના કવિશ્રેષ્ઠ સદ્ગત ન્હાનાલાલભાઈના વ્યાખ્યાન ઉપરથી મને 'બંશીબોલના કવિ' એ નામ દયારામભાઈના જીવનચરિત્રમા જોડવાને સૂચિત થયું છે

'હરિસહિતા'મા 'બંસી'ના માધુર્યનુ વર્ણન કરતા કવિ ન્હાનાલાલ લખે છે—

> માધુર્ય અમૃતનુ છે, માધુર્ય હરિ બોલનુ;
> એથી યે અધિક મીઠુ માધુર્ય હરિબંસીનુ
> વિશ્વનું મર્મ માધુર્ય હરિબંસી થકી વહે

દયારામભાઈની કવિતારૂપી બંસરીએ માધુર્યનુ જ વર્ષણ કર્યું છે. રસાત્મક ભગવાનના સ્વરૂપનુ દર્શન તથા લીલાઓના આનંદની પ્રાપ્તિ

મારે ભક્ત હૃદયની આરઝૂઓ, વિરહવેદનાઓ, સયોગના ભાવો વગેરે વિવિધ રીતે દર્શાવ્યા છે બંસીના જૂદાજૂદા રંધ્રોમાંથી જૂદાજૂદા સ્વરો નીકળવા છતાં તેમાં માધુર્યજ પ્રકટે છે, તેમ આખ્યાનો, સ્તવનો, પદો, ધોળ, ગરબીઓ વગેરે રૂપ દયારામભાઈની 'બંસી'રૂપી કવિતાનાં રંધ્રોમાંથી કેવલ માધુર્ય–ભક્તિરસને જ વહેવડાવ્યા છે અને તેનો આનંદ અનુભવનાર ભક્તહૃદય નાચી ઉઠે છે અને કવિ સાથે ગાય છે—

> મધુવનમાં મોરલી વાજે છે,
> એનો નાદ ગગનમાં ગાજે છે;
> મધુવનમાં મોરલી વાજે છે.
>
> × × ×
>
> રૂડી ને રૂપાળી રે, મીઠી ને મધૂરી રે,
> માવા * તારી મોરલી હોજી.

ભક્ત કવિ શ્રી દયારામભાઈ વિષે ઘણું લખાયું છે અને ભવિષ્યમાં ઘણું લખાશે. દરેક વિવેચક કે લેખકને સૃષ્ટિને નીરખવાની પોતાની અલગ દૃષ્ટિ હોય છે. નીરખનારાઓ કોઈ પોતાના નયનોથી જુએ છે, કોઈ બીજાનાં નયનો દ્વારા. કોઈની દૃષ્ટિ ટૂંકી હોય છે. કોઈની વિકારવાળી. કોઈ વળી દૂરબીનથી પણ દૂર દૂર નજર નાખે છે. દયારામભાઈના જીવન કવન ઉપર ભૂતકાળમાં જે જે લેખકોએ લખ્યું, તેમાના ઘણા ખરાઓએ બીજાનાં નયનોથી તેમને નીરખ્યા હતા. તે એમનું સાચું નિરીક્ષણ નહોતું, એમ કહીએ તો ચાલે. આથી દયારામભાઇ વિષે તેઓ ભાવી પ્રજા સમક્ષ કેટલાક ભ્રમો પણ મૂકતા ગયા. દયારામભાઈનું શુદ્ધ સ્વરૂપ તેઓ રજુ કરી શકયા નહોતા. તેમણે દયારામભાઈની કવિ તરીકે દોરેલી છબીમાં નહોતી રેખાઓની સંશ્લિષ્ટતા, કે રંગોનું સુંદર મિશ્રણ. જેમ તેમ કરીને ચિત્રેલી તે છબી હતી. કવિઓનાં કાવ્યો સરોવર જેવાં હોય છે. તેનાં જળ સર્વદા મીઠાં અને પથ્ય હોય છે. પણ તેનો ઉપયોગ કરનારને

* જુઓ તેમનું દયારામ જયન્તી વ્યાખ્યાન—દયારામ આતરજીવન પૃ ૩૦૩

તેનો ઉપયોગ કરતાં આવડવું જોઈએ. મીઠા જલના સરોવરનાં જળને કૃતિના ઉપયોગમાં કેટલાક લે છે કેટલાક તેના જલમાં સ્નાન કરે છે કોઈ પીવાના કામમાં તેનો ઉપયોગ કરે છે, તો કોઈ મેલા કપડાં ધોવાને; તથા તેમાં કેટલાક કચરો અને ગંદકી પણ નાખે છે આવું આવું કંઈક દયારામભાઈ વિષે જાણે કે અજાણે થયું છે. તેમા તે લેખકો તથા યુગ પણ જવાબદાર છે. દયારામભાઇ વિષે લેખકોને વિશ્વાસનીય માહિતી મળી નહોતી. વળી સુધારાનો યુગ અને કવિ સનાતનધર્મના એક મુખ્ય ધર્મ પુષ્ટિમાર્ગના અનુયાયી તેથી પણ પૂર્વગ્રહ હતો તેમજ કવિનુ સંપૂર્ણ સાહિત્ય, મુદ્રણના અભાવે પ્રસિદ્ધ થયેલું નહોતુ. પણ ત્યાર પછી તેમનું સંગ્રહાયેલું ઘણુ સાહિત્ય તેમના શિષ્યો દ્વારા પ્રસિદ્ધ થયુ અને તેમના જીવનની ઘણી બાબતો પ્રકાશમા આવતી ગઈ.

ભૂતકાળમાં દયારામભાઈ વિષે કેટલાંક જીવન ચરિત્રનાં પુસ્તકો લખાયલાં છે. પણ તેમાંના ઘણાખરામાં અધૂરી માહિતી અગર અસત્ય તેમજ દયારામભાઇને અન્યાય કરનારી હકીકતો રજૂ થયેલી આથી વર્ષો પૂર્વે તેમનુ એક પ્રામાણિક જીવન ચરિત્ર, ગો. વા. મળચંદ તેલીવાળાના સૂચનથી ભાઈશ્રી નારાયણદાસે સાક્ષર શંકરપ્રસાદ રાવળ પાસે લખાવીને પ્રસિદ્ધ કરેલું. તે પુસ્તક ઘણા વર્ષોથી અપ્રાપ્ય છે ત્યાર પછી દયારામભાઈની ઘણી નવી કૃતિઓ પ્રસિદ્ધ થઈ, તેમ નવુ સંશોધન પણ થયું આથી તે પુસ્તકનુ પુનઃસંસ્કરણ કરવાનો મનોરથ ભાઇશ્રી નારાયણદાસને ઉદ્‌ભવ્યો મેં અગાઉ ગુજરાતવિદ્યાસભા તરફથી દયારામભાઇના રસિકવલ્લભ 'ગ્રંથ' વિસ્તીર્ણ પ્રસ્તાવના સાથે સંપાદિત કરી આપેલો. તેમ જ ગો વાસી મૂળચંદ તુલસીદાસ તેલીવાળાના સહયોગથી દયારામભાઈનુ આન્તર જીવન તૈયાર કરી આપેલું. આથી ભાઈ નારાયણદાસની, હું દયારામભાઈના જીવનને તૈયાર કરી આપું એવી ઇચ્છા થઈ. એમની ઇચ્છાને માન આપીને લગભગ ૧૫ વર્ષો પહેલાં જૂના જીવનચરિત્રમાં ઘટતો ફેરફાર કરીને મેં તે લખી આપેલું સંજોગો

પ્રતિકૂળ હોવાથી તે પ્રસિદ્ધ થઈ શક્યું નહિ. ૧૯૬૧ની સાલમાં હું નોકરીમાંથી નિવૃત્ત થયો ત્યારે નારાયણદાસભાઈએ તે સેવા પૂર્ણ કરવાનો વારંવાર આગ્રહ કર્યો. આથી તે કામનો મેં પ્રારંભ કર્યો. પાછલાં તૈયાર કરેલાં પાનાં વાંચતાં મને લાગ્યું કે તેમાં ફેરફાર જરૂરી છે તેથી તે બધાં પાનાં રદ કર્યાં અને નવેસરથી મેટર તૈયાર કર્યું. ગ્રંથ પૂર્ણ થયો ત્યારે તેનું કદ ધાર્યા કરતાં વધી ગયું એટલે અત્યારની આર્થિક ભીડના કારણે પુસ્તકનું મુદ્રણ કરવું એ જોખમભર્યું હતું. એટલે ભાઈશ્રી નારાયણદાસને મેં સલાહ આપી કે પુસ્તક છપાવવાનું બંધ રાખવું. એમાં આર્થિક મુશ્કેલી એ જ મુખ્ય હતી. પણ શ્રી નારાયણદાસ તો આ બાબતમાં નિશ્ચિત સંકલ્પવાળા હતા. આથી ભગવત્કૃપાથી પુસ્તકના મુદ્રણ માટે આર્થિક સહાય પ્રાપ્ત થતી જણાઈ અને તેથી આનું પ્રકાશન સરળ બની શક્યુ.

સૌથી પહેલો સહકાર પ. ભ. શેઠશ્રી **હરિદાસ અચરતલાલ,** શેઠશ્રી **સાકરભાઈ બાલાભાઇ** અને શ્રી.**પ્રભુદાસ બાલુભાઈ પટવારી** વકીલનો છે. તથા પ. ભ. **મનજીભાઇની** ભગવત્કૃપાથી મળ્યો. તેમણે સૌથી પહેલી સહાય કરી અને પછી તો અન્ય ભાવિક ભગવદીય ભાઈ-બહેનોએ પણ યથાશક્તિ ઉદાર ભાવે તેમને પુસ્તકની નકલો આપવાની શરતે સહાય કરી. તે માટે હું અંગત રીતે તેમનો આભારી છું. જે જે ભાઈબહેનોએ આવી સહાય આપી છે તેમના વિષેની નોંધ ભાઈ નારાયણદાસે જુદી લીધી છે.

મુખ્યત્વે તો આ પુસ્તક દયારામભાઈના જીવનચરિત્ર વિષે જ છે, છતાં તેનું નામ 'જીવન દર્પણ' રાખ્યું છે. તેનું મુખ્ય કારણ એ કે જીવનચરિત્રમા ઐતિહાસિક પ્રસંગો આપવામાં, તેમજ તેમની કૃતિઓની બાબતમાં કાળક્રમનો નિયમ જાળવવામાં આવ્યો નથી. વળી કેટલાક પ્રસંગો તેમના પદો ઉપરથી લેવામાં આવ્યા છે. ઐતિહાસિક દૃષ્ટિએ જીવન ચરિત્ર લખતાં, તેની તમામ વિગતોની ચકાસણી કરવી જરૂરી છે. કોઈપણ

કવિના જીવનના બે પાસાં હોય છે—'બાહ્ય' અને 'અન્તર'. 'આન્તર'માં તેના હૃદયની ભાવનાઓ તથા આદર્શોનો સમાવેશ થાય છે. કવિનું સાચું જીવન 'આન્તર' જીવન છે તેની ચકાસણીમા બાહ્ય ઐતિહાસિક સામગ્રી કેટલીક વખત બિનઉપયોગી નીવડે છે. તે માટે તેમના 'કાવ્યો' જ ઉપયોગી થઈ પડે, દયારામભાઈના જુદા જુદા કાવ્યોમાં તેમના હૃદયનું જ પ્રતિબિંબ જોવામા આવે છે તે બતાવવા અહિંઆ કેટલાક પ્રકરણોમા દયારામભાઈનાં જુદા જુદા પાસા, જેમકે ઉપદેશક તરીકે દયારામભાઈ, ભક્તિસિદ્ધાન્તના પ્રચારક તરીકે, પ્રેમતત્ત્વના મીમાંસક તરીકે, ગોપી તરીકે વગેરે તેમના કાવ્યોના આધારે જણાવવામા આવેલ છે. દર્પણમા જેમ પદાર્થનુ પ્રતિબિંબ પડે છે તે રીતે જ કવિના હૃદયનુ પ્રતિબિંબ દેખાડવાનો આમા પ્રયત્ન કરવામા આવ્યો છે ઐતિહાસિક કાલક્રમ પ્રસંગ જાળવવામા આવ્યો નથી તે અશક્ય અને દુઃપ્રાપ્ય છે

આ ગ્રંથના પ્રકાશનમા અનેકના ઉપકાર છે. કોનો આભાર માનુ અને કોનો નહિ ? સૌ પહેલા તો ભાઈશ્રી **નારાયણદાસને** મારે યાદ કરવા જોઈએ. તેમણે આ પુસ્તક માટે વારંવાર માગણી કરી ન હોત તો કદાચ હું મારા આળસ ખંખેરી નાખત નહિ તેમણે તનથી અને ધનથી આ કાર્યમાં સેવા આપી છે તેમની માગણીને સંતોષવાનું પ્રેરકબળ આપનાર મારા જીવનસાથી મારાં ગો વાસી ધર્મપત્નીની અંતઃકરણમાં રહેલી સુષુપ્ત દશાની સ્મૃતિ છે. કુ. નિર્મળકેની, ગો વાસી વસન્તરામ શાસ્ત્રીજી પાસેથી દયારામભાઈની વાણીને, મારા નિવાસસ્થાને શ્રવણ કરતા હતાં ત્યારે મારા ધર્મપત્ની પણ, સાચી હૃદયભાવનાથી તે કાવ્યામૃતનુ પાન કરતા અને તે પાછુ દયારામભાઈના જીવનચરિત્ર પ્રસિદ્ધ થયેલુ જોવાની ઇચ્છા ધરાવતા તેમના જીવનકાળમા તે બની શક્યું નહિ. પણ સ્મૃતિમાં તે વસ્તુ સંગ્રહાયલી હતી. તે નિવૃત્તિ સમય આવતાં જાગ્રત થઈ. તેની સ્મૃતિએ મને આ રીતે ઋણ મુક્તિ માટે પ્રેરિત કર્યો એમ જો હું જણાવું તો ઔચિત્ય ભંગ થતો નથી

લેખનસામગ્રી સપાદન કરવામાં કેટલીક વ્યક્તિઓનો મારે અત્રે નિર્દેશ કરવો જોઈએ.

નિત્યલીલાસ્થ ગો. શ્રીવ્રજનાથલાલજીનું દયારામભાઈને ઉદ્દેશીને લખાયલું કાવ્ય અહિઆં પ્રકટ કરવામા આવ્યું છે પ ભ. કવયિત્રી કુ નિર્મળહેલીએ મારી વિજ્ઞપ્તિ સ્વીકારીને, શારીરિક પ્રતિકૂળતા છતાં સુદર ભાવાંજલિ લખી મોકલી છે તેમજ મારા મિત્ર મૂળજીભાઇ પી શાહ તથા મુખ્યાજી ભાઈલાલભાઈએ કાવ્યો મોકલ્યાં છે ભાઈશ્રી ગોવિંદભાઈ છો. પરીખે. તો પ્રથમથી જ ગ્રથની યોજના પ્રત્યે સદ્દભાવના દર્શાવી ને પ્રોત્સાહન તથા માર્ગદર્શન આપ્યું છે કવિશ્રીના શિષ્યના પ્રપૌત્ર શ્રીજીવણલાલ છગનલાલ જોષી (એમ એ.) ને તો કેમ ભૂલાય? તેમણે પણ કેટલીક ઐતિહાસિક માહિતી પૂરી પાડી છે: મારા વિદ્વાન્ મિત્ર અન્ય ભાઈઓમા પ્રો. ગોવિંદલાલ હ ભટ્ટ એમ. એ શ્રી મગળદાસ જ. ગોવર્ધનદાસ તથા શ્રી મંજુલાલ રણછોડદાસ દવે એમ. એ એ કેવલ દયારામભાઈ પ્રત્યેની શુદ્ધ ભાવનાથી પરિશ્રમ લઈને પ્રસ્તાવના માટે લેખો લખી મોકલ્યા છે. તેમનો આભાર માનતા જીવનની ધન્યતા અનુભવુ છું.

આ ઉપરાંત મારા મિત્ર પ્રાણલાલ મોહનલાલ શાહે (રીગવર્ડ મેજીસ્ટ્રેટ) પ્રેસ કોપી તૈયાર કરવાના કાર્યમાં, શ્રી નટવરલાલ ચીમનલાલ શાસ્ત્રીએ બી. એ. (ઓનર્સ.) બી એડ; ટી. ડી. પ્રુફ વાચવાના કાર્યમા સહાય કરવા બદલ તેમનો આભાર માનું છુ.

અન્તમાં એક બાબતનો ખૂલાસો જરૂરી છે. પ્રથમ પ્રકરણ અને આવરણભંગવાળા પ્રકરણમાં પહેલાના લેખકોના વિચારોની અલ્પનોધ લીધી છે. તે લેખકો પ્રત્યે પણ હું માન ધરાવું છુ મારૂં વક્તવ્ય એટલું છે કે પૂર્ણિમાના ચંદ્રને ખગ્રાસનો ચંદ્ર તરીકે ઓળખાવવો જોઈએ નહિ. હોળીના ખેલ ભલે થાય, તે તો શક્તિ અને સ્ફૂર્તિ લાવનાર છે પણ તે ખેલ ધૂળથી નહિ પણ ગુલાલથી કરવો જોઈએ. શિષ્ટજનોનો

આગ્રહ તો એ છે કે કાવ્યથી અળગા ન જવાય, એના આવડે તો ભોગીના મન પણ ભમો, પણ ગુલાલથી રમો, રંગની પીચકારીઓથી રમો એટલું જ મારું કહેવાનું છે.

દયારામભાઈના કાવ્યો, ભક્તિભાવથી વાચવાને, આ પુસ્તક દ્વારા જો કોઈને પણ પ્રેરણા જાગશે, તો હું કૃતકૃત્યતા અનુભવીશ. યશનો મોટો ભાગ તે 'રસ કવિને'

ગોવર્ધન નિવાસ,
મહાલક્ષ્મી સોસાયટી–અમદાવાદ
શ્રીવલ્લભાચાર્ય પ્રાગટ્ય-ઉત્સવ
ચૈત્ર વદ ૧૧, સં. ૨૦૧૫

જેઠાલાલ ગો. શાહ



# 卐 શ્રીદયારામભાઈની પ્રેમભક્તિ 卐

આ પુસ્તકમાં લેખકે ભક્તકવિ દયારામભાઈના વિરાટ્ સ્વરૂપનું દર્શન કરાવ્યું છે. કવિશ્રીના ક્ષર અને અક્ષર બે દેહોને લેખકે આવરી લીધાં છે. લેખકે કવિશ્રીના કીર્તિદેહને પણ ચિરંજીવ બનાવ્યો છે મૃત્યુ પછી માણસ ભુલાય છે. અમર આત્મા મોક્ષ પામે છે, કે કોઈ બીજા દેહમાં પ્રવેશ કરે છે, કે દેહના વિલય સાથે, માણસ પોતાનું સર્વસ્વ આરોપી લે છે, તે તત્ત્વજ્ઞાનનો ચર્ચાસ્પદ વિષય છે. પરંતુ મૃત્યુ પછી માણસ પોતાની પાછળ ઘણું ઘણું મૂકી જાય છે. તે, પોતે કરેલાં કાર્યમાં, દર્શાવેલા વિચારમાં, જન્માવેલા સંસ્કારમાં હજુ જીવે છે. તે, તેનો કીર્તિદેહ છે કવિના કવનમાં તેનો કીર્તિદેહ જીવંત રહે છે. ટીકાકાર તે દેહને ચૂંથે છે. તે દેહને ક્વચિત્ નવી આકૃતિ, કે નવું ચેતન આપે છે તે, કીર્તિદેહમાંથી કદી જૂના ક્ષર દેહનું નવીન સર્જન કરે છે. તે દેહ ફરી જૂના સ્વરૂપે જીવંત થઈને ટીકાકારને જવાબ આપવાનો નથી, એટલે હોસ્પીતાલમાં નવાં તબિબી વિદ્યાર્થીઓ, વાઢકાપ કરી મૃતદેહની જે અવસ્થા કરે છે, તેવી અવસ્થા અણસમજુ ટીકાકારો મૃત્યુ પામેલાં માણસના કીર્તિદેહની કરે છે. આવાં ટીકાકારોને પણ લેખકે જવાબ આપ્યો છે દરેક કવિનું જીવન પોતાના સિદ્ધાંતોની મર્યાદામા રહીને તત્કાલીન સમાજ વ્યવસ્થાથી અને પોતે સ્વીકારેલા ધર્મ સંબંધથી ઘડાયનું હોય છે. તે સિદ્ધાંતો સાચા છે, કે જૂઠા, ટીકાસ્પદ છે કે આદરણીય, સનાતન છે કે અલ્પજીવી, તેનું વિવરણ પણ જીવનચરિત્ર લખનાર લેખક કરે છે. પરંતુ, કીર્તિદેહના વૃત્તાંત લખનારે સાવધાન રહેવાની જરૂર છે. વર્ષો પહેલા અને જુદા જમાનામાં મૃત્યુ પામેલા માનવીના વ્યક્ત થયેલા સિદ્ધાંતોની ચર્ચામાં, મર્યાદા અને ઉદારતા બેને સ્થાન છે. ટીકાકારોએ પોતાની ટીકાનાં ઘરેણાં ચોવીસ કેરેટ સોનામાંથી ઘડવાનાં નથી. શુદ્ધ સુવર્ણને પારખવાની તેની શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય તો લેખમક્ષતી

દુષ્માન બધ કરવાની જ આવશ્યકતા નો ન’ છે શ્રીદયારામભાઈ પ્રથમ કવિ હતા અને તે પાછ ભક્ત કવિ તે કાળમા જ્યારે શ્રીદયારામભાઈની કવિતા વચાતી અને ગવાતી ત્યારે કવિશ્રીનુ જીવન તેના સસ્કાર, તેની ધર્મ પરની આસ્થા જોઈને, કોઈને પણ તેની કવિતામા સ્થૂલ શૃગાર દેખાતો ન હાતો શ્રીગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, “ કવિશ્રી દયારામનો અક્ષરદેહ ” નામના પુસ્તકમા પૂર્ણાહુતિમા કહે છે તેમ, “રસિક કવિરાજની રાસસબધી ભાવના જોયા પછી ગનાગોપીઓના વૃન્દરૂપ રસોદ્બોધક શક્તિના સિદ્ધા શક્તિરૂપ ભક્તો જીવ-આત્માઓનો અને એક રસરૂપ નિત્ય કૃષ્ણનો ‘ઇશ્વર અને પરમાણુઓના જેવો સતત રાસ કવિની ભાવનામા કેવે રૂપે ખડા થયો હશે તેનુ ચિત્ર ભક્તિ-રસિક ચતુર પુરુષો જાતે જ પ્રત્યક્ષ કરી શકશે”

શ્રીદયારામભાઈએ ગુજરાતી, મરાઠી, વ્રજ અને હિંદી ભાષામા અનેક ગ્રથો રચ્યા છે તેમના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ હતા શ્રીમદ્‌ભાગવતમાથી તેને, ભક્તિવાદ અને ભક્તિભાવની સ્ફુરણા મળી હતી વૈષ્ણવ ધર્મનો પુષ્ટિમાર્ગ તેમણે અપનાવ્યો હતો આ વણના સ્મરણ અધ્યયન, મનનમાથી દયારામભાઈનો અક્ષરદેહ જન્મ્યો હતો દયારામભાઈની કવિતા માત્ર પદ્યાત્મક રચના નથી તેની કવિતા તો ભક્તનુ આત્મ-દર્શન છે તે કવિતામા, **રૂપ માત્ર સ્થૂલ રૂપે વિનાશ પામે છે.** આધિભૌતિક લૌકિક દૃષ્ટિએ સ્થૂળ હોવા છતા આધિદૈવિક રૂપે ઓજસ વિકસે છે રાધા રમણીય છે રાધા રગભરી છે રાધા રૂપગર્વિતા છે પરતુ રાધાને માન સંસારમા સાપડતી સ્ત્રીના રૂપમા જોવાની નથી. રાધાને પીછાનવા માટે ભક્ત બનવુ પડે છે રાધારૂપ બન્યા વિના પ્રેમલક્ષણા ભક્તિના ભોગી થવાતુ નથી તે રાધારૂપતે અનુરૂપ બન્યા વિના રાધાની આસક્તિનુ આવરણ મેળવ્યા વિના, રાધાના તનમનાટને અણુએ અણુમા પ્રવેશ કરાવ્યા વિના ભક્તિના શ્રવણથી માડી આત્મ-નિવેદનના નવ સાધના પ્રાપ્ત કર્યા છતા-ભક્ત નવધા ભક્તિથી પાર

જઈ, એવી સ્થિતિએ નથી પહોંચી શકતો, કે જ્યાં તેને શ્રીકૃષ્ણનો એવો અનુગ્રહ મળે, કે જેથી તેની પ્રેમભક્તિ સાધ્ય બને. રાધાને ગરબો ગાતી, રાસક્રીડા કરતી, સુરતસંગ્રામમાં વ્યસ્ત થયેલી, ગોરી, ગોવાલણની કન્યા જોવાની ઇચ્છા રાખનાર માત્ર માનવી છે—તે ભક્ત નથી રાધારૂપ ભક્ત હૃદય જ કૃષ્ણરૂપ થઈ શકે છે તારે રાધાને જોવાની નથી તારે રાધા બનવાનું છે. તુ રાધાને જોઈશ-તો તું માત્ર શૃંગારી જ બની રહેશે. તું રાધારૂપ બનશે-તો તને શ્રીકૃષ્ણ મળશે. ગોપીના વસ્ત્રહરણની કથા સાંભળવા તું ભાગવતનો જ્ઞાનયોગ સાભળવા જશે તો તારી કલ્પના કલુષિત થશે. તારે તો ગોપી બનીને, સાડીરૂપી સંસારની સર્વ ઉપાધિઓને અને આવરણને ફગાવી દેવાના છે. મુરલી લીલામા માત્ર ભરવાડની વાસળીનો સાદ નથી તે નાદ તો તારા અતરને શ્રીકૃષ્ણ તરફ પ્રેરે છે. તે તારાથી નહીં સુણાય, કે નહી સમજાય તો તુ ભક્ત નથી; તો તું તો માત્ર સગીત પ્રેમી માનવી છે. શૃગાર સમજવા માટે વાત્સાયનનું કામસૂત્ર વાંચશો તો યે ચાલશે. દયારામભાઈનો શૃગાર સમજવા માટે ભક્તદષ્ટિ કેળવવાની જરૂર છે દયારામભાઈ લખે છે કે,

"રાસલીલાનુ તાત્પર્ય જો સમજે તો તો નિર્દોષતા લામેજી.
અલૌકિક રસરાજ શૃગાર, તે ગાતા કામ સઉ નાસેજી."

ભક્તિ, કામ ઉત્પન્ન કરતી નથી, કામને નષ્ટ કરે છે. પ્રીતિમા પણ સ્મરણ છે, સ્તુતિ છે, મીલન છે, વિયોગ છે. ભક્તિમાં પણ તે છે. શબ્દકોષમા તો મીલન અને વિયોગ માટે, સભોગ અને સુરતક્રીડા માટે જુદાં જુદા શબ્દો સભવી શકે નહી કવિતા લખનાર તો ભક્તિમાં પણ પીતિના શબ્દો જ વાપરી શકે પણ તે પ્રીતિ છે કે ભક્તિ તે લખનારનુ જીવન જોઈને અને વાચનાર અને સાંભળનારની ગ્રહણશક્તિ જોઈને નિર્માણ કરવાનુ છે.

પ્રેમ વ્યભિચાર નથી, જારપ્રીતિ નથી. આવાં શબ્દોનો અનર્થ કરવાથી ભક્તિ સમજી શકાતી નથી. 'ભક્તિ પોષણ' કાવ્યમા કવિશ્રી ગાય છે કે,

"જેમ નટદૃગ દોરમાં, પાનિહારીનું બેડલા માંહ્ય,
ચિત્ત પરસ્પર જારનું, વળગી રહે ત્યાંનુ ત્યાંહ્ય
તેમ મન પ્રભુમા નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત્ રહેવું;
જગત જાણે એ છે જંજાલી, રાખહ્રદે ત્રિકમશુ તાળી "

જ્યારે ભક્તાની ઇન્દ્રિયો અંતર્મુખ થાય છે ત્યારે જ તેનાથી ભક્તિનો સાચો મર્મ સમજાય છે કૃષ્ણની ગાયો તો ઇન્દ્રિયો છે. જ્યારે ઇન્દ્રિયો અંતર્મુખ થાય છે, ત્યારે સમારી જગત્ આરોપી જાય છે. કૃષ્ણનું ગોકુળ, ગોવર્ધન પર્વત અને ગોપ બાલજ ત્યા દેખાય છે. ગાયરૂપી ઇન્દ્રિયો ત્યાથી બીજી ગોચરભૂમિમા જઈ શકતી નથી. શ્રીગોવર્ધનભાઈ કહે છે તેમ "એ ગાયોનુ દોહન કરનાર ભક્તો પામે તેમણે દોહેલા ગોરસનું અને ગોરસના બનેલા પદાર્થોનું દાન કૃષ્ણ લૂંટીને પણ લે છે અર્થાત્ અંતર્મુખ થયેલી ઇન્દ્રિયોમાંથી ધ્યાનવિષય થયેલા પ્રત્યયો-એકાગ્ર વિષયો વગેરેને પોતાની ભણી આકર્ષી લે છે." આવું સમજનારને કવિશ્રીના નીચેના શબ્દો સાચી રીતે સમજી શકાશે.

"આપો દધિનું દાણ નાગરી, એ લાગ્યું મમચિત્ત;
તમારે કાજે નિત્ય હું ઊભો, અર્પો તનમન વિત્ત.

... ... ... ...

ચોરી કરું ભક્તના ચિત્તની, વળી દધિ નવનીત."

ભક્તોનો શ્રીકૃષ્ણ-કામણગારો અને મનમોહન અંતરની કુંજમાં વાસળી વાય છે, ત્યારે તે ગોપીભાવનાથી પરાધીન રહેલી ભક્ત ગોપીઓની પાંસળીઓ ભક્તના નાદે વિંધાય છે અને, હજુ તો જ્યારે તે માત્ર વેણુનાદ છે, હજુ તો માત્ર કર્ણપર એ સંગીતના સુર અથડાય છે, ત્યારે ભક્તજન બુધ્ધિચાતુર્ય ભૂલી જાય છે, વેણુવગાડનારનો, બ્રહ્મજ્ઞાન સ્વરૂપાનંદનુ દાન દેનારનો, ઈશ્વરનો, વિયોગ તેનાથી સહન થઈ શકતો નથી,-તેની આંખો વિહ્વળ બને છે, તેના શરીરમાં કંપ થાય છે, તેના પગલાંમાં નૃત્ય કરવાની તાલાવેલી જાગે છે-અને કૃષ્ણને

મળવાને આતુર થાય છે. શ્રી દયારામભાઈ લખે છે:

> "વહાલો મારો કુંજમાં વાય છે પ્રસિળી રે, લોલ,
> નાદે વીંધી છે મારી પાંસળી રે, લોલ;
>
> હું તો સૂણતાં ભૂલી સહુ ચાતુરી રે, લોલ,
> મળવા થઈ છું અતિ આતુરી રે, લોલ."

ભક્ત કહે છે કે, પ્રભુએ મારામાં એવું તે શું જોયું કે મારા તરફ આવો પક્ષપાત રાખે છે અને મને દર્શન આપે છે? સાચો ભક્ત જાણી શકતો નથી કે નવધાભક્તિ પાર કરી ગયો છે. હવે તો તેને પ્રભુ સાધ્ય થયા છે. હવે તો પ્રભુ પણ તેનાં દર્શન કરવાને ઉત્સુક બને છે, તે પણ માત્ર ઈશ્વરને જુએ છે. પ્રથમ વાર સાસરે આવેલી નવપરિણીતા જેવી, વારે વારે પિયેરને યાદ કરતી સ્ત્રીના જેવી તેની સ્થિતિ નથી. હવે તો પતિમાં તે મુગ્ધ બની છે. જે સસારમાં તે જન્મ પામી છે, જ્યા તે ઉછરી છે, જ્યા તેને સંસ્કાર મેળવ્યા છે, તે સંસારને તે હવે ભૂલી ગઈ છે. તેની આંખ સામે તેનો મનમોહન સ્વામિ માત્ર દેખાય છે અને સ્વામિ પણ તેનામાં ચિત્ત પરોવે છે.

> "હું શું જાણુ રે, વહાલે મુજમાં શું દીઠું
> વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું."

પ્રભુને ભક્ત પણ પ્રિય છે–સ્વામિને પત્ની પ્રિય છે તેમ અને "હું શું જાણું રે, વહાને મુજમાં શું દીઠું?"નો જવાબ તો પ્રભુ જ આપી શકે અને જ્યારે પરમેશ્વર આવા પરમભક્ત તરફ પણ બેદરકારી બતાવે છે, બીજાં ભક્તોને નવાજે છે, ત્યારે ભક્ત, ગોપી પ્રભુને તરછોડતો નથી, પણ ઉલટા વહાલ ભર્યાં સંબોધનથી મર્મવચન સંભળાવે છે.

> "નેન નચાવતાં નંદના કુંવર, પાધરે પંથે જા."

પ્રેમ સમાધિએ પ્રભુ પ્રાપ્તિની છેલ્લી અવસ્થા છે. નવધા ભક્તિથી પાર જઈને પ્રેમસમાધિ સિદ્ધ થાય છે.

વૈકુંઠદાસ કવિ "રાસલીલા"ના કાવ્યમાં ગાય છે,

"હરિસંગ રમતાં સઘલી નાગરી, મનોરથ પામી મન આનંદ ભરીઃ
કૌતુક નીરખી મોહી ખેચરી, કામે પીડી દેહ, ગાને વીસરી."

જ્યાં સુધી પ્રભુની સાથે એકત્વ પામતાં દેહની ગતિ વીસરાતી નથી ત્યાં સુધી પ્રેમ સમાધિ મળતી નથી. શ્રીદયારામભાઈ લખે છે :

"દેહાનુસંધાન રહે નહિ, સર્વેન્દ્રિય પ્રાણ અનાદિજી,
ચિત્ત અતઃકરણ લુબ્ધાય, રસિકરસ સમયે પાનરસ સ્વાદીજી."

શ્રીદયારામભાઈની ભક્તિ ભાવનામાં, શાણ્ડિલ્ય અને નારદના ભક્તિ સૂત્રોનું કવિત્વભર્યું પુનરુચ્ચારણ છે. ભક્તિ શરૂ થાય છે શ્રવણથી, તે દૃઢીભૂત થાય છે કીર્તનથી અને સ્થિર થાય છે સ્મરણથી. કૃષ્ણ તરફ આસક્તિ નહીં હોય તો આ બનવું સહજ નથી પરંતુ આસક્તિથી આગળ પણ જવાનું છે. માત્ર આસક્તિ બસ નથી. આસક્તિ જ્યાં સુધી વ્યસનમાં નહીં પરિણમે ત્યાં સુધી ભક્ત આગળ વધી શકતો નથી. પાદસેવન અને અર્ચન, વ્યસનમાં બળરૂપ છે. ત્યાર પછીના ચાર પ્રકાર છે—વંદન, દાસત્વ, સખ્ય અને આત્મનિવેદન. ચંદ્રને જોઈ ચકોર તેના તરફ ઊડે છે તે અવસ્થા છે આસક્તિ—પાણી બહાર નીકળતાં માછલી જીવી શકતી નથી તે અવસ્થા છે વ્યસન. સ્વાતિ નક્ષત્રમાં મેઘમાંથી પડેલા જલબિન્દુથી સંતોષ માનવો તે છે પ્રેમની અવસ્થા—શ્રીદયારામભાઈ કહે છે:

"જળ સ્વાતિ ચાતક પ્રેમ છે, આસક્તિ ચંદ્ર ચકોર
છે વ્યસન વારિ—મત્સ, ત્રણ ઉદાહરણના ઠોર."

વ્યસન શબ્દ આપણે સારા અર્થમાં વાપરતા નથી. મદિરાપાનનું વ્યસન છોડ્યુ છૂટતું નથી. ફારસી, સુફી કવિઓ મદિરા, સાકી, સનમ્ એવા શબ્દો વાપરી ભક્તિરસનાં કાવ્યો લખે છે. મદિરાથી ચકચૂર થયેલો માણસ જેમ ભાન ભૂલી જાય છે તેવી જ રીતે ભક્તે પણ પ્રભુ મેળવવા માટે સંસારનું ભાન ભૂલી જવું જોઈએ. સૂફીવાદ કે

ભક્તિવાદમાં વ્યસનવિના પ્રભુ પ્રાપ્તિ થવી અસંભવિત છે. પરંતુ ભક્તિવાદનું વ્યસન અલૌકિક પ્રકારનું છે. દયારામભાઈ લખે છે તે મુજબ "વારિ-વત્સ" જેવું છે. માછલીને પાણીનું વ્યસન જીવન જ થઈ પડે છે તે વ્યસન માત્ર નશો નથી, ઘેન નથી, પણ જીવન છે. પાણીની બહાર પડતાં મત્સ્ય મૃત્યુ પામે છે.

શ્રીદયારામભાઈ ભક્તકવિ હતા અને તેમની કવિતામાં ભક્તિભાવ જોવાનો પ્રયત્ન કરવો ઘટે. આ પુસ્તકના લેખકે આવો સુંદર પ્રયાસ કર્યો છે. જુદા જુદા પ્રકરણોમાં કવિશ્રી દયારામના જીવનનું ચરિત્ર આલેખ્યું છે. તેમની કવિતાનો આસ્વાદ પણ કરાવ્યો છે. ટીકાકારોને જવાબ પણ આપ્યો છે.

શ્રીદયારામભાઈ માત્ર ભક્તકવિ ન હોતા. તે જ્ઞાની પણ હતા. જ્ઞાનના પગથિયે ચઢીને જે ભક્ત થાય છે તે જ સાચો ભક્ત થવા સર્જાયો હોય છે તે જીવનાંત સુધી બ્રહ્મચારી રહ્યા અને છતાં યે રસની સુંદર વાનગી કવિતામાં પીરસી શક્યા કારણ કે તેમના શૃંગારમાં ભક્તિરસ ભર્યો છે તે ભક્ત હતા અને ભક્તજનો પ્રત્યે તેમને પ્રેમ હતો. તે અભિમાની ન હોતો. તે પોતાને સર્વસ્વ માનતા નહોતા. તેમનો વિનય તેમનું આત્મનિવેદન, તેમની નમ્રતા અવસાન પહેલાંનાં નજદીકના કાળમાં લખાયલાં કાવ્યોમાં દૃષ્ટિગોચર થાય છે. પ્રભુને પ્રાર્થના કરતાં તે ગાય છે.

"જો માહારાં કૃત સામુ તમે જોશો, તો ઠરશે બરાબરી
રત્ન ગુંજા કયમ હોય સમતોલ, હું તો રંક ને તમો હરિ."

અને, ભક્તકવિની એકમાત્ર ઇચ્છા હતી કે તે પ્રભુપાદનું નિત્ય સેવન કરે. તેમને મોક્ષ નહોતો જોઈતો. તેમને નિર્ગુણ બ્રહ્મ નહોતું ખપતું. ભક્તિની પરાકાષ્ઠાની તેમને ઝંખના હતી અને દયારામભાઈએ ગાયું.

"શ્રી વૃંદાવનની કુંજમાં, જયહાં કરો જુગલકિશોર વિલાસ;
દાસ દયાની રે વિનતિ, (મુને) રાખી કરી રાખો નિજ પાસ"

આ પુસ્તકના લેખક "દિવ્ય ધામ તરફ પ્રયાણ" ના પ્રકરણમાં લખે છે કે, "પથારીમાંથી કવિની નજર એક ઢેફાં તરફ ગઈ" જ્યારે તેમના મિત્ર વસન્તરામે પ્રશ્ન પૂછયો કે "આપ શો વિચાર કરો છો?" ત્યારે કવિશ્રીએ જવાબ આપ્યો "આ સામે માટીનું ઢેફું જોઈને મને એમ લાગે છે કે શું મારી કવિતાની •સ્થિતિ આ ઢેફા જેવી થશે." ઢેફાને જોઈને કવિશ્રી એ કહેવા માગતા હતા કે જેમ ઢેફું ઘસાઈ જઈને કાળે કરીને મૂળ સ્વરૂપ ગુમાવે છે, તેવું તેમની કવિતાનું સ્વરૂપ વિકૃત ન થાય

વસન્તરામે તો ઉત્તર આપ્યો, પણ આજે વર્ષો પછી આ પુસ્તકના લેખક પણ તેનો ઉત્તર આપી રહ્યા છે માત્ર લેખક ઉત્તર નથી આપતા પરંતુ દયારામ કવિના સુંદર કાવ્યોનું પઠન કરનાર સહુ કોઈ ઉત્તર આપે છે કે દયારામભાઈ ગુજરાતી કાવ્યસાહિત્યમાં અમર થવા સર્જાયા છે. ઢેફું જીર્ણ થાય છે, ઘસાય છે, તૂટી જાય છે; પણ શરીર ઉપર જે યશ અને કીર્તિ રહી છે તે સાશ્વત્ છે. દયારામનો કીર્તિદેહ ચિરંજીવ છે.

મંગળદાસ જમનાદાસ ગોરધનદાસ
બી. એ. એલએલ બી.
[ માજી પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ ]

નં. ૬૧, નારણ નિવાસ
ગીરગામ મુબઈ નં–૪.

# ✿ શ્રીદયારામભાઇને અંજલિ ✿

આપનાર : ડૉ. મંજુલાલ ર. મજમુદાર
એમ. એ. (વડોદરા)

**દયારામભાઈનું ડભોઈ :**

ડભોઈનું નામ સંસ્કૃત दर्भवती કે दर्भावती ઉપરથી, પ્રાકૃતના નિયમોને અનુસરીને અન્ત્ય તનો લોપ થતાં दब्भवई, दब्भावईः અને પ્રતિસંપ્રસારણથી आवનો ओ થતાં दब्भोई–डभोइ એવા ક્રમથી પણ સંભવે છે.

ડભોઈની પ્રાચીનતા, ડભોઈવાસીઓને સંભારવી પડે તેમ નથી. (છતાં, અગિયારમાં સૈકા પહેલાંના તેના ઉલ્લેખો હજી મળ્યા નથી. સિદ્ધરાજની સભામાં દિગંબર આચાર્ય કુમુદચંદ્ર અને શ્વેતાંબર આચાર્ય વાદિદેવસૂરિ વચ્ચે વાદ થયો હતો. તેમાં વાદિ દેવસૂરિનો વિજય થતાં, દિગંબરોને ગુજરાતમાંથી દેશવટો મળ્યો હતો. એ વાદિદેવસૂરિના ગુરુ મુનિ ચંદ્રસૂરિનો જન્મ ડભોઈમાં થયો હતો એટલું જ નહિ, પણ તેમનો સ્વર્ગવાસ પણ ડભોઈમાં જ સં. ૧૧૭૮માં થયો હતો.

ડભોઈની રાજકીય મહત્તા સોલંકીયુગથી ચાલી આવેલી છે. સિદ્ધરાજે ઉત્તરમાં ઝીંઝુવાડા અને દક્ષિણ-પૂર્વમાં ડભોઈ–એ બે સ્થળોને રાજકીય વહીવટનાં અગત્યનાં થાણાં તરીકે પસંદ કર્યાં હતાં; અને તેને કિલ્લાથી સુરક્ષિત બનાવ્યાં હતાં,

કહેવાય છે કે મહારાજા વિશળદેવ વાઘેલાએ આ કિલ્લાનો સમુદ્ધાર કરાવ્યો હતો ; અને આ કિલ્લો તથા ગામ પણ તેમણે જ વસાવ્યાં હતાં :

---

✿ ડભોઈમાં કવિશ્રી દયારામભાઈની જન્મજયંતીને પ્રસંગે મુખ્યવક્તા તરીકે **ડૉ. મંજુલાલ રણછોડદાસ મજમુદાર એમ. એ.** આપેલા વ્યાખ્યાનમાંથી : ભાદરવા સુદ ૧૧, તા. ૧૬-૯-૩૬. ‘પ્રસ્થાન’ માસિકમાં પ્રગટ.

અને ખુદ તેમનો જન્મ પણ અહીં જ થયો હતો—પરંતુ આ હકીકત હજી વિશેષ પુરાવો માગે છે)

તેરમા સૈકામાં ડભોઈ, ગુજરાતના મહત્ત્વના 'નગરોની' ગણનામાં આવતું જણાય છે મંત્રી તેજપાળના સં ૧૨૮૮ના ગિરનાર ઉપરના શિલાલેખમાં લખ્યું છે કે પાટણ, ભરૂચ, ખંભાત, ધોળકા તથા ડભોઈ જેવાં નગરોમાં એમણે નવાં મંદિરો બંધાવ્યાં હતાં; તેમજ કેટલાક જૂનાં તીર્થોનો ઉદ્ધાર પણ કરાવ્યો હતો

*श्रीमदणहिलपुर, भृगुपुर, स्तम्भतीर्थ, दर्भवती, धवल्लक प्रमुखेषु नगरेषु ..अभिनव धर्मस्थानानि प्रभूततीर्थोद्धाराश्च कारिता• ।

ચૌદમા સૈકાની શરૂઆતમાં, સં ૧૩૧૧માં મહારાજ વિશળદેવના રાજ્યઅમલમાં પુરોહિત સોમેશ્વરદેવે ડભોઈના વૈદ્યનાથ અથવા વૈજનાથ દેવની પ્રશસ્તિ રચી છે (જુઓ 'એપીગ્રા ઈન્ડિકા,' વૉ ૧, પૃ ૨૫)

છેલ્લા દોઢસો વર્ષથી ડભોઈ, આપણને બીજી રીતે યાદ રહી જાય છે શ્રીદયારામભાઈના જન્મસ્થાન તરીકે તથા તેમના નિવાસસ્થાન તરીકે એ ગુજરાતમાં જાણીતું થયું છે ડભોઈ ગાયકવાડનું ભલે હોય, આપણે મન તો તે દયારામભાઈનું જ છે અને એ ડભોઈના અહોભાગ્ય છે કે સાહિત્યજગતમાં ગુજરાતભરનું એ તીર્થસ્થાન બની ગયું છે શ્રીદયારામ જન્મજયંતી જેવા મહોત્સવો એ તીર્થસ્થાનમાં મળતા સાહિત્ય મેળાઓ છે

★

શ્રીદયારામભાઈની જીવનદૃષ્ટિ

સાહિત્યના ઇતિહાસકારે બે વસ્તુ વિચારવાની ખાસ અગત્ય છે : એક તો લેખકની જગત તરફ દૃષ્ટિ અને બીજી તેની સંસ્કારગ્રહણની શક્તિ. જ્ઞાનીની દૃષ્ટિ ભક્તની દૃષ્ટિથી નીરાળી છે. જ્ઞાની દરેક વસ્તુમાં પંચતત્ત્વ અને તેનાથી પર રહેલું પરમ તત્ત્વ નિહાળે છે. એને મન કેવળ બ્રહ્મ જ સત્ય છે અને જગત તથા જગતના પદાર્થો મિથ્યા છે.

> " સાર આ સંસારમાં ન જોયો
>
> બહુ રીતે તપાસતાં, સાર આ સંસારમાં ન જોયો. "

એવી બુદ્ધ ભગવાનની નિર્વેદપૂર્ણ દૃષ્ટિ જ્ઞાનીની બની જાય છે.

પરંતુ ભક્તની દૃષ્ટિ જુદી છે. ભક્તોને મન જેટલું બ્રહ્મ સત્ય છે, તેટલું જ એ બ્રહ્મનું ઉત્પન્ન કરેલું જગત્ પણ સત્ય છે. કારણ કે જગતને પણ પ્રભુએ જ લીલા (રમત)ની ખાતર સરજાવેલું છે : लोकवत्तु लीलाकैवल्यम् । વળી સત્યમાંથી સત્યની જ ઉત્પત્તિ સંભવે છે. એટલે 'સતરૂપ ઈશ્વરે સર્જેલું જગત્ પણ સતરૂપ છે.' તેથી આવી ભક્તની દૃષ્ટિએ નિહાળતાં, ભક્તને માધુર્યના ભરેલા પ્રભુનું આખું જગત્ પણ મધુર લાગે છે :

मधुराधिपतेः अखिलं मधुरम् ।

આ 'મધુરાષ્ટક'માં તો પ્રભુનું 'हसितं मधुरं' 'वमितं मधुरं,' 'गोपा मधुराः,' गावो मधुरा । વગેરે ગણાવ્યું છે. એટલે જ્ઞાનીની વીતરાગ દૃષ્ટિ, પ્રભુના અખિલ સર્જનમાં વ્યાપી રહેલા માધુર્યને નિહાળવામાં નિષ્ફળ બને છે

દયારામભાઈએ અને તેમના યુગના બીજા ભક્તકવિઓએ જગતને આવી મધુર દૃષ્ટિએ નિહાળ્યું હતું અને તેથી તેમણે 'વૃંદાવનના ધોળ'માં લખ્યું છે કે :

" જ્યાં રસમય ગિરિ ગોવર્ધન રે,
રસમય શ્રીજમુના રાણી;
રસરૂપ વૃક્ષ ને વેલ્યો રે,
પૃથ્વી રસમય ક્યો જાણી;
રસરૂપ ચંદ્રમા અચલિત રે,
રસમય છે દિવસ રેણી;
રસરૂપ સર્વ સામગ્રી રે
યુગલ રૂપને સુખ-દેણી. "

આમ સંસારીની દૃષ્ટિ માત્ર માટીનો દેહ જુવે છે, ત્યારે પ્રભુભક્ત માટીના દેહમાં રહેલા પ્રભુને જુએ છે. તેથીજ તેમના સમયના અસ્વસ્થ રાજકીય વાતાવરણની અસર દયાગમભાઈની કવિતામાં જણાતી નથી. જીવનની હાડમારીથી એ કદીયે ગભરાઈ ગયેલા જણાતા નથી. માત્ર માયાના બંધનો સામે એ કવિચત્ હૈયાવરાળ કાઢે છે ખરા.

" હરિ! હું શું કરું રે? મારો માયા ન મૂકે કેડો. "

ધાર્મિકતામાં પરિણામ પામતી તેમના જમાનાની સંસ્કૃતિ, જીવનને અને કવનને ધર્મસાહિત્યમાં ઊંડે ઉતારતી હતી; રાજકીય ક્રાંતિ કે પરિવર્તનો તેમને માટે આગંતુક હતા; સામાજિક ક્રાંતિ આકસ્મિક હતી. એક તેમના આરાધ્યદેવની ભક્તિ જ સનાતન હતી; છતાં, જીવનની અનિશ્ચિતતા તેમને વિરાગ તરફ વાળવાને બદલે, તેમને સાંપ્રત કાળનો પ્રભુસેવાનો લાભ ઉઠાવવા પ્રેરતી હતી, વૈષ્ણવો ગાતા હતા અને આજે પણ ગાય છે કે :

"આજનો લ્હાવો લીજિયે રે : કાલ કોણે દીઠી છે?
હરખે શ્રીનાથજી ઝુલાવિયે રે : કાલ કોણે દીઠી છે?"

શ્રીદયાગમભાઈનું મન, હમેશા મદનમનોહર વેષવાળા 'લલિત

ત્રિભંગ નટવર'ની છબિ ઉપર વારી જાય છે અને મન સાથે વાતચીત કરે છે :

"કિયે ઠામે મોહિની ન જાણી ?
મોહનજીમાં, કિયે ઠામે મોહિની ન જાણી ?
ભ્રુકુટિની મટકમાં : કે ભાળવાની લટકમાં,
કે શું મોહની ભરેલી એની વાણી–મોહનજીમાં૦
કે શું અંગ અંગમાં ? કે લલિત ત્રિભંગમાં ?
કે શું અંગ અંગ થેલી રીસાણી–મોહનજીમાં૦
મોહનજીમાં કિયે ઠામે મોહિની ન જાણી ?"

માટે દયારામભાઈની ગોપી, સખીને કહે છે કે :

"તું જોને સખિ ! શોભા સલૂણા સ્યામની."

આમ શ્રીદયારામભાઈની કવિતા–તેમની પ્રેમલક્ષણા ભક્તિથી તરબોળ કવિતાને સમજવાની મુખ્ય કૂંચી, તેમની જીવન પ્રત્યેની દૃષ્ટિમાંથી આપણને મળી રહે છે.

### કવિવર દયારામ

કવિએ કવિપણાના ભાનપૂર્વક કવિતા કરી હોય તો તે તેમના 'સતસૈયા' (સં ૧૮૭૨) અને 'વસ્તુવૃન્દ દીપિકાનાં (સં. ૧૮૭૪) હિંદી કાવ્યો છે: અને તે પણ તેમની ઉગતી જુવાનીમાં રચેલા છે છત્રીસ વર્ષના કેટલા કવિએ એવા અલંકારશાસ્ત્રનુ જ્ઞાન બતાવનારી ૭૦૦ દૂહા રચવાની હામ બીડી છે ? 'અમે તએકા સોલકી આને' કહેવાતી એવી હિંદી ભાષાનું, તે વખતની રાજભાષા તરીકેનું મહત્ત્વ જ્યારે ધ્યાનમાં લઈએ છીએ ત્યારે, થાય છે કે પ્રત્યેક નવા કવિને પહેલા હિંદીમાં પ્રતિષ્ઠા મેળવવાના કોડ રહેતા હતા.

કવિએ 'સતસૈયા'નો ગ્રંથ ચાણોદમાં રહીને રચ્યો જણાય છે. એ લખે છે :

'ઓ (ચંડી)પુરી મધ્ય નિવાસ કવિ, દયારામ હરિદાસ:
કીયે સાતસૌ દોહરા, કૃષ્ણ – સંબંધ – પ્રકાશ'.

જો કે કવિએ તેમાં બુદ્ધિચાતુર્ય અને રસાલંકારશાસ્ત્રનો પરિચય બતાવવાની નેમ રાખી છે; છતાં, હિંદી મહા કવિઓ ચંદ, બિહારી, દેવ-વગેરેની જેમ, કોઈ રાજાને રીઝવવા માટે તેમણે તેમના 'સતસૈયા'ની રચના કરી નહોતી. એ લખે છે :

"પુરુષોત્તમ ગોપીશ શ્રી, કૃષ્ણ મનોહર રૂપ;
તદ્ પ્રીત્યર્થ ગ્રુગ્રંથ યહ **નહિં રીઝવન કો ભૂપ**".

કવિની અનન્ય પ્રભુભક્તિ તેમની આ લીટીઓ ઉપરથી જોઈ શકાય છે.

કવિના સમકાલીનોમા સહજાનંદ મહારાજ (ઈ સ ૧૭૮૦–૧૮૩૦) અને તેમના શિષ્ય પ્રેમાનદસ્વામી-પ્રેમસખી મુખ્ય છે

ગઝલકાર દયારામ

ગુજરાતી સાહિત્યમા 'ગઝલ'ના ફારસી સાહિત્ય પ્રકારનાં પગરણ માંડનાર, કવિ દયારામભાઈ–એમ જાણતાં ઘણાં વર્ષો ઉપર દયારામભાઈએ એ 'સાહિત્યમાં 'ગઝલ'ના ફારસી સાહિત્ય પ્રકારનાં પગરણ માંડનાર, કવિ દયારામભાઈ–એમ જાણતાં ઘણાને નવાઇ લાગશે: મણિલાલ અને બાલાશંકર, કલાપી અને સાગર–તેમના પહેલાં, ઘણાં વર્ષો ઉપર દયારામભાઇએ, એ 'સાહિત્યપ્રકાર'ને અપનાવ્યો હતો.

ફારસી પદ–માપવાળી 'ગઝલ' તથા 'રેખતા'ના જુદા જુદા પ્રકાર એમણે પહેલવહેલાં કૃષ્ણવિહારનાં વર્ણનો કરવામાં કામ લગાડ્યા છે. ગુજરાતીમાં ગઝલની શરૂઆત કરનાર આમ દયારામભાઈ છે, અલબત્ત તેની ભાષા, બહુધા ફારસીપ્રચૂર હિન્દી છે.

તેમની કેટલીક ગઝલોનો ઉપાડ, આ વસ્તુને કંઈક સારો ખ્યાલ આપી શકશે :

(૧) લગી હે યાદ પ્રીતમકી, તલફકે જીવ જાવેગા :
મુઝે તો કહો સૈયાં! મેરી, જાની કબ આવેગા?

(૨) સીતાપતિ રામની સેવા, માણો મન મીઠડા મેવા :

(૩) હરદમ કૃષ્ણ કહો, કૃષ્ણ કહો, તુ જબા! મેરી
યહી મતલબ કે ખાતર, કરતા હું ખુશામદ મે તેરી.

(૪) સૂનિયે જી હરિ હજરત! બન્દેકી અર્જિ હૈ
બેદિલ હુઈ સબ ખ્યાહી, સાહેબકી ક્યા મરજી હૈ!

(૫) મદનમોહન પ્યારે, મેહબૂબ મેરા હૈ:
દિદાર હુવા જબમેં, કિયા દિલમે ડેરા હૈ

(૬) એક ખૂબસૂરત ગુલઝાર ગભરુ, દિલદાર સાંવરા:
તારીફ ક્યા કરું ઉસકી? વે સબ ભાતમેં ભલા.

દીન વૈષ્ણવ દયારામ

દયારામભાઈના શરણના, દીનતાના અને અપરાધક્ષમાપનના પદો ગુજરાતભરમા જાણીતા છે અને ભક્તજનો તે ગાય છે. સાચા ભક્તને અખંડ લાગ્યા કરે છે કે પોતે પ્રભુના પ્રેમને લાયક નથી; પરતુ પ્રભુ અનુગ્રહ કરે ત્યારે જ તેનો ઉદ્ધાર છે, તેથી હમેશા તે પ્રાર્થના કર્યા કરે છે. અતકાળ વખતે પશ્ચાત્તાપનો અગ્નિ મનુષ્યના હૃદયને વિશુદ્ધ બનાવી, તેને શાતિ આપે–એવા પ્રકારનું બળ દયારામભાઇની આ અનકાલીન પ્રાર્થનાઓમા છે. તેમાં પ્રભુ પરની અડગ શ્રદ્ધા અને અનન્ય આસક્તિ જોઈ શકાય છે.

એ આખા વિભાગનો પરિચય માત્ર એક એક લીટીથી આપીને સતોષ માનવો પડે છે:

(૧) શરણ પડ્યો છું કે શ્રી હરિ, નથી મારે અવર સાથ વિશ્વાસ
(૨) દર્શન દ્યોની રે દાસને, મારા ગુણનિધિ ગિરધરલાલ
(૩) હરિ! હું શુ રે કરું રે? મારો માયા ન મૂકે કેડે
(૪) શીદ કરે મોચના રે? માથે શ્રીજી સરખા સ્વામી
(૫) શુ કહિયે શ્રીજી! શરણ પડ્યાને સતાપો'

(૬) હું જૂઠો જગદીશ! લજ્જા મારી રાખ્યેથી રહેશે
(૭) હો મનવા! શ્રી હરિચરણે રહેજે
(૮) કૃપાસિંધુ કહાવો છો, કૃપા તમે કેમ ના કરો?
(૯) હરિ! જેવો તેવો હું દાસ તમારો, કરુણાસિંધુ—
(૧૦) મારે અંત સમે અલબેલા! મુજને મૂકશો મા,
(૧૧) અપરો દિવસ આવશે, અલબેલા શીઘ્ર!
તાં સુધબુધ લેજે માહરી ... .
(૧૨) દામોદર! દુખડા કાપો છે પાવલે લાગું
નન્દલાલ નિજાનંદ આપો છે,—
(૧૩) સહુથી સમરથ શ્રી રાધાવરનો આશરો
(૧૪) મારો કર ગ્રહો કેશવરાય રે, માયાજાળથી મુકાવો
(૧૫) જો વિચારી જીવ! તારી શી વલે થશે?
(૧૬) ચિત્ત! તું શિદને ચિંતા ધરે

અહીં આપેલી આશરાના પદની એક એક લીટી ઉપરથી જોઈ શકાશે કે કવિએ એકનો એક ભાવ કેટકેટલા સુંદર રાગ અને ઢાળમાં ગૂંથ્યો છે! કવિનું સંગીતનું જ્ઞાન કેવું હતું તે જાણવા માટે આટલો પરિચય પણ પૂરતો છે

## ભજનની ધૂનો આપનાર દયારામ

કવિનાં કેટલાંક પદોમાં સંગીતની સુંદર 'ધૂનો' ઉપજાવેલી છે. સામુદાયિક ભજનગાનમાં જ એવી ધૂનોની મીઠાશ આપણે પિછાની શકીએ છીએ.

(૧) જન જન હરિદાસા, હરિદાસા
(૨) સહુથી હરિ મોટા, હરિ મોટા, બીજા સર્વ ગપોટા, સહુથી૦
(૩) હરિસેવા હરિસેવા, માગું હરિસેવા
(૪) સીતાપતિ રામની સેવા

વગેરે 'ધૂનો'નું સાહિત્ય વિસારવા જેવું નથી

## દયારામભાઈની ગરબીઓ

ગુજરાતના દેશી સંગીતના અનેક પ્રકારોમાં ' રાસ, ' ' ગરબા ' અને ' ગરબી 'નો સમાવેશ થાય છે. એમાંથી ' રાસ ' શ્રીકૃષ્ણના અને ' ગરબા ' માતાજીના ગણાય છે એ બન્નેના સંયોગીકરણમાંથી કવિએ 'ગરબી' ઉપજાવી છે 'ગરબા' કરતાં ટૂંકી, છતા એકત્રિત રસની એક જ વિચાર, એક જ ભાવના અને એક જ પ્રસંગનુ આલેખન કરનારી રચના તે ' ગરબી. ' અંગ્રેજીમાં તેનુ સગુ ખોળિયે તો તે Lyric છે. પ્રત્યેક ગરબીના ઉપાડમા અથવા તેના ધ્રુવપદમાં એક સર્વસામાન્ય કથન, ઊર્મિ કે વિચાર હોય છે: તેનુ દઢીકરણ પછીની કડી વડે કરવામાં આવે છે. તેના ઉદાહરણ અનેક છે :

(૧) શ્યામરંગ સમીપે ન જાઉં :

શ્યામ રંગ ક્યાં ક્યાં છે તે કવિ, પછીની કડીમા ગણાવી જાય છે.

(૨) કિયે ઠામે મોહિની ન જાણી?

પછી બધાં મોહિનીનાં સ્થાન કવિ ગણાવે છે.

(૩) પ્રીતડીની રીત અતિ અટપટી—

એમાં પ્રીત કરતાં શું શુ વેઠવું પડે છે તે એ ગણાવે છે.

ભક્તિમાર્ગ ઊર્મિપ્રધાન છે. તેથી દયારામભાઈનાં કાવ્યોમાં ઊર્મિનો ઝોક આગળ પડતો છે. તેમની પ્રતિભા, ઊર્મિ ઊઠતાં ઝળકી ઊઠે છે. એ ઊર્મિને–સુંદર કલ્પનાને–કાવ્યનો આકાર મળતાવેંત, તે શમી જાય છે; અને પછી બીજા ગીત માટે, તેમને નવી ઊર્મિની રાહ જોવી પડે છે. આવી કવિતાને ' ખંડલહરી ' કવિતાનો પ્રકાર કહે છે.

આવા કારણને લીધે જ, લાંબાં ' આખ્યાનો ' કે ' ખંડલહરી કાવ્યો ' લખવાને અનુકૂળ એવું વાતાવરણ દયારામભાઈના માનસનું નહોતું; તેમ તેમનાં બાહ્ય જગતનું પણ નહોતું. દાખલા તરીકે, કવિનાં ' રુક્મણીહરણ 'નાં ' બીડાં ' એ, શ્રાવ્ય 'આખ્યાન' કરતાં ' ગીતકાવ્યો ' જ

છે, એમ કહેવુ વધારે ઠીક છે; તેમના 'અજામિલાખ્યાન'મા આખ્યાનનાં તત્ત્વો બહુ ઓછા જણાય છે

વળી, બીજી એક હકીકત, તેમની ટૂંકી ગરબીઓની વિશિષ્ટ રચનાનો ખુલાસો આપણને કરી આપે છે 'અષ્ટછાપ' તરીકે ઓળખાતા વૈષ્ણવ કવિઓ–સુરદાસ, કુંભનદાસ, નંદદાસ, પરમાનંદદાસ વગેરેનાં વ્રજભાષાના કૃષ્ણબાળલીલાના 'કીર્તનો' અને 'પદો'માથી દયારામભાઈ ને સારી એવી પ્રેરણા મળી સંભવે છે એવા પ્રત્યેક પદમા, ઠાકોરજીની અમુક 'લીલા' કે અમુક 'સમય'ને ઉદ્દેશીને જ કવિએ રચના કરેલી હોય છે. તેમા તેટલા પૂરતુ જ સુદર અને સુરેખ આલેખન થયેલુ હોય છે. તેના નિત્ય અભ્યાસથી તથા કીર્તનથી દયારામભાઈની સ્વાભાવિક શક્તિ, એવા પદની ધાટીની ગરબીઓ રચવામા, વિશેષ ખીલી નીકળી છે; અને ખરેખર, નરસિંહ મહેતા અને મીરાંબાઈ પછી, દયારામભાઈનું સ્થાન તે ક્ષેત્રમા અનોખું છે. રઘુનાથદાસ, રાજે, શાંતિદાસ પ્રેમસખી– વગેરે ગીતકવિઓનુ સ્થાન એ સાહિત્યમા છે ખરુ; પણ તે બીજા વર્ગમા.

## ગરબીમાં રસનાયિકાનું ચિત્ર

અને દયારામભાઈએ ગુજરાતનું હૃદય જીત્યું છે તે તેમની ગરબીઓ વડે તેમના એક એક ગીતમાં અલંકારશાસ્ત્રમાં ગણાવેલી રસનાયિકાનુ ચિત્ર ખડુ થયેલું છે ગુજરાતના સ્ત્રીહૃદયને દયારામની કવિતાએ જે જીતી લીધું છે તેનુ મુખ્ય કારણ એ પણ લાગે છે કે તેમના ગીતોમાં, સ્ત્રીસહજ અને સ્ત્રીસુલભ હૃદયના ભાવનું, સચોટ આલેખન તેમણે કરેલુ હોય છે.

## દયારામભાઈમાં નિત્યનૂતન તત્ત્વ

દયારામ એટલે ગુજરાતની ગોપી: ગાતી, કલ્લોલતી અને ગરબે ઘૂમતી : તેથી જ દરેક ગુજરાતણ, દયારામભાઈની ગોપીની સ્થિતિમા પોતાને મૂકે છે; અને એ ગોપીની આંખથી, તથા ગોપીના

હૃદયથી, આખા ગીતના ભાવને અંતરમા ઉતારે છે: પછી ગુજરાતણો તેમની ગરબીઓ પાછળ ઘેલી થાય તેમાં નવાઈ શી?

એટલું યાદ રાખવાની જરૂર છે કે પાંડિત્ય કદી હૃદયને વશ કરી શકતું નથી. હૃદય જ હૃદયને વશ કરી શકે છે. કવિએ પોતાની ગરબીઓમા ગોપીનુ હૃદય ખુલ્લું મૂક્યું છે, અને તેથી જ ગુજરાતણોનુ હૃદય તેને વધાવી લે છે.

માટે જ દયારામ એટલે ગુજરાતનુ નારીસંગીત એમની ગરબીઓ એટલે ગુજરાતને ચોક અને આગણે વેરેલા કાવ્યફૂલઃ અમ્મર અને કદી ન કરમાય તેવા, તેથી જ આપણે કહીએ છીએ કે 'દયારામભાઈ ગુજરાતી સસારમા ગરબીઓથી જીવે છે ને જીવશે દયારામભાઈ ગુજરાતણની જીભે બેઠા છે, કંઠે ટહુકે છે અને હૃદયમા ગુંજે છે,

જે કવિની કવિતા કદી જૂની થતી નથી તેની કવિતામા જ સાચું જીવનતત્ત્વ રહેલું હોય છે. દયારામભાઈ તેમને ગયે દોઢસો વર્ષ થયાં છતાં જૂના નથી લાગતા કારણ કે તેમની કવિતામા નિત્યનૂતન તત્ત્વ ભરેલું છે



શ્રીકૃષ્ણાય નમઃ

# પ્રકાશકનું નિવેદન

પરમકૃપાળુ ભગવાન શ્રીકૃષ્ણ અને **શ્રીમદ્વલ્લભાચાર્યજીની** તથા દયાળુ **શ્રીમદ્વિઠ્ઠલેશ પ્રભુચરણ** (શ્રીગુંસાઈજી)ના મહાન અનુગ્રહથી **"બંસીબોલના કવિ યાને ભક્તકવિશ્રી દયારામભાઈનું જીવન-દર્પણ"**નુ પ્રકાશન કરી ધર્માનુરાગી તેમજ ગુર્જરસાહિત્યાનુરાગી જનતા સમક્ષ રજૂ કરતા મને અત્યત આનદ થાય છે

ગુર્જરગિરાના કાવ્યસાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરતા આપણને માલૂમ પડે છે કે સાહિત્યની સુદર સેવા કરવામા મુખ્યત્વે ભક્તકવિઓ છે આવા ભક્તકવિઓએ ગુજરાતી સાહિત્યને અત્યત ઓજસ્વતુ કર્યું છે. આદિમા ભક્તકવિશ્રી નરસિંહ મહેતા અને ભક્તકવિશ્રી મીરાબાઈ છે, મધ્યમા કવિશ્રી પ્રેમાનદ વગેરે છે, અને અતમા ભક્તકવિશ્રી દયારામભાઈ છે ભક્તકવિશ્રી દયારામભાઈના નામ અને તેમની રસમય અલૌકિક વાણીથી કોણ અજાણ્યુ છે? તેમના નીતિ ભક્તિ અને દિવ્ય શૃગારના દર્શન કરાવનાર કાવ્યોએ અસખ્ય જીવોને રસાર્દ્ર બનાવ્યા છે, એમા કંઈ સશય નથી

ભક્તકવિશ્રી દયારામભાઈએ પોતાના જીવન દરમિયાન પોતાની રસઝરતી કાવ્યકૃતિદ્વારા ગુજરાતી વ્રજ, મરાઠી, મારવાડી વગેરે ભાષાઓમા ભગવદ્ગુણાનુવાદ ગાઈ માત્ર ગુજરાતની જ નહિ પણ ભારતની ભગવદ્ગુણાનુરાગી અને સાહિત્યાનુરાગી જનતા પર મહાન ઉપકાર કર્યો છે તેમણે પોતાનુ સમગ્ર જીવન દૃઢ અને અનન્યભાવથી ભગવત્સેવા કરવામા તથા ભગવદ્ગુણાનુવાદ ગાવામા ગાળ્યુ છે

ભક્ત કવિશ્રી દયારામભાઈની વાણીનો રસાસ્વાદ એક વખત જેણે ચાખ્યો હશે તેના હૃદયમદિરમાથી એનો સ્વાદ કાળાતરે પણ ભુલાતો નથી. એ ચમત્કારથી ભરેલી રસઝરતી વાણીનો જેને મોહ લાગ્યો છે,

તેને તે શ્રવણ કર્યા વિના ચેન પડતુ નથી. કવિશ્રીની વાણીમાં શબ્દોનું માધુર્ય, કાવ્યોમાં રહેલાં ઉત્તમ ભાવો સાંભળનારને મુગ્ધ બનાવે છે.

ભક્તકવિશ્રી દયારામભાઈ સારા સંગીતજ્ઞ હતા. તેમનો કંઠ સૂરીલો હતો. એટલે જ્યારે તેઓ સૂરીલા સ્વરે મધુરસને લલકારી પોતાની દૈવી વાણી લોકસમૂહને સંભળાવતા તે વખતે સાંભળનારાઓ મંત્રમુગ્ધ બની જતાં. કવિશ્રીની વાણી સાંભળવા માટે ગુજરાત ઉત્સુક રહેતું હતું. ડભોઈ, ચાંદોદ અને વડોદરાની મહિલાઓ કવિશ્રીના ગરબા, ગરબી, ધોળ, કાવ્યો મધુર સ્વરથી ગાતી હતી, ત્યારે વાતાવરણ ગાજી ઊઠતું હતું અને રસ્તે ચાલનારા મનુષ્યો તે સાંભળવા ઘડીવાર થંભી જતા હતા. કવિશ્રીની ભાવવાહી ગરબીઓ કોકીલકંઠી બહેનોના મુખમાંથી સરી પડતી હતી, ત્યારે લોકોના ઝૂંડના ઝૂંડ ભેગાં થઈ ચિત્રવત્ બની જતા. કવિશ્રીના ભક્તિરસ, જ્ઞાન અને નીતિના કાવ્યો પણ કંઈ ઓછાં નથી. ભક્તમંડળીઓમા કવિશ્રીના એ કાવ્યો ગુંજી ઊઠે છે ત્યારે તો હજારો શ્રોતાઓને સમાધિલીન બનાવે છે. એ કાવ્યોની જેને ચોટ લાગે છે તે ઘાયલ થઈ જાય છે અને તેની આખી જિંદગી સુધરી જાય છે; તે સંસારનુ ભાન ભૂલી જાય છે આજે પણ એ દૈવીવાણીનો ચમત્કાર કંઈ ઓછો નથી. શ્રીદયારામભાઈની વાણી સંસ્કારી, શુદ્ધ અને શિષ્ટ છે. જ્યાં જેવા જોઈએ તેવા શબ્દો ત્યાં સારી રીતે તેમનાં કાવ્યોમાં ગોઠવાયેલા છે. એમનું કોઈ પણ પદ લો, તેને રાગથી ગાઓ. અર્થનો વિચાર કરો અને પછી જુઓ કે તેમા કેટલી મજા પડે છે. શ્રીદયારામભાઈનાં કાવ્યો માત્ર વાંચી જવાથી પણ આનંદ મળે છે; પરંતુ તેની ખરી ખૂબી તો રાગતાલમા ગાવાથી અથવા તો કોઈ મધુર સ્વરે ગાતું હોય ત્યારે સાંભળવાથી જણાય છે.

શ્રીદયારામભાઈએ શ્રીકૃષ્ણલીલાના રસમા જ લેખકો ને શ્રોતાઓને તરબોળ કરી દીધાં હતા.

શ્રીદયારામભાઈનો યુગ ખરી રીતે કલિયુગ નહિ પણ સંતયુગ હતો. સ્વામીનારાયણ સમ્પ્રદાયના સંસ્થાપક શ્રીસહજાનંદ સ્વામી પોતાના

યોગબળનો પ્રભાવ ગુજરાત, કાઠિયાવાડમાં દર્શાવી રહ્યા હતા. તે સમ્પ્રદાયના અનુયાયી, પ્રેમાનંદ નિષ્કુલાનંદ, બ્રહ્માનંદ વગેરે કવિઓ ઉત્તમોત્તમ ભજનો બનાવી તે દ્વારા અજ્ઞાનાંધકાર દૂર કરી લોકોને જાગ્રત કરી રહ્યા હતા મીરાંબાઈ, ધીરો, નિરાંત બાપુ, કબીર વગેરેનાં ભજનો ભક્તમંડળીઓમાં ગામે ગામ ગવાઈ રહ્યા હતા. ભજનની સપ્તાહો થતી. એવા યુગમા ભક્તકવિ શ્રીદયારામભાઈએ ગુર્જરભાષાના આદિ કવિ શ્રીનરસિંહ મહેતાની માફક પોતાના કાવ્યોદ્વારા ભક્તિરસની વૃષ્ટિ ગુર્જર સાહિત્યવાટિકામા કરી લોકહૃદયાને ભક્તિરસથી આર્દ્ર બનાવવાને પ્રફુલ્લ કર્યા હતા ડભોઈ પાસે બહાદરપુરમા ઝાગલાજ્ઞાતિના ભગવદીય શ્રીવલ્લભદાસભાઈ, કપડવંજમા ભગવદીય ફૂલકુંવરબાઈ, જૂનાગઢમા ભ રામકુંવરબાઈ, દેવગઢબારીયામા ભ કેસરબાઈ, ભરૂચમાં ભ. શ્રીજગજીવનદાસભાઈ અને ભાવનગરમા ભગવદીયશ્રી કેશવલાલભાઈ આદિ શ્રીગોકુલેશરવરૂપાસક્ત ભરરુચિ ભક્ત કવિરત્નો-શ્રીપુષ્ટિમાર્ગીય કવિઓ કાવ્યની પ્રસાદી વૈષ્ણવસૃષ્ટિને આપી રહ્યા હતા. વિક્રમની ઓગણીસમી શતાબ્દિ સંત તથા ભક્ત પુરુષોથી ઉજ્જવલ બની હતી તે સમયમા ભક્તકવિ શ્રીદયારામભાઈનું પ્રાકટ્ય થયુ હતું

ભક્તકવિશ્રીએ પોતાની છોતેર વર્ષની ઉંમર દરમિયાન પુષ્કળ સાહિત્ય રચ્યું છે તેમા ગુજરાતી અને વ્રજભાષાના ગ્રન્થોની સંખ્યા મોટી છે તેઓ ભગવદ્પ્રેમ અને ભક્તિવાળા હોવાથી પોતાના કાવ્યો અને ગરબીઓદ્વારા પ્રેમ અને ભક્તિના પૂર વહેવડાવ્યા છે. આ બધુ શાસ્ત્રપુરાણ તથા શ્રીમદ્વલ્લભાચાર્ય શ્રીમહાપ્રભુજીના શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો સિદ્ધાન્ત સસ્કૃત ભાષામાં છે તેના રહસ્યને પોતાનાં કાવ્યોમાં સરળ ગુજરાતી અને હિંદી ભાષમાં પ્રત્યક્ષ કર્યું છે. તેમની કૃતિઓમા ભક્તિ-પોષણ, રસિકવલ્લભ, રસિકરંજન, સંપ્રદાયસાર, સતસૈયા, વસ્તુવૃન્દ દીપિકા, કલેશકુઠાર, અજામિલાખ્યાન, વૃન્દાવનવિલાસ, પ્રશ્નોત્તરમાલિકા અને અનુભવમંજરી વગેરે નાના મોટા ગ્રન્થો ઉપરાંત અસંખ્ય ગરબા, ગરબી, છંદ, પ્રબધ, સાખી, સોરઠા અને દુહા વગેરે મળી આશરે

દોઢ લાખની સંખ્યા થાય છે. શ્રીદયારામભાઈને પ્રભુનો સાક્ષાત્કાર થયેલો તે તેમના પદોમાં તથા 'અનુભવમંજરી'માં પ્રત્યક્ષ દેખાય છે.

ભક્તકવિ શ્રી દયારામભાઈનાં કાવ્યો અને જીવનપરિચય શુદ્ધ સ્વરૂપમાં પ્રસિદ્ધ થાય તેવી અભિલાષા મારા હિતૈષી ગો. વા. પરમભગવદીય શ્રીનાથજીભાઈ ગિરીજાશંકર જોશીજી હતા, તેઓ ભક્તકવિશ્રી દયારામભાઈના શિષ્ય પુત્ર હતા અને શ્રીદયારામભાઈનાં કાવ્યોનો અર્થ સારી રીતે સમજતા હતા એટલું જ નહિ પરંતુ પદો ભક્તિભાવપૂર્વક ગાતા હતા તેઓની અમજણી ઉંમર થઈ ત્યારથી શ્રીદયારામભાઈનાં છપાઈને પ્રસિદ્ધ થયેલા કાવ્યો અને જીવનચરિત્રો જોયાં, કાવ્યોમાં રહેલી અશુદ્ધિ અને અર્થની વિસંગતતા જોઈ અને જીવનચરિત્ર અશ્લીલ અને આક્ષેપો ભરેલુ જોયું, તેથી તેમના હૃદયમા અત્યંત દુઃખ થયું. તે સમયે મારી ઊછરતી ઉમરમાં મારા પૂજ્ય ગો. વા માતુશ્રી રુક્ષ્મણીમાના પ્રતાપે પ ભ શ્રીજોશીજીના સપર્કમા આવ્યો તેઓશ્રીનો મારા ઉપર વાત્સલ્યભાવ હતો તેઓશ્રીની આજ્ઞા પછી મુંબઈ ગયો ત્યા વ્યાપારી લાઈનમાં નામુ લખવાની નોકરી મળી. આ સમયમાં જોશીજી શ્રીપુષ્ટિસંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન અને સપ્રદાયની સેવા કરવાની ધગશવાળા વૈ. શા. સ. શ્રીયુત મગનલાલ ગણપતરામ શાસ્ત્રીજી એમ. એ ઉપર પત્ર લખી આપ્યો શ્રીયુત શાસ્ત્રીજીએ મને ઉત્સાહપૂર્વક આવકાર્યો તે વખતે તેઓ પુના ડેક્કન કૉલેજમા પ્રાધ્યાપક હતા. તેથી સાંપ્રદાયિક ગ્રંથોના સશોધન, પ્રકાશન અને અધ્યયનાદિમા તેમનો ઘણો સમય જતો હતો, તેથી તેમણે મારા કાર્ય માટે પ ભ શ્રીમૂળચંદ્ર તુલસીદાસ તેલીવાળા અને શ્રીયુત વસતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીનો મેળાપ કરાવી આપ્યો. મારું કાર્ય સફળ થતું ચાલ્યું. શ્રીભગવત્કૃપા અને ભગવદીયોની દયાથી અત્યાર સુધીમા શ્રીદયારામ કાવ્યમણિમાલાના ભાગ ૧ થી ૬, શ્રીદયારામભાઈનું જીવનચરિત્ર અને ભક્તકવિશ્રી દયારામભાઈનું આતરજીવન એ પ્રકારે આઠ પુસ્તકો પ્રકટ કરી શક્યો છું, તેમા શ્રીદયારામ કાવ્યમણિમાળા ભાગ ૧, ૩ અને ૪ ની દ્વિતીયાવૃત્તિ પ્રકટ

કરી છે. આ કાર્યમાં ભક્તકવિશ્રી દયારામભાઈનાં પ્રેમીઓ તરફથી ઉત્તેજન અને વિદ્વાનોએ તનમનથી સહાય કરી મને ઉપકૃત કર્યો છે.

ભક્તકવિશ્રી દયારામભાઈનું જીવનચરિત્ર છપાવવા માટે ઉપયોગી નોંધ પ. ભ. શ્રીજોશીજીએ તૈયાર કરેલી તે પ. ભ. શ્રીમૂળચંદ્ર તુલસીદાસ તેલીવાળાને બતાવી. પરંતુ તેમની પાસે તે વખતે સાંપ્રદાયિક સંસ્કૃત સાહિત્યના સંશોધન અને પ્રકાશનનું કાર્ય હોવાથી શ્રીશ કરપ્રસાદ રાવળને જીવનચરિત્ર તૈયાર કરવા ભલામણ કરી, તેથી શ્રીરાવળે જીવનચરિત્ર તૈયાર કર્યું અને સંવત ૧૯૭૬ માં મુંબઈ સી. પી. ટેંક રોડ લાડની વાડી ઉપર રહેતો હતો ત્યારે છપાવી પ્રસિદ્ધ કર્યું. તેને જનસમાજે આવકાર્યું. શ્રીરાવળે જીવનચરિત્ર તૈયાર કરવામાં પ. ભ શ્રીનાથજીભાઈના જોશીની નોંધમાંથી મહેનત કરી તારવણી કરી હતી પરંતુ સંપૂર્ણ હકીકત લઈ શકાઈ નહોતી. કારણ કે ભક્તકવિશ્રી દયારામભાઈનું જીવનચરિત્ર સમુદ્ર જેવું અગાધ હોવાથી આટલાથી શ્રીજોશીજીને સંતોષ થયો નહિ હોવાથી તેમણે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરતાં જણાવેલું કે કોઈપણ સામ્પ્રદાયિક વિદ્વાન અને વૈષ્ણવધારા વિસ્તૃત જીવનચરિત્ર લખાય તો ઘણું સારું, તેથી મેં આ કાર્ય માટે સમ્પ્રદાયના મર્મજ્ઞ અને લેખક પ ભ. શ્રીજેઠાલાલભાઈને વિનંતી કરી અને તેમણે મારી માગણીને સહર્ષ કબૂલ કરી. તેઓશ્રીની વૃદ્ધાવસ્થા અને અને શરીરશક્તિ બરાબર નહિ હોવા છતાં આ કાર્ય હાથ લીધું અને તૈયાર કર્યું છે. આ પુસ્તકમાં ઉપયોગી લેખનસામગ્રીનું સાહિત્ય લઈ ડભોઈ અને અમદાવાદ વચ્ચે ઘણી વખત મારે આવવું જવું પડતું. મારી શારીરિક શક્તિ પણ પહેલાંના જેવી નહિ હોવા છતાં મારા પરમ હિતૈષી શ્રીજોશીજીની ઇચ્છા પરિપૂર્ણ કરવા ભગવાને મને શક્તિ આપી. મોટા ખર્ચે અને મહેનતે આ કાર્ય પ્રભુ કૃપાથી પૂર્ણ થયું છે.

મારા જીવનકાળ દરમિયાન ભક્તકવિ શ્રીદયારામભાઈનાં કાવ્યો, અને જીવનચરિત્ર લગભગ બેતાલીસ વરસે અનેક સાધનોથી ભરપૂર નવેસર લખાવીને અને અંતમાં આ પુસ્તક પ્રકટ કરી તે દ્વારા ભક્તકવિશ્રીની

તેમજ ધર્માનુરાગી તથા ગુર્જરસાહિત્યાનુરાગી જનતાની યત્કિંચિત્ સેવા દ્વારા મારી ફરજ બજાવવાની પરમકૃપાળુ પરમાત્માએ મને નિમિત્ત બનાવી શક્તિ અને અનુકૂળતા આપી છે તેમાં મારા ઉપર પ્રભુની મહાન કૃપા હોવાનુ માનું છું

પ. ભ. શ્રી જોશીજી અત્યારે વિદ્યમાન હોત તો આ પ્રકાશનના લેખનકાર્ય માટે પ. ભ શ્રી. જેઠાલાલભાઈને અંતઃકરણપૂર્વક અનેક આશીર્વાદ આપ્યા હોત ભગવદીયનાં જીવન દિવ્ય હોય છે તેઓ અત્યારે પણ દિવ્ય ભગવદ્ધામમાં બિરાજમાન છે, તેથી મને શ્રદ્ધા છે કે તેમનો પુણ્યાત્મા દિવ્યધામમાં પણ આ કાર્યથી સંતોષ પામશે.

બગીચામાં ખીલેલાં સુંદર પુષ્પો પ્રભાતના અરુણોદય સમયે મઘમઘતી સુવાસ પ્રસરાવે છે અને તે પ્રમાણે ભક્તકવિ શ્રીદયારામભાઈના કાવ્યપુષ્પોની સુગંધી સદાકાળ, ખીલેલાં સુવાસિત પુષ્પો જેવી છે અને રહેશે પુષ્પોની ઉપમા ઓછી પડે છે કારણ કે પુષ્પો તો કરમાય છે પરંતુ આ કાવ્યપુષ્પો તો સદાકાળ તાજાં પુષ્પ જેવાં ખીલેલાં અને સુગંધીમય જ રહે છે અને ભાગ્યશાળી આત્મા, આ પુષ્પોની સુવાસ લઈ જીવનપથ ઉજ્જવળ બનાવી મનુષ્યજન્મ સફળ કરી, પ્રપંચ વિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ કેળવી, ભગવદ્ભાવ પ્રાપ્ત કરી જીવન સાર્થક કરે છે.

આ પ્રમાણે ભક્તકવિશ્રી દયારામભાઈનાં કાવ્યો તે ભગવદ્ ગુણગાન છે. શ્રીગોકુલલીલા નંદાલયની અને વૃન્દાવનની, મથુરાલીલા અને દ્વારકાલીલા વગેરે ભગવાનની દિવ્યલીલાનાં ગુણગાન ભક્તકવિશ્રીએ કાવ્યમાં કર્યાં છે તે પરમકલ્યાણદાતા છે, મંગલરૂપ છે.

કાવ્યોપુષ્પોની પેઠે આ 'જીવનદર્પણ' પણ અનુપમ સુગંધમય છે. આ પ્રકાશનમાં શ્રીદયારામભાઈનાં કાવ્યોનો મર્મ સમજવાને ઉપયોગી પ્રયાસ તેના વિદ્વાન લેખકે કર્યો છે

મીસરીની કણિકા પ્રસાદી હાથમાં આપે તો તે ભાવપૂર્વક પ્રસાદ તરીકે લેવી એ જ કાર્ય મહત્ત્વનું છે. એ મીસરી ક્યાં તૈયાર થઈ, ક્યારે

અને ક્યાં શેરડી પાકી, પકવનાર કોણ ? એની પ્રક્રિયા માટે કોઈ ધ્યાન આપતું નથી. પરંતુ કણિકા મીસરીને મહાપ્રસાદના સ્વરૂપમાં લઈને માને છે. આ પ્રમાણે આ પ્રકાશનમાં રસાસ્વાદ લેવા યોગ્ય મહાપ્રસાદરૂપ કણિકાઓ ભારોભાર ભર્યાં છે. મીસરીની કણિકા પ્રસાદીની જેમ જનસમાજ આ સ્વાદ લેશે તો લેખકનો તથા મારો પ્રયાસ સફળ થયો માનીશ.

ભગવાનપૂર્ણ પુરુષોત્તમે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં આ વાતનો નિર્દેશ કર્યો છે.

या निशा सर्व भूतानां
तस्यां जागर्ति संयमी
यस्यां जाग्रती भूतानि
सा निशा पश्यतो मुनेः

અ. ૨. શ્લોક ૬૮

"સર્વ પ્રાણીની રાત્રિ તેમાં સંયમી જાગે છે. જેમાં પ્રાણીઓ જાગે છે તેને મુની અંધારી રાત પેઠે દેખે છે." આ ન્યાયે ભક્ત કવિશ્રીના જીવન ઉપર આક્ષેપો કરનારની સ્થિતિ દયાપાત્ર છે; તેમની દ્દષ્ટિનો દોષ છે.

દૈવી અને આસુરી સંપત્તિ, સૃષ્ટિના આદિકાળથી ચાલતી આવે છે. આજ કારણે ભગવદાવતારો અને સંત, મહંત અને ભક્તોની, આસુરી સંપત્તિવાળા નિંદા કરતા જ આવ્યા છે. પરંતુ જનસમાજ અવળે માર્ગે દોરાય નહિ, તેથી જીવનચરિત્ર શુદ્ધ સ્વરૂપમાં બહાર પાડવું અને કાવ્યોની અશુદ્ધિની ગેરસમજ દૂર કરવી એ હેતુ પરમ ભગવદીય શ્રીનાથજીભાઈ જોશીનો હતો. તેઓશ્રીની આજ્ઞાનુસાર કાવ્યો શુદ્ધ સ્વરૂપમાં પ્રગટ કર્યાં અને જીવન ચરિત્ર પણ શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરી દૃષ્ટિદોષ દૂર કરવાના હેતુથી આ પ્રકાશન થાય છે, તેથી જીજ્ઞાસુને આત્મકલ્યાણનું પણ દર્શન મળે તેવાં કાવ્યોનું તથા જીવન ચરિત્રનું પઠન પાઠન કરી ભક્તિમય જીવન બનાવવામાં જનસમાજને આ ગ્રંથ ઉપયોગી થઈ પડશે.

હાલના પ્રતિકૂળ સમયમાં પુસ્તક પ્રકટ કરવા જરૂરી કાગળ વગેરે પ્રાપ્ત કરવામાં મુશ્કેલી હોવા છતાં આ પ્રકાશનને પુષ્ટ બનાવવા ઘણાં ઉપયોગી ચિત્રો આપવામાં આવ્યા છે. તેના ફોટા લેવા, બ્લોકો બનાવવા અને છપાવવાનું કાર્ય પણ મુશ્કેલ છે પરંતુ તે બધામાં શ્રીહરિ, ગુરુ અને ભગવદીઓની કૃપાથી સફળતા મળી છે, તેથી મને આત્મસંતોષ છે

જગતમાં દુર્ગુણ ન હોત તો સદ્‌ગુણની કશી જ કિંમત ન થાત અને દુર્જન ન હોત તો સજ્જનની શ્રેષ્ઠતા અંકાત જ નહિ જગતના સામાન્યજનોથી ભક્તોની કૃતિ વિલક્ષણ જ હોય છે અને તે વિલક્ષણતાને સમજવાની યોગ્યતાને અભાવે, સામાન્યજનો ભક્તો પ્રતિ ઉતાવળથી અવળા વિચારો બાંધીને જનસમાજમાં ફેલાવે છે અને તેથી જ કહેવાયું છે કે "જગત ભગતને વેર છે" ભક્તકવિશ્રી દયારામભાઈનાં સંબંધમાં પણ તેમજ થયું છે કવિશ્રીના ભક્તિપૂર્ણ હૃદયના ઉદ્‌ગારો કલ્પિત ગણ્યા છે તેથી જે જેવું પાત્ર તેવો તે સ્પર્શ કરે આ રિવાજ આદિ અનાદિથી ચાલે છે. ભક્તરાજ નરસિંહ મહેતાના સંબંધમાં પણ તેમજ બન્યું છે આવા બનાવોના પરિણામથી સમાજને ઘણું ખોવું પડ્યુ છે. આવા પ્રકારની ગેરસમજને દૂર કરવા આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો હેતુ રહેલો છે ભક્તકવિશ્રી દયારામભાઈનાં સ્નેહભક્તિપણ કાવ્યો ઘણાંખરું થઈ ગયાં છે જેથી કવિશ્રીનું નિર્મળ જીવનસ્વરૂપ બહાર પડે તો વાંચક હૃદયોને ઘણો લાભ થાય. પ્રભુના ભક્તોના ચરિત્ર સંબંધી [illegible] માહિતી બહાર આવે તેથી પ્રભુના ભક્તનું કંઈ જતું નથી પરંતુ સમાજને નુકસાન થાય છે. ભક્તકવિશ્રી દયારામભાઈના જીવનચરિત્ર સંબંધી અત્યાર સુધી સાહિત્યના ક્ષેત્રમાં જે કાંઈ પ્રકટ થયેલું છે તે કયાં ધોરણથી [illegible] દૃષ્ટિએ તે સમજી શકાતું નથી પરંતુ એટલું તો નક્કી જ [illegible] દસ્તકતોના અભાવે પોતપોતાના વિચાર પ્રમાણે અને [illegible] કલ્પના કરીને લેખકોએ કાર્ય કરેલું છે. તેમાં શ્રીદયા[illegible] થયેલો નથી પરંતુ સમાજને અન્યાય થયો છે [illegible]

શુદ્ધ જીવનચરિત્રનું એકાદ પુસ્તક બહાર પડે તો સારું એવો સંકલ્પ થવાથી આ કાર્ય હાથમાં લેવાયનું છે

સૂર્યનું ચિત્ર દોરનાર ગમે તેવો ચિત્રકાર હોય તો પણ ચિત્રથી પ્રત્યક્ષ સૂર્ય બતાવી શકે નહિ કારણ કે તેમાં રહેલું પ્રભુનું વિભૂતિરૂપી તેજ, તે તો માત્ર સૂર્યમાં જ છે. તેમ ભક્તકવિશ્રી દયારામભાઈનું ચરિત્ર દરેકે દરેક પ્રસંગોથી પુષ્ટ ન થયું હોય તો તે સર્વથા સંભવિત છે. કારણકે ભક્તોના જીવનના કેટલાક પ્રસંગો એવા હોય છે કે માત્ર તેઓ પોતે જ જાણે છે તેથી તેવા પ્રસંગોની નોંધ હોઈ શકે નહિ વળી ભક્તકવિશ્રીના જીવનકાળ દરમિયાનનો સમય હાલના સમયથી જુદો હતો તેથી તે સમયે દરેક દરેક પ્રસંગની નોંધ રાખવાની કાળજી ન હોય તે સ્વાભાવિક છે

ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં ઉત્તમ સાહિત્યની વૃદ્ધિ કરનારું અને સમગ્ર સાધનોથી ભરપૂર હજુ કોઈપણ પ્રાચીન કવિનું ચરિત્ર પ્રકટ થયું નથી આ ચરિત્ર ગુર્જરસાહિત્યાનુરાગી વાચકોને અતિ ઉપયોગી થઈ પડશે એમ મારું માનવું છે

કવિશ્રીના ઉપદેશગુરુ ડાકોરવાળા શ્રી-ઇચ્છારામ ભટ્ટજીની છબી તથા ચરિત્ર મેળવવા મેં ડાકોર, વડોદરા અને પેટલાદ વગેરે સ્થળોએ પ્રયાસો કરેલા છેવટે પ્રભુકૃપાથી વડોદરાથી તૃતીય વૈષ્ણવ પરિષદના પ્રમુખ ગો ના મનસી બજરંગતરાય નાજુભાઈને ત્યાંથી શ્રીભટ્ટજીની છબી પ્રાપ્ત થઈ. મજકુર ચિત્ર રંગીન જૂનું તેમને ત્યાં શ્રીઠાકોર સેવામાં બિરાજતું હતું જેથી તેમને ત્યાં ફોટોગ્રાફરને લઈ જઈને તે ઉપરથી ફોટો લેવડાવીને છબી તૈયાર કરાવી છે શ્રીભટ્ટજીના જીવનચરિત્રની હકીકત શ્રીગજાવતરાય મનસી તથા શ્રીમંજુલાલ જમનાદાસ દવે એમ બે મારફત મળી છે તેથી તે બન્નેનો આભારી છું

કવિશ્રીના સેવ્ય સ્વરૂપ શ્રીમદનમોહનલાલજી, કવિશ્રીના ગોલોકવાસ પછી ડભોઈની બીતરા ખેડાવાળ બ્રાહ્મણ વૈષ્ણવ જમનાબાઈને માથે પધરાવેલું અને ત્યારપછી ચાણોદમાં બાઈ આદરા દરબારના દીકરી

નાંદેદના વેરીસાલછના કાકી સરદારજીના મંદિરમાં બિરાજતું હતું. તે પછી શ્રીમદનમોહનજીના સ્વરૂપને દ્વિતીયગૃહના તિલકાયત શ્રીનાથદ્વારા પધરાવી ગયા. કવિશ્રી અયાચક વૃત્તિના હોવાથી તેમનો નિર્વાહ ડભોઈની શીમની જમીનની ઊપજ આવતી તથા ડભોઈ અને સંખેડા તાલુકાના ગામોમાં તેમના પસાયતા જમીનોની ઉપજ આવતી તેનાથી ચાલતો હતો.

કવિશ્રીની અવલોકનશક્તિ બહુ જ ઊંચા પ્રકારની હતી. એ જાણવાને એક સપ્રમાણ હકીકત છે કે તેઓશ્રીએ પગે ચાલીને ત્રણ વખત ભારતની મહાયાત્રાઓ કરી હતી તે પ્રસંગે સૃષ્ટિ સૌન્દર્યનું અવલોકન કરતાં પ્રભુની ચમત્કારીકલીલા, કૌતુકરત્નાવલિ નામના પદ્યાત્મક ગ્રંથમાં ઘણી જ રસિકશૈલીથી વર્ણવેલી છે.

કવિશ્રી દરરોજ શ્રીમદ્‌ભાગવતનું પારાયણ કરતા. તેઓશ્રીને સંસ્કૃત ભાષાનું ઘણું જ ઉત્તમ જ્ઞાન હતું. તેમણે શ્રીમદ્ ભાગવત પ્રથમસ્કંધનું ગુજરાતી ભાષાન્તર સારરૂપે કર્યું છે.

વ્રતોત્સવના નિર્ણય કરવાનું કામ મહાન જ્યોતિષીઓ અને આચાર્યશ્રીઓનું છે તેમાં પણ કવિશ્રી પારંગત હતા. જન્માષ્ટમી અને રામનવમી ઇત્યાદિ જયંતીઓના નિર્ણય સબંધી ડભોઇમાં ત્રણ પક્ષ પડેલા હતા. તે પ્રસંગે ઘણી જ કુશળતાથી વ્રત ઉત્સવ અને જયંતિ એ એના ભેદસમજાવી સપ્રમાણ દરેકના મનનું સમાધાન કરી આપ્યુ હતું. એકાદશીના નિર્ણય સબંધી પણ તેજ પ્રમાણે થયું હતું. આ બાબતો શાસ્ત્રીય વાદવિવાદની છે અને તેનું પૂરું વર્ણન કરતા પ્રમાણો વિગેરે આપીએ તો ઘણું લંબાણ થાય તેથી આ વિષયોને પુસ્તકમાં સ્થાન ન આપવાનું યોગ્ય ધાર્યું છે. સુજ્ઞ વાચકવૃંદ જોઈ શકશે કે પ્રભુના કૃપાપાત્ર આવા ભક્ત મહાત્માઓને પ્રભુની કૃપાથી સર્વ વિષયો અને સર્વ વિદ્યા આધીન હોય છે તેથી કરીને લાંબા વખતના શાસ્ત્રાભ્યાસથી પણ જે વસ્તુ ગમ્ય થઈ શકતી નથી તે પ્રભુના ભક્તોને પ્રભુની કૃપાએ કરીને સહજ સુલભ થાય છે.

કવિએ સંગીતાદિ જ્ઞાન મેળવવા માટે કોઈ ઉસ્તાદ કર્યો નહોતો. પરંતુ શ્રીકૃષ્ણને જ તેઓ ઉસ્તાદ માનતા હતા ને તેમની કૃપાથી જ કવિની બધી વિદ્યાઓ સફળ થઈ ગઈ હતી, કવિ કહે છે કે :—

वेदशास्त्र हु, शीखावे, पुरान हु पढावें,
सब व्याकरन बतावें, चौद विद्याजाकों याद हैं.
लन्छन बत्तिस कला, चोसट प्रबीनता करे;
छतीसो शीखावें नादछंद भेद नाद हैं.
विविध भांति बुद्धिबल देत हैं दया विचार
समर्थ नहिं कोउ ज्याके सग करन बादहैं.
शागीर्द होय ताकु विनश्रम सबसिद्धि देत,
दयो कहे पसो श्रीकृष्ण हमारो उस्ताद हैं.

કવિશ્રીનું "શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી" એ પદ સબંધમાં અમદાવાદના કવિ કૃષ્ણારામ મહારાજના શિષ્યો કહે છે કે તે કાવ્ય એક વખત કાશીના પંડિત વિજયાનંદ જીતપત્ર લેવા કૃષ્ણારામ મહારાજ પાસે આવેલા ત્યારે તેમણે કહ્યું કે ડભોઈમાં દયારામભાઈ કરીને મહાન સમર્થ વિદ્વાન કવિ છે તેમની પાસે જાઓ એટલે તે પંડિત ડભોઈ ગયા તે વખતે એ પદ દયારામભાઈએ કહેલું છે એ અને બીજાં હિંદી કાવ્યો તે વખતે કવિશ્રીએ રચી તે પંડિતનો ગર્વ ઉતાર્યો હતો વ્યાકરણનો તથા સંસ્કૃત ભાષાનો કૃષ્ણારામ મહારાજનો દુરાગ્રહ નહોતો પણ તે પંડિતનો હતો. દયારામભાઈ અને કૃષ્ણારામ મહારાજ એ બે સમકાલીન ભગવદ્ ભક્તો અને કવિ હતા એટલે તેમને મિત્રતા હતી દયારામભાઈ મહા-યાત્રાએથી આવતા હતા ત્યારે એક વખત દયારામભાઈને મહાન ભગવદ્ ભક્ત જાણી કૃષ્ણારામ મહારાજ તેમના શિષ્ય નારણમહારાજ સહિત અમદાવાદ સ્ટેશન ઉપર લેવા ગયા હતા ને પોતાને ત્યાં કૃષ્ણારામ મહારાજે બહુ જ ભક્તિભાવથી આદર સત્કાર કરીને રાખ્યા હતા.

દયારામભાઈની વાણીનો જનતાને વધુ લાભ મળે એ દૃષ્ટિએ ઓલ ઇન્ડિયા રેડિયો સ્ટેશનેથી તેમની વધુ ને વધુ કૃતિઓ દરરોજ રજૂ થાય એમ ઇચ્છું છું.

આ ચરિત્ર સંપૂર્ણ સપ્રમાણ આલેખાયું છે. કવિશ્રીની બાલ્યાવસ્થા, ઉત્તરાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં બનેલા અનેક પ્રસંગો ઉપરાંત કવિશ્રીની **પ્રાચીન સુંદર રંગીન ત્રણ છબીઓ**, કવિના **પટ્ટશિષ્યો**, **જોશી રણછોડભાઈ** તથા **ગિરિજાશંકરભાઈની છબીઓ**, તથા **કવિના હસ્તાક્ષર**, **શ્રીનાથજી** (અને શ્રીમહાપ્રભુજી) **શ્રીમદ્ વલ્લભાચાર્યજી** તથા કવિના ઉપદેષ્ટા ડાકોરવાળા **ઇચ્છારામ ભટ્ટજીની છબી**, તેમનું ટૂંકું ચરિત્ર છબી સાથે આપવામાં આવ્યું છે. **કવિના જન્માક્ષર**, **વીલ**, **વંશવૃક્ષ**, કવિનું ગદ્ય લખાણ, **કવિના ગ્રંથોની યાદી**, **અમદાવાદના કવિ વ્યાસ માધવરામ** સાથેનો કવિનો કવિતામાં રમૂજી **પત્રવ્યવહાર**, **કવિ ઉપર આવેલા પત્રો** વગેરે આશ્ચર્યજનક નવીન સપ્રમાણ વિગતો અને અનેક અપ્રસિદ્ધ ગ્રંથોના ઉતારા વગેરે અનેક વિષયોથી ભરપૂર આ ગ્રન્થ છે. કોઈ પણ ગુજરાતી કવિનું આટલાં બધા સાધનોવાળું વિસ્તૃત સપ્રમાણ લખાયલું જીવનચરિત્ર હજુ સુધી બહાર પડ્યું નથી. આ ગ્રંથમાં વૈષ્ણવ સંપ્રદાયના અનેક સિદ્ધાંતોનું ઘણી જ સરળતાથી સ્પષ્ટીકરણ કરેલું હોવાથી **વૈષ્ણવોને** તો તે અતિ ઉપયોગી છે

આ ગ્રંથમાં પ્રથમ જીવનચરિત્ર છપાવેલું તેના કરતા વધારે પ્રમાણમાં કવિશ્રીના ગુરુ શ્રીવલ્લભલાલજી મહારાજ અને તેમની ગાદીએ આવેલા કાશીવાલા શ્રીત્રિકમરાયજી મહારાજનું ચિત્ર રાજનગરવાલા શ્રીછોટાજી મહારાજનું ચિત્ર અને લેખકની સૂચનાથી ડભોઈનું સ્મારક મંદિર કવિશ્રીનુ મોસાળ પશ્ચિમદ્વાર તથા જે સ્મારક મંદિરની અંદરના ભાગમાં હસ્તલિખિત ગ્રંથોના બંડલો તંબુરા, સહિતના ચિત્રો તથા ભક્તકવિશ્રી દયારામભાઈની પ્રતિમા અને બાલ પુસ્તકાલયના ફોટા તથા ભક્તકવિશ્રીએ ઉત્તરાવસ્થામા ઝાગેલા વાગામાં સખીદાસ ગાંધીના ઘરમાં

પોતાના ઠાકોરજી શ્રીમદનમોહનલાલજીને પધરાવીને સેવા કરતા હતા તે તરફનો ભાગ અને બારીનો ભાગ અને નવીન બંધાયેલા સ્મારક ભવનનો ફોટો તથા ભક્તકવિશ્રી દયારામભાઈ સનાતન ધર્મ પુસ્તકાલયનો એ રીતે નવીન ફોટા; ફોટોગ્રાફર પાસે ફોટા પડાવીને બ્લોકો કરાવીને આ ગ્રંથમાં મૂક્યા છે

કવિનો જીવન સંદેશ પ્રશ્નોત્તરમાલા, કવિશ્રી માટે સંસ્કારપ્રેમીઓને અપીલ વિગેરે.

તે ઉપરાત કવિશ્રીના સાહિત્યપ્રેમીઓ ગો વા શ્રી. મૂળચંદ તુલસીદાસ તેલીવાળા, ગો વા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીજી, સ્વ. જગજીવનદાસ દયાળજી મોદી, સ્વ શંકરપ્રસાદ છગનલાલ રાવળ, સ્વ ચીમનલાલ દેસાઈ, પ. ભ ગોવિંદલાલ છોટાલાલ વકીલ વાડિયાવાલા, અને કવિશ્રીના શિષ્ય પુત્રો હિંમતલાલ રણછોડભાઈ તથા છગનલાલ હિંમતલાલ, પ. ભ જીવણલાલ છગનલાલ જોશીના ફોટા અને શ્રીયુત પ. ભ. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ તેમજ પ્રકાશકનાં જીવન ચરિત્ર તથા ફોટા મૂકવામાં આવ્યાં છે. કવિશ્રીએ શ્રીમદ્ ભાગવત તથા ભગવદ્ગીતાના આધારે રચેલી જ્ઞાનબાજી આ પુસ્તક સાથે ભેટ આપવામાં આવી છે

આ પુસ્તકના પ્રકાશનના કાર્યમા ઉત્તજનાર્થે શેઠ હરજીવનદાસ પુરૂષોત્તમદાસ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ તરફથી તથા શેઠ રતીલાલ નાથાલાલ અમદાવાદવાળા તથા લક્ષ્મી ગીલ્ક મીલ્સ તરફથી શેઠ હરિદાસ મોતીલાલ પરીખ પેટલાદવાળાએ, નડિયાદના બાસુદીવાળાના કુટુંબ તરફથી તથા શ્રી રણજિતભાઈ નારણદાસ તરફથી વડોદરાના શેઠ ડાહ્યાભાઈ ચીમનલાલ, મુંબઈના શ્રી શાતિકુમાર ગાધી, સોલીસીટર, શેઠ કરસનદાસ વરજીવનદાસ, શેઠ જયંતિલાલ ગંગાદાસ બાપુશા, શેઠ માણેકલાલ જમનાદાસ મહેતા, સદ્ગત ગં. સ્વ. જડાવબેન છગનલાલ માસ્તરના વતી શેઠ મંગળદાસ જ. ગોરધનદાસ, શેઠ ચંદ્રકાત મોતીરામ રેશમદલાલ, શેઠ કાતીલાલ નગીનદાસ બંગાળી, ભરૂચના શેઠ ડાહ્યાભાઈ અચરતલાલ કાંટીઆ, શેઠ મગનલાલ માણેકલાલ દલાલ, મુંબઈના શેઠ ઓચ્છવલાલ એન્ડ સન્સ,

આર. ઓચ્છવલાલની કાં શેઠ દેવજી ભીમજી, શેઠ હરેન્દ્રકુમાર, સોમાલાલ મગનલાલ કડકિયા, શેઠ કાન્તિલાલ ચંદુલાલ કડકિયા, આર. પરીખની કાં., અતુલમેટલ કોરપોરેશન, ચુનીલાલ લાલજીભાઈ ગાંધી મોડાસાવાળા, શ્રીછોટાલાલ કાળીદાસ બુટાલા, શેઠ મનહરલાલ મટુભાઈ, ચીમનલાલ હીરાલાલ પરીખ, ડભોઈવાળા વિગેરે ગૃહસ્થોએ આ પુસ્તકની નકલો લઈ ને આર્થિક સહાય કરી ઉત્તેજન આપ્યું છે. તે માટે તે બધાનો સહૃદય આભાર માનુ છું. તદુપરાંત અમદાવાદવાળા વકીલ શાંતિલાલ ચુનીલાલ પરીખે તથા શેઠ ઓચ્છવલાલ ગોરધનદાસ ટાઈલ્સવાળાએ આ ગ્રંથની નકલો લેવા જણાવ્યું છે અને મુંબઈના શેઠ રૂપશી માધવજી ટ્રસ્ટ ફંડ તરફથી આ પુસ્તકની નકલો લઈ ઉત્તેજન આપવા તેમના ટ્રસ્ટી શ્રી મનુભાઈ ડુંગરસીએ જણાવ્યું છે. એ રીતે ગુજરાતના મહાન કવિશ્રી દયારામભાઈની વાણી તરફ જે અત્યંત પ્રીતિ અને ભક્તિભાવ દર્શાવ્યો છે તે માટે હું તેમનો સપ્રેમ આભાર માનુ છું.

ભક્ત કવિશ્રીનું વીલ અને ચશ્મા ગો. વા. જોશી નાથજીભાઈને ત્યાં શોધતાં સં. ૧૯૭૦ માં અમને પ્રાપ્ત થયેલાં. આ વસ્તુઓ હાલમાં ડભોઈમાં સ્મારક મંદિરમાં છે.

ગો. વા. જોશી નાથજીભાઈએ મને દયારામભાઈના હસ્તલેખીત મોટાં લાંબા આઠથી–દસ પુસ્તકો આપેલાં. આ બધાં પુસ્તકો મેં શ્રીજીવણલાલ જોશીને આપેલાં છે. તેમાંથી અપ્રસિદ્ધ કાવ્યો 'વૈશ્વાનર', 'અનુગ્રહ' વગેરે માસિકોમાં અવાર નવાર પ્રકટ કરી રહ્યા છે.

ભક્તશિરોમણિ શ્રીદયારામભાઈએ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને શ્રીભાગવતના આધારે રચેલી રમવાની જ્ઞાનબાજી, જે જ્ઞાન સાથે આનંદ આપે છે, તે આ પુસ્તકમાં આપેલી છે કવિશ્રીએ બ્રહ્માંડનો નકશો અને શેતરંજની રમત પણ બનાવેલી છે જે યથા અવકાશે પ્રકટ કરવાની ઇચ્છા રાખું છું.

કવિશ્રી આજાનબાહુ અને પ્રભુના ભક્ત હતા. શ્રીદયારામભાઈ ઉપર એક મહાનિબંધ લખાવીને વડોદરા મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી તરફથી શ્રીસુભાષ મણિલાલ દવેને પી.એચ ડી.ની પદવી એનાયત કરી છે.

તા ૨૮-૭-'૬૩ના રોજ ડભોઈમા "શ્રીદયારામ સ્મારક મદિર"ના મકાનનુ સુરતવાળા ગો શ્રીમથુરેશજી મહારાજના પ્રમુખપદે ખાતમુહૂર્ત વિધિ થઈ હતી. આ મદિર માટે આશરે રૂપિયા એક લાખ [illegible] ભેગા કરવાની નેમ છે તેમા ડભોઈના નાગરિકો તરફથી અમુક રકમ ભરાઈ છે તથા સરકાર ગ્રાટ આપને

મુદ્રણમા રહી ગયેલી છાપકામની ભૂલોનુ શુદ્ધિપત્રક આપ્યુ છે તે વાચકોને જોઈ જવા વિનતી છે

સને ૧૯૫૩ના સપ્ટેમ્બરમા કવિશ્રીનો શતાબ્દી મહોત્સવ ઊજવાયો હતો ત્યારે 'શ્રીદયારામભાઈ શતાબ્દી સ્મારક ગ્રથ'નુ પ્રકાશન કરવાનુ નક્કી કરી કેટલીક રકમ એકઠી થઈ હતી તે ગ્રથનુ પ્રકાશન દશ વરસ થયા છતા હજુ થયુ નથી ને રકમનુ શુ થયુ તે ખબર નથી આશા છે કે એ માટે યોગ્ય થશે

શ્રીદયારામભાઈના જીવન વિશે માહિતી, શાળા-મહાશાળાઓમા ચાલતા પાઠ્ય પુસ્તકોમા લેવામા આવે છે તે સપાદકોને વિનતી છે કે હવે આ અધિકૃત ગ્રથમાથી જ એ માહિતી લેવી જેથી કવિને ન્યાય મળે અને વિદ્યાર્થીઓને ખાસ સાચી માહિતી પ્રાપ્ત થાય

આ ગ્રથના પ્રકાશન પછી શ્રીદયારામભાઈ વિશે અન્યથા બોલવાનો, અસબદ્ધ, અપ્રમાણ અને જૂની બાબતોનો તેમના જીવન સાથે સાકળવાનો કોઈને અધિકાર નથી

પુસ્તક ધાર્યા કરતા વિશેષ માહિતીપૂર્ણ થયુ, ચિત્રો વગેરે વધાર્યા અને કાગળ તેમજ છપાઈ તથા બાઈન્ડીંગના ભાવ વધવાથી અગાઉ નક્કી કર્યા કરતા ખર્ચમા ઘણો વધારો થવાથી કિંમતમા ન છૂટકે વધારો કરવો પડ્યો છે આ પુસ્તક દયારામભાઈ માટે લેખકોને સાહિત્યપ્રેમીઓને, અભ્યાસકોને નિબધ લખનારાઓને પૂરેપૂરી માહિતી આપનારુ છે, જેથી ભવિષ્યમા તે બધાને અતિ ઉપયોગી થશે

છેવટમા આ ગ્રથ લખી તૈયાર કરી આપવા માટે તથા પ્રાક્કથન લખવા માટે પ ભ પ્રો શ્રી જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ M. A.નો હુ અતઃકરણપૂર્વક આભાર માનુ છુ તેમજ આ પુસ્તકનુ આમુખ

લખવા માટે સંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રોફેસર ગોવિંદલાલ હરગોવિંદદાસ ભટ્ટ એમ.એ.નો તથા દયારામભાઈની પ્રેમભક્તિ માટે લેખ લખી આપવા માટે મુંબઈના સાહિત્ય રસિક પ્રેસિડન્સી મેજિસ્ટ્રેટ શ્રીયુત મંગળદાસ જ. ગોરધનદાસ બી. એ. એલ. એલ બી નો અને શ્રી દયારામભાઈને અંજલિ (શ્રી દયારામ ભાઈની ગરબીઓ ઉપર સુંદર લેખ) લખી આપનાર વડોદરાના પ્રોફેસર ડૉ. મંજુલાલ રણછોડદાસ મજમુદાર M. A.નો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

તદુપરાંત ભક્તકવિ શ્રીદયારામભાઈને ભાવાંજલિઓ અર્પનાર નિત્ય લીલાસ્થ પૂજ્યપાદ ગો. શ્રી ૧૦૮ શ્રીવ્રજનાથલાલજી મહારાજ, તથા વિદુષીકુમારી નિર્મળદેવી, પ. ભ. મુખીયાજી ભાઈલાલ છગનલાલ વ્યાસનો અને શ્રીયુત મુલજીભાઈ પી. શાહનો તથા પરિશિષ્ટમા આવેલા વૈશ્વાનર માસિકમાંથી કવિશ્રીના ગ્રંથોની યાદી (વર્ગીકરણ સહિત)વર્ગીકરણ વય પ્રમાણે તથા શ્રીદયારામભાઈનું જીવનદર્શન આપવા માટે તથા તેમના દાદા, પિતા તથા તેમનો શ્લોક આપવા માટે શ્રીજીવનલાલ છગનલાલ જોશી એડવોકેટ M.A.નો, કવિશ્રીના ગુરૂ ગોસ્વામી શ્રીવલ્લભલાલજી મહારાજશ્રીનો તથા તેમના ગાદીએ આવેલા ગોસ્વામી શ્રીત્રીકમરાયજીનો અને રાજનગરવાળા ગો. શ્રી. છોટાજી મહારાજનો અને કવિશ્રીના હસ્તાક્ષર વિગેરેના બ્લોકો આપવા માટે અમદાવાદવાળા પ્રાધ્યાપક શ્રીકેશવરામ કાશીરામ શાસ્ત્રીજીનો, આ પુસ્તકનું પ્રુફ સંશોધન કરવા માટે શ્રીનટવરલાલ ચીમનલાલ શાસ્ત્રી બી.એ (ઓનર્સ) બી એડ(પ્રથમ વર્ગ) સુરતવાળાનો સહૃદય આભાર માનું છું

આ પુસ્તકના મુદ્રણ દરમિયાન માર્ગદર્શન આપવા માટે પ ભ. શ્રી જેઠાલાલ ગોર્વધનદાસ શાહ નો પ. ભ શ્રી ગોવિંદલાલ છોટાલાલ વકીલ વાડીયાવાળાનો મુંબઈના શ્રીયુત મંગળદાસ જ. ગોરધનદાસ, શ્રી. કાન્તિલાલ હરિલાલ શ્રોફ નો શ્રી મોમાલાલ મગનલાલ કડકીઆ,અંબાલાલ સાંકલચંદ અને ચંદ્રકાન્ત મોતીરામ ગેશમદલાલનો તથા ભવન્સ કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રીયુત મધુકર રાંદેરીઆનો શ્રીઇશ્વરલાલ મગનલાલ શાહ, દીનેશભાઈ ઇશ્વરલાલ, શ્રીનટવરલાલ ચી. શાસ્ત્રી, સુરતવાળાનો પ. ભ. શ્રીગિરધરલાલ જગજીવનદાસ શાહ મુંબઈ તથા

અર્થ સહાય કરનારા શ્રીદયારામભાઈના સાહિત્યપ્રેમી ભગવતીભાઈ ઓનો અને આ પુસ્તકના મુદ્રણમાં શ્રી જૈન વિજય પ્રેસ, શ્રી જૈનાનંદ પ્રેસ તથા મોહન પ્રિન્ટરીના સંચાલકોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

પ્રકાશન પરત્વે અવારનવાર આવશ્યક સૂચના આપનાર ડભોઈ જગદંબા પ્રેસના માલિક શ્રી ભાલચન્દ્રભાઈ શ્રી ચીમનલાલ શાસ્ત્રીજી શ્રી શાંતિલાલ બી જોશી, શ્રી જગમોહનદાસ જગજીવનદાસ મોદી વડોદરા અને ભાઈ દલસુખભાઈ પરમાનંદદાસ શાહ નો પણ આભાર માનુ છું. તે ઉપરાંત દયારામભાઈના સાહિત્ય પ્રેમીઓ, કિશનદાસ પુરુષોત્તમદાસ સુગંધી, ભાઈ રતનલાલ છગનલાલ, પુનમચંદ સાકલચંદ દોશી, ઓડાસા તથા રતિલાલ મોહનલાલ દોશી નડીયાદ અને શ્રીશાસ્ત્રીજી મગનલાલ ગિરજાશંકર, વૈશ્વાનરના તંત્રી પ્રેમલાલભાઈ, રમણલાલ જેઠારામ શાસ્ત્રી, ઈશ્વરલાલ મોહનલાલ રાજા, જેઠાલાલ ચુનીલાલ, રતનલાલ મગનલાલ, કંચનલાલ મોહનલાલ શ્રોફ, ભાઈ ઓચ્છવલાલ જમનાદાસ મહીઆ તથા નટવરલાલ ચીમનલાલ દેસાઈ વિગેરેનો હાર્દિક આભાર માનું છું.

આ પ્રકારે અનેક સાધનો યુક્ત કવિશ્રીનું નિર્મળ પ્રમાણો સહિત સચિત્ર જીવનચરિત્ર કવિશ્રીની પરમ ઋણી ગુર્જર પ્રજા પ્રેમથી વાંચે અને આ ભક્ત કવિશ્રીના હાર્દને સમજી ગુર્જર તેમજ સંસ્કારપ્રેમી ભારતીય પ્રજા કવિશ્રીના અનેક સદ્‌ગુણોનુ અનુકરણ કરી તેનો વિશેષ પ્રચાર થાય તેવા કાર્યો અને પ્રયાસો કરે તો જ મારો પ્રયત્ન સફળ થયો હું માનીશ, **વંદન હો!** એ પ્રાચીન યુગના મહાન ભક્ત કવિવરને.

નિવેદક:

| અષાડ સુદ ત્રીજ<br>રથયાત્રા<br>વિ. સં. ૨૦૧૯<br>સોમવાર તા. ૨૪-૬-૬૩ | **નારાયણદાસ પરમાનંદદાસ શાહ**<br>**ડભોઈવાળા**<br>**ભક્ત કવિશ્રી દયારામભાઈના સાહિત્ય**<br>**પ્રકાશકના સપ્રેમ ભગવત્સ્મરણ** |
|---|---|

He is associated with a number of charitable institutions He is much interested in the cause of education, not having had its full benefit himself While presiding over a Conference at Navsari some time ago, it occured to him that students' hostels in big cities would serve a useful purpose A decision to have four hostels to begin with was taken Forthwith he donated Rs. 65,0C0 towards the cost of four hostel buildings

પોતાના ધંધામા રચ્યા પચ્યા ન રહેતા તેઓએ સેવા માર્ગ પણ ગ્રહણ કર્યો હતો. **જનતાની સેવા એ જ જનાર્દનની સેવા** એ સૂત્રમા તેઓશ્રી માનતા હતા. પોતાની જ્ઞાતિની સેવા કરવી તે તેમની ભાવના હતી. સેવાભાવ બધાને સહજ નથી હોતો. તેમા પણ ઈશ્વરી સંકેત સમાયેલો હોય છે શેઠ ભાઈદાસભાઈનું નામ જ્ઞાતિની સેવામા મોખરે ગણાય છે. જ્ઞાતિ પ્રત્યે તેમણે પ્રથમથી સદ્ભાવ હતો. જ્ઞાતિમા તેઓ તન મન ધનથી સેના આપી એટલું જ નહિ પરંતુ જ્ઞાતિ હિતના અનેક ફંડોમા એમણે સારી રકમો મેળવી આપી હતી અને અનેકને જ્ઞાતિની સેવા માટે આકર્ષ્યા હતા.

સને ૧૯૩૯મા જ્યારે તેઓ લાડ જ્ઞાતિના પ્રમુખ હતા ત્યારે જ્ઞાતિના કાર્યકર્તાઓનું એક સમેલન તેઓના અંગત ખર્ચે યોજ્યું હતું. કહેવાય છે કે આવુ સમેનન આ પૂર્વે યોજાયું ન હતુ. આ સંમેલનના પ્રયાસના પરિણામે શરૂઆતમા તેમના પ્રમુખપદે એક લાડ હિત વિચારક સમિતિ નિમાઈ તે દ્વારા તેમણે જ્ઞાતિ હિતાર્થના પ્રયત્નો ચાલુ રાખ્યા અને સર્વે જ્ઞાતિજનોના સાથ અને સહકારથી સને ૧૯૪૪મા લાડ સેવા સમાજ નામની સસ્થા સ્થાપી શકયા. આ સંસ્થા શરૂઆતમા રૂપિયા બે લાખથી વધુ રકમનુ ફંડ ભેગું કરી શકી હતી. અને તેમા શેઠ ભાઈદાસભાઈએ રૂા. ૨૦,૦૦૦ની રકમ આપી હતી. થોડા સમય પહેલા આ સંસ્થાને રૂપિયા એક

સરવાળો રૂપિયા સાત લાખ આસપાસ ગણી શકાય. સ્વ. ભાઈદાસભાઈ પોતે પ્રસિદ્ધિમા માનતા ન હતા અને પોતાની સેવા હંમેશા ખાનગી રાખવાની મમતા દર્શાવતા. આ એમનો મહાન ગુણ હતો. સ્વ. ભાઈદાસભાઈએ જે દાન દીધું, ફંડોમા રકમ ભરી, ગુપ્ત રીતે ઘણા વિદ્યાર્થીઓને મદદ કરી, તેની તુલના ભરેલા નાણાથી નહિ થાય. જ્યારે તેઓ મદદ કરતા ત્યારે આત્મસંતોષ અને આનંદ અનુભવતા હતા. 'દાન વિનાનો વૈભવ પાંગળો છે. નીતિથી મેળવો' પ્રીતિથી આપો અને રીતીથી વાપરો' ધન સંચય જેટલો જ પુણ્ય સંચય પણ જરૂરી છે, આ એમના જીવન સૂત્રો હતા. જેનો પ્રત્યક્ષ અમલ પોતાના જીવનમા કરી રહ્યા હતા. આ કર્તવ્ય પરાયણતા, સેવા અને સહકારની ભાવના ખરેખર પ્રશંસનીય છે અને તે માટે તેમને ધન્યવાદ ઘટે છે

કલોલમા મફતલાલ ગગલભાઈ શાળાનું મુહૂર્ત, વિલેપારલેમા જોખલીબાઇ સ્કૂલનો પાયો નાખવો, સુરતમા હિંદુ ચેરીટી હોસ્પીટલના સરજીકલ વિભાગની ઉદ્દઘાટનવિધિ એ બધા પ્રસગો એમના શુભ હસ્તે થયા હતા. મુંબઈના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના તેઓ એક ટ્રસ્ટી હતા. આ મંડળનો સુવર્ણ મહોત્સવ પ્રસંગે નિમાયેલી ફીનાન્સ સમિતિના તેઓ ચેરમેન હતા. આ પ્રસંગે મંડળને દાન મેળવી આપવામા એમણે સારી મદદ કરી હતી. તેમ જ મંડળને માટે એક યોગ્ય સગવડતાવાળું અને મધ્યસ્થતામા આવેલું મકાન મેળવી આપવામા ખૂબ જ જહેમત ઉઠાવી હતી.

શેઠ શ્રી ભાઈદાસભાઈ પોતે એકલા સુખી રહ્યા નથી. પોતાના મિત્રો અને સ્વજનોને પણ સુખી કર્યા છે. તેમને ત્યા કામ કરી ગયેલા કેટલાક સબબ્રોકરો અને કલાર્કો આજે શ્રીમંત અને સુખી છે. એમની તીવ્ર બુદ્ધિ, સેવાપરાયણતા, ધાર્મિક ભાવના, અદ્દભુત વ્યવસ્થા-શક્તિ અને વિશાળ અનુભવનો પ્રભાવ એટલો તેજસ્વી હતો કે એમના આપ્તજનોમા પણ તેના અંશ માલમ પડે છે. એમના હાથ

નીચે કેળવાયેલા ઘણા આજે સમાજમા માનભર્યું સ્થાન ધરાવે છે. એમના સદ્‌ગુણને પ્રભાવ 'પારસમણિ' જેવો હતો. એમનાં સંસર્ગમાં આવનારને તેની અસર થયા વગર રહેતી નથી.

નવજુવાનના ઉમંગથી શેઠ શ્રી ભાઈદાસભાઈ કાર્ય કરતા. વૃદ્ધના ગાંભીર્યથી દરેક પ્રશ્ન ચર્ચતા, ખાનદાનીથી તેઓ તેમને ત્યાં આવતા દરેક સ્ત્રી–પુરુષને સન્માનતા અને આવકાર આપતા હતા. પ્રયત્ન વિનાની નૈસર્ગિકતાથી ને વાદવિવાદ કરતા. જે નમ્રતાથી તે દરેક કાર્યમાં પ્રાણ અને પ્રેરણા મુકી શકતા એટલે સંતોષ, ધર્મ પરાયણતા, સેવાભાવ, મીઠાસ માનવતા અને બંધુત્વ તેમના સ્વભાવને સહજ થઈ ગયા હતા.

શેઠ શ્રી ભાઈદાસભાઈનું બાહ્ય જીવન જેટલું વિશાળ હતું તેટલું જ તેમનું ગૃહજીવન સુખી હતું. તેમના ધર્મપત્નિ શ્રીચંદાબહેન આદર્શ ગૃહિણી છે. આ સન્નારી આદર્શ ગૃહસંસાર ચલાવવા ઉપરાંત અનેકવિધ સામાજિક કાર્યો કરે છે. અનેક બહેનોને તેઓ યોગ્ય માર્ગદર્શન આપે છે. આર્થિક મદદ પણ કરે છે.

કોઈપણ કામ આત્મવિશ્વાસ વગર પાર પડતું નથી. આત્મ-વિશ્વાસના સુકાની મહાન કાર્યની નૌકા તરી પાર ઉતારે છે. સેવા પરાયણ જીવન જીવવાનો દૃઢ સંકલ્પ તેઓશ્રીએ વર્ષો પહેલાં કર્યો હતો. તેઓના આત્મબળના પ્રતાપે જ વર્ષો પહેલાંનું તેઓશ્રીનુ સ્વપ્ન સિદ્ધ થયુ. કેવી ભવ્ય ભાવના? કેવો દૃઢ સંકલ્પ?

શેઠ શ્રીભાઈદાસભાઈના તા. ૩ ઓકટોબર ૧૯૫૯ને દિને થએલા અવસાન પછી સમસ્ત લાડ મિત્ર તરફથી એક સ્મારક અંક છપાયો હતો. આચાર્ય ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજી મહારાજ તરફથી મળેલી અંજલિ આ અંકની શોભા હતી. તેમણે શુન્યમાંથી શ્રીમંત થનાર ભાઈદાસભાઈના સદ્‌ગુણોની સરસ પ્રસંશા કરી અને આપણને એ ભાગવતપ્રેમી મહાનુભાવથી પ્રસન્ન વદને થયેલી સેવાઓનો ઉલ્લેખ [illegible]ણાના પાન પાય છે. તેમના પરમ મિત્ર શ્રી કે. આર. પી. શ્રોફ [illegible]એવા સંસ્મરણો એમની કારકિર્દીમાં ઉમેરો કરે છે. શેઠ શ્રીહરિદાસ

આ.

અચરતલાલની ઉદાત્ત પુરૂષ તરીકેની અંજલિ અદ્‌ભુત છે સ્ત્રી ઉન્નતિમા રસ લેતા સ્વ ભાઈદાસભાઈની ઉદારતા શ્રીમતિ તારાબેન ચુનીલાલ મહેતાએ જાહેર કરી આ દાનવીર દંપતિને સ્ત્રી સુધારણાના હિમાયતી ગણાવી તેમની યશ માળામા મણકો ઉમેર્યો. શ્રી જયાવતિ બહેન પ્રાણલાલે એ યશકલગીમા ઉમેરો કરાવી શેઠ શ્રીભાઈદાસભાઈ સ્ત્રી ઉન્નતિમા કેટલો બધો ભાગ લેતા અને લાગણી બતાવી સ્ત્રી સંસ્થાને મદદ કરતા, તેનો ઉલ્લેખ છે.

શેઠ શ્રીભાઈદાસભાઇ પાસે વૈભવ હતો. વ્યસન ન હતુ. તેમનુ એક માત્ર વ્યસન સમાજ સેવા અને ભાગવતનો પ્રચાર. કૃષ્ણભક્તિના રસિયાનો ખ્યાલ આપતા કવિ શ્રીદયારામભાઈએ વૈષ્ણવના ગુણો એક પદમા વર્ણવ્યા છે. શ્રીભાઈદાસભાઈને તે સંપૂર્ણપણે લાગુ પડે છે.

"દર્શન કરતા માત્રમા રે, ભૂલાવે પ્રપંચનું ભાન રે
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાન રે

આજે શેઠ શ્રી ભાઈદાસભાઈ આપણી વચ્ચે નથી. તેમના ધર્મપત્નિ શ્રી ચંદાબહેન તેમના પતિના પગલે ચાલીને દયા, ધર્મ અને દાનના પ્રવાહ હજુ ફેલાવી રહ્યા છે

થોડા સમય પહેલા જ શ્રી ચંદાબહેને શેઠ શ્રી ભાઈદાસભાઇના સ્મરણાર્થે રૂા ૧,૫૦,૦૦૦નું બાદશાહી દાન મુબઈના "વીલે પારલે કેળવણી મંડળ"ને એક ભવ્ય અને વિશાળ સભાગૃહ બાધવા માટે આપ્યુ છે. સભાગૃહનું નામ "શ્રી ભાઈદાસ મગનલાલ સભાગૃહ" રાખવામા આવ્યું છે.

હજી પણ ઘણી વ્યક્તિઓ અને ઘણી સંસ્થાઓ ભાઈદાસભાઈની સ્મૃતિ તાજી રાખી રહી છે

સદ્‌ગુણી માણસના નહિ, કર્મ નિરર્થક જાય,
માણસ છો ભુલાય પણ, કર્મ નહિ વિસરાય.

આ પુસ્તકના પ્રકાશનમા શ્રી ચંદાબહેનની પ્રેરણાથી શેઠ ભાઈદાસ મગનલાલ ચેરીટી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ તરફથી આર્થિક સહાયતા મળી છે. તેથી તેમનો સર્વેનો આભાર માનતા આનંદ થાય છે.

પ્રકાશક

શ્રીકૃષ્ણ: ।

# શ્રી. શેઠ છગનલાલ વલ્લભદાસ પારેખનું

## જીવનવૃત્તાન્ત

શ્રીયુત શેઠ છગનલાલ પારેખનો જન્મ સંવત ૧૯૪૭ના ચૈત્ર વદી ૧૪ તા. ૭-૫-૧૮૯૧ના રોજ નવસારીમાં શેઠ વલ્લભદાસ નરોત્તમદાસને ત્યાં થયો. પરંતુ દૈવયોગે ચાર વર્ષની ઉંમરે જ માતાનો સ્વર્ગવાસ થયો. એટલે પિતાની દેખરેખ નીચે નવસારીમાં ગુજરાતી સાત ધોરણ અભ્યાસ કરી, પિતા સાથે મુંબઈ આવ્યા.

તેમના પિતાશ્રીએ દેશી નામાનુ કામકાજ કરી પુત્રને વધુ અભ્યાસ કરવા "શેઠ ગો. તે. હાઇસ્કૂલમાં" મૂકયા, પણ ભાગ્યયોગે સને ૧૯૧૨માં પિતા સ્વર્ગવાસી થયા. પરંતુ છગનલાલભાઈએ અભ્યાસ ચાલુ રાખી, મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને વિલ્સન કોલેજમાં બી. એ. સુધીનો અભ્યાસ કર્યો.

શ્રી છગનલાલભાઈનુ પ્રથમ લગ્ન સને ૧૯૦૭માં તેમની ૧૬ વર્ષની ઉંમરે થયેલું. તેમનાં ધર્મપત્નીએ એક પુત્રને જન્મ આપી, સ્વર્ગવાસી થયાં. ને પુત્રનું નામ મોહનલાલ રાખવામાં આવ્યુ. તેમનું બીજું લગ્ન સને ૧૯૧૭માં થયું. ત્યારબાદ સને ૧૯૧૮મા કોલેજ છોડી મુંબઈની "ભાટીઆ હાઈસ્કૂલ અને જૈન હાઈસ્કૂલ"મા શિક્ષક તરીકે સેવા કરી. પછી પાંચ વર્ષ સુધી શેરબજારમાં નોકરી સાથે સ્વતંત્ર કામકાજ પણ કર્યું. સને ૧૯૨૩માં નામદાર આગાખાન સાહેબને ત્યાં નોકરી રહ્યા. પોતાની આવડત અને કુનેહબાજીથી નામદારશ્રીને પ્રિય થઇ પડ્યા અને પેરિસ વગેરે મોટા મોટા શહેરોમાં કામકાજ અંગે ગયા

સાંસ્કૃતિક નિયમાનુસાર સ્રીના ભાગ્યની લક્ષ્મી અને પુરુષના ભાગ્યની પ્રજા એ નિયમે ઉત્તરોત્તર તેમની અભિવૃદ્ધિ કરવા સાથે પોતાની બાર વર્ષની ઉંમરથી જ તેમનામા રહેલા પિતૃજન્ય ધાર્મિક સંસ્કારો પડેલા તે પણ વૃદ્ધિ પામવા લાગ્યા અને તે ધર્મભાવના પાછળ દ્રવ્યનો પણ સદ્વ્યય કરવા લાગ્યા અનેક પ્રકાર ધાર્મિક કાર્યોમા ખૂબ રસ લેતા હતા શ્રીમદ્ ભાગવતસપ્તાહશ્રવણમા રુચી હોવાથી શ્રીમદ્ ભાગવત સપ્તાહ લાડની વાડીમા તથા નવસારીમા સારા વિદ્વાન પાસે કરાવતા, અને તે શ્રવણનો લાભ પોતે લઈને અન્યને લેવડાવતા તેવી જ રીતે ધાર્મિક સાહિત્યવાચનનો પ્રેમ હોવાથી તેના પ્રચારની ભાવના રાખતા હતા તેથી પરમબ્રહ્મપ્રકાશ નકશો અને શ્રી પુરુષોત્તમ ગીતાના મુદ્રણકાર્યમા પણ સહાય હતી વળી બોરીવલીમા શ્રી અબાજી માતાનુ મંદિર નવુ બંધાવ્યુ તેમા પણ પોતાનો સારો ફાળો આપ્યો હતો અને લાડમંડળનો રૌપ્ય મહોત્સવ ઉજવાયો તેમા ઓરધાનયમા પોતાનો સારો ફાળો આપ્યો હતો

હાલમા એમની વય ૭૨ વર્ષની હોવાથી, નિવૃત્ત જીવન ગાળે છે અને એમના બે પુત્રો ( મહેન્દ્ર તથા હરેન્દ્ર ) મને બી ઈ થયેલા હોવાથી સુરત પાસે ઉધના ઉદ્યોગનગરમા એક સાઈન્ટીફીક ઈન્સ્ટમેન્ટ બનાવવાનુ કારખાનુ કાઢેલુ છે ( પોપ્યુલર સાઈન્ટીફીક વર્કસ ) ત્યા પોતાનુ ઘર બાધ્યુ છે તેમા રહે છે

આ પુસ્તકના પ્રકાશન માટે આર્થિક સહાય કરી ઉત્તેજન આપ્યુ છે તે માટે તેમનો સહૃદય આભાર માનુ છુ.

—પ્રકાશક



અ. સૌ. ગો. વા. મોતીગૌરી



તે સ્વ. શેઠ મગનલાલ પરશોત્તમદાસનાં ધર્મપત્ની
ગો વા ઈ. સ. ૧૯૧૩

॥ શ્રીકૃષ્ણ: ॥

# સ્વ. શેઠ મગનલાલ પરશોત્તમદાસની જીવન–ઝરમર

સ્વ. શેઠ મગનલાલ પરશોત્તમદાસનો જન્મ સને ૧૮૮૦માં થયો અને તેમનો સ્વર્ગવાસ ૧૯૩૩મા થયો. તેમનાં પત્ની શ્રીમતી મોતીગૌરીનો સ્વર્ગવાસ ૧૯૧૩માં થયો.

તેઓ લાડજ્ઞાતિના હતા લગભગ ૮૦ વર્ષ જૂની શેરબજારની મેસર્સ પરશોત્તમદાસ પ્રાણવલ્લભદાસ પેઢીના તે માલિક હતા. શેરબજારની શરુઆતથી જ આ પેઢીનો કાર્ડ છે. ટાટા કંપનીઓના તે ખાસ દલાલ હતા. શેરબજારમા આ પેઢીએ સ્વર્ગસ્થની કાબેલિયતને લીધે સારી નામના કરી હતી.

સ્વર્ગસ્થ ઉદાર દીલના સખાવતી ગૃહસ્થ હતા. જ્ઞાતિમાં તેમને ઘણી સખાવતો કરી છે. પોતે વૈષ્ણવ હતા.

તેમના પુત્ર શ્રી ધીરજલાલ મગનલાલ હાલમાં આ પેઢીમાં સચાલક છે અને તે ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બરના ઉપપ્રમુખ છે. ઘણી કું.ઓના તે ડીરેકટર છે. ધીરજ, બુદ્ધિ, કુનેહ અને સમાજ સેવાને લઈને આજે મુંબઈના ઘણાં મોટા નાના વર્તુલોમા શ્રીધીરજલાલભાઈએ કીર્તિ સંપાદન કરી છે. લાડમેવા સમાજના પ્રમુખ છે ઘણા સખાવતી ટ્રસ્ટમાં ટ્રસ્ટી છે.

આ ગ્રંથના પ્રકાશન કાર્યમા સ્વ શેઠ મગનલાલ પરશોત્તમદાસ તથા શ્રીમતી સ્વ. મોતીગૌરી મગનલાલની યાદગીરી માટે તેમના સુપુત્ર શેઠ ધીરજલાલ મગનલાલે આર્થિક સહાય કરીને ઉત્તેજન આપ્યું છે તે માટે તેમનો સપ્રેમ આભાર માનું છુ.

—પ્રકાશક



અ. સૌ. ગો. વા. મોતીગૌરી



તે સ્વ શેઠ મગનલાલ પુરુષોત્તમદાસનાં ધર્મપત્ની
ગો વા ઈ. સ. ૧૯૧૩

॥ શ્રીકૃષ્ણ: ॥

# સ્વ. શેઠ મગનલાલ પરશોત્તમદાસની જીવન–ઝરમર

સ્વ. શેઠ મગનલાલ પરશોત્તમદાસનો જન્મ સને ૧૮૮૦માં થયો અને તેમનો સ્વર્ગવાસ ૧૯૩૩માં થયો. તેમનાં પત્ની શ્રીમતી મોતીગૌરીનો સ્વર્ગવાસ ૧૯૧૩માં થયો.

તેઓ લાડજ્ઞાતિના હતા લગભગ ૮૦ વર્ષ જૂની શેરબજારની મેસર્સ પરશોત્તમદાસ પ્રાણવલ્લભદાસ પેઢીના તે માલિક હતા. શેરબજારની શરૂઆતથી જ આ પેઢીનો કાર્ડ છે. ટાટા કંપનીઓના તે ખાસ દલાલ હતા. શેરબજારમા આ પેઢીએ સ્વર્ગસ્થની કાબેલિયતને લીધે સારી નામના કરી હતી.

સ્વર્ગસ્થ ઉદાર દીલના સખાવતી ગૃહસ્થ હતા. જ્ઞાતિમાં તેમને ઘણી સખાવતો કરી છે. પોતે વૈષ્ણવ હતા.

તેમના પુત્ર શ્રી ધીરજલાલ મગનલાલ હાલમાં આ પેઢીમાં સંચાલક છે અને તે ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બરના ઉપપ્રમુખ છે. ઘણી કું.ઓના તે ડીરેક્ટર છે. ધીરજ, બુદ્ધિ, કુનેહ અને સમાજ સેવાને લઈને આજે મુંબઈના ઘણાં મોટાં નાના વર્તુલોમા શ્રીધીરજલાલભાઈએ કીર્તિ સંપાદન કરી છે. લાડસેવા સમાજના પ્રમુખ છે. ઘણા સખાવતી ટ્રષ્ટમાં ટ્રસ્ટી છે.

આ ગ્રંથના પ્રકાશન કાર્યમાં સ્વ. શેઠ મગનલાલ પરશોતમદાસ તથા શ્રીમતી સ્વ. મોતીગૌરી મગનલાલની યાદગીરી માટે તેમના સુપુત્ર શેઠ ધીરજલાલ મગનલાલે આર્થિક સહાય કરીને ઉત્તેજન આપ્યું છે તે માટે તેમનો સપ્રેમ આભાર માનું છું.

—પ્રકાશક



[ કવિ શ્રીદયારામભાઈનું એક પદ ]

રાગ ( સોરઠ )

એવા મુને વ્હાલા થાઓ વ્રજભૂપ,
મારૂં મન મોહ્યું ગ્હો તમ રૂપ. ટેક૦

જેવો વ્હાલો મૃગને લાગે છે રાગ,
જેવો વ્હાલો મણિ શોભે શિર નાગ;
જેવો વ્હાલો મધુવ્રત પદ્મપરાગ. એવા મુને૦ ૧

જેવું વ્હાલું મીનને લાગે નીર,
જેવું વ્હાલું લાગે માર્જારને ખીર;
જેવું વ્હાલુ લાગે બિંબફળ કીર. એવા મુને૦ ૨

જેવો વ્હાલો લાગે ચકોરને ઇન્દુ,
જેવુ વ્હાલું ચાતક સ્વાતિઘનબિંદુ,
જેવા વ્હાલા શ્રીગોપીજનને ગોવિંદ, એવા મુને૦ ૩

જેવા વ્હાલા જાર પરસ્પર દોય,
જેવું વ્હાલું ભોજન ક્ષુધિતને હોય;
જેવુ વ્હાલું મહા તૃષાતુર તોય. એવા મુને૦ ૪

જેવો વ્હાલો આત્મા પોતાનો સૌ જગત,
જેવા વ્હાલા તમને તમારા ભગત,
દયા પ્રીતમ દો તેવી નિજ આસક્ત. એવા મુને૦ ૫

શ્રીકૃષ્ણઃ ।

## આ ગ્રન્થના લેખક

# પ. ભ. શ્રીયુત જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ M.A. નું આદર્શ જીવનદર્શન



પ. ભ. શ્રી જેઠાલાલભાઈ નો જન્મ વિ. સં. ૧૯૪૮માં દશામોઢ માંડલીયા વણિક જ્ઞાતીમાં ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકાના ઉમેર ગામમાં થયો હતો. પિતાનું નામ ગોવર્ધનદાસ અને માતાનું નામ પાર્વતી.

સાત ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ ઉમેર ગામ તથા મોસાળના ગામ ઝાઝમાં લીધેલું.

તેઓ બાર વર્ષની વયે માધ્યમિક શિક્ષણ મેળવવા અમદાવાદની ગુજરાત વૈશ્યસભાની સંસ્થામાં રહીને ઈ. સ. ૧૯૧૨માં મેટ્રીકની પરીક્ષા અને ૧૯૧૬–૧૭માં બી.એ.ની પરીક્ષા ઓનર્સ સાથે પાસ કરી. આ સંસ્થામાં તેમને પુષ્ટિમાર્ગીય ધર્મના સંસ્કારો પ્રાપ્ત થયા. સન્ ૧૯૧૭થી ૧૯૨૧ સુધી અમદાવાદની જે. એલ. ઇંગ્લીશ સ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું. ૧૯૨૨માં અમદાવાદની કર્વે યુનિવર્સિટી સાથે જોડાયલી સ્ત્રીઓની કોલેજમાં પ્રાધ્યાપક તરીકે જોડાયા. ૧૯૩૦માં તે કોલેજના પ્રિન્સીપાલ તરીકેની જવાબદારી લઈ ૧૯૬૦ સુધી ઉઠાવી પછીથી એક વર્ષ ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાયલી પોરબંદરની એન. કે. મહેતા મહિલા કોલેજના પ્રિન્સીપાલ તરીકે રહ્યા અને સન ૧૯૬૧માં ૬૮ વર્ષની વયે નિવૃત થયા.

તેમને પુષ્ટિસમ્પ્રદાયની બ્રહ્મસંબંધ દિક્ષા અમદાવાદ, (રાજનગર)ની મોટી હવેલીવાળા નિ લી. ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી મધુસુદનલાલજી

મહારાજથી દ્વારા પ્રાપ્ત થયેલી તેમણે પોતાના લેખનથી પુષ્ટિમાર્ગીય સાહિત્યની ઘણી સુન્દર સેવા કરી છે. અણુભાષ્ય ભાગ ૧–૨, તત્વ-દીપનિબંધ ભાગ ૧–૨ શ્રી સુબોધિનીજી દશમસ્કન્ધપૂર્વાર્ધ અને તામસફલ પ્રકરણ વગેરે અનુવાદો, એ પ્રાયમર ઓફ અણુભાષ્ય અને શુદ્ધાદ્વૈત માર્તંડ, રમેશશ્રીકૃષ્ણ, પુષ્ટિદર્પણ, ભગવાનની સર્જનલીલા, ગીતા સન્દેશ, શ્રીહરિરાયજી, અષ્ટાક્ષરમંત્રરહસ્ય, વાસનાવિશુદ્ધિ વગેરે ગ્રન્થો રચ્યા છે. વાસનાવિશુદ્ધિ યાને પ્રભુભક્ત પ્રહ્લાદ નાટક નામની પુસ્તિકામા "રહસ્યોદ્ઘાટન" એ નામનો ૪૦ પૃષ્ટનો લેખ લખી વૈષ્ણવસમાજ અને જનસમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે.

ભક્તકવિ શ્રી દયારામભાઈના 'રસિકવલ્લભ' ગ્રન્થનું વિસ્તૃત પ્રસ્તાવના સાથે સંપાદન કર્યું છે તેમજ ગો. વા. શ્રી તેલીવાળા સાથે શ્રીદયારામભાઈનુ આતરજીવન યાને દિવ્ય અક્ષરદેહનુ સંપાદન અને સયોજન કર્યું છે. આ ઉપરાત સંસ્કૃત ભાષાનું વ્યાકરણ (ગુજરાતીમાં) સમાજશાસ્ત્રની રૂપરેખા, સૂરદાસજીનું કવન, ધર્મોપાખ્યાન વૈષ્ણવની વાર્તાઓ પણ તેમણે લખ્યાં છે. વેણુનાદ, વૈષ્ણવધર્મપતાકા, શુદ્ધાદ્વૈત ભક્તિમાર્તંડ, પુષ્ટિપિયૂષ, અનુગ્રહ, વૈશ્વાનર, અગ્નિકુમાર, શ્રીવલ્લભ વિજ્ઞાન, પરિષદ સન્દેશ વગેરે સામ્પ્રદાયિક સામયિકોમાં ઘણાંએ લેખો લખ્યા છે. બુદ્ધિપ્રકાશ વગેરે માસિકોમા સાહિત્યને લગતા લેખો લખ્યા છે. કેટલાયે પુસ્તકોની પ્રસ્તાવનાઓ તેમને હાથે લખાયેલી છે. તદ્દુપરાંત ઓરીએન્ટલ કોન્ફરન્સ તથા ઇન્ડીયન ફીલોસોફીકલ કોન્ફરન્સ અને ગુજરાતી સાહિત્ય પરિષદ માટે શુદ્ધાદ્વૈતની દષ્ટિએ કેટલાક લેખો લખ્યા છે પુષ્ટિમાર્ગના સાહિત્ય ઉપરાત કેળવણી ક્ષેત્રમાં પણ તેમણે સેવા આપી છે. ઘર્ષો યુનિવર્સિટીની સેનેટ, સીન્ડીકેટ, એકેડેમીક કાઉન્સીલ તથા બોર્ડ ઓફ સ્ટડીઝના વર્ષો સુધી સભ્ય હતા તથા ગુજરાત યુનિવર્સિટીની સેનેટના પણ એક વર્ષ સભ્ય હતા મુંબઈ યુનિવર્સિટી તેમજ એસ એસ સી બોર્ડ તરફથી મેટ્રીકના પરીક્ષક તરીકે પણ કામ

કર્યું છે શ્રેડી ઠાકરસી મહિલા વિદ્યાપીઠની અને ગુજરાત યુનિવર્સિટી તરફથી જુદી જુદી પરીક્ષાઓના વર્ષો સુધી પરીક્ષક નીમાયા છે

ઈટાવાની સસ્કૃત પરિષદે તેમને 'સાહિત્યાલકાર'ની પદવી પ્રદાન કરી હતી અણુભાષ્યના અનુવાદ માટે સ ૧૯૦૬મા ગો વા હીરાલાલભાઈ પારેખ તરફથી સુવર્ણચન્દ્રક આપવામા આવ્યો હતો શ્રીવૈષ્ણવ મહાસભા અને શ્રીશુદ્ધાદ્વૈત સસદ તરફથી સન્માન પત્રો આપવામા આવ્યા છે

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા અમદાવાદના માનદ મત્રી તરીકે વર્ષો સુધી સેવા કરી હતી હાલમા શ્રીશુદ્ધાદ્વૈત સસદના ઉપપ્રમુખ અને શ્રીવ્રજરાયજીની હવેલી અમદાવાદના ટ્રસ્ટી તરીકે તેઓ પોતાની સેવા આપી રહ્યા છે આ ઉપરાત કેટલીક સામાજિક સસ્થાઓ સાથે પણ સબધ ધરાવે છે

હાલમા તેઓ ભૌતિક પ્રવૃત્તિથી નિવૃત્ત થઈ સાપ્રદાયિક ગ્રન્થોના અવગાહનમા પોતાનુ જીવન ગાળી રહ્યા છે તેમનુ અત્યાર સુધીનુ જીવન ગુજરાતી સાહિત્ય અને સમ્પ્રદાયની નામ સેવામા સમર્પિત થયુ છે ભક્ત કવિશ્રી દયારામભાઈના કાવ્યો પ્રત્યે તેઓ અગાધ પ્રેમ ધરાવે છે મારા તરફથી પ્રગટ થયેલા શ્રી દયારામ કાવ્ય મણિમાળાના પુનર્મુદ્રણ યોજનામા તેમણે સર્વદા સહકાર આપ્યો છે એટલુ જ નહિ પણ તે બાબતમા યોગ્ય માર્ગદર્શન કર્યુ છે

—પ્રકાશક



## શ્રી નારાયણદાસ પરમાનંદદાસ શાહ (ડભોઈ)



ભક્તકવિ શ્રી દયારામભાઈના પ્રેમી અને કાવ્ય મણિમાળાના ૯ ભાગ, જીવનચરિત્ર અને આત્મજીવન તથા આ ગ્રંથના પ્રકાશક

॥ શ્રીકૃષ્ણ: ॥

# ભક્તકવિ શ્રીદયારામભાઈના પ્રેમી

અને

: સાહિત્ય પ્રકાશક :

## શ્રીનારાયણદાસ પરમાનંદદાસ શાહ



શ્રી દયારામભાઇના જીવન કાળમાં તેમના ઘણા શિષ્યો અને પ્રશંસકો હતા. પણ તેમના ગોલોકવાસ પછી એ સખ્યામાં ઘટાડો થયો હોય એ સંભવિત છે. છતાં તેઓશ્રીના પ્રત્યે આસક્તિપૂર્વક ભાવ દર્શાવનારનો જો માત્ર ઉલ્લેખ કરવો હોય તો ડભોઇ નિવાસી ભાઇશ્રી ગોવિન્દલાલ છોટાલાલ પરીખ વકીલ અને શ્રીનારાયણદાસપરમાનંદદાસ શાહ એ બે વ્યક્તિઓ છે

તેમણે તન અને મનથી શ્રીદયારામભાઇના સાહિત્ય તરફ પ્રેમ દર્શાવ્યો છે. શ્રીગોવિન્દભાઈએ તન અને મનદ્વારા શ્રીદયારામભાઇના 'ભક્તિ પોષણ' અને 'પ્રબોધબાવની' વગેરે ઉપર વિવેચન લખીને અને શ્રીનારાયણદાસે તન, મન અને ધનથી શ્રીદયારામભાઇના અપ્રસિદ્ધ સાહિત્યને ગ્રન્થાકારે જનતાને સુલભ બનાવીને પુષ્ટિ સમ્પ્રદાયની તેમજ ગુજરાતી સાહિત્ય જગતની ઘણી કિંમતી સેવા કરી છે વર્ષો પૂર્વે ફક્ત દયારામભાઈનો કાવ્ય સગ્રહ સ્વ. કવિ નર્મદનો સંપાદિત (ગુજરાતી પ્રેસવાળો) મળતો હતો પણ શ્રીનારાયણદાસભાઈએ તો જેટલું મળ્યુ તેટલુ અપ્રસિદ્ધ સાહિત્ય ભેગું કર્યું, તેની પ્રેસ કોપીઓ બનાવીને તેને પ્રકટ કરવામાં તનતોડ મહેનત કરી છે; એવી સેવા ભાગ્યે જ કોઇએ કરી હશે તેના પરિણામે શ્રીદયારામકૃત કાવ્યમણિમાલા ભાગ ૧ થી ૬ તથા શ્રીદયારામભાઈનુ જીવનચરિત્ર (સ્વ શ્રીશંકરપ્રસાદ છ રાવળનુ લખેલું) અને શ્રીદયારામભાઈનુ આંતરજીવન યાને દિવ્ય અક્ષર દેહ પ્રો. જેઠાલાલ ગો.. શાહ અને ગો વા શ્રી મૂલચન્દ તુલસીદાસ તેલીવાળાએ

લખેનું ) અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં છે અને તેમાં ભાગ ૧–૩ અને ૪ની બીજી આવૃત્તિઓ મળી અત્યાર સુધીમાં અગીયાર પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કર્યાં છે.

શ્રીનારાયણદાસનો જન્મ વિ સં. ૧૯૪૯ના કારતક વદ અમાસને ગુરુવારના દિવસે દશાલાડ વણિક જ્ઞાતીમાં રાજપીપળા (નાંદોદ)માં એમના મોસાળમાં થયો હતો.

એમના પિતાનુ નામ પ્રેમાનંદદાસ અથવા પરમાનંદદાસ હતું. તેમની અટક ગાંધીની હતી. પ્રથમથી જ તેઓ તૃતીયગૃહાધીશ પૂજ્યપાદ ગો. શ્રી. ૧૦૮ શ્રી બાલકૃષ્ણલાલજી મહારાજ કાંકરોલીવાળાના સેવક હતા, અને તેમના દાદા નાનશા પ્રભુદાસ ભક્ત કવિશ્રી દયારામભાઈના શિષ્ય હતા. પ્રેમાનંદદાસને બે પુત્ર અને બે પુત્રીઓ હતી. મોટા પુત્રનું નામ શ્રીનલસુખભાઈ અને નાના તે શ્રીનારાયણદાસ તેમના માતુશ્રીનું નામ રૂક્મણીબહેન હતું અને તે પુષ્ટિમાર્ગીય સારા વૈષ્ણવ હતાં. તે દરરોજ મંદિરે જતાં. શ્રીના દર્શનાદિ ઉપરાંત મંદિરમાં નાની મોટી સેવા ઉપરાંત ગાયોની અને વૈષ્ણવોની પણ યથોચિત સેવા કરતાં અને ઘેર આવ્યા પછી શ્રી ઠાકોરજીની સેવા કરતાં અને ભોગ ધરતાં પછી બધાંને ભોજન કરાવી પોતે ભોજન કરતાં હતાં. તેમનો શ્રીહરિ, ગુરૂ અને વૈષ્ણવો પ્રત્યે ખુબ પ્રેમ હતો. તેમનું હૃદય સરલ અને પરોપકારી અને સેવાભાવનાવાળું હતુ. પોતાનો પુત્ર ધર્માગ્રહી અને સેવા ભાવી થાય તે માટે તેમણે પોતાના પુત્ર શ્રીનારાયણદાસને નાની વયમાં પોતાના ગુરૂ કાંકરોલીવાળા પૂ. પા. ગો. શ્રી ૧૦૮ શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજશ્રી પાસે બ્રહ્મસંબંધ અપાવ્યું હતું. વિ. સ. ૧૯૫૮ના ફાગણ સુદ છના દિને તેમના પતિ ગોલોકવાસી થતાં તેમણે પોતાનું જીવન ભગવત્સેવા, સ્મરણ અને કથા શ્રવણ તથા ગુણગાન કરવા તરફ વાળ્યું હતું અને તે પોતાના ઘરની પાસે ભક્ત કવિ શ્રી દયારામભાઈનું મકાન છે ત્યાં ભક્ત કવિશ્રીના પટ્ટ શિષ્ય પુત્ર પરમ ભગવદીય શ્રીનાથજીભાઇ ગિરજાશંકર જોષીજીની મંડળીમાં દરરોજ સત્સંગ કરવા જતાં. ત્યારે સાથે પોતાના

પુત્ર નારાયણદાસને સાથે લઈ જતાં. આ પ્રકારે શ્રીનારાયણદાસમાં ધાર્મિક સંસ્કાર પોતાના ધાર્મિકવૃત્તિવાળા પિતાના અને તેમાં માતા દ્વારા સીંચન થતાં તે સુદૃઢ થયા અને તે સંસ્કાર બીજ બાલ્યકાળમાં જ રોપાયા હોવાથી શ્રી નારાયણદાસને ભક્ત કવિ શ્રીદયારામભાઈના પદો ગાવા, સાંભળવા વગેરેમાં અભિરુચી વધતી રહી અને તે માટે શ્રીજેપીજીના સત્સંગનો લાભ અધિક લેવા લાગ્યા. તેમના પ્રત્યે પૂજ્ય ભાવના ઉદ્‌ભવતાં તેમને એક મુરબ્બી અને અલૌકિક પિતા તરીકે માનવા લાગ્યા. શ્રીજેપીજી પણ તેમના પ્રત્યે વાત્સલ્ય ભાવ રાખતા હતા.

પ્રારંભમાં શ્રીનારાયણદાસે ડભોઈમાં જ નોકરીમાં રહી પોતાની પ્રવૃત્તિ શરૂ કરી પણ આર્થિક સંજોગો બરાબર નહિ હોવાથી પોતાની પ્રગતિ માટે શ્રીજેપીજીના આશીર્વાદ પ્રાપ્ત કરી ડભોઈ છોડી સં ૧૯૬૩મા મુંબઈ ગયા અને ત્યાં નોકરીમાં જોડાયા છતાં શ્રીજેપીજી પ્રત્યે પૂજ્યભાવ હોવાથી તેમની સાથે પત્રવ્યવહાર શરૂ રાખ્યો અને તેમનું માર્ગદર્શન મેળવતા રહી પોતાની પ્રગતિ કરતા રહ્યા.

તેમના પ્રથમ પત્નીનું નામ અ. સૌ જડાવબ્હેન હતું. તેમની સાથેનો સંસાર અઢીવર્ષ લગભગ રહ્યો. તેમનો ગૌલોકવાસ પછી તેમનુ બીજી વખતનું લગ્ન હાલનાં તેમના પત્ની અ. સૌ કમળાબ્હેન સાથે થયું છે. તે વિદ્યમાન છે. તેમણે એક પુત્રનો જન્મ આપ્યો હતો પણ તે અલ્પ વયમાં જ શ્રીચરણ થયા પછી કંઈ સંતતિ થઈ નથી. શ્રીનારાયણદાસ અને તેમના ધર્મપત્ની બેઉ ભગવદ્‌નામ સ્મરણાદિમાં સમય વ્યતીત કરતાં આનંદથી રહે છે.

શ્રીનારાયણદાસ સ. ૧૯૭૦મા મુંબઈથી પોતાના વતન ડભોઈમાં ગયા ત્યારે શ્રીજેપીજીએ તેમને કુશળ વર્તમાન પૂછી, ભક્ત કવિશ્રી દયારામભાઈના અપ્રસિદ્ધ ગ્રન્થો છપાય અને જે અશુદ્ધ છપાયેલું હોય તે શુદ્ધ છપાય તે પ્રકારની પ્રેરણા કરી અને તે માટે પોતાની પાસેના કવિશ્રીના હસ્તલિખિત અને અપ્રસિદ્ધ ગ્રંથોનો સગ્રહ છે તે આપવાનુ જણાવી તે પરત્વે પ્રેરણા કરી આશીર્વાદ આપ્યા.

## " પ્રભુનો વસવાટ "

### રાગ-હલારી

નિશ્ચયના મહેલમા વસે મારો વાલમો,
વસે નંદલાડીનો રે, જેને જાય તે ઝાખી પામે છે રે
ભૂલ્યા ભમે તે બીજા સદનમા શોધે રે,
હરિ ના મળે એકો ઠામે રે નિશ્ચયના (૧)

સત્સંગ દેશમા ભક્તિ નગર છે રે,
પ્રેમની પોળ પૂછી જાજો રે,
વિરહ તાપ પોળીઆને મળી મોહોલે પેસજો રે,
મવા સીડી ચઢી જ બેઠા થાજો રે નિશ્ચયના (૨)

દીનતા-પાત્રમા, મન-મણિ મૂકીને રે,
ભેટ ભગવતજીને કરજો રે,
હુભાવ પુભાવ નોધાવર કરીને રે,
શ્રીગિરિધરવર તમો વરજો રે નિશ્ચયના (૩)

એર મડાણનુ મૂળ હરિ ઇચ્છા રે
કૃપા વિના સિદ્ધિ ના થાયે રે,
પણ શ્રી વલ્લભ શરણ થકી સહુ પડે સેહેલુ રે
દીન જન પ્રતિ **દયો** ગાયે રે નિશ્ચયના (૪)



**ભક્ત કવિ શ્રી દયારામભાઈ**

શ્રી દયારામભાઇ વ્રજભૂમિમાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવી દીક્ષામાં પ્રભુનું સ્મરણ કરે છે

श्रीगुरुगोपीजनवल्लभायनमः
अथरसिकवल्लभग्रंथलिख्य
ते॥छंद ॥रागसामेरी॥
प्रथमप्रणमुं श्रीगुरुपायेंजी॥
वाहाल्यें वंदुं श्रीव्रजरायेंजी॥१॥
अष्टसखावंदुं हरिरूपजी॥र
षिकशिरोमणिकविकुळभूप
जी॥२॥मुजनें जाणीसकुनिजदा
सजी॥मुजरुदयामांपूरोवास
जी॥३॥मुजनें भासें निजप्रभुपंथ
जी॥रचूं रषिकवल्लभशुभग्रंथ
जी॥४॥० ढाळ: ग्रंथरचनाकरुं
हूं गुरुशिष्यसंवादें करी॥खंडन
मायावादशुद्धाद्वैतप्रतिपादन
करी॥५॥जेथकीसकुसंधेरलें
सिधांतसरधुंभासें॥पडें प्रतिवि
परवतन्यायनिश्चेंभ्रमणजाती
नासें॥६॥हेयप्रकरणकीप्रेम
श्रीगिरिधरवसेंउरमांहें॥
निजकरीकरुंणाडुरिज्ञा ळे
सहजकालेंबांसे॥७॥एहेवं

શ્રી દયારામભાઈના તત્ત્વજ્ઞાનના ગ્રંથ 'રસિક વલ્લભ'નું પહેલું પાનું



# બંસીબોલના કવિ

યાને

# ભક્તકવિ શ્રીદયારામભાઈનું

# જીવન દર્પણ



## પ્રકરણ ૧ લું.

### ધૂળધોયાની નજરે યાને ભૂતકાળના વિવેચકો.

ઇતિહાસ અને જીવન ચરિત્ર લખનારાનું કામ મોટા ભાગે ધૂળ ધોયાનું હોય છે. ધૂળધોયા, ધૂળના ઢગલામાંથી સુવર્ણની રજ અત્યન્ત પરિશ્રમ પછી શોધી કાઢે છે. કોઈ વિરલાને તે 'રજ' પ્રાપ્ત થાય છે. કેટલાકો ધૂળનો ઢગલો ફેંદીને તેમાંથી ધૂળજ મેળવે છે.

ઇતિહાસ અને જીવન ચરિત્ર લખનારાઓનું-ખરું કામ સત્ય હકીકત મેળવવાનું છે. જો સત્ય હકીકત ન મેળવે તો કરેલો શ્રમ વ્યર્થ નીવડે છે. આ સત્ય તેમને ઉપલબ્ધ સામગ્રી, જેવી કે નોંધો, દંતકથાઓ, આખ્યાયિકા અને લખાણો વગેરેમાંથી મેળવવાનું છે.

ઇતિહાસ અને જીવનચરિત્રો—ઉભયનું ધ્યેય સત્યદર્શન છે. ઇતિહાસ એ સમાજ જીવનનું પ્રતિબિંબ છે. સમાજના કે રાષ્ટ્રના રાજકિય, સામાજિક, ધાર્મિક કે સાંસ્કૃતિક જીવનનું પ્રતિબિંબ

પૂર્વગ્રહથી પ્રેરાયલા હતા. કેટલાકોએ દયારામભાઇને કવિ તરીકે અવલોકયા, કેટલાકોએ તેમના બાલ્યજીવન ઉપર પૂર્વગ્રહથી જોયુ. કેટલાકો તેમના પુષ્ટિમાર્ગીય વિચારોને કારણે તેમના જીવન તથા કવિતાનુ સાચુ મૂલ્યાકન કરી શકયા નથી દયારામભાઈ ફક્ત કવિ નહોતા પણ નરસિંહ તથા મીરાની માફક ભક્ત કવિ હતા. અને તે પણ પુષ્ટિમાર્ગના કવિ હતા. તે દષ્ટિને બરાબર સમજીને તેમના જીવન અને કવનને તપાસનામા કેટલાક લેખકોએ ભૂલ કરી છે; તેથી દયારામભાઈને, તેમને હાથે મોટો અન્યાય થયો છે,

કવિ નર્મદે 'નર્મગદ્ય'મા દયારામભાઈનુ જીવનચરિત્ર આપ્યુ છે તેમા તેમણે કેટલાક અસત્ય વિધાનો કર્યા છે, તેનુ ખડન અમે પરિશિષ્ટ એ મા આપેલ છે. એટલુ જ કહેવુ બસ થશે કે એ લેખ બહુ ઉતાવળીઓ હતો, અધૂરી અને તે પણ એકદેશીય તથા પૂર્વગ્રહથી પ્રેરાઈને લખાયલો હતો. મહારાજા લાયબલ કેસ વખતે અને સુધારકોની પ્રવૃત્તિઓને લીધે, ગુજરાતનુ ધાર્મિક વાતાવરણ ડહોળાયલુ હતુ, તેના પાણી હજુ ઠર્યા નહોતા તેવુ ડહોળાયલુ પાણી નર્મદાશકરને પણ પીવુ પડયુ હતુ. દયારામની કવિતાથી આકર્ષાઈને તેમણે ઈ. સ ૧૮૬૦ મા કાવ્યસગ્રહ પ્રસિદ્ધ કર્યો પણ દયારામભાઈના જીવન વિષે જે વિધાનો કર્યા તે અસત્ય હતા.

જેમ કોઈ રસોયાની રસોઈની પ્રશસા કરે, પણ તે રસોઈયાને નિન્દે, તેમ નર્મદાશકરે દયારામભાઇની કવિતાની પ્રશસા કરી પણ દયારામભાઇના દોષો પણ તેમને હાથે બહાર પડયા કવિતામા ભક્તિતત્ત્વ તેમને નજરે પડયુ નથી કવિ વિષેની માહિતી આદાદ કે ડભોઇમાથી મળેલી નહોતી કેવળ ઉડતી વાતો, કપોલ કલ્પિત હકીકતો, ગમે તેની પાસે મેળવીને, તેની સચ્ચાઈની સ્પષ્ટતા કર્યા વગર ઉત્સાહમા નર્મગદ્યમા, દયારામભાઈ વિષે જીવન ચરિત્ર લખનાર તે નર્મદ. સમાજ સુધારા અગ્રણી, મહારાજા લાયબલ કેસનુ એક મુખ્ય પાત્ર, 'દાડીઆના' તત્રી, જુવ

ઉછળતા જોશવાળા, પૃથ્વી ઉપર સ્વર્ગ લાવવાની હોંશવાળા નર્મદ હતા. વૃદ્ધ અને 'ધર્મ-વિચાર'ના આ લેખક, જેમની વૃદ્ધાવસ્થામાં ચિત્તવૃત્તિ સ્થિર થઇ હતી. અને તેને પરિણામે સાચું ખોટું પારખવાની શક્તિ પ્રાપ્ત કરનાર, અને પોતે એક વખત જે લખ્યું હતું તે ખોટું હતુ, એવુ નિખાલસપણે લખનાર નર્મદ નહોતા. આ જીવન ચરિત્ર દ્વારા દયારામભાઇ વિષે, પછીના લેખકો માટે ભ્રમ તેઓ મૂકતા ગયા કમભાગ્યે નર્મગદ્યની બીજી આવૃત્તિ તે કરી શકયા નહોતા. નહિ તો સદ્‌ગત શંકરપ્રસાદ રાવળના શબ્દોમાં 'નિર્મળ સત્યના આગ્રહી એ વીર કવિએ એમના ઉત્તર કાળના શરદઋતુના પાણી જેવા વિચારો બેધડક આ બાબતમા પણ પ્રસિદ્ધ કર્યા હોત.'

ત્રિભુવનદાસ શેઠના હાથે કવિરત્ન દયારામની સંપૂર્ણ જીવન કથા લખાઈ છે. આ જીવન ચરિત્રમાં ઘણી વિગતો આપી છે પણ તે બીજા લેખકોના આધારે. ખાસ કરીને, નર્મદ, કાંટાવાળા, તથા ઇચ્છારામના લખાણોને આધારે. તેમણે તો નર્મદનીજ કેડી લીધી છે, અને તેનેજ અનુસર્યા છે, દયારામભાઇના ધર્મ ઉપર કેટલીક આકરી ટીકા કરી છે. તેમણે પુષ્ટિમાર્ગને ધર્મ તરીકે સ્વીકાર્યો, માટે તેમને બીજા ધર્મમાં વટલાયલા જેવા ગણ્યા છે, અને તેને તેમણે 'ઘેલછા' કહી તે પુસ્તકને અન્તે કબૂલ કર્યું કે "પોતાના પુસ્તકમા નોધેલી હકીકતો બીજાઓના પુસ્તકોમાથી લીધી છે, અને તે શંકાસ્પદ છે." આ રીતે પોતે કબૂલાત કરીને, પોતાના પુસ્તકનું મૂલ્ય ઘટાડી દીધું છે.

રા. કાંટાવાળા તથા નાથાશંકર શાસ્ત્રીએ પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૧ લાની પ્રસ્તાવનામા દયારામભાઇ વિષે કેટલીક હકીકત આપી છે, તેમાં પણ સત્ય હકીકતો નથી. જે કંઈ લખાયું છે, તે બીજાઓ પાસેથી સાંભળેલું. દયારામભાઈના તમામ કાવ્યોના અવલોકનપૂર્વક તેમજ પુષ્ટિમાર્ગના સાહિત્યના અભ્યાસ વગર,

કેવળ તરંગી તુક્કાઓજ છે. કવિને ક્રોધી સ્વભાવના, સ્વતંત્ર અને અભિમાની ગણવા તે લેખકોનું, કવિના જીવન દર્શનમા મોટુ અજ્ઞાનજ છે. પોતે સંશોધન કર્યા વગર, આરામ ખુરશીમા બેસીને વકીલોની માફક તૈયાર થયેલ એકપક્ષીય લેખકની વિશ્વાસનીયતા કેટલી?

સ્વ. ગોવર્ધનરામભાઈએ 'કલાસીકલ પોએટસ ઓફ ગુજરાત'મા તથા પાછળથી 'દયારામભાઈનો અક્ષર દેહ' એ બન્ને પુસ્તકો લખીને દયારામભાઈ માટે સારી સામગ્રી પૂરી પાડી છે. બન્નેય પુસ્તકો તેમની કલમને ખરેખર યશ આપનારા છે. એક ગુણગ્રાહક અને પૂજકના ભાવથી તેમણે 'દયારામ' માટે પોતાના વિચારો પ્રદર્શિત કર્યા છતા તેમની પૂજા પણ સદોષ બની. 'કલાસીકલ પોએટ્સ' લખતી વખતે, નર્મદાશંકરનો ભ્રમ તેમનામા પણ હતો; પણ દયારામભાઈના 'રસિક વલ્લભ' વાંચ્યા પછી તેમની કલમે તે કવિની કૃતિ માટે પ્રશંસાના પુષ્પો વેર્યા એટલુંજ નહિ, પણ તેમની ગરબીઓના શૃગાર રસને પણ દિવ્ય પ્રેમ તરીકે સત્સ્વતીચંદ્રમા જણાવ્યો. શરૂઆતના દોષદર્શક ગોવર્ધનરામભાઈ પાછળથી દયારામભાઈના પૂજક બને છે, પણ તે પૂજક કોના? દયારામભાઈની કવિતાના, તેમના અક્ષરદેહના જ. તેમના સ્થૂલ દેહ તરફ બાલજીવન તરફ તેમણે દષ્ટિ નાખી નથી. તે માટે નર્મદાદિના ભ્રમને તેમણે તેમજ રહેવા દીધો. સ્વ. ગોવર્ધનરામભાઇ એ ચિન્તક અને ધર્મિષ્ઠ હતા. તેમનુ પોતાનું શ્રીનાથજીનુ મંદિર હતુ. તેઓ નડિયાદના પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની મધ્યમા રહેતા હતા. એટલે તે માર્ગની નીતિ, રીતિ સારી પેઠે જાણેજ, પણ સાક્ષર જીવન લખાયુ ત્યારે તેમની પાસે નર્મદનો કાવ્ય સંગ્રહ જ મુખ્ય હતો. દયારામભાઈના અક્ષરદેહને બીજા કરતા ન્યાય આપ્યો ગણાય પણ તેમની ભક્તિને પીછાણી શક્યા નહિ. તે 'ભક્તિ' ને દિવ્ય સુંદરીને બદલે 'યોગિની' આની લીધી. દયારામભાઈના શૃગારરસને યોગની પરિભાષામાં સમજાવી, આ એક ક્ષતિ. બીજું 'બાલજીવન'નું દર્શન તેમણે

કરાવ્યુ નહિં. કવિશ્રીનુ બાલજીવન પણ કેટલુ ઉચ્ચ, આદર્શવાળું અને શુદ્ધ હતું. તે એમની કલમે આલેખ્યુ હોત તો દયારામભાઇની કેવી સુંદર માનસમૂર્તિ ગુજરાતની સાહિત્ય પ્રેમી જનતાને આપી ગયા હોત. એટલું તે કરી શક્યા નહિ એ ગુજરાતનુ કમભાગ્ય.

સ્વ. ઇચ્છારામ દેસાઈએ કવિનુ જીવન ચરિત્ર લખ્યુ છે તે વિસ્તારથી લખાયેલું છે. તેમા પણ કેટલીક ઐતિહાસિક ક્ષતિઓ રહી ગઈ છે. +આ જીવન ચરિત્રમા વિસ્તાર છે–અતિ વિસ્તાર છે. તેમ તેમા કલ્પનાઓના ઉડ્ડયનો ઓછા નથી. તેનો ખાસ નમૂનો શિવાનદ તથા ડાહ્યાભાઇ સાઠોદરાનો છે ગન્નેય કપોલ કલ્પિત કથાઓજ ગણાય. તેમા 'શિવનિંદા' નો પણ પ્રસગ આવ્યો છે. તે પણ એક અધૂરુ અને અસત્ય વિધાન ગણાય. કવિ પુષ્ટિમાર્ગીય તરીકે કૃષ્ણનેજ અનન્યભાવે સેવતા. પણ શિવના નિંદક તો નહોતાજ. 'વ્રજમહિમા' કાવ્યમાં શંકર તરફ પણ કવિ આદરભાવ દર્શાવે છે કહેવાય છે કે સ્વ. ઇચ્છારામભાઇનો દયારામભાઈ વિષેની માન્યતામા પાછળથી ફેરફાર થયો હતો. *આ જો ખરું હોય, તો તે માટે તેમને ધન્યવાદ! તેઓશ્રીએ કવિનો 'કાવ્યસગ્રહ' છપાવીને મોટી સેવા કરી છે, છતા ઘઉંના શીરામા કાકરીઓ પણ રંધાઈ જાય, એવુ તેમા બન્યુ છે. એ શીરો ગળામા શી રીતે ઉતરે? અને તે શીરો ખાવામા આવે તો તે આરોગ્યને હાનિકર્તા નીવડ્યા વગર રહેજ નહિ.

દિ બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પણ "ગુજરાતી સાહિત્યના રતભો" એ પુસ્તકમા દયારામભાઇનુ જીવન ચરિત્ર તથા કવિની કવિતા વિષેનુ એક પ્રકરણ લખ્યુ છે. ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી થાય એવુ છે–તેમજ શ્રી વિજયરાય વૈદની 'ગુજરાતી સાહિત્યના ઇતિહાસની રૂપરેખા' મા દયા-

+જુઓ શ કરપ્રસાદ રાવળકૃત દયારામનુ જીવનચરિત્ર પૃ. ૨૪–૨૫
*જુઓ શંકરપ્રસાદ રાવળકૃત દયારામનુ જીવનચરિત્ર પૃ. ૩૧

રામભાઇનુ બસીમોસના કવિ તરીકે મૂલ્યાકન કરાવવામા આવ્યુ છે. તેમજ સ્વ. ન્હાનાલાલભાઇએ પણ પોતાના કવિજયન્તી વ્યાખ્યાનોમા, દયારામભાઇની કવિતાનુ રસનિરૂપણ કરીને, સુવર્ણને લાગેલી ધૂળ, સાફ કરી છે. સ્વ. જગજીવનદાસ મોદીએ પણ સયાજી સાહિત્યમાળાના પુષ્પ ૧૪ મા રૂપે દયારામભાઇનુ જીવનચરિત્ર આલેખ્યુ છે. એમનું એ પુસ્તક સશોધન પૂર્વક અને પરિશ્રમ-પૂર્વક લખાયલું છે અને કવિશ્રીના જીવન કવન ઉપર નવીન પ્રકાશ પાડ્યો છે, સ્વ. મૂળચદ તેલીવાલાનો 'પુષ્ટિભક્તિ સુધા' માનો લેખ, તેમજ ગો. વાસી વસતરામ શાસ્ત્રીનો પરમ ભગવદીય દયારામ-ભાઈ માટેનો લેખ તે પુષ્ટિમાર્ગીય દૃષ્ટિએ લખાયલા લેખો છે. પ. ભ મનમોહનદાસનુ વ્યાખ્યાન પણ તેજ પ્રકારનું ગણાવી શકાય સ્વ. ચીમનલાલ છોટાલાલ દેસાઈ, સ્વ. ડાહ્યાભાઈ પીતાંબરી દેરાસરી, દિ. બા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, સ્વ નર્મદાશકર દેવ-શકર મહેતા ડો મજુલાલ જમનાદાસ દવે વગેરેના લેખો દયારામ-ભાઈના જીવનચરિત્ર માટે ઘણા ઉપયોગી છે. સ્વ. શકરપ્રસાદ ગવજે ગો વાસી મૂળચદ તુલસીદાસ તેલીવાલાના માર્ગદર્શન નીચે એક જીવનચરિત્ર બહાર પાડયુ હતુ, તેને રા. નારણદાસ પરમાનદ-દાસ શાહે પ્રસિદ્ધ કર્યું હતુ. તે જીવનચરિત્ર સશોધન પૂર્વક અને અભ્યાસ પૂર્વક લખાયેલુ છે, અને તેમા કવિશ્રીને પૂર્ણ ન્યાય આપવામા આવ્યો છે એમ જરૂર કહી શકાય પણ હવે તે પુસ્તક અપ્રાપ્ય બન્યુ છે, વળી તે લખાયુ ત્યાર પછી રા. નારણદાસ પરમાનદદાસ શાહ દ્વારા દયારામભાઈના ઘણા કાવ્યો. કાવ્યમણિ-માળાના જૂદા જૂદા ભાગો તરીકે બહાર પડયા છે. તે ઉપરાત જયન્તી વ્યાખ્યાનો તેમજ દયારામભાઈ વિષેની નવી ચર્ચાઓ પણ થયેલી છે.

દયારામભાઇનુ જીવનચરિત્ર લખનારે ઉપરની બધી સામગ્રી તપાસવાની રહે છે. તેમાની 'ધૂળ' ને જુદી કાઢી સુવર્ણરજ કેટલી છે તે પણ ઝીણી નજરથી જોવાની જરૂર છે. એ દૃષ્ટિએ આ જીવન-

ચરિત્ર લખવાનો પ્રયાસ છે. તેમા કેટલી સફળતા મળે છે, તે વાચકે નક્કી કરવાનુ છે. જીવનચરિત્રના લેખકનું મુખ્ય કામ, કલાકારની માફક પોતાની છબીને આકર્ષક અને સુદર બનાવવાનુ છે તેનો અર્થ એમ નહિ કે મૂળને શુદ્ધ સ્વરૂપને રજ નહિ કરવુ. પણ લેખકે તેમજ વાચકે એ પણ જાણવુ જોઇએ કે આ જીવનચરિત્ર એક કવિનુ જ નથી, પણ તે ભક્ત કવિનુ છે. કવિઓ અને સસારના ભકતો નિયમોથી પર રહે છે તેવુ પણ આ ભક્ત કવિના કવનમા જોવામા આવે તો તે દોષરૂપ નથી કવિના કાવ્યો તે તેની ભાવનાની મૂર્તિ છે અને તેની ભાવના તે એના બાહ્યજીવનનુ પ્રતિબિબ છે

ભકતોના દૈહિક વ્યાપારો અને માનસિક વ્યાપારોને એક બીજાથી નોખા પાડી શકાતા નથી. એ બન્નેય તારો જુદા પણ એકજ સાર ગીના, એટલે ઉભયનુ જોડાણ, જીવનગીતમા હોયજ એ દષ્ટિએ કવિનુ જીવન અને કવન–ઉભય એકરૂપ છે,





## પ્રકરણ ૨ જું

## ઇતિહાસની આરસીમાં

દયારામભાઈનો જીવન કાળ ૧૭૭૬ થી ૧૮૫૨ સુધીનો છે. તે પૂર્વે અને પછી સારા સંસારમાં અનેક બનાવો બની ગયા. કાળના વહનમાં અનેક રાષ્ટ્રો અને સંસ્કૃતિઓના ઉદયાસ્ત થઇ ગયા. કાળ મહાસાગરમા ભરતી અને ઓટ સતત ચાલુજ હોય છે, તેમાં નવું સર્જાય છે, તે વિલીન થાય છે. આજનો વર્તમાન, કાલે ભૂત બને છે. એમ પરંપરાએ કાલનું સાતત્ય અવિચ્છિન્ન ચાલુ રહે છે. કવિ ન્હાનાલાલના શબ્દોમા—

આદ્યન્ત આ જગત્ જીવનને ભરીને,
ઘોરે અઘોરે નિરસાગર કાલ કેરો;
ને તે મહા કમળની દળ પાદડીમાં,
મોઘો સખી બ્રહ્મપરાગ ઉડે.

કાલ એજ બ્રહ્મનું રૂપ છે, તે જગત્‌ના આરંભ કાલથી તે અન્ત સુધી વ્યાપે છે. અને તે અનેક રૂપે, વિવર્ત લીલા કરે છે, છતા તે લીલા બ્રહ્મનીજ છે.

ઇતિહાસની ક્રાન્તિઓ, તથા પનટાઓ તેને લીધે છે. એની અસર સર્વ ઉપર થાય છે. કોઈ પણ વ્યક્તિ કે સમાજ એક રીતે તેના સમયનુંજ પુષ્પ છે. તે પુષ્પો અનેક રંગી હોય છે. કોઈ ખૂશ્બો વાળાં, કોઈ માત્ર નિર્ગન્ધ પણ બહારથી મોહામણાં, કેટનાક એવા પણ હોય કે આંખને જોવાં પણ ન ગમે. તેમ નાકને પણ તેની ગંધ ગમે નહિ. આ બધાં પુષ્પોને ઉછેરનાર માળી એકજ છે—અને તે બ્રહ્મરૂપ કાળજ.

દયારામભાઇની ૭૫ વર્ષોની જીવન લીલામાં કાળે પણ અનેક પરિવર્તનો જોયાં. એ બધાં પરિવર્તનોની મધ્યમાં રહીને પદ્મપત્ર-મિવાંભસાની માફક પોતે અલીપ્ત રહ્યા હતા.

દયારામનો સમય એટલે ભારતવર્ષમાં કંપની સરકારનો શાસનકાળ–વૉરન હેસ્ટીંગ્સથી માંડીને ડેલહાઉસી સુધીના બધા ગવર્નર જનરલોનો શાસન સમય.

તે પહેલાં દેશમાં મોગલોનું શાસન હતું, અને ઇસ્લામી સંસ્કૃતિની બોલબાલા હતી. ઔરંગઝેબ પછી મોગલાઇની સત્તા નબળી પડતી ગઈ. તેના મરણ પછી ઉત્તરોત્તર તે નબળી પડતી ગઈ. આ સત્તાને નબળી પાડવામાં, મરાઠા વીર શિવાજી મુખ્ય હતા. મરાઠાઓ ધીમે ધીમે સત્તામા આવતા ગયા. અને ગુજરાતમાં પણ પ્રવેશ કર્યો.

દયારાભાઈના જીવનકાળ દરમ્યાન ગુજરાતનું રાજકીય વાતાવરણ પલટા લેતું હતું. ઔરંગઝેબના મરણ પછીથી આ રાજકીય વાતાવરણ એકદમ બદલાતું ગયુ. ઔરંગઝેબ પછીના પાદશાહોની નબળાઇનો લાભ લઈને મરાઠાઓ ગુજરાતને પોતાને આધીન કરવાને પ્રયત્ન કરવા લાગ્યા. તેમના સરદારોમાં ગાયકવાડ નામના સરદારોમાંથી દામાજી ગાયકવાડ નામનો ખંડેરાવ દાભાડેના તાબાનો અમલદાર હતો, તે તથા પિલાજીએ ગુજરાતમાં ગાયકવાડની ગાદી સ્થાપવાના મનોરથો સેવ્યા. આલમગીરના મરણ પછી મોગલ રાજ્યની સત્તાને ફટકો લાગ્યો. અને તેને પરિણામે મુસલમાની સત્તા ગુજરાતમાંથી ઓસરી ગઈ. પણ મરાઠાઓમાં પેશ્વા અને ગાયકવાડ વચ્ચે કલહ ચાલ્યા. પૂનામાં પેશ્વાઓમાં અંદર અંદર ઝઘડા થયા, અને વડોદરાની ગાદી માટે ગાયકવાડ કુટુંબમાં ઝઘડાઓ થયા. આ ઝગડાના પરિણામે ત્રીજી સત્તા ગુજરાતની અંદર પગભેર થઈ, ગુજરાતમાં અંગ્રેજો સત્તા પર આવતા હતા. વડોદરાની ગાદી રાજકીય વમળમાં પડી હતી. ડભોઈમાં અને તેની આજુબાજુના મ્માં. અંગ્રેજ લશ્કરોની છાવણીઓ પડી હતી. એ સમયમાં

દયારામભાઇનો જન્મ થાય છે. ત્રણ વર્ષ પછી એટલે ૧૭૮૦ ના જાન્યુઆરીની તા ૧ લી એ કર્નલ ગોડર્ડ ડભોઇમા પેશ્વાની ફોજ ઉપર ધસારો કરે છે. અને પેશ્વાની ફોજ તેજ મહિનાની તા ૨૦ મી એ ડભોઇ ખાલી કરે છે. અને તા. ૨૬ મા એ ફત્તેસિંહ ગાયકવાડ સાથે અગ્રેજનો કોલકરાર થાય છે. ૧૭૮૧ મા સિંધીઆ, સીનોર ઉપર હલ્લો કરે છે. ૧૭૮૫ મા દયારામભાઇને ઉપવીત દેવામા આવે છે. ૧૭૮૭ મા તેમના પિતા મૃત્યુ પામે છે. અને બે વર્ષ પછી ૧૭૮૯ મા તેમની માતાનુ મૃત્યુ થાય છે. તેજ વર્ષમા વડોદરાના ફત્તેસિંહ ગાયકવાડ રાજમહેલની મેડી ઉપરથી પડી જવાથી મરણ પામે છે તેમના મરણ પછી સયાજીરાવના વાલી તરીકે તેમના નાનાભાઇ માનાજી ગાદીનુ કામ સંભાળે છે. ગોવિંદરાવ પોતાનો હક્ક પ્રતિપાદન કરવા પૂના જાય છે. પણ માનાજી તેમા ફાવે છે. ૧૭૯૩ મા માનાજી મરી જાય છે અને ગોવિંદરાવ વડોદરાની ગાદી મેળવે છે. તેનો પુત્ર કાન્હોજી તેની સામે થાય છે, પણ ગોવિંદરાવ તેને કેદમા નાખે છે.

૧૭૯૬ મા ગુજરાતમા પેશ્વાના નાયબ સુબેદાર તરીકે આપા શેલુકર નીમાયા તેને અને ગોવિંદરાવ વચ્ચે તકરારો ચાલે છે. શેલુકરના જુલ્મોથી રૈયત કટાળે છે. તેની સામે લઢવાને ગોવિંદરાવ સુરતના અગ્રેજ અધિકારીઓની મદદ લે છે. આ વખતે દયારામભાઇનુ વય ૨૦ વર્ષનુ છે. તે કેટનાક વૈષ્ણવો સાથે લાખી યાત્રાએ નીકળે છે ૧૭૯૮ મા શેલુકર હારે છે અને કેદ પકડાય છે. ૧૭૯૯ મા ગુજરાતમા પેશ્વાના હક્કનો ઇજારો ગાયકવાડ મેળવે છે. એજ સાલમા (૧૮૦૦ મા) ગોવિંદરાવ મરી જાય છે. અને તેનો પુત્ર આનદરાવ ગાદીએ બેસે છે પણ તે રાજ્ય કરવામા નબળો પડ છે. આથી તેનો ઓરમાનભાઇ કાન્હાજી લાગ જોઇને તેને કેદમા નાખે છે. અને પોતે રાજ્યાધિકારી બને છે. રૈયત તેનાથી અસતુષ્ટ થાય છે. આથી આનદરાવના પ્રથમ દિવાન રાવજી આપાજીના પક્ષના માણસો તેને પકડે છે. કાન્હોજીની મદ

ગજરાબાઈ વડોદરા છોડી સુરત જાય છે અને અંગ્રેજની મદદ
મેળવવાને તજવીજ કરે છે. આ વખતે કડીના જાગીરદાર મલ્હારાવ
ગાયકવાડ આનંદરાવની સત્તાને અવગણવા માંડે છે. પણ અંગ્રેજ
સરકાર આનંદરાવના પક્ષમાં ઉભા રહેવાથી મામલો અંકુશમાં
આવે છે. જેના પરિણામે ૧૮૦૨ માં મલ્હારાવ કેદ પકડાય
છે. તથા કાન્હોજીના પક્ષની વિરુદ્ધ આનંદરાવનો હક્ક મજબુત
બને છે. રાવજીની સાથે થયેલા કરાર મુજબ ગાયકવાડને
૧૮૦૩ માં સહાયકારી ફોજ રાખવી પડે છે. ૧૮૦૩ માં
રાવજી મરી જાય છે. ૧૮૦૩ માં અંગ્રેજ અને સીંધીઆ વચ્ચે
લડાઈ થાય છે અને તેને પરિણામે તે સાલના ડિસેમ્બરમાં સરજે
અંજન આગળ કોલકરાર થાય છે. તેની રૂએ, પાવાગઢ અને
દાહોદ સિંધિયાને પાછાં મળે છે અને ભરૂચ બ્રિટીશ સરકારને મળે
છે. ૧૮૦૫ માં બ્રિટીશ અને ગાયકવાડની વચ્ચે છેવટના પાકા
કોલકરાર થાય છે. એજ સાલમાં ગાયકવાડની કાઠિયાવાડની
ખંડણી સંબંધી ગોઠવણ થાય છે. ૧૮૦૮ માં ગાયકવાડને
અંગ્રેજ સાથે નવું 'પુરવણી તહનામું' થાય છે, જેની રૂએ
નડીઆદ, મહુધા, ધોળકા, માતર અને રંજરધ્રાટની પાસેના
ગામો અંગ્રેજને મળે છે. ૧૮૦૯ માં ઓખામંડળના સરદારો સાથે
કરાર કરવામાં આવે છે કે તેમણે દરિયા કિનારા ઉપર રહીને
ચાંચીઆનું કામ કરવું નહિ ને બ્રીટીશ સરકાર તરફથી સુંદરજી
શીવજી એલચી તરીકે સ્વીકારાય છે. ૧૮૧૧ માં કાઠિયાવાડમાં
નવાનગર તથા જુનાગઢમા બખેડા થાય છે, ૧૮૧૩-૧૪ નાં બે
વર્ષોમાં ગાયકવાડ અને પેશ્વાને લેણા વિષે તકરારો ચાલે છે. ૧૮૧૪
માં જ્યારે ગાયકવાડના ઇજારાની દશ વર્ષની મુદત પુરી થતાં,
તેને જારી રાખવા વિષેનો વ્યવહાર શરૂ થાય છે. ગાયકવાડ ગંગાધર
શાસ્ત્રી પટવર્ધનને પૂના મોકલે છે. આ વખતે બાજીરાવ ત્રિંબકજી
ડોગળેને અમદાવાદનો સરસૂબો નીમે છે. આ ડોંગળે પંઢરપુરમાં
ગં... શાસ્ત્રીને મારી નંખાવે છે ૧૮૧૬ ...

ગાયકવાડને મળે છે ૧૮૧૭-૧૮ મા ફરીથી ગાયકવાડ સાથે મેલ કરાર અંગ્રેજને થાય છે ૧૮૧૮મા આનદરાવ ગાયકવાડ વતી કામ કરનાર ફત્તેસિંહરાવ ગાયકવાડ ગુજરી જાય છે, અને થોડા દિવસ પછી આનદરાવ પણ ગુજરી જાય છે ત્યારપછી તેનો નાનો ભાઈ ૧૮૧૯મા વડોદરાની ગાદીએ આવે છે

આ પછી દયારામભાઈના ગોલોકવાસ (૧૮૫૨ સુધીના સમયમા ભારતવર્ષમા તેમજ ગુજરાતમા પુષ્કળ અશાન્તિ ફેલાય છે

**સામાજિક સ્થિતિ:**—દયારામભાઈના સમયનો સમાજ પછાત હતો નિશીયમ બેંટીકના વખતમા ૧૮૩૭ મા અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ આપવાનો કાયદો થયો હતો શિક્ષણ માટે સરકારી નિશાળોને બદલે ગામઠી નિશાળો દ્વારા શિક્ષણ અપાતું હતુ ઇ સ. ૧૮૫૩મા વૂડના ખરીતાને લીધે શિક્ષણ ખાતુ જુદુ સ્થાપવામા આવુ, પણ તેનો લાભ દયારામભાઈ પછીની પ્રજાને મલ્યો શાળાના શિક્ષણ આપનાર શિક્ષકો બ્રાહ્મણો હતા તેજ તેમના ઘર શાળાઓ હતી. વિદ્યાર્થીઓને બેસવા માટે આસનો હતા, પાઠ્ય પુસ્તકોનો ઉપયોગ ન હતો, શિક્ષણ મૌખીક હતુ, સોટી વાગે ચમ ચમ ને વિદ્યા આવે ધમ ધમ' એ નીતિથી શિક્ષણ આપવામા આવતુ વાચન લેખન અને નામાના વહીવટ શીખવવામા આવતા, વિદ્વાનો સંસ્કૃત ભાષાના ગ્રંથો શીખતા તેમને માટે જુદી પાઠશાળાઓ કાશી જેવા સ્થળમા હતી વ્રજભાષાના પણ ગ્રંથો લોકોમા જાણીતા હતા. યુનિવર્સિટીઓ હજુ સ્થપાઇ ન હતી, તેમજ વર્નાક્યુલર સોસાયટી પણ સ્થપાઈ ન હતી

લોકો ધર્મમા આસ્તા ધરાવતા, શાસ્ત્રને માનતા, સાથે સાથે વહેમી પણ ઘણા ગુજરાતમા વૈષ્ણવ ધર્મમા વલ્લભ સંપ્રદાય તથા સ્વામીનારાયણ સંપ્રદાયની મોટી અસર હતી. સમાજ સુધારાની દ્રષ્ટિએ ગુજરાત પછાત ગણાય નર્મદાશંકરની પ્રેમ શૌર્યની ઘોષણા સંભળાઈ ન હોતી, અખો, શામળ, ભોજા વિગેરે કવિઓએ

મોહેનરાયે વિધવા લગ્ન માટે કાયદો કરાવ્યો હતો, પણ તેની કંઈ પણ અસર ન હતી. જ્ઞાતિ સંસ્થાનું જોર વિશેષ હતું, જ્ઞાતિઓ, પેટાજ્ઞાતિઓ અને વળી નાની નાની પેટાજ્ઞાતિઓમાં વહેંચાઈ ગઈ હતી, **અને પૂજા જીવનમાં** એકતાનો અભાવ હતો. હાલની માફક લગ્નાદિ પ્રસંગે મોટી ધામધુમ થતી, વરઘોડા નીકળતા, ભોજન સમારંભો થતા. દયારામભાઇએ નીચેના ગીતમાં ગુજરાતની કેટલીક જ્ઞાતિના લક્ષણો કહ્યાં છે.

તેડાવો સાઠોદરી નાત—
સાઠોદરા હળવું શું બોલે, વરણાગીમાં હીંડતા ડોલે,
તેડાવો વડનગરી રે નાત—
વડનગરીનો વાંકો અંબોડો, એના પરણ્યાને ચઢવાને ઘોડો—
તેડાવો વિસલનગરીની નાત—
છુટાં લટિયાને વીલાશાં મ્હોંય, વિસલનગરા હોય કે ન હોય!
તેડાવો ઔદિચ્ય બાવન વીર—જેણે મોઝયણે પહેરાવ્યાં ચીર,
ન્હાની હોય ત્યારે પ્હેરાવે વાડી, મ્હોટી થાય ત્યારે મૂકે કાઢી—
તેડાવો રે મોઢ મેવાડા, નાત ન્હાની, જો જુવા જુવા વાડા,
+ તેડાવો ઓદાણું કોદાણું, જેની નાતમાં સરવે સમાણું,
તેડાવો ઓસવાળની રે નાત—
ઓસવાળ આછી પછેડી રે ઓઢે, ચૌરે બેસી ચોળીફળી ફોલે.
તેડાવો દિશાવળની નાત—
દિશાવળની નાત લાડકડી, જમવા જાય ને ચોરે વાટકડી,
તેડાવો સોનીની રે નાત—
સોની ગદિયાણે એકવાલ ચોરે, સગી બેન—ભાણેજ ન મેલે.
તેડાવો ખડાયતા ખડખડતા—ખંભે ખડિયાને હીંડે રઝળતા,
તેડાવો પાટિદારની નાત—ચોરે બેસે ને પટેલ કહેવાવ;
. . . . . . ઘેર ડોંદરી વાલ બફાય,

+ આ લીટી અસ્પૃષ્ટ છે.

તેડાવો કડિયાની રે નાત-જેણે ઉંચા ચણ્યા રે અવીસ.
(દયારત્ન માળ ભા ૨ પૃ. ૨૦)

લગ્ન પ્રસંગે વરઘોડા નીકળતા, વરરાજા પુષ્કળ ઘરેણા પહેરતા અને સુંદર વસ્ત્રો પરિધાન કરતા. સત્યભામા વિવાહમા કવિએ કૃષ્ણના વરઘોડાનું જે વર્ણન કર્યું છે, તે તે સમયના ગુજરાતના લગ્નોત્સવનું સ્મરણ લાવે છે. વરરાજાને ઘરેણાં પહેરાવવાંજ જોઇએ. તે વગર વરની શોભા અને વરઘોડાની શોભા ગણાય નહિ. તે વળી નખશિખા ઘરેણાં પહેરવાં જોઇએ.

નખશિખ આભ્રણ પહેરિયાં, ઉપર ઓઢી અનોપમ શાલ;
ખુપ વાળીને આંજી આંખડી રે, કાજળ ટબકું કીધું છે ગાલ.

શરીર ઉપર શાલ ઓઢવામાં આવતી. હજુ પણ કેટલીક ન્યાતોમાં વરરાજા શાલ ઓઢેથી માથે ખુપ નાખવામાં આવતો અને કાજળનું ટબકું અવશ્ય હોયજ. નહિ તો વરરાજાને કોઇકની નજર લાગે. મદનના ફળ તરીકે મીંઢળ પણ હાથે બાંધવુંજ જોઇએ. હાથમાં નાળિયેર, પાન અને રૂપિયો રાખવો જોઇએ.

મીંઢળ બાંધ્યું કર કૃષ્ણે રે, ગોત્રજને લગાડયા પાય,
પાનમુદ્રા શ્રીફળ ચઢી રે, પોસ ભરાવી જાદવરાય.

ગળામાં ફુલની માળા, ગજરા અને બેરખાં ધારણ કરવામાં આવતાં. પગે સુંદર મોજડીઓ પહેરવામાં આવતી. આ રીતે શણગાર સજીને વરરાજા ઘોડા ઉપર બેસતા. તેમની સાથે તેમની બહેન લુણ ઉતારવા બેસતાં.

પુષ્પમાળા ગજરા બેરખાં, ચાર મોજડી પેહેરી બે ચર્ણ,
બહેની સજોડે લુણ વળાવે, અશ્વે ચઢી આવે અશરણ્ શર્ણ.

પછીથી જેવો અશ્વ પિતૃગૃહમાંથી પ્રયાણ કરે છે, તેવી વરરાજાની ફોઈ આવે છે અને તેને જતો થોભાવે છે, વરરાજા તેમનું મન સંતોષે છે એટલે જવાની છૂટ મળે છે. વરઘોડા પછી ચાલવા માંડે છે. પાછળ માતા મોહોડ ઘાલી હાથમાં રમણદીવો લઇને ચાલે છે. સાથે સાબેલાની હાર હોય છે. હાથી અને ઘોડા, રથ, પાલખી

પણ હોય છે. સ્ત્રીઓ વરરાજાની પાછળ મંગળગીત ગાય છે. વાજાઓ જુદી જુદી જાતનાં વાગે છે. ઊંટ ઉપર નોબત ગડગડે છે. રસ્તામાં દારૂખાનું ફોડવામાં આવે છે. ધજા તથા પતાકાઓ પણ ઊડી રહે છે અને દીવાઓનો ઝગઝગાટ પ્રકાશે છે.

આતસબાજી ઉડે ઘણી, વિના પતાકા વિશાળ,
પ્રગટ કીધી છે કોટી દીપિકા જે, સૌ કો દીસતા ઝાકઝમાળ.

આ પ્રમાણે લોકોને વરઘોડા માટે કેવો મોહ હતો. તેનું વર્ણન કવિ ઉપર પ્રમાણે કરે છે. અત્યારે પણ તે મોહ ગયો નથી.

હવે જાનીવાસે ગયા પછી લગ્નવિધિ કેવી રીતની હતી તેનું વર્ણન પણ કવિએ કર્યું છે.

પ્રથમ કન્યાની મા કલશો લઇને જાનીવાસે જાય છે અને વરરાજાની સાળી વરરાજાને તે પોંખે છે. તે વખતે સ્ત્રીઓ 'જમો જમો રે જમાઈડા' નામનું ગીત ગાય છે. પછી વરરાજા કન્યાને ઘેર લગ્ન મંડપમાં આવે છે. કન્યાની મા તેને પોંખે છે. અને વરરાજાનું નાક તાણે છે. પછીથી 'મોહરા' માં વરરાજા જાય છે. થોડીકવાર પછી કન્યાનો મામો કન્યાને મોહરામાં લાવે અને વરરાજા પાસે ચોરી આગળ બેસાડે છે. કન્યા પણ નખશિખ અવનવા શણગાર ધારણ કરે છે, પછી વરકન્યાના પગ દૂધથી ધોવાય છે અને તેની વચ્ચે 'અંતરપટ' નંખાય છે. હસ્તમેળાપ કરાવવામાં આવે છે. કન્યાના પિતા કન્યાદાન આપે છે. પછી મંગળફેરા ફરાઈ રહેતાં વરકન્યા ઘરની અંદર ગોત્રજની પૂજા કરવા જાય છે. સાસુ કંસાર જમાડે છે. આ વખતે સંબંધીઓમાં ખૂબ હાસ્યરસ ફેલાય છે. સામાન્ય રીતે જાન ત્રણ દિવસ સુધી રાખવામાં આવતી, છેલ્લે દિવસે પહેરામણી આપવાનો રિવાજ હતો. આ વખતે વહેવાઈઓ એક બીજાની દાઢી રંગતા તથા જાનૈયાઓને થાપા મારવામાં આવતા.

કુંમ કુંમ ભરી કનકની થાળ, નાખી નીર આલેપ ઓગાળ.
ત્યાંહ સ્પર્શાસ્પર્શ વહેવાંઇ, ડાહડી પીલે પ્રીતે મૂખશાલી.
ત્યાંહ જાંનૈયાનેં થાપારે દીધાં રંગે રં[illegible] [illegible]ર્વને કીધા

સ્ત્રીઓને કોઇને અંબર, કોઈને ચીર, કોઈને પટોળી તથા ચોળી, કોઇને જૂકસી સાડી, કોઇને સાળુ, કોઇને ઘરચોળું એમ દરેકને જુદી જુદી રીતે પહેરામણી આપવામાં આવતી. પુરુષ વર્ગમાં પણ તેમને યોગ્ય વસ્ત્રની લ્હાણી થતી. પછી વરપક્ષવાળા વિદાય લેતા અને કન્યાને લઈને પોતાને ઘેર જતા. ત્યાં પછી 'દોરડા' છોડવામાં આવતા, અને વહુને 'મોહોજાણું' કરવામાં આવતું.

સ્ત્રીઓ તરફ પુરુષ વર્ગ પૂજ્યતાની દષ્ટિથી જોતા નહોતા. કેળવણીના અભાવે સ્ત્રી પુરુષની સમોવડી બની નહોતી. "પુરુષે સ્ત્રીમાં કદીપણ વિશ્વાસ ન મૂકવો અને તેને સાચી હકીકત ન કહેવી" એવી વૃદ્ધોની સલાહ માનવામાં આવતી. દયારામભાઈ પણ ચાતુરીના ગરબામાં કહે છે—

હરિ ગુરુ સાહેબથી સાચા રહીયે, સ્ત્રી શું જૂઠું કહીયેજી.

નીચેની કડીમાં સ્ત્રીઓને પુરુષે વશ કરવા જોઈએ એવી શિખામણ આપે છે.

મ્હોટા જનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવીજી,
ગુરુજન સેવા દયા દીનશું, સ્રીને વશ કરી લેવીજી.

આ 'બુધે નાર પાધરી' એ લોક કહેવતની યાદ દેવડાવે છે. સ્ત્રીઓના દુઃખે સંસાર સળગી રહ્યો હતો. પતિનો તેનામા વિશ્વાસ નહિ. જેષ્ટિકાથી પતિ તેનો સત્કાર કરવાને હમેશા તૈયાર રહેતો. સાસુ તથા નણંદના મહેણાં તેણે સાંભળવાના. કોઈપણ જાતની સ્વતંત્રતા ન મળે. આ ઉપરાત શોકયનુ દુઃખ હોય અગર પતિ વ્યભિચારી હોય. આ પ્રકારની દુઃખની સઘડીમાં સ્ત્રીજીવન બળી રહ્યું હતુ. એક અન્ય પ્રસંગની ગરબીમાં સ્ત્રીજીવનની પરાધીનતા દયારામ નીચે પ્રમાણે વર્ણવે છે—

અબળાનો અવતાર તે પરાધીન;
રંક કરપીયે પણ કહા જઈયે રે.

અન્ય એક ગરબીમાં દયારામ સ્ત્રીને સામાન્ય રીતે પાપની

પૂતળી કહે છે, તે એ જમાનાની સ્ત્રી તરફની ભાવનાનેજ વ્યક્ત કરે છે.

> જો કોઈ જન કલ્યાણ ચાહો તે સ્ત્રીની સંગત તજજો રે,
> દુઃખ દરિયો પાપ પૂતળી, શાણા સમજી ભજજો રે.

સ્ત્રીને શણગારેલી તરવારની સાથે સરખાવતા કવિ કહે છે—

> શણગારી તરવાર ઉપર સારી, અંતર રહે કટારી રે,
> તેમ સુંદર અસ્ત્રી મોહન વચની, કાળજમાંહી કટારી રે.

વળી અન્ય સ્થળે કહે છે—

> સ્ત્રી એજ મોટી મોહની રે, બીજું સહુ એની હેઠ,
> પહોચેલાને પણ પાડ પલકમાં, છેલ્લી સિઢી લગી હેઠ.

આમ છતા દંપતીએ પરસ્પર પ્રેમથી રહેવુ જોઈએ. તેમાં એક બીજાની શોભા કવિ જણાવે છે.

"પતિ સુખ શોભા સ્ત્રીને કરે જેમ, પતિ દર્શાવે" દંપતી જીવનને પ્રેમથી વિકસાવવું જોઈએ. સ્ત્રીઓમા ( કુદરતી રીતે પ્રેમ હોય છે. પતિએ તેને પીછાનવો જોઈએ. અને તેની સાથે રસજીવન જીવવું જોઈએ.

> કાચના ફાનસમા દીપક જેવો ચળકે રે,
> સુંદરીના વેણમા તેવો રતિ રસ ઝળકે રે.

દંપતી જીવનમાં આ પ્રેમ ભાવના કવિના સમયમા ગુજરાતના કેટલાક શિષ્ટ કુટુંબમાં ઉતરેલી જણાય છે, પણ પ્રેમમય લગ્ન કરનાર યુવક અને યુવતીઓની ઇચ્છાથીજ, માત્ર માબાપોની સંમતિ પૂર્વકનાં લગ્ન માટેની ધગશ પણ કેટલાક સંસ્કારી કુટુંબમાં શરૂ થઈ હોય તેવું દયારામભાઈની કેટલીક ગરબીઓ ઉપરથી જણાય છે. પરણનાર યુવક અને યુવતીઓ પરસ્પર એક બીજાના સમાગમમાં આવે છે, સાથે ફરે છે, હસે છે, રમે છે, એક બીજાના ભાવને નિહાળે છે, તારા મૈત્રક રચે છે, એક બીજાના હૈયાઓમાં ગૂઢ

લાવનુ બીજ રોપે છે, જે ભવિષ્યમા લગ્નના રૂપમા પરિણમે છે. એક બીજા તરફ પ્રેમ પત્રિકાઓ પાઠવે છે. આ રીતે એક બાજુએ લગ્નની પ્રેમભાવના જીવનમા ઊતરતી જણાય છે.

'રાધિકાના સ્વપ્ન' કાવ્યમા રાધિકાજી પોતાને આવેલા સ્વપ્નનું વર્ણન માતા આગળ કરે છે તેમા પોતે કૃષ્ણ સાથે પરણ્યા હોય એવો અનુભવ થાય છે.

બીજા એક ધોળમા રાધિકા પોતાની માને કહે છે—આજે સખીઓ સાથે હુ ગોકુળમા રમવા ગઈ હતી ત્યા નંદના આગણામાં નંદના કુવરને ખેલતો જોયો. પછી કહે છે—

એવો જસોદાના આગણિયામા દીઠડો રે,
મુજને દેખી સગે રમવા આવ્યા લાલ.
રમતા રમતામા પરસ્પર પ્રેમ ઉપનો રે,
મુજને ઘણો વ્હાલો લાગ્યો એ ગોપાળ.
એની કંઠે રે પેરાવી સુવરણ સાકળી રે,
એણે મુજને આરોપી મોતી માળ

આ પ્રમાણે સંસ્કારી કુટુબની કન્યા પોતાની માતાને પોતાના 'જીવનસાથી' વિષે કેવી રીતે પ્રથમ પરિચય થયો તે એ વખતે કહેતી હશે. દંપતી જીવનમા રિસામણા તો હોયજ. શોકયનુ સાલ તે મુખ્ય કારણ હતું.

## સામાન્ય લોક સ્થિતિ,

આ સમયમા ગુજરાતમા મોટી વસ્તીવાળા શહેરોની સંખ્યા વધતી જતી હતી. દરેક શહેરની આજુબાજુએ તેના રક્ષણ માટે દીવાલ બાધવામાં આવતી તથા મુખ્ય દરવાજા હતા. અ દરની વસ્તી જુદી જુદી પોળોમા રહેતી. દરેક પોળને એક મુખ્ય દરવાજો હતો. તેને રાત્રે બધ કરવામા આવતો અને દિવસે ઉઘાડવામા આવતો. આ કામ પોળીયાને સોપવામા આવતું. આ પોળીયા અજાણ્યા કોઈ માણસને પોળમાં જવા દેતા નહિ. પોળીયાની રજા સિવાય

અંદર જવાયજ નહિ. 'ભક્તિ' ઉપરના એક પદમાં દયારામે આ બાબત જુદી રીતે જણાવી છે.

સત્સંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પૂછી જાજોરે,
ત્રેહે તાપ પોળીઆને મળી પોળે પેશજો રે......

નગરના રક્ષણ માટે મુખ્ય રસ્તાઓ, બગીચાઓ વગેરે ચોકી રહેતી હતી. બહારવટિયા તથા ફાસીઆઓનો ત્રાસ વધારે હતો આથી એકના તો મુસાફરીએ જઈ શકાય નહિ વહેપારીઓને પણ બીજે ગામ લઈ જતી વખતે 'વળાના' સાથે લેના પડતા

વચ્ચે ફાસીઆ વાટ મારનાને બહુ છે બે ચાર,
માટે વળાવા રાખો બે ત્રણેક, લાગે તેનો નહી ભાર.

દરેક વ્યક્તિ નાની કે મોટી હોય તેના જીવન ઘડતર ઉપર પોતાના જમાનાની અસરો હોય છે. સમાજ શાસ્ત્ર પણ જણાવે છે કે દરેક વ્યક્તિ કે સમાજની આજુબાજુએ પરિસ્થિતિના આવરણ વીંટાયલા હોય છે તે આવરણમાથી પોતાના જીવન વિકાસ માટે યોગ્ય સામગ્રી તે મેળવે છે આ સમાજશાસ્ત્રનો કાનુન સામાન્ય વ્યક્તિઓને પણ લાગુ પડે છે પણ જે વ્યક્તિઓ જન્મથી મહાપુરુષના લક્ષણ ધરાવે છે; તેઓની વૃત્તિ અંતરમુખી હોય છે તેઓ બાહ્ય વાતાવરણથી અલગ રહે છે. દયારામભાઈની બાબતમા તે સત્ય સમજાય છે. એમનો યુગ અશાતિનો હતો છતા તેઓ શાતિ મેળવતા. કવિશ્રી ન્હાનાલાલભાઈના શબ્દોમા કહીએ તો, "પેશ્વાઈની પડતી, દક્ષિણે હૈદર ને ટીપુના ને ઉત્તરે રણજીતસીંહના ઉદયાસ્ત, ઠગ ને પીંઢારાની પગલીઓ. એક ચક્ર શૂન્યતાના, અંધાધુંધીના, અસ્ત વ્યસ્તતાના, મહારાજ્ય ક્રાંતિના યુગમા દયારામભાઈનું જીવન નિર્માણ, એ ગર્જનાઓની વીજળીના કડાકાઓના ભીષણ ધડાકા વચ્ચે એ વીરલાએ રેવા તીરથી વાસળી છોડીને મધુરપ વરસાવી, ગુજરાતના રસપ્રસાદથી વધાવ્યો."

"એવા અઘોર યુગમાં દયારામભાઈની રસ બંસી ક્યાંથી વાગી ? આદોદ કરનારીના ઘાટ ઉપરથી ઉતરનારા ઉતરે છે ને ચઢનારા ચઢે છે. એજ બંસી શ્રીકૃષ્ણે વ્રજમાં વગાડી હતી, શ્રીવલ્લભાચાર્યજીએ ગોકુળમાં વગાડી હતી; રસ સૌંદર્યની એજ અમૃત બંસી દયારામભાઈએ નર્મદા તીરે વગાડી."

દયારામભાઈના સમકાલીન કવિઓમાં સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ મુક્તાનંદ, બ્રહ્માનંદ, નિષ્કુલાનંદ, પ્રેમાનંદ (સખી) રત્નો, ધીરો, નિરાંત, ભોજો, ગિરધર વગેરે ભક્ત કવિઓ, જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિના કાવ્યો દ્વારા ગુજરાતની પ્રજાની ધાર્મિક વૃત્તિને ટકાવી રાખતા હતા. એ અંધાધુંધીના સમયમાં સમગ્ર દેશમાં અને ગુજરાતના ધાર્મિકતાનો રણકાર કવિઓ સંભળાવતા. એ ઇતિહાસની આરસીમાં પણ દયારામભાઈની કવિતાનું પ્રતિબિંબ પડે છે. અને એ પ્રતિબિમ્બનો ઝગઝગાટ સારાએ ગુજરાતની સાહિત્ય ભૂમિને પ્રકાશિત કરે છે.





## પ્રકરણ ૩ જું
## ચંડીપુરીના કવિચંદ્ર

દયારામભાઈના પિતા પ્રભુરામ ચંડીપુરી—ચાંદોદમા રહેતા હતા. તેથી ચાંદોદ તેમની જન્મભૂમિ. પણ જન્મ ડભોઈમા—મોસાળમા થયેલો. તેથી ડભોઇ જન્મ સ્થળ. જીવનના ઘણા વર્ષથી ડભોઇમા નિવાસ કર્યો, માટે તે તેમની નિવાસભૂમિ.

દયારામભાઈની જન્મભૂમિ વિષે ચરિત્ર લેખકોમા કેટલોક મતભેદ છે. કવિ નર્મદ, રા. બ. કાટાવાળા, સ્વ. હરિછારામ, રા. ત્રિભુવનદાસ શેઠ, સ્વ. જગજીવનદાસ મોદી, તથા સ્વ. ભોળાનાથ કંથારીઆના મત પ્રમાણે 'ચાંદોદ' જન્મભૂમિ એટલે પિતા જ્યાં રહેતા હતા, તે અર્થમા લઇએ તો, ચાંદોદ જ જન્મભૂમિ; પણ સામાન્ય રીતે બાળકનો જન્મ હિન્દુ સમાજના રિવાજ પ્રમાણે મામાને ત્યા થાય છે. દયારામભાઈનુ મોસાળ ડભોઇમા હતું અને તેમનો જન્મ ત્યાં થયો હતો એટલે તે રીતે તેમનુ જન્મ સ્થળ—જન્મ વખતનુ સ્થળ ડભોઇ હતું, ચાંદોદ નહિ—ચાંદોદ તો પિતાના કાયમના વસવાટની પિતૃભૂમિ—જન્મભૂમિ હતું.

ચાંદોદ 'એ ચંડીપુરી, ચંદ્રપુરી'ના નામથી ઓળખાય છે. નર્મદાના તટે આવેલી તે પુરી, અને તેની આજુબાજુના પ્રદેશ વિષે સ્વ. કવિ ન્હાનાલાલ તેમના દયારામ જયંતી ઉપરના એક વ્યાખ્યાનમા નીચે + પ્રમાણે વર્ણન કરે છે.

"દયારામભાઈનો દેશ. નર્મદાનો મનોહર તીર, યાત્રાળુઓનું તીર્થ પરકમ્માવાસીઓનુ વિશ્રામસ્થાન, ચંદ્રપુરી."

---

+ જુઓ દયારામભાઈનુ આન્તરજીવન પૃ. ૩૦૬

આગ્સના આરા, શૂલપાણેશ્વર, મોખડીનો ઘાટ, હરણફાળ, પર્વતોને ભેદી ઉલઘી નર્મદાજી ત્યા સપાટ પ્રદેશ ઉતરે છે, ત્યાથી પાચેક ગાઉ ઉપર ચાદોદ કરનાળીનુ તીર્થ.

આબાનાડીથી ભરેલી ઓર નદીનો ત્યા સગમ, વ્યાસ ક્ષેત્ર એટલે કબીરવડના દ્વીપ સરિખડો, નર્મદાજી વચ્ચેનો બીજો જલ વીંટયો દ્વીપ વ્યાસ ક્ષેત્રની એક પાખ છે વિદ્વજ્જન સોહામણું ભરકાવ; ને બીજી પાખે છે, આભની ભમ્મર સમી ઉંચી ભેખડે વિરાજતા શુકદેવજી ત્યા રાજપીપળાની કરજણ નદીનો સગમ આગળ શિનોરનો મ્હેરાળ બાધ્યો હવેલી ઉચો ઘાટ. જાણે ગગન ચ્હડવાનાં પગથિયા. વર્ષામા મદરેલી નર્મદા, ને એવીજ મદરેલી ચાદોદકરનાળીની યુવતીઓ જળમા તરતી ને પૂરના મહા તરગો ઉપરે સવારી સોહવતી, જાણે પૂરમા ઉછળતા કમળો રૂપ કરતા એ રમણીઓની છટા વધારે.

શેષશાયી ને ચક્રેશ્વરના ત્યાં તીર્થ ગંગનાથ ગરૂડેશ્વર વગેરે સમીપમાજ

દક્ષિણે સીમા પ્રાન્તે રાજપીપળાની ક્ષિતિજ ભળતી પર્વતહાર. ચાદોદ એ પહેલા ગાયકવાડ સરકારના રાજ્યમા હતુ હવે એ ગુજરાત રાજ્યનુ ગણાય છે. વડોદરાથી સત્તર માઈલને અન્તરે ડભોઈ કસ્બો છે, ડભોઈથી લગભગ ૧૧ માઈલ દૂર ચાદોદ આવેલુ છે. રેલ્વે દ્વાર ચાદોદ, ડભોઈ તથા વડોદરા સાથે જોડાયલુ છે.

કવિ પોતે તેનુ વર્ણન નીચે પ્રમાણે કરે છે:—

નદી નર્મદાને તીરે ચડીગ્રામ છે રે લોલ,
કવિ કેરો તે ત્યજે વિશ્રામ છે રે લોલ.
(રાસ પચાધ્યાયીનો ગરબો)

ચડીપૂરિ મહાપાવન જન્મની ભૂમિ જો (વ્રજ મહિમા)

\+ \+ \+

શ્રી નર્મદાજી ત્રટ ઉપરે, ચારુ ચડી રે ગ્રામ,
મહિમા વખાણુ ત્યળ તણો, સમોવડ વૈકુંઠ ધામ.
(શ્રી ગેષશાઈનુ ધોળ)

છેલી પક્તિઓમા 'કવિ' ચારુ શબ્દથી 'ચાંદોદ'ને વખાણે

છે અને બીજી પંક્તિમાં તે તીર્થધામ હોવાથી વૈકુણ્ઠધામની સમોવડ તેને કહ્યું છે.

આ ચાંદોદમા કપિલેશ્વર મહાદેવના દેવાલયથી દક્ષિણ દિશામાં કંગાલપુરી નામનો મહોલ્લો છે. ત્યા સાઠોદરા નાગર ગૃહસ્થનું એક કુટુંબ ઘણા વર્ષોથી રહેતું હતુ. તે કુટુમ્બના મુખ્ય પુરુષ રાઘવજી. રાઘવજીના પુત્ર ગોકુલજી, પછી નરભેરામ, પછી આનંદરામ. આનન્દરામને બે પુત્રો વલ્લભરામ અને પ્રભુરામ. આ પ્રભુરામનું લગ્ન રાજકોર સાથે થયેલું રાજકોરનું બીજું નામ મહાલક્ષ્મી હતુ. +

આ દંપતીના પુત્રરત્ન એ દયારામભાઈ.

દયારામભાઈએ આગળ ઉપર રચેલા 'તત્ત્વ પ્રબંધ' કાવ્યમા બન્નેય નામો જણાવે છે.

રેવોરી સંગમ ચંડીપુરીમા શ્રીમંત 'ભટ્ટ' દયારામજી,
રાજકોર મહાલક્ષ્મી સુત, પિતાશ્રી પ્રભુરામજી.

સંવત ૧૮૩૩ નો ભાદ્રપદ માસના શુક્લ પક્ષની એકાદશીની મધ્યરાત્રિનો સમય જે સમયે વામનદ્વાદશીની સંધિ થાય છે તે સમયે-શનિવારની રાત્રિના લગભગ દશ વાગે દયારામભાઈનો જન્મ થયો હતો અને તે સમાચાર ડભોઈની શેરીઓમા સ્નેહી સગાઓમા વિદ્યુત્ વેગે ફેલાયા ને, બીજે દિવસે પ્રભુરામને ચાંદોદમાં વધાઈ ગઈ. પુત્ર જન્મનો આનંદ કોને હર્ષઘેલો બનાવતો નથી? પ્રભુરામના આ પ્રથમ પુત્ર. આ સિવાય પ્રથમ કોઈ સંતાન નહિ. તેથી તેમનો આનંદ અનહદ હોયજને-ચાંદોદમા કુબેરગામ, કુન્જાની કારકુનની નોકરી કરતા હતા. પોતે દૃઢ વૈષ્ણવ, સેવા પરાયણ. ભગવાનમાં શ્રદ્ધાવાળા હોવાથી પુત્રની પ્રાપ્તિ એટલે ભગવત્કૃપા માની અને સંબંધીઓમાં સાકર વહેંચીને, પુત્રજન્મનો ઉત્સવ માણ્યો. માતા મહાલક્ષ્મી તથા મોસાળિયાઓનો પણ આનંદ

---

+ જન્મ પત્રિકા પ્રમાણે સ્વ. શંકરપ્રસાદ રાવળના મત પ્રમાણે મહાલક્ષ્મી પણ બીજું નામ હતું. પૃ. ૬૫ દયારામ જીવનચરિત્ર કવિ નર્મદ, કાટાવાળા, ઈચ્છારામ ત્રિભુવન શેઠ રતનબાઈ નામ આપે છે. શ્રી જીવણલાલ જોષીના મત પ્રમાણે મહાલક્ષ્મી હતું.

માતો નહતો. ડભોઈ કવિનું જન્મસ્થળ તેજ ભવિષ્યનું નિવાસ સ્થાન બને છે. તે ઈશ્વરી સંકેત હોવો જોઈએ. વળી એકાદશીની રાત્રિએ જન્મ અને તુર્તજ વામનદ્વાદશી એ સમય પણ કવિના ભાવીજીવનની આગાહી કરે છે. અગીઆર ઈન્દ્રિયોના સંયમ પાલનની એ તીથિ કવિના સયમી જીવન પર્યન્તના બ્રહ્મચર્યની આગાહી આપે છે તેમજ જેમ વામન ભગવાને બલિરાજાની પાસે ત્રણ પગલાની યાચના કરીને, આત્મનિવેદનનો બોધ આપ્યો, તેમ આ કવિ પણ ભવિષ્યમા પોતાના જીવનની બાલ્યાવસ્થા, યૌવન તથા વૃદ્ધાવસ્થાનું સંપૂર્ણ નિવેદન પ્રભુનેજ કરશે. 'સંસાર' માટે તેનું જીવન નિર્માયુ નથી, પણ પ્રભુના ગુણગાન, ભગવદ્યશઃ અને તેની લીલાના સાક્ષાત્કાર માટે નિર્માણ થયુ છે એનુ પણ સૂચન કરે છે. જન્મનો આવો મંગલ સમય, સુભગ સમય, થોડાઓના ભાગ્યમા હોય છે. પૂર્વના પુણ્યનુંજ એ ફલ હોઈ શકે.

પ્રસુતિબાદ, માતા મહાલક્ષ્મી, બાળક દયારામભાઈને લઈને, પતિને ત્યા ચાંદોદ જાય છે. ત્યા સગાસંબંધીઓ પુત્રને ખૂબ સત્કારે છે. એકનો એક પુત્ર અને પ્રથમ પુત્ર એટલે માતાપિતાના લાડ હોયજ. પ્રભુરામ નોકરીથી આવે ને બાળકનું મુખ જોઈ આનંદ પામે. તેની સાથે કાલીઘેલી ભાષામા પ્રેમ કરે, તેની સાથે ખેલે, તેને ગેરીમાં ફેરવે, આ સમયે ગૃહકાલમા ગુંથાયલા માતા મહાલક્ષ્મી, પિતાના વાત્સલ્યને જોઈને મનમા ને મનમા ખૂબ હર્ષાતાં.

+ પુત્રનું ભાવી જાણવાને પિતાએ જન્માક્ષર કરાવ્યા થોડાક વર્ષો પછી ચાંદોદમા જ્યોતિઃશાસ્ત્રના નિષ્ણાત એક મહાત્માને પ્રભુરામે જન્માક્ષર દેખાડયા. તે જોઈને તેમણે કહ્યુ 'પુત્ર ભાગ્યશાળી છે. ને પ્રતાપી છે. અને ભવિષ્યમા મહાન્ ભગવદ્ભક્ત થશે.' તેણે દયારામભાઈની હસ્તરેખા, તથા કપાલરેખા પણ જોઈ અને ઉપરના વાક્યનું સમર્થન કર્યું. વિશેષમા ઉમેર્યું, 'તે પોતાને તારશે અને બીજાઓને પણ.' પ્રભુરામે પોતાના ભાગ્યને અભિનંદ્યું, અને રંકને રત્ન પ્રાપ્ત થાય તેમ જાણીને હર્ષાશ્રુ વહાવ્યા.

---

+ જુઓ પરિશિષ્ટ ૩.



## પ્રકરણ ૪ થુ

## ચ ડીપુરીની ગોદમાં

દયારામભાઈના ઘણા વર્ષો ચ ડીપુરીમા પસાર થયા હતા તેમણે ૭૬ વર્ષનુ આયુષ્ય માણ્યુ હતુ તેમાથી લગભગ ૪૫–૪૬ વર્ષો નજયાત્રાના લગભગ ૪ વર્ષો બાદ કરતા ચાદોદમા ગાળ્યા હતા * ત્યારપછી ૩ વર્ષ ડભોઇમા પાછુ એક વર્ષ ચાદોદમા, અને ૬ વર્ષ નજયાત્રામ તેમની ૬૦ વર્ષની વયે, ડભોઇમા સ્થાયી મુકામ કર્યો એમ જાણવા મળે છે એટલે એમના જીવનના ૧૬ વર્ષોજ ડભોઇમા સ્થાયી નિવાસ તરીકે પસાર થાય છે.

વ્યક્તિ કે સમાજના વિકાસમા બે પ્રકારના બળો અસર કરે છે આનુવ શિક બળ અને પરિસ્થિતિનુ બળ દયારામભાઈના જીવન ઘડતરમા પણ ઉભય બળોની અસર છે

આનુવ શિક બળોમા પિતા માતાના સસ્કારો અને પર પરાથી મળેલુ કૌટુમ્બિક વાતાવરણ છે. પરિસ્થિતિમા ચાદોદની પવિત્ર અને નર્મદા કાંઠાની પ્રકૃતિના સૌ દર્યથી શોભતી ભૂમિ છે

રેવોરીના સગમના ખુશનુમા પવનની લહેરિયો નર્મદાના પથ્ય નીર, આખ ધરાઈ ધરાઈને પીવે, છતા પણ અતૃપ્તિ રહે એવુ તટ ઉપવનુ વૃક્ષાવલીઓમા, આકાશમા અને ખેતરોમાની હરિયાળી ભૂમિમા ઉભરાતુ સૌ દર્ય, અવ્યક્ત પણ મધુરા વિહગોના કૂજન,

---

* જુઓ શ્રી જીવણલાલ છ જોષીએ તૈયાર કરેલી દયારામભાઈના જીવન દર્શનનો કોઠો દયારામ કૃત નવી આવૃત્તિ પૃ ૨૭–૨૯, શ્રી ના. ૫ શાહ સગૃહીત.

મંદિરો તથા દેવળોનાં માતાપિતા સાથેનાં દર્શન, સાધુસંતોના સદુપદેશ અને સમાગમ તથા ઘરમા જ માતાપિતા ઉભયનુ સેવા પગચણ, વૈષ્ણવી ભક્તિ માર્ગીય જીવન, સ્થાનનું એકંદર કોલાહલથી પર, શાન્તિ ભર્યું જીવન–આ બધાની અસરો નીચે તેમનું જીવન ઘડાયુ. આ બધી છે ઘડતરની સામગ્રી.

ઘડતર સામગ્રી હોય પણ ઘડવૈયા ના હોય તો તે ઘડતર થતું નથી. દયાગમભાઈનો પ્રથમ જીવન ઘડવૈયા હતા તેમના પિતા પ્રભુરામ; પછી તેમના શિક્ષક અને છેલ્લા અને મુખ્ય ઇચ્છારામ ભટ્ટજી.

બાળકના જન્મ પછી, નામ સંસ્કાર કરવામા આવે છે. તે પ્રમાણે તેમનું નામ આપવામા આવ્યું.

**કવિનુ નામ શું** દયારામભાઇના નામ વિષેદયાશંકર, દયારામ, દયાપ્રીતમ, દયા એમ જૂદા જૂદા નામ આપે છે. નીચેના ઉદાહરણોમા દયાશંકર નામ જોવામા આવે છે.

'છે દયાશંકરનામ—કા. સં. પા. ૫૯

'પ્રભુરામ સુત કવિ દયાશંકરનામ—પ્રા. કા. જા. ૨. પૃ. ૧૫૦

'દયાશંકર છે નામ જગવિખ્યાતેનો—પ્રા. કા.૧૩ પૃ. ૧૧૯

'રૂક્મિણીવિવાહ' સત્યભામા વિવાહ' નાગ્નજિતી વિવાહ' 'રસિકવલ્લભ' 'ભક્તિ પોષણ, 'પ્રેમરસગીતા' 'પત્રલીલા' 'વ્રજ–મહિમા' 'સારાવલિ' 'અજામિલાખ્યાન' વગેરેમા 'દયાશંકર' નામ છે. 'પ્રબોધબાવની, 'મનમતિ સંવાદ' 'હરિભક્તિચંદ્રિકા' 'ષડ્ઋતુ' 'પુષ્ટિપથરહસ્ય' 'સંપ્રદાયસાર' 'કલેશકુઠાર' 'કાલજ્ઞાનસારાંશ' 'સિદ્ધાંતસાર' 'શ્રીકૃષ્ણ સ્તવનામૃત' 'ભક્તિવિધાન' 'પુષ્ટિપથસાર–મણિદામ' વગેરે કવિતાઓને અન્તે દયારામ નામ પોતે યોજે છે. + કમળલીલા, પત્રલીલા, મુરલીલીલા તથા બીજા પદોમાં 'દયાપ્રીતમ' પણ જોવામાં આવે છે.

દયાપ્રીતમ પ્યારી નિકુંજ વાસી રે.

દ. કા મ. માલા ભા. ૧ પૃ. ૨ '

---

+દયારામ નામ માટે જુઓ નીચેના વિશેષ ઉલ્લેખો.

માટે દયાપ્રીતમે કર લીધી છે.

દ. કા મ માલા ભા ૧ પૃ, ૨૪૩

દયાપ્રીતમ પુષ્ટિ ફળ સબધ માત્રે નિજ બળ દાખ્યુ

શિદ કરે શોચના ?

" પૃ ૨૫૧

દયા પ્રીતમ મિલ્યા ચિત્તચોરી , પૃ ૨૩૨

'દયો' તથા દાસ દયો' એ નામ તો ઘણે ઠ્થળે જોનામા આવે છે

એ સાધે માયાથી મ્હોનાશ નહિ, એમ કહે દયારામ

દ. કૃત મ માલા પૃ ૨૫૪

તે ભગવદીય તણાદાસનો, સદા દાસ દયારામ પૃ ૨૫૬

દયારામના સ્વામીને કહેજો, મથુરા મુકી કે ગોકુળ રહેજો પુ ૨૪૧

વિપ્રનગર સાઠોદરો નામ ભટ દયારામ પુ ૨૨૭

અહીં સામાન્ય રીતે પ્રશ્નને અવકાશ રહે છે કે આ કવિનુ ખરૂં નામ કયુ ? દયાશકર કે દયારામ ? જો દયાશકરજ નામ હોય તો પાછી તેમણે દયારામ શા માટે રાખ્યુ હશે !

જો આ કવિના કાવ્યોનો ઐતિહાસિક દષ્ટિએ અભ્યાસ કરવામા આવે તો પ્રથમાવસ્થાના જે જે કાવ્યો છે તે બધાની નીચે દયાશકર નામ છે અને પાછળના જે કાવ્યો છે, તેમા દયારામ નામ છે 'દયો' એવુ ટૂકુ નામ તેમના પદોમાજ જોનામા આવે છે

આ ઉપરથી એમ અનુમાન કદાચ કોઈ માંડે કે કવિએ આગળ ઉપર જ્યારે પુષ્ટિમાર્ગના દઢ વૈષ્ણવ થયા ત્યારપછીથી પોતે દયારામ નામ ધારણ કર્યું હશે રા ત્રિભુવન શેઠે એમના જીવન ચરિત્રના પૃ ૩ ઉપર એવુ અનુમાન કાઢીને વાચકોને ઊંધે રસ્તે દોર્યા છે ત્યા તેઓ કહે છે 'કવિ સ્વધર્મથી અને પોતાના ગ્રથોમા કહેલા ધર્મથી વલ્લભસપ્રદાયનો વૈષ્ણવ હતો એથી શિવમાર્ગીઓનુ ઉત્તર પદ 'શકર' દૂર કરી વિષ્ણુમાર્ગીઓનુ ઉત્તર પદ 'રામ' મૂક્યુ હશે આ અનુમાન બરાબર નથી કવિના જન્મનુ નામ દયારામજ છે એનો પૂરાવો તેમની જન્મ કુડળી છે. (જુઓ દયારત્નમાળ

પૃ ૧૩૬ ) પોતે બ્રાહ્મણ હોવાથી તેમના સગાવહાલાઓ તથા આજુબાજુના લોકો 'દયાશંકર' નામથી તેમને બોલાવતા હશે. તેથીજ તેમની કવિતામા 'દયાશંકર'ની છાપ પોતે ધરી હશે. બાકી વૈષ્ણવ સમાજમા અને અન્યત્ર તો તેમને દયારામના નામથીજ બધા બોલાવતા. આ સબધી દયારામભાઈ ઉપર અમદાવાદવાળા વ્યાસ માધવરામે જે પત્ર લખેલો છે તે ખાસ જોવો જોઈએ * તેમા માધવરામ તેમનુ નામ દયારામ જણાવે છે.

'દયારામ' અભિધાનને હુ લખુ રે લોલ.

દયારામભાઈએ તેનો જવાબ આપતા.

લખીતગ દયારામ કૃષ્ણદાસ છે રે લોલ,
દર્ભાવતી મધ્યે વર્તમાન વાસ છે ર લોલ.

એ લીટીઓથી પોતાનુ નામ 'દયારામ'જ જણાવ્યુ છે. અમદાવાદમા એક કૃષ્ણરામ મહારાજ હતા. તે પણ કવિશ્રીના મિત્ર હતા. તેમણે એક કાવ્યમા કવિશ્રીના નામના પ્રત્યેક અક્ષરથી એક એક લીટી લખી છે. તેમા કવિશ્રીને તે 'દયારામ' નામથીજ ઓળખે છે.

કડીના એક વૈષ્ણવ નામે હરજીવને સવત ૧૯૦૨ ના ચૈત્ર સુદ ૯ ને દિવસે કવિશ્રી ઉપર એક કાગળ લખેલો પ્રાપ્ત થયો છે. તેમાં પણ તે કવિશ્રીને દયારામભાઈ તરીકે જ સબોધે છે + આ ઉપરથી સિદ્ધ એ થાય છે કે કવિશ્રીના જ્ઞાતિજનો તેમને દયાશકર કહીને બોલાવતા, અને પોતે પણ જ્ઞાતિજનની સાથેના વ્યવહારમા પોતાને દયાશકર નામથી ઓળખાવતા. મૃત્યુ સમયે પોતે જે મૃત્યુપત્ર કરેલુ તે દયાશકર નામથી કરેલુ તેનુ કારણ ઉપર જણાવેલુ તે છે. પણ ડભોઈ અને આદોદ બહારના લોકો તથા તેમની જ્ઞાતિ સિવાયના લોક તેમને 'દયારામ' કહીને બોલાવતા. કવિશ્રીનુ

---

* જુઓ પરિશિષ્ટમા.

+ જુઓ દયારામનુ આન્તરજીવન પૃ. ૪૬૧ તથા 'પરિશિષ્ટ'

જન્મનું નામ દયારામજી છે, પણ જ્ઞાતિજનો દયાશંકર કહીને બોલાવતા, અને બીજામાં (વૈષ્ણવો ખાસ કરીને) દયારામ કહીને બોલાવતા. આથી આપણે પણ કવિશ્રીને માટે દયારામભાઈજી નામનો ઉપયોગ કરીશું.

**કવિશ્રીની અટક ભટ કે પંડયા.** દયારામની અટક વિષે પણ જીવનચરિત્ર લખનારાઓમાં મતભેદ જોવામા આવે છે. રા. ઇચ્છારામ દેસાઈ અને રા. ત્રિભુવન ગૌ઼ઢ, દયારામભાઈની અટક પંડયા હોવાનું જણાવે છે. રા. ભોળાનાથ કંથારીઆ પણ 'પંડયા' કહે છે. દયારામભાઈની અટક પંડયા નથી પણ ભટ છે. તેના પ્રથમ પુરાવા તરીકે તેમની જન્મ પત્રિકાનો આધાર આપણે આપી શકીએ. રા. કંથારીઆએ પોતાના દયા રત્નમાળ ભાગ ૨ મા એ જન્મ પત્રિકાને છાપી છે. અને ત્યાં **वैष्णव धर्मपरायण, साठोदरा नागर गृहस्थ विप्रज्ञातौ, अबरटंक भट्ट प्रभुराम नरभेराम गृहे, सौ० राजकोरकस्य दक्षिणकुक्षे पुत्ररत्नमजीजनत् तेन दयाराम इति श्रीमतां नामाभिधानं लोक व्यवहारे प्रसिद्धम्** એ શબ્દોમા તેમને અટક 'ભટ્ટ' હતી તે સ્પષ્ટ સમજાય છે. તે કવિશ્રીના પોતાના નીચે આપેલા શબ્દોથી પણ તે સિદ્ધ થાય છે.

(૧) [1]શ્રીમંત ભટ સાઠોદરા દ્વિજ, છે જ્ઞાતિ નાગર વંશ,
પ્રભુરામ પુત્ર કવિ દયાશંકર, છે નામ શ્રી હરિ અંશ.
(સારાવલિ)

(૨) [2]જ્ઞાતિ વિપ્ર નાગર રે સાઠોદરો, ભટ્ટ દયાશંકર નામ,

(૩) [3]શ્રીવંત ભટ સાઠોદરા, દ્વિજ જ્ઞાતિ નાગર વંશ,
પ્રભુરામ સુત કવિ દયાશંકર નામ, શ્રી હરિવંશ.
(રસિકવલ્લભ)

---

(૧) પ્રા. કા. ભા. ૨ પૃ. ૨૫૫. (૨) દ. કા. મ મા. ભા. ૪-૫-૧૧. (૩) પ્રા. કા. મા. ૧ પૃ. ૧૫૦.

(૪) [૪]જ્ઞાતિ નાગર સાઠોદરો, દ્વિજ ભટ્ટ દયાશંકર નામ.
(ભક્તિપોષણ)

(૫) મહા નદી શ્રી નર્મદાતટ, ચંડીપુરી મહા ધામ,
જ્ઞાતિ નાગર સાઠોદરો, દ્વિજ ભટ્ટ દયાશંકર નામ.
નામ વલ્લભ વૈષ્ણવદાસ, ગુરૂ પ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ,
શીખે સાંભળે જે જનગાય, તેને મન વાંચ્છિત ફળ થાય.
( ભક્તિપોષણ )

આમ અનેક ગ્રંથોને અંતે પોતાની અટક ભટ્ટ છે એમ કવિએ જણાવ્યું છે.

ચાંદોદ અને ડભોઈમાં કવિએ વારંવાર ઘર બદલેલાં. ચાંદોદમાં તેમના વડિલોનું એક ઘર કંગાલપુરીમાં હતું.

**કવિશ્રીનાં ઘર.** તે હજુ પણ છે. આ ઘર ભવાનીશંકર મહેતાના મકાનની પાસેનું છે. અત્યારે તો દબારી લોકના ગુરુના ઠાકોરના મંદિર તરીકે તેનો ઉપયોગ થાય છે. એ ઘરની પાસે દક્ષિણ દિશામાં પણ કવિનું ઘર છે. સંવત ૧૮૭૧ સુધી તે ઘરમાં રહ્યા હતા. દયારામભાઈના પિતાએ શુકલ દાભાઈ (ડાહ્યાભાઈ) સેવકરામ, જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ, તેનું રૂપીઆ ૨૦૦) નું દેવું કર્યું હતું. આ દેવું કવિને પોતાને ભરપાઈ કરવું પડેલું. પોતાની પાસે દેવું આપવાની બીજી રકમ નહિ હોવાથી ચાંદોદનું ઘર દેવા પેટે ત્રવાડી દાજીને ત્યાં મુકવું પડેલું આ બાબતનો એક દસ્તાવેજ પણ કવિની સહીનો સંવત ૧૮૭૧ ના ફાગણ સુ. ૩ ને સોમવારના દિવસનો થયેલો મળી આવે છે. આ પછી કવિ ચાંદોદના ઘરનો ત્યાગ કરીને ડભોઈ રહેવા ગયા.

ડભોઈમાં પણ ઘણાં ઘર તેમણે બદલેલાં. પ્રથમ શૃંગારવાડીમાં સરિયામ રસ્તાની પૂર્વ દિશા તરફ આવેલા ઉંચા પાયાવાળી પડતર જમીન ઉપરના મોટા ભાગમાં રહેતા હતા. પછીથી કુસ્મ્લાવાળાની

(૪) દ. કા. મા. ભા. ૩. (૫) ૩૭.

મોટી હવેલીના નામથી ઓળખાતા મકાનમા રહેવા ગયા. કેટલોક વખત તેમના મોસાળ તરફથી મળેલા મકાનોમાં ગયા હતા. આ આગે:પાલવના મહોલ્લા તરફ જતા પરીખ ભોગીદાસ શામળદાસની હવેલીથી દક્ષિણ તરફ આવેલું છે. "કવિશ્રીના કુટુંબીઓએ તે ઘરો વેચી દીધાથી ત્યાં નસવાડીવાળા હીંમતલાલે તથા વાડીઆવાળા વકીલ ગોવિંદભાઈએ તે જગ્યાએ મોટા મકાનો બાંધ્યા છે." પછી ઝારોળાવગામા આવેલા વૈષ્ણવ સખીદાસ ગાંધીના ખડકીબંધ ઘરમા રહ્યા હતા. મોસાળનું ઘર સાંકડું હોવાથી આ નવા ઘરમાં રહેવાને ગયા.

મોસાળના ઘરમા સત્સમાગમ માટે વૈષ્ણવો આવતા ત્યાં મોડી રાત સુધી ભગવદ્ વાર્તા થતી.

આ ઘરમા મામાના કુંટુબીઓ પણ રહેતા હતા. કહેવાય છે કે કોઈ છોકરાની વહુ વગર સમજે કંટાળા ભર્યું બોલી તેથી શ્રી દયારામભાઈએ રૂમોઈ છોડી જવા વિચાર કર્યો. સખીદાસ ગાંધીના જાણવામાં આ વાત આવ્યાથી પોતાને ઘેર શ્રી દયારામભાઈને આવવા વિનંતી કરી તેથી આગ્રહને વશ થઈ કવિ ત્યા ગયા અને છેવટ સુધી ત્યાંજ રહ્યા.

કોઈ એમ પણ કહે છે કે પાડોશીની સ્ત્રીએ બડબડાટ કર્યો તેથી આમ બન્યું.

**માત પિતાના સંસ્કારો.**

જગતના મહાપુરુષોને તેમના માતાપિતા તરફથી સંસ્કારદ્વારા જે શિક્ષણ મળે છે તે બીજાઓ પાસેથી મળી શકતું નથી. બાળકનો સ્વભાવ અનુકરણશીલ છે. તે બીજાઓને જેવું કરતાં જુએ તેવું કુદરતી રીતે અનુકરણ કરે છે. અને તે અનુકરણદ્વારા મળેલા સંસ્કારો આજીવન ટકે છે. વર્ડઝવર્થે એક કાવ્યમાં કહ્યું છે કે **The child is the father of man** અર્થાત્ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય. ભવિષ્યમાં થનાર મહાન્ વિભૂતિઓ બાલ્યવસ્થામાંથીજ તેમના ગુણોને પ્રગટ કરે છે. અમુક

વેલનાં પાદડાં કડવાં થશે કે સ્વાદિષ્ટ તેનું જ્ઞાન તેની પ્રથમાવસ્થામાંથીજ થાય છે. અમુક ઝાડનાં ફળ કડવાં થશે કે મીઠાં તે તેની બીજાવસ્થા ઉપરથી સમજી શકાય છે. પુષ્પની સુગંધનું જ્ઞાન પણ તેની કલિકાવસ્થામાંથીજ આપણને થાય છે. તેજ પ્રમાણે મનુષ્યના ભાવિગુણોનું સંપૂર્ણ નહિ તો સ્વલ્પજ્ઞાન આપણને તેમની બાલ્યાવસ્થામાંથીજ થાય છે; અને બાલ્યાવસ્થામાં મેળવેલા સંસ્કારો, ઘણાં ખરાં દષ્ટાંતોમાં, આજીવન ટકે છે. આપણા કવિશ્રીને બાલ્યાવસ્થામાંથીજ તેમનાં માતાપિતા તરફથી સારા સંસ્કારો મળેલા. કવિશ્રીના માતાપિતા શુદ્ધહૃદયનાં ભગવદ્‌ભક્ત હતાં. પ્રભુરામને કારકુનની નોકરી હતી, પણ પોતાની નોકરીમાં પ્રામાણિકતા સારી પેઠે સાચવી શકયા હતા. રાજકોરબા પણ ઘણાંજ સરળ હૃદયનાં અને ભક્તિભાવવાળાં હતાં. આમ માતાપિતાએ કવિશ્રીનું ભાવિજીવન ઘડવામાં ઘણો ફાળો આપ્યો છે. તેઓ વૈષ્ણવ ધર્મમાં દૃઢાનુરાગી હતા. દરરોજ પ્રાતઃકાળે વહેલા ઊઠીને શૌચ, દંતધાવન તથા સ્નાન કર્મથી પરવારીને ભોજનકાળ પર્યન્ત ઘણો ખરો સમય શ્રીઠાકોરજીની સેવામાં ગાળતાં. તેઓ વૈષ્ણવ ધર્મને અનુસરીને પોતાનું જીવન ગાળતા. લૌકિક બાબતોમાં બહુ માથું મારતા નહિ. સાધુ, સન્તો ગામમાં આવ્યા હોય, અગર કથા વાર્તાદિ જ્યાં થતાં હોય ત્યાં અવશ્ય જતાં. પુરાણના સારા સારા કથાકારોનો સત્સંગ કરતાં, અને દરરોજ મંદિરમાં દર્શન કરવાને જતાં. કોઈની કુથલી કે નિંદા કરવી તે પાપ સમજતા હતાં. દરરોજ પ્રભાતિયાં, સ્તોત્રો, ઊંચે સ્વરે ગાતાં તથા ભગવન્નામાવલીનો પાઠ કરતાં. આ દરેક વખતે બાળ દયારામને પોતાની પાસે રાખતાં; બાળ દયારામ આ સર્વે જોતા અને ઉભય માતાપિતા પાસેથી સંસ્કારો ગ્રહણ કરતા. પ્રભુરામના ઘરમાં ગીતાનો ૧૫ મો અધ્યાય ઘણી વખતે સંગીતના સ્વરોથી ગવાતો. દયારામભાઈ ઘરની અંદર ધાર્મિક વાતાવરણમાં જ રહેતા હતા, અને ધાર્મિક વાતાવરણમાં રહેવાથી તેમની ધાર્મિક વૃત્તિ પ્રાયઃ જાગ્રત થતી ગઈ, ખીલવા લાગી, અને ભ-

તેમની કવિતા શક્તિને ધર્મનો સાચો ઓપ આપ્યો. સુવર્ણ સાચું હોય પણ જો કથિરની પાસે તેને ગખવામા આવે તો તે સુવર્ણનું મૂલ્ય ઓછુ અંકાય છે. ચંદ્ર રમણીય હોય પણ જો શ્યામ મેઘથી આવૃત હોય તો તેની રમણીયતા આપણને આકર્ષી શક્તિ નથી. જલ મીઠુ હોય પણ જો તેની ઉપર લીલ પડેલી હોય તો તે જલને પીવાની ઇચ્છા થતી નથી; તેમ કોઈપણ કવિમા ગમે તેવી પ્રબળ કાવ્ય શક્તિ હોય પણ જો અનુકૂળ વાતાવરણ ન હોય તો તેની શક્તિઓ કુણ્ઠિત થઈ જાય છે. સાસારિક વાતાવરણની મધ્યમા ઉછરેલા કવિઓની કાવ્યશક્તિ સાસારિક વિષય તરફજ ખેચાય છે. જેવુ વાતાવરણ તેવુ કવિનાનુ વલણ પણ હોય છે. દયારામભાઈને કવિતાને અનુકૂળ ધાર્મિક વાતાવરણ મળી આવ્યુ, અને તેને પરિણામે તેમની કવિતાનુ વલણ ધાર્મિક બનતું ગયું. ઘરનું વાતાવરણ ધાર્મિક, તેમજ ચાદોદની પવિત્ર ભૂમિનુ વાતાવરણ પણ ધાર્મિક, આ ઉભય ધાર્મિક વાતાવરણ તથા નર્મદા ઘાટના પ્રકૃતિસૌંદર્યની પ્રબળ અસર તેમની કવિતા ઉપર થઈ.

કવિશ્રીએ 'ચાતુરીના ગરબા'મા જે બોધવચન ટાકયા છે તે ઘરમા માતાપિતાના જીવન ઉપરથી તેમને સૂચિત થયેલા લાગે છે. તેમાના કેટલાક નીચે પ્રમાણે છે.

> કરજ કહાડીને ખરચ ન કરીએ, દાટી ના સહીયે દુ:ખજી,
> જેવી સંપત તેવુ ભોજન, સદા પામીયે સુખ.

પોતાની સ્થિતિ પ્રમાણે રહેવુ, જે મળે તેનાથી સતોષ માનવો, અને ચિન્તાથી દૂર રહેવું એ પ્રભુરામનું જીવન સૂત્ર જણાય છે.

> આપ વખાણ, અવરની નિન્દા, પરપત્નીની શું હાસ્યજી,
> અતિ ભાષણ કટુ જીભ ચલાવે, મ્હોટપણાનો નાશ.

તે પોતાની સ્તુતિ કરતા નહિ, તેમ બીજાની નિન્દા પણ કરતા નહિ. તેમનું જીવન એવું સયમી હતું કે પરસ્ત્રી સાથે

હસવાનો પણ પ્રસંગ પાડતા નહિ. તે સારી પેઠે સમજતા કે વધારા પડતું બોલવું અગર કડવી જીભ કરવાથી માણસની મહત્તા ઘટે છે, જ્ઞાતિમાં કે સમાજમાં પોતાની જે કંઈ આબરૂ હોય તે ઓછી થઈ જાય છે.

તેમની સભ્યતાનો ઉલ્લેખ કવિશ્રી નીચેની પંક્તિમાં કરે છે.

> મ્હામાને શોભા આપ્યેથી, આપણે શોભા આવેજી,
> પતિ–સુખ શોભા સ્ત્રીને કર જ્યમ, સ્ત્રીને પતિ દરશાવે.

બીજાને માન આપીએ તેથી આપણી શોભામાં વધારો થાય છે. કેટલાક માણસો બીજા પાસેથી માનની અપેક્ષા રાખે છે. પણ પોતે વિવેક દર્શાવવામાં ભૂલ્યા હોય છે. પણ પ્રભુરામ એમ સમજતા હતા કે બીજાને માન આપવું તે તો આપણે માન લેવા જેવું છે. બીજી લીટીમાં જણાવેલો વિચાર તેમના પ્રભુરામના દંપતી જીવનનોજ પડઘો પાડે છે. પ્રભુરામ અને રાજકોરબા ઉભય એક બીજાથી સુખ કેમ થાય તેનોજ વિચાર કરતાં. આમ હોવાથી તેમનું જીવન સુખમય પસાર થતું. કુટુંબમાં કલેશ વગેરેને ભાગ્યેજ અવકાશ રહેતો.

સ્વચ્છતા અને સુઘડતા ઉપર પણ તેમને ખૂબ પ્રેમ હતો તે નીચેની પંક્તિઓ ઉપરથી જણાય છે.

> તન મન વસન સુવિમળ રાખવું, આળસ ક્રોધ ન કરવોજી,
> પરદુઃખ દેખી પ્રસન્ન ન થાવું, પાખંડ ધર્મ ન કરવો.

**Cleanliness is next to godliness** પવિત્રતા તે દિવ્ય જ છે. એ સૂત્રનું હાર્દ તેઓ સારી પેઠે સમજતા હતાં. તે પવિત્રતા ફક્ત બહારનીજ નહિ પણ અંદરની હોવી જોઈએ. પ્રભુરામની વ્યવહાર કુશળતા 'વસન' ની સુવિમળતાથી જણાવી છે. કારણકે દુનિયામાં રહેનારાઓએ બહારની સ્વચ્છતા ઉપર પણ ધ્યાન આપવું જોઈએ. અંગ્રેજીમાં કહેવત છે **Dress and address are an index to** s

જગતમા ફત્તેહ મેળવવાની આવી ચોકખાં પોષાક અને સુંદર વાણી છે. પ્રભુરામ ચોકખાં કપડા પહેરતાં હતા. અને તે તેમની વ્યવહાર કુશળતા દર્શાવે છે.

આ પંક્તિ આપણા કવિશ્રીના જીવનને પણ ઘણીજ લાગુ થાય છે વળી—

મોટા જનની અદબ રાખવી, બાળને શિક્ષા દેવીજી;
ગુરજન સેવા, દયા દીનશુ સ્રીને વશ કરી લેવીજી.

આમા 'બાળને શિક્ષા દેવીજી' એ શબ્દો દ્વારા કવિને બાલ્યાવસ્થામા તેમને પ્રભુરામ પાસેથી શિક્ષણ અગર ઉપદેશ ને મળતો તેનો ઉલ્લેખ કરે છે. કેટલીક વખત માબાપો છોકરાને લા બહુ લડાવે છે. આમ કરવાથી ભવિષ્યમા છોકરા ઊંધે રસ્તે દોરાય છે. વળી કેટલાક માબાપો બાળકના શિક્ષણની બિલકુલ દરકાર કરતા નથી. આથી બાળકોનું જીવન ભવિષ્યમા ચારિત્રશૂન્ય થઈ જાય છે. પણ પ્રભુરામે આપણા કવિના જીવનને સુધારવાને ખાસ કાળજી રાખી હતી, તે આપણને ઉપરની લીટીમાથી સમજાય છે. પ્રભુરામના જીવનમા ઉત્તમ ગુણ તો તેમની મીઠી વાણી અને સર્વનું ભલું કરવાની બુદ્ધિ હતી. તેનો ઉલ્લેખ કવિ નીચે પ્રમાણે કરે છે.

મધુરી વાણી વદીએ સૌથી, ઉદર રાખીએ ઊંડુંજી;
મળ્યા મનુષ્યને પ્રાણ આપીએ, કોનું ન કરીએ ભૂડું.

આવા પિતાનો પુત્ર પણ ગુણી થાય તેમા આશ્ચર્ય શું? ગૃહસ્થાશ્રમમા રહીને પણ પ્રભુરામ અને રાજકોરબા પ્રેમથી પ્રભુની સેવા કરતા હતા. પોતાના સંસારને પવિત્ર રીતે ચલાવીને પ્રભુની સેવા કરવી, તે ઘણા થોડાંજ ગૃહસ્થાશ્રમીઓના ભાગ્યમાં હોય છે. એવો ગૃહસ્થાશ્રમ તે અન્ય આશ્રમો કરતા પણ ચઢી જાય. વૈષ્ણવ ધર્મનું ખરૂં રહસ્ય આવા ગૃહસ્થાશ્રમમાજ છે. પણ આ આશ્રમમા રહીને પ્રભુની સેવા થાય તોજ. કવિશ્રીના માતા પિતા આવો

ગૃહસ્થાશ્રમ ચલાવતાં હતાં. તેથીજ કવિશ્રીએ ગૃહસ્થાશ્રમ વિષે નીચે પ્રમાણે કહ્યુ છેઃ—

ચાર આશ્રમ વિષે ગૃહસ્થાશ્રમ, એક વાતથી મોટાજી;
થી હરિની સેવા બની આવે, માટે, નહિ તો ખોટાજી.

આમ કહીને કહે છે કે— .

મનભાવે તેમ આશ્રમ માણો, મ્હારે નહીં લેવા દેવાજી;
દયો કહે મ્હારે તે મ્હોટેજી, કરે જે કૃષ્ણની સેવા.

કૃષ્ણની સેવા થઈ શકે તોજ ગૃહસ્થાશ્રમ અગર કોઇ પણ બીજો આશ્રમ મોટો. કવિશ્રીના માતાપિતા ગૃહસ્થાશ્રમમા રહીને કૃષ્ણની સેવા કરતાં હતા. માટે તેવા ગૃહસ્થાશ્રમને કવિશ્રીએ અહિં વખાણ્યો છે. આવા ગૃહસ્થાશ્રમની મધ્યમા રહેલા કવિશ્રીનો પુનિત આત્મા ધાર્મિક સંસ્કારોથી દિવસે દિવસે વેલની માફક પાગરવા લાગ્યો. અને તેની મધુરજને આજુબાજુએ રેલાવવા લાગ્યો

**બાળપણની શક્તિઓ**

કવિશ્રીનું બચપણ ધીમે ધીમે ખિલવા લાગ્યુ. માતા પિતાની સાથે સત્સંગ મંડળીઓમાં કે કથા વાર્તાના સમારંભોમા તે જતા, તેમજ મંદિરોમાં દર્શન કરવાને જતા. માતા પિતા જે જે સ્તોત્રોના પાઠ કરે તે ધ્યાન દઈને સાભળતા અને સ્મરણ શક્તિથી એકદમ મોઢે કરી દેતા. કેટલાક કઠિન પાઠોને પણ તે એવી રીતે બોલી જતા કે માતાપિતા તેથી આશ્ચર્યમા લીન થઈ જતા. તેમનામાં સ્મરણ શક્તિ અને ગ્રાહક શક્તિ ઉભય ખીલવા માડી હતી. આ શક્તિ અન્ય શક્તિઓની માફક નૈસર્ગિક હોય છે. સામાન્ય રીતે સ્મરણ શક્તિ અને ગ્રાહક શક્તિની વચ્ચે પરસ્પર મેળ હોતો નથી. જેનામા સ્મરણ શક્તિનું પ્રાબલ્ય હોય છે તેમની ગ્રાહક શક્તિ મંદ દેખાય છે, અને ગ્રાહક શક્તિવાળાની સ્મરણ શક્તિ ઘણીજ ઓછી હોય છે.

મનુષ્યમાં એકજ શક્તિ પ્રબળ હોય છે. પણ મહાન વ્યક્તિઓમાં એક કરતાં વધારે શક્તિઓ ખિલેલી જોવામાં આવે છે. પ્રખર વિદ્વાન મેકોલે માટે કહેવામાં આવે છે કે એની સ્મરણ શક્તિ એવી ઉંચા પ્રકારની હતી કે મીલ્ટનનાં 'પેરેડાઈઝ લૉસ્ટ' કાવ્યને એક વખત વાચતા કે તેની સાથે તેની આખીને આખ લીટીઓ યાદ રાખી શકતા. તે કહેતા કે જો 'પેરેડાઈઝ લૉસ્ટ'ને બાળી નાખવામા આવે તો પણ પોતે પોતાની સ્મરણ શક્તિથ આખુંને આખું કાવ્ય આપી શકે તેમ છે. દયારામભાઈની સ્મરણ શક્તિ પણ ઊંચા પ્રકારની હતી.

દયારામભાઈના માતા પિતા વૈષ્ણવ ધર્મને પાળતા હતાં. તેમાં પણ શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગને. આ સંપ્રદાયની રીત એવી છે કે પુષ્ટિમાર્ગીયે બે પ્રકારના મંત્રોની દીક્ષા ગુરુ પાસેથી લેવી જોઈએ. એક નામ નિવેદન મંત્ર જે 'અષ્ટાક્ષર' ના નામથી ઓળખાય છે. શ્રી કૃષ્ણઃ શરણં મમ । એ અષ્ટાક્ષરના મંત્રનું ગુરુ ઉચ્ચારણ કરે અને તે દીક્ષા લેનારે સાંભળવાનો. બીજો મંત્ર પંચાક્ષરી. તે બ્રહ્મસંબંધના નામથી ઓળખાય છે. નામ નિવેદન મંત્ર એ પુષ્ટિમાર્ગીય સંસ્કાર છે. તે સંસ્કાર મળ્યા પછી પુષ્ટિમાર્ગીય જીવન માટે પ્રાથમિક યોગ્યતા પ્રાપ્ત થાય છે. આ મંત્ર તેમને શ્રી વલ્લભાચાર્યજીના વંશજ ગોસ્વામી શ્રી દેવકીનંદજી મહારાજ થકી પ્રાપ્ત થયેલું. સંવત ૧૮૩૭ માં કવિની ચાર વર્ષની વયે નામ નિવેદન સંસ્કાર તેમને કરવામાં આવ્યો હતો.

આનો ઉલ્લેખ 'ભક્તિ વિધાન' માં નીચે પ્રમાણે છે.

દાસકું મોદ આનંદ હિત, દેવકીનંદન સુચંદ,
\+ \+ \+ \+
વૈપુનિત મોહિ કિયો, અનુભવ પ્રગટ પ્રમાનં.

આમાં દેવકીનંદજીએ કવિને નામ નિવેદન સંસ્કાર આપીને પવિત્ર કર્યા એમ કહે છે.

ભક્તિવિધાન' ની સ્વ કેશવ હર્ષદ ધ્રુવ એમના દયારામભાઈ વિશેના વ્યાખ્યાનમા આ વિધાનનુ સમર્થન કરે છે * તે નીચેના પ ક્તિઓથી સમજાશે

દેવકી નદન દેવકી નદન હિયે આહી,
શ્રુતિ શિખકે સુપ ડિત ઉપમા અન્ય નહિ જાહી
+ + +
કૃપાવ ત ભયે નામ દે, કિયે આપનો દાસ,
બાલભાવ સુઝયો ના તબે, હુતો નાહિ પ્રકાશ
(કા મ મા ભા ૭, પૃ ૬)

આમા કવિની બાલ્યાવસ્થામા 'અષ્ટાક્ષર મ ત્ર' આપીને કવિને દાસ બનાવ્યા વૈષ્ણવી દીક્ષા આપી એમ જણા યુ છે પણ કવિ અહીં કહે છે કે આ દીક્ષા તેમની લઘુ વયમા થયેલી તેથી તે મ ત્રનો પ્રકાશ તેમને થયો નહોતો પણ પાછળથી જ્યારે શ્રી દેવકીનદન ગોકુળમા પધાર્યા ત્યારે કવિ ત્યા ગયા અને મહારાજના દર્શન કર્યા અને મ ત્રનુ હાર્દ સમજ્યા

તબ પ્રભુ ફીરી ગોકુલ ગયે સેવહિ ગોકુલનાથ,
+ + +
તાતેં હો વ્હો જાયકે પ્રથમ કીયો સત્સ ગ
(કા મણિમાળા ભા ૫, પૃ ૬૭-૬૮)

દયારામભાઈની આઠ વર્ષની વયે સ વત્ ૧૮૪૧ મા વૈદિક વિધિ પ્રમાણે તેમનો ઉપનયન સંસ્કાર કરવામા આ યો બ્રાહ્મણોમા આ સ સ્કારની વિધિ લગ્ન પ્રસ ગ જેના આન દથી ઉજવવામા આવે છે जन्मना जायते शूद्र सस्काराद् द्विज उच्यते બ્રાહ્મણ માતા પિતાને ત્યા જન્મના છતા જ્યાસુધી ઉપનયન સ સ્કાર કરવામા ન આવે ત્યાસુધી તે બાળકને દ્વિજત્વ પ્રાપ્ત થતુ નથી. તેમ વેદાદિ શાસ્ત્રોના અધ્યયન માટેની યોગ્યતા પ્રાપ્ત થતી નથી

---

* 'રસિક વલ્લભ' એક અધ્યયન પૃ ૪મા શાસ્ત્રીજી કેશવરામ જોધપુરવાળાના વ નભજીને જણાવે છે

એ આર્યશાસ્ત્રનો તેમજ સનાતન ધર્મશાસ્ત્રનો નિયમ હિંદુ સમાજમાં વર્ષો થયાં ઉતરી આવ્યો છે. અત્યારે પણ તે ચાલુ છે. ઉપનયન સંસ્કાર, રિવાજ પ્રમાણે ઉજવવામાં આવ્યો. સર્વ સબન્ધીઓના બટુકને આશીર્વાદ મળ્યા.

ઉપનયન પહેલાંજ, પ્રભુરામે બાળક દયારામના અભ્યાસનો આરંભ ઘર આગળ કર્યો હતો.

બાળક દયારામની વાચાશક્તિ ઘણી વહેલી ખુલી ગઈ હતી કુદરતી રીતે શુદ્ધ ભાષાવાળાં વાક્યો તેમને ઉચ્ચારતાં જોઈ, પ્રભુરામને જ્યોતિષીના શબ્દમા વિશ્વાસ આવ્યો અને પોતે બાળકને ઘર આગળ મૂળાક્ષરો લખવા વાચવાનું શરૂ કર્યું. થોડા સમયમાં વાક્યો લખતા તથા વાચતા શીખી ગયા. પછી તેમને તે વખતની ચાંદોદની બાપુરામ મહેતાજીની ગામઠી શાળામાં મૂક્યા. ગુજરાતમાં હજુ સરકારી ઢબનું કેળવણી ખાતું શરૂ થયું નહતું. પ્રાથમિક કેળવણી માટે પણ સરકારી શાળાઓ ન હતી. જે કોઈ આવી શાળાઓ હતી, તે ખાનગી મહેતાજીઓથી ચાલતી. તેવી શાળાઓ ગામઠી શાળાઓ તરીકે ઓળખાતી. ગુજરાતના ન્હાના મોટાં મુખ્ય નગરોમાં સૌથી પહેલી પ્રાથમિક શિક્ષણની શાખાઓ ઈ. સ. ૧૮૨૬માં સ્થપાઈ હતી. અગ્રેજી શિક્ષણ અંગેની માત્ર ચર્ચાઓ ચાલતી-હતી. વિલિયમ બેન્ટીકના વખતમા ૧૮૩૨ મા મેકોલેની અગ્રેજી શિક્ષણની નીતિ કંપની સરકારે અપનાવી અને ૧૮૫૩ ના સર ચાર્લ્સ વુડના ખરીતાથી પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીની ફરજ સરકારને સોપવામા આવી. કેળવણીનું કામ કરતી ખાનગી સંસ્થાઓને ગ્રાન્ટ આપવાનો સિદ્ધાન્ત સ્વીકારાયો. આ માટે દરેક પ્રાંતમાં જુદુ કેળવણી ખાતું ખોલવામાં આવ્યું. ગુજરાતમાં ૧૮૫૩ માં બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ. અને તેને સાહિત્ય દ્વારા આ નવી કેળવણી અને જ્ઞાનનો પ્રચાર કરવાનો આરંભ કર્યો. આ છે દયારામભાઈના સમય પછીની કેળવણી. હવે તો અગ્રેજોએ શરૂ

કરેલી નવી કેળવણીનાં પણ ૧૦૦ વર્ષોએ વીતી ગયાં, અને કેળવણીનો ઉત્તરોત્તર ખૂબ પ્રચાર થતો ગયો.

દયારામભાઈના વખતની કેળવણી અત્યારની દષ્ટિએ પછાત છતાં સામાન્ય વ્યવહારિક જ્ઞાનની બાબતમાં ચઢીયાતી ગણાય. કેળવણીનું કેન્દ્ર શિક્ષક હતો. તેજ ગુરુ અને તેજ પુસ્તકાલય, તેજ જેટલું જ્ઞાનવારિ પાય અને જેવું પાય, તેટલું અને તેવુંજ વિદ્યાર્થી તેનું પાન કરતો. એ સમયે ન હતાં પાઠ્ય પુસ્તકો કે ન હોતાં વર્તમાનપત્રો. છાપખાનાંના અભાવે જ્ઞાનનો ફેલાવો નહિ જેવો હતો. ગુરુની ગામઠી શાળામાં રહીને જેટલું વિદ્યાર્થી શીખે તેટલુંજ તે જ્ઞાન મેળવતો. કેળવણીનું ધ્યેય વિદ્યાર્થીને વ્યવહારમાં ઉપયોગી બનાવવાનું હતુ. એટલે જેટલું તેને ઉપયોગી થાય તેટલું સામાન્ય રીતે લખતા, વાચતાં અને હિસાબ ગણતા આવડયું એટલે વધારે કેળવણીની જરૂર જણાતી નહતી. અંગ્રેજીમાં જેને ત્રણ **Rs** કહે છે, **(Reading, Writing and Arithmetic)** એટલીજ કેળવણી. મોટા ભાગે કેળવણી મૌખિક હતી. કાગળને બદલે લાકડાની પાટીનો ઉપયોગ થતો. શરૂઆતમા તેના ઉપર ધૂળ નાંખીને બરુના દોત્તાં (કલમ) થી લેખન શીખવાડવામાં આવતાં. પાછળથી ખડી લગાડેલી પાટીઓનો ઉપયોગ થતો. શાહીનું લખાણ અમદાવાદી જાડા કાગળ ઉપર થતું. નીતિ અને ધર્મનું શિક્ષણ ખાસ અપાતું. એ માટે પુરાણની કથાઓ કહેવામા આવતી તથા નીતિના શ્લોક વિદ્યાર્થીઓને મોઢે કરાવાતા. ગણિતનું શિક્ષણ પલાખાથી આપવામાં આવતું. આવી ગામઠી શાળાઓના શિક્ષકને નિયમિત પગાર મળતો નહિ. વિદ્યાર્થીઓને ત્યાંથી સીધું મળે. અને વર્ષે થોડીક બક્ષિસ મળે. શિક્ષક બ્રાહ્મણજ હોય. તેનુ ઘર તે શાળા ઘરની ઓસરી કે ઓટલા ઉપર વિદ્યાર્થીઓને બેસાડે. ખુરશી કે મેઝની જરૂર નહિ. શિક્ષક આસન ઉપર બેસે કે ગાદી ઉપર અને બાળકો નીચે ભોંય ઉપર કે જાજમ ઉપર. એ શિક્ષકમા પ્રેમ કરતાં ભય વધારે હતો. વિદ્યાર્થીઓ શિક્ષકથી હંમેશાં ડરતા. તેના નિકટ

સહવાસમાં આવી શકતા નહિ. "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ધમ ધમ" એ તે જમાનાનાં શિક્ષણનું સૂત્ર હતું.

દયારામભાઈની કેળવણી આવી ગામઠી શાળામાં શરુ થઈ. ચાંદોદમાં બાપુરામ મહેતાજીની શાળા બહુ વખણાતી હતી. તેમાં ભણનાર વિદ્યાર્થીઓ હોશિયાર બનતા. બાપુરામ મહેતાજી, સ્વભાવના કડક છતાં, ભણાવવામાં બહુ કાળજી રાખતા. પોતાનો વિદ્યાર્થી ઠોઠ ન રહે તેની ખાસ દરકાર રાખતા. શિક્ષકને પોતાના વિદ્યાર્થીઓને ભણાવવાની જેટલી કાળજી તેટલી તેની પ્રસિદ્ધિ.

દયારામભાઈનું વિદ્યા પ્રત્યેનું વલણ કુદરતી હતુ. તેમાં એ બ્રાહ્મણનો પુત્ર, એટલે હોયજ. પિતાના પણ સંસ્કાર તેમા ભળ્યા. આથી દયારામભાઈ ભણવામા હોશિયાર હતા. જેટલું શિક્ષક ભણાવે તેટલું ઝડપથી ગ્રહણ કરતા. પ્રભુરામ દરરોજ ઘર આગળ પણ તેમના અભ્યાસ માટે ધ્યાન રાખે. દરરોજના તેમના ભણતરનો હિસાબ લે. મૌખિક પાઠો કેટલા આવડયા તે પણ રાત્રે સૂતા પહેલાં બાળકની પાસેથી સાંભળતાં. દયારામની સ્મરણ શક્તિ ઘણીજ તીવ્ર હતી. તેથી તેમને મોઢે ઘણું થઈ જતું. ઘણા શ્લોકો અને નીતિ વચનો કંઠસ્થ થયાં હતાં અને પુત્રનો વિદ્યા માટેનો પ્રેમ જોઈને તે તથા મહાલક્ષ્મી બહુ હરખાતાં.

એક વખત, બાપુરામની શાળામાં, પ્રભુરામ બાળકના અભ્યાસ માટે બાપુરામ મહેતાજીને મળવા ગયા. વર્ગ ચાલતો હતો. મહેતાજી નિયમ પ્રમાણે પ્રશ્નો પૂછતા હતા. કેટલાક પ્રશ્નોના ઉત્તરો ફક્ત દયારામજ આપતા હતા. અને મહેતાજી તેને 'શાબાસ છોકરા શાબાસ' એમ કહેતા.

મહેતાજીએ છોકરાઓને પ્રશ્ન કર્યો, 'છોકરાઓ ગઈ કાલે મેં તમને ભર્તૃહરિના નીતિશતકના બે શ્લોકો મોઢે કરવાના કહ્યા હતા. તે તમે કરી લાવ્યા છો ?'

વિદ્યાર્થીઓમાંથી ફક્ત ત્રણ ચાર ઉભા થયા. 'હા, ગુરુજી !'

ગુરુજીએ કહ્યુ—' બોલી જાવો જોે ' ઉભા થનારમાથી પહેલો ઉભો થયો. પણ પ્રથમ લીટી બોલતાજ અટકી ગયો. બીજાએ બોલવાનું શરૂ કર્યું પણ બીજી લીટી બોલતા ગૂ'ચવાઈ ગયો.' ત્રીજો માડ માંડ એક શ્લોક પૂરો કરી શકયો પણ ઉચ્ચાર ઘણાજ અશુદ્ધ. છેવટે ચોથા વિદ્યાર્થી 'દયારામ' ઉભા થયા. તેમણે તે બે શ્લોકો બોલવાનુ શરૂ કર્યું. ફકત તે બોલ્યાજ નહિ પણ શુદ્ધ ઉચ્ચારથી છ'દની-પણ શુદ્ધતા ,જાળવીને, મધુર કડે તે ગાયા, અને વિદ્યાર્થીઓ, શિક્ષક તેમજ પ્રભુરામ પણ બહુજ પ્રસન્ન થયા. આ માટે બાપુરામે દયારામને શાબાસી આપી. પેલા ત્રણ જે નાશીપાશ થયા તેમને ઠપકો આપ્યો, અને બાકીના જેમણે તૈયાર નહોતા કર્યા તેમને ઘેરથી પચ્ચીશ વખત લખી લાવવાની શિક્ષા કરીઃ

પ્રભુરામે મહેતાજી બાપુરામને પૂછ્યુ'—બાપુરામભાઈ હવે મારા દયારામને ગુજરાતી અભ્યાસ પૂરો થશે. તમે તેને ભણાવવામા ઘણી મહેનત લીધી છે. મારી ઇચ્છા તે વિદ્વાન થાય એવી છે. તે માટે તેને સ'સ્કૃત ભાષા ભણવી જરૂરી છે. એ ભાષા આપણી દેવ ભાષા છે. વળી આપણા ધાર્મિક ગ્રન્થો એમા લખાયલા છે. મને પણ તે ભાષાનો શોખ છે. પણ ચાદોદમા તે માટે પાઠશાળા નથી. તે માટે તમારો શો અભિપ્રાય છે ?

બાપુરામે કહ્યુ—તમારો દીકરો ભણવામાં ઘણો ચપળ અને હોશિયાર છે. તેની બુદ્ધિ જોતા મને પણ લાગે છે કે તે મોટો પ'ડિત, જ્ઞાની કે વિદ્વાન થાય એવો છે. તે માટે તમે તેને સ'સ્કૃત ભાષાનુ' શિક્ષણ આપવાનો જે વિચાર કર્યો છે, તેને હુ અનુમોદન આપું છુ. સ'સ્કૃત માટેની પાઠશાળા ચાદોદમાં નથી. નજીક ડભોઈમાં પણ સારી પાઠશાળા નથી. પણ વડોદરામાં એક સારી પાઠશાળા છે. ત્યા તમો મોકલશો. સ'સ્કૃત વિદ્યા માટે કાશી પ્રસિદ્ધ છે. પણ ત્યા તમો મોકલી શકશો નહિ. તે ઘણું દૂર રહ્યું.

પ્રભુરામે કહ્યુ'—પુત્રને નાની ઉંમરમા, ઘર બહાર કાઢવાનુ

અમારું મન કબૂલતો નજ કરે. તેમાં તેની માતાનો પ્રેમ તેના ઉપર અતિશય છે. તે તો એને જોઈનેજ પોતાની આંખો ઠારે છે. બાળક બહાર રમવા ગયો હોય અને થોડીક વાર થાય તો પણ એ ચિંતાતુર બની જાય છે. એટલે તેની માતાની સંમતિ મને મળે તોજ મારાથી બહારગામ મોકલી શકાય. એમ તો હું પણ થોડું ઘણું સંસ્કૃત જાણું છું. વ્યાકરણ તો હું ભણાવી શકું. પણ પાઠશાળાએ જેવું જ્ઞાન બાળકને મળે, તેવું ઘર આગળ નજ ભણી શકાય. મારૂં જ્ઞાન મર્યાદિત છે. મારે તો એને તમામ વેદો–ઉપનિષદ સહિત અને દર્શનશાસ્ત્રોનો અભ્યાસ કરાવવો છે. એવું કંઈ મને ન આવડે. વળી છોકરાં જેવું બહારના શિક્ષકો પાસેથી ભણી શકે તેવું ઘરનાં પિતા પાસેથી ન ભણી શકે. પિતા તે પિતાજ, તે શિક્ષક બની શકતો નથી. શિક્ષકનો ધંધો કરનાર પિતા પણ પોતાના પુત્રનો શિક્ષક બની શકતો નથી. આપણામાં કહેવત છે કે 'પારકી મા' કાન વીંધે.' તે પ્રમાણે બહારના ગુરુ પાસેથીજ વિદ્યાર્થી ભણી શકે. વળી મારો આખો વખત નોકરીમાં જાય છે. થાકીને ઘેર આવું છું. સવારે ન્હાવા ધોવામાં અને સેવામાં વખત જાય. હું કયા વખતે તેને ભણાવું ? કાશી તો નહિ પણ વડોદરા તેને ભણવા મોકલવો એમ હું વિચારું છું.

પ્રભુરામના મનમાં દયારામને સંસ્કૃત ભાષા ભણાવવાનો વિચાર ઘોળાતો હતો. બાપુરામની શાળામાં દયારામ અભ્યાસ કરી રહ્યા. પછી તે વિચાર ખૂબ આગળ વધ્યો. માતા સાથે તથા બીજાંઓ સાથે તે ચર્ચા ચાલતી. પુત્રનો વિયોગ રહે માટે માતા અનિચ્છા દેખાડતાં. દયારામ તે વિષયમાં ખૂબ હોંશ દેખાડતા, માતાને કહેતા 'હું ભણીને હોશિયાર થઈને આવીશ. થોડોક વખત હું તારી પાસે નહિ હોઉં તેથી શું ? પિતાજીની ઈચ્છા છે, મારી પણ છે. તો મારા અભ્યાસમાં તું પુત્રપ્રેમ ખાતર અંતરાય ન નાંખ.' આમ જ્યારે દયારામ કહેતા એટલે મહાલક્ષ્મી મૌન ધારણ કરતાં. પુત્ર વડોદરા ભણવા જાય તે વિચારનો તેમણે પછીથી વિરોધ કર્યો નહિ.

પણ મનુષ્ય ધારે છે કંઈ ને થાય છે કંઈક. આવતી કાલે

શું બનશે. એવું જ્ઞાન મનુષ્યને ભાગ્યેજ હોય છે. નહિ તો દશરથ રાજાએ પુત્ર રામચંદ્રની રાજ્યાભિષેક માટે તૈયારી કરી. પણ તે તૈયારીઓ છતા પુત્રને ૧૨ વર્ષ વનવાસ ભોગવવો પડયો. મનુષ્યો ગમે તેટલી મોટી આશાઓ બાંધે, ગમે તેટલી ભાવિ જીવનની યોજનાઓ કરે, છતાં તેને સિદ્ધ કરવાનું, તેના હાથમાં નથી. તે તો છે જગન્નિયન્તા પરમાત્માને હાથે. તેની ઇચ્છા પ્રમાણેજ વ્યક્તિની જીવન ઘટનાઓ નિર્માય છે. તેજ તેને સરળ રસ્તે દોરે છે, કે તેને વળાંક આપે છે કે ગર્તમા ફેંકી દે છે.

પુત્રના ભાવિ જીવનની પ્રભુરામની યોજનામા અચાનક વિક્ષેપ પડયો. પ્રભુરામ માંદા પડયા. અને દયારામના સંસ્કૃત વિદ્યાના અભ્યાસમા વિલંબ પડયો. આખરે પ્રભુરામ, સંવત્ ૧૮૪૩ માં મહાલક્ષ્મી, અને દશ વર્ષના પુત્ર દયારામને તથા સ્નેહી સબંધીઓને રુદન કરતાં મૂકીને, આ ફાની દુનિઆનો ત્યાગ કરીને ગોધામમાં ચાલ્યા ગયા.

આ દુઃખદ બનાવથી પ્રભુરામના પત્નીને સખ્ત આઘાત લાગેજ. પ્રભુરામભાઈની દયારામને સંસ્કૃતના પંડિત બનાવવાની ઈચ્છા તે પૂર્ણ કરી ન શકયા. તેનું દુઃખ બાળ દયારામને પણ થયું. વળી પ્રભુરામની એક બીજી ઈચ્છા પણ વણપાંગરી રહી ગઈ. દયારામભાઈનો ઉપવીત સંસ્કાર કર્યો, ત્યારે તેમના વિવાહની વાત જ્ઞાતિમાં ચાલતી હતી. જ્ઞાતિનાં તમામ બાળકોમાં એ જૂદા પડી આવતા હતા. જ્ઞાતિના ઘણા કુટુંબોની નજર દયારામભાઈ ઉપર હતી, અને પોતાનાં કુટુંબોની પુત્રીનો વિવાહ એમની સાથે કરવાનાં કોડ તેમને જાગતા. તેમજ અંદર અંદર તે માટે સ્પર્ધા થતી. દયારામભાઈ જેવો રૂપાળો છોકરો જ્ઞાતિમા બીજો ભાગ્યેજ હોય. શરીર બાંધી દડીનું, ગૌરવર્ણ, કમ્બુકણ્ઠ, વિશાળ તેજસ્વી કપાળ, તેમજ ચમકતી વિશાળ આંખો,. શુકનાસિકા, મૃગેન્દ્ર કટિ, કાચ જેવું પારદર્શક શરીર, વળી

નાનકડું કુસુમજ કેવું આનંદથી ખેલી રહ્યું છે? પણ તેને સંસારનાં હિના વાયરાઓનું કંઈ પણ જ્ઞાન નથી, એનું હવે શું થશે? મારી જીંદગીનો પણ ભરોસો નહિ. મારા બાળકની સંભાળ કોણ લેશે? પિયરીયામાં શું એને આશ્રય લેવો પડશે?, આ વિચાર કરી કરીને ઘરનાં એકાંત ખૂણામાં રડતાં અને પોતાની હૈયા વરાળ કાઢતાં. દયારામની જ્યારે નજર પડે ત્યારે તેમને પણ લાગણી થઈ આવતી અને તે આશ્વાસન આપે, અને કહે, મા, તું શા માટે રડે છે? તું મારી ચિંતા કરે છે, પણ ચિંતા કરવાનું કારણ શું? શું તને ભગવાનમા શ્રદ્ધા નથી? તું દેવ મંદિરે જાય છે, સેવા કરે છે, ધોળ પદ ગાવ છે, કથા વાર્તાઓમા જાય છે, તો તું એટલું સમજતી નથી કે આપણાં બધાંની જીંદગી ભગવાનના હાથમાં છે? જો સાંભળ, તું નરસિંહ મહેતાનાં પદો ગાય છે, તે તને હું પેલું પદ ગાઈ સંભળાવું.

" સુખ દુઃખ મનમાં નવ આણિયે રે ઘટ સાથે રે ઘડિયાં,
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, જદુનાથનાં જડિયાં. "

વળી તું જાણે છે ને, કે મારા પિતા દરરોજ શ્રી મહાપ્રભુજીનાં ષોડષ ગ્રંથોના પાઠ કરતા, અને તેમાં 'નવરત્નનો' પાઠ ઘણીવાર કરતા એ એમનો પ્રિય પાઠ હતો. રાત્રે સૂતી વખતે પણ આપણને સંભળાવતા. તેની પહેલી લીટી છે—

चिंता कापि न कार्या निवेदितात्मभिः कदापि ।

જેણે ભગવાનને પોતાનું નિવેદન કર્યું છે, તેને કોઈ પણ ચિંતા કરવી જોઈએ નહિ. કારણ તેની ચિંતા કરનાર ભગવાન સમર્થ છે. તેં બ્રહ્મસંબંધ લીધેલું છે, એટલે આ વાત તને કહું છું. બાળકનાં આ શબ્દોથી માતા મહાલક્ષ્મીને આશ્વાસન મળતું અને " દુઃખનું ઓષડ દહાડા " એ નિયમ પ્રમાણે પ્રભુરામના મૃત્યુનું દુઃખ વિસારે પડ્યું.

દયારામની કીશોરાવસ્થા હવે ખીલતી હતી. સંસ્કૃત ભાષાનાં

ભણવામાં બહુજ હોંશિયાર, વર્ગમાં પહેલો નંબર રાખે, મહેતાજી બાપુરામ જે પાઠ આપે તે કરી જાય, તેમજ સ્વભાવે આનંદી, વળી તેમના કંઠમાં તો સંગીતજ ભરેલું, તે કંઈ ગાય અને આજુબાજુના તે સાંભળવામાં તલ્લીન થઈ જાય. આ ઉપરાંત વિનય ભરેલી ભાષા, આ બધા ગુણોવાળો બાળક કોને ન ગમે? એ ગામમા ગંગા નામની કન્યાના બાપે પ્રભુરામ અને મહાલક્ષ્મી સાથે પોતાની પુત્રીનું દયારામને વાગ્દાન કરવાની વાતચીત થઈ. તે સમયમાં લગ્ન નાની ઉંમરમા થતાં. તેમ વરકન્યાની પસંદગીથી લગ્ન થતા નહતા. દયારામભાઈને આ બાબતમાં પૂછવામાં આવ્યું નહોતું. પ્રભુરામને શ્રદ્ધા હતી કે પુત્ર વિવાહને સંમતિ આપશે. મૌખિક વાત થઈ પણ દયારામના લગ્ન થતાં પહેલાં આ સંસાર છોડીને પ્રભુરામ ચાલ્યા ગયા. હવે દયારામને ઉછેરવાની જવાબદારી માતા મહાલક્ષ્મીના માથે આવી પડી.

દયારામની ઉંમર આ વખતે ૧૦ વરસની હતી. આગળ ઉપર જીવન અને મૃત્યુની ફીલસુફીની મીમાંસા કરનાર મૃત્યુનું રહસ્ય સમજનાર કવિ આ ઉંમરે મૃત્યુ શું છે તે સમજતા ન હતા. તેમણે ગામનાં બીજાઓનાં મૃતદેહોને અગ્નિ સંસ્કાર કરતાં જોયેલાં. તેમ બીજાં સગાવહાલાના મૃત્યુની વાતો સાંભળેલી, પણ મૃત્યુ એટલે શું? તેની સમજ તેમને નહોતી. પણ મહાલક્ષ્મીને માથે તો પતિ જતાંજ આભ તૂટી પડયું. એની આગળ દુઃખના ડુંગરો ખડકાયા. પતિ ચાલ્યા ગયા એ ચિન્તા તેના હૃદયને અહર્નિશ બાળતી.

હવે ઘરનો કમાનાર અને દયારામની ચિંતા કરનાર વ્યક્તિ ચાલી ગઈ. એથી એને સંસાર સૂનો લાગ્યો. આજીવિકાનાં સાધનો બહુ મર્યાદિત હતાં. જેમ તેમ કરીને જીવન દોરી નભાવે તેટલું હતું. પણ તેને બાળકનો વિચાર થતો કે એના સંસ્કૃત અભ્યાસનું શું? ને તેમના લગ્નનું શું? મહાલક્ષ્મી બહુ ભોળી અને પ્રેમાળ માતા હતી. હવે એ દયારામનાં ભાવીનો વિચાર કરતાં 'અરે! મારું આ

નાનકડું કુસુમજ કેવું આનંદથી ખેલી રહ્યું છે? પણ તેને સંસારનાં ઉના વાયરાઓનું કંઈ પણ જ્ઞાન નથી, એનું હવે શું થશે? મારી જીંદગીનો પણ ભરોસો નહિ. મારા બાળકની સંભાળ કોણ લેશે? પિયરીયામાં શું એને આશ્રય લેવો પડશે?, આ વિચાર કરી કરીને ઘરનાં એકાંત ખૂણાંમાં રડતાં અને પોતાની હૈયા વરાળ કાઢતાં. દયારામની જ્યારે નજર પડે ત્યારે તેમને પણ લાગણી થઈ આવતી અને તે આશ્વાસન આપે, અને કહે, મા, તું શા માટે રડે છે? તું મારી ચિંતા કરે છે, પણ ચિંતા કરવાનુ કારણ શું? શું તને ભગવાનમાં શ્રદ્ધા નથી? તું દેવ મંદિરે જાય છે, સેવા કરે છે, ઘોળ પદ ગાય છે, કથા વાર્તાઓમા જાય છે, તો તું એટલું સમજતી નથી કે આપણાં બધાની જીંદગી ભગવાનના હાથમાં છે? જો સાંભળ, તું નરસિંહ મહેતાનાં પદો ગાય છે, તે તને હું પેલું પદ ગાઈ સંભળાવું.

"સુખ દુઃખ મનમાં નવ આણિયે રે ઘટ સાથે રે ઘડિયાં,
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, જદુનાથનાં જડિયાં."

વળી તું જાણે છે ને, કે મારા પિતા દરરોજ શ્રી મહાપ્રભુજીનાં ષોડષ ગ્રંથોના પાઠ કરતા, અને તેમાં 'નવરત્નનો' પાઠ ઘણીવાર કરતા એ એમનો પ્રિય પાઠ હતો. રાત્રે સૂતી વખતે પણ આપણને સંભળાવતા. તેની પહેલી લીટી છે—

चिन्ता कापि न कार्या निवेदितात्मभिः कदापि ।

જેણે ભગવાનને પોતાનું નિવેદન કર્યું છે, તેને કોઈ પણ ચિંતા કરવી જોઈએ નહિ. કારણ તેની ચિંતા કરનાર ભગવાન સમર્થ છે. તેં બ્રહ્મસંબંધ લીધેલું છે, એટલે આ વાત તને કહું છું. બાળકનાં આ શબ્દોથી માતા મહાલક્ષ્મીને આશ્વાસન મળતું અને "દુઃખનું ઓષડ દહાડા" એ નિયમ પ્રમાણે પ્રભુરામના મૃત્યુનું દુઃખ વિસારે પડયું.

દયારામની કીશોરાવસ્થા હવે ખીલતી હતી. સંસ્કૃત ભાષાનાં

અભ્યાસમાં વિક્ષેપ પડ્યો. છતાં પોતે ભાષાંતરવાળા ગ્રંથોની મદદથી તે ભાષા શીખવા લાગ્યા. દરરોજ સવારે પોતાનો અભ્યાસ કરતા. ગીતા, રામાયણ, ને મહાભારતનાં પુસ્તકો અવલોકતા. વળી એમને પોતાને કવિતા લખવાનો છંદ લાગ્યો, અને કેટલીક કવિતા લખતા. બપોરનાં સારાં સારાં કપડા પહેરીને મિત્રોને મળવા જાય. સાયંકાળના સમયે મંદિરોનાં દેવદર્શને જાય તથા સાધુ સંતોની પરિક્રમાવાસીઓની, અને મહંતોની મુલાકાતો લેતા. ચાદોદ એ તીર્થધામ હતું. ત્યાં બહારગામના યાત્રીઓ આવતા. તેમની સાથે વાતો કરવાની તક લેતા. કોઈ કોઈ વખત બાળમિત્રોની સાથે નર્મદાની પનઈમાં બેસીને સહેલ માણતા, અને તે વખતે પોતે બનાવેલી કવિતાઓ મધુર કંઠે ગાઈ મિત્રોને આનંદ આપતા. મિત્રોને પણ એમા ખૂબ રસ પડતો. કોઈવાર મલ્હારાવનાં ઘાટ પરનાં પગથીયાં પર બેસીને " સાભળ સૈયર ! મ્હારી ગુંજની એક ગોઠ." એ પોતાની રચેલી ગરબી ગાતા અને પાણી ભરતાં ભરતાં પનિહારીઓ એમના મધુર કંઠથી આકર્ષાઈ અને સ્તબ્ધ થઈને સાંભળતાં. કોઈ કોઈ વખત બાળમિત્રો ભેગા બેસીને દોડતા અને રમતા. એક બીજાને પકડવાની રમત રમતા, એક વખત આવી એક રમતમાં દયારામ દોડતા હતાં ત્યારે એક બેડું ભરીને જતી પણીહારીની અડફેટમાં તે આવી ગયા, અને તેનું બેડું ફૂટી ગયું. તે ઉગ્ર બનીને ગાળો દેવા લાગી. પણ દયારામે તેની ક્ષમા માંગી. આ બનાવની ખબર મહાલક્ષ્મીને પડી. તેમણે પુત્રને ઠપકો આપ્યો. દયારામે કહ્યું કે " મેં જાણી જોઈને બેડું પાડયું નથી. અમે બધાં દોડવાની રમત રમતાં હતાં. હું દોડતો હતો તેમાં એ પનિહારી બાઈ અડફેટમાં આવી ગઈ. મેં જાણી જોઈને બેડું ફોડયું નથી ને તે માટે મેં ક્ષમા માંગી છે. " એક વખત નર્મદાના ઘાટે મિત્રોની મંડળી જામી. મંદ મંદ પવન વાતો હતો. સલૂણી સંધ્યા આકાશમાં લહેરાઈ. તે વખતે મિત્રોના આગ્રહે કવિએ રેખતો રાગમાં નીચેની પોતાની બનાવેલી કવિતા ગાઈ. એ કવિતા વ્રજ ભાષામાં હતી

"બંસી કે બજાને વારે, મેરા દીલ ચૂરાયાં,
મેરા દીલ કયું ચૂરાયા, મેરાં મન કયાં ચૂરાયાં?"

(દયા રત્ન માલ ભાગ ૨ જો પૃષ્ઠ ૯)

મિત્ર મંડળીએ એ ગીતને હર્ષનાદથી વધાવ્યું. મિત્રોએ બીજા ગીતની માગણી કરી. કવિએ સોરઠ રાગમા નીચે પ્રમાણે ગાયું.

'છેલ્લાં નેક નેકિ, બાસુરિ બજાયે જા હો.
બજાય જા, સૂનાય જા, રિઝાય જા હો,
તેરિ બામરીને મેરી પાસુરિયાં પ્રોઇ;
સૂને બિના—ના—સોહાગે જા હો."

આ ગીતના ધ્વનિઓ દૂર દૂર સુધી ફેલાતો, અને વાતાવરણમાં ગુંજી ઉઠતા મઠમાં બેઠેલા સાધુ સંતો, તેમ યાત્રિઓ પણ તે સાભળવાને ત્યા આવતા.

બાલવયમાજ કવિએ ચાંદોદમાં કવિતા બનાવનાર અને મધુર ગાનાર તરીકે કીર્તિ મેળવી હતી. એ બાળકોમાંજ પ્રિય થઈ પડયા નહોતા, પણ મોટેરાંઓ અને સ્ત્રી વર્ગમાં પણ માનીતા થયા હતા. ચાંદોદની શેરીઓમા નવરાશની વખતે સ્ત્રીઓ જ્યારે વાતો કરતી ત્યારે કહેતી કે "મહાલક્ષ્મીનો દયારામ કેવો હોશિયાર છે? કેવી સરસ કવિતા લખે છે, અને કેવું સરસ ગાય છે. હજુ તો એ બીજનો ચદ્ર છે, પણ ભવિષ્યમા એ સોળ કળાએ પ્રગટશે અને પ્રકાશ ફેલાવશે." આવું કોઈ કોઈ વખત વૃદ્ધ પુરુષો પણ ભવિષ્યવાણી ઉચ્ચારતા. કોઈ વળી એમ કહેતા કે અણવિકસ્યું કુસુમ છે, એનો પૂરો વિકાસ થયો નથી. બધી પાંદડીઓ ખીલશે, ત્યારે એ મહાન પુરુષ તરીકે ચાંદોદનેજ નહિ પણ ગુજરાતને કીર્તિ અપાવશે. આમ દયારામની પ્રશંસા થવા લાગી. માતા તે સાંભળીને આનંદ પામતા. વિવાહ તો થયેલા હતા, પણ લગ્નની વાત આવે ત્યારે તે બાબત ઉપર તેઓ ઉપેક્ષા રાખતો. એમાં તેમને રસ ન દેખાતો.

મહાલક્ષ્મી અને માસી દેવબા અને મોસાળીયાંઓ જ્યારે ભેગાં મળીને લગ્ન વિષે વાતો કરે ત્યારે તેમાં તે રસ ન લેતા. એક વખતે માતા અને માસી બેઠાં હતાં ત્યારે કવિએ નીચેની પંક્તિઓ ગાઈ.

"એક વર્યો ગોપીજન વલ્લભ, નહિ સ્વામી બીજો,
નહિ સ્વામી બીજો રે, મારે નહિ સ્વામી બીજો."

એ ગીત સાભળીને દેવબાને આશ્ચર્ય થયું. સહજ ભાવે માસીએ દયારામને પૂછ્યું કે તું "ગોપીજન વલ્લભને તો વરવાનો નથી ને ? તું ગોપી થઈશ તો પેલી ગંગાનું શું થશે ? આવા ઘેલાં ન કાઢ." ત્યારે દયારામ એનો ઉત્તર ન આપે.

ચાદોદમાં શેષસાઈ ભગવાનનુ મંદિર છે. તે નર્મદાના તટ પર આવેલું છે. તેને ચક્રતીર્થ પણ કહે છે. શંખ, ચક્ર, ગદાધારી શેષસાઈ ભગવાનની મૂર્તિ ત્યાં બિરાજે છે. મૂર્તિના લલાટ પર કેસરી તિલક શોભી ઉઠે છે, નાસિકામાં નથવેસર પહેરેલી છે. કાન પર કુંડલ શોભી રહેલાં છે. પીતાંબર અને કટિમેખલા ધારણ કરેલાં છે. પગે નેપૂર શોભે છે. પ્રત્યેક અંગમાં માધુર્ય ભરેલું સ્વરૂપ, જેનાથી મનમથ લોભાઈ જાય તેવું છે. શેષ ઉપર શયન કરતાં કમળા જેની સેવા કરે છે, તેવાં ભગવાન નારાયણના દર્શન કરવાને માટે જુદાં જુદાં સ્થળેથી ભાવિક યાત્રાળુઓ ચાદોદ આવતા. દયારામ પણ પોતાના ગામમાં આ ભગવાનની મૂર્તિનાં દર્શન કરવા જતા. એક વખતે જ્યારે તે દર્શન કરવા ગયા ત્યારે મંદિરની બાજુમાં સત્સંગીઓની બેઠક મળી હતી. તેમાં કથા વાર્તા ચાલતી હતી. દયારામ પણ તે સાંભળતા. એક દિવસે કથા કહેનાર પુરાણીની નજર દયારામ પર પડી. દયારામ કવિતા રચે છે એવી તેમને ખબર હતી. તેથી તેમણે પૂછ્યું, "કેમ છોકરા, તું કવિતા લખે છે, તે મેં સાંભળ્યું છે. તે દિવસે ભગવાનની મુરલી પર તેં કવિતા ગાયેલી તે બહુ સરસ હતી, તો આપણા શેષસાઈ ભગવાન પર કવિતા લખ." દયારામે મંડળીમાં ઉભા થઈને કહ્યું

કે "મેં રચી છે." પુરાણીને આશ્ચર્ય થયુ. "તો હમણાં ગાઈ સંભળાવીશ ? તારી સાથે એ કવિતા લેતો આવ્યો છે ?" દયારામે જવાબ આપ્યો. "હજુ મેં ગઈ કાલે એક કવિતા લખી અને તે મારા ખિસ્સામાં છે. તમે કહેતા હો તો હમણાં વાંચુ." પુરાણીએ કહ્યું, "ભલે વાંચ." દયારામ તે વખતે ઉભા થયા. ખીસ્સામાંથી કવિતા કાઢી. અત્યાર સુધી તેમણે મિત્રો આગળ કવિતા ગાઈ હતી. આવો પ્રસંગ તેમને મળ્યો ન હતો. એટલે વિના સંકોચે તેમણે મધુર કંઠે વાંચવા માંડી. એની પહેલી બે લીટીઓ નીચે પ્રમાણે છે.

"શ્રી નર્મદાજી તટ પરે, ચારૂ ચંડી રે ગ્રામ,
મહિમા વખાણું તે સ્થળ તણો, સમોવડ વૈકુંઠ ધામ."

૧૩ પંક્તિનું આ ધોળ તેમણે ગાયું. એમાં તે સ્થળનું મહાત્મ્ય અને ત્યાં બિરાજતા શેષસાઈ ભગવાનના સ્વરૂપનું વર્ણન તેમણે કર્યું છે. તે સાંભળીને બધા ખુશ ખુશ થઈ ગયા. એક વખત, બીજી વખત, ત્રીજી વખત એમ ત્રણ વખત એમની પાસે ગવડાવ્યુ અને શ્રોતાઓએ સાભળ્યું. પુરાણીનો હર્ષ માતો નહતો. તે આસન પરથી ઊઠ્યા, અને પ્રેમથી ભેટ્યા અને કહ્યુ, "છોકરા, તારી કવિતા મને બહુ ગમે છે. મારી ખાત્રી છે કે ભવિષ્યમાં તું સારો કવિ થઈશ. મારો આશીર્વાદ છે, કે તું ભગવાનની કવિતા ગાશે, બીજાની નહિ. તું ભક્ત કવિ થજે. નરસિંહ મહેતા કે મીરાંબાઈ જેવો ભક્ત થજે." બાલ દયારામને આ આશીર્વાદ આનંદથી નિર્ઝરતા નયણાંથી સ્વીકાર્યા અને મંડળીમાં બધાંઓને હાથથી વંદન કરીને બેસી ગયા. સૌ કોઈ કહેવા લાગ્યા. 'કેવો વિનયી અને સંસ્કારી છોકરો !'

બાળ દયારામ ઘેર પહોંચ્યા કે તરતજ માતાએ પુછ્યું. "પેલી શેષસાઈની કવિતા મને ગાઈ સંભળાવને !" બાળકે એ કવિતા તેમને વાંચી સંભળાવી. માતા મહાલક્ષ્મીને શેષસાઈ ભગવાનમાં ખૂબ શ્રદ્ધા હતી. દરરોજ, તેમનાં દર્શન કર્યા સિવાય તેઓ ભોજન

લેતા નહિ આથી તે કવિતા માતાને બહુ ગમી. પોતે તેને કંઠે કરી હતી અને દરરોજ સાંજે સૂતી વખતે મુખપાઠ કરતા. બાળ દયારામ પણ સાથે ગાતા

પિતાના મૃત્યુનુ દુઃખ વિસરાવવા લાગ્યુ. પછી બબ્બે વર્ષના વહાણા વાયા બાળક, કવિતાની રસમસ્તીમા જ રહેતા. માતાને તેના લગ્ન કરવાની ચિંતા હતી એવામા તેમની માંદગી આવી માતાના સુખ ને પ્રેમમા બાળક હવે ઉછરતો હતો પણ કોણ જાણે વિધાતાને એ પણ નહિ ગમ્યુ હોય અને આ બાળકને સુખથી વંચિત રાખવાનુ હોય, તેમ માતા માંદગીમાથી ઊઠના નહિ બાળકે બહુ ઉમંગથી સુશ્રૂષા કરી ફૂલ છોડને ઉછેરનાર માળી ચાલ્યો જાય તો તે ફૂલની શી દશા થશે? એ વિચાર માતાની શય્યા પાસે બેઠા બેઠા કવિને વ્યગ્ર બનાવતો હતો અને ઘણી વખતે ચિંતામા પડી જતા માસી દેવળા તેમને ધીરજ રાખવાનુ કહેતા, પણ આખરે એ કપરો દિવસ આવ્યો અંતિમ ઘડીઓ ગણાવા લાગી માતાએ ઈશારો કર્યો અને સગા-સબંધીઓ જાગ્રત્ થઈ ગયા. માતાની શય્યા પાસે શ્રીનાથજીની છબી મૂકવામા આવી, રામકૃષ્ણના નામની ધૂન થવા લાગી અને ભજનો ગવાવા લાગ્યા છેલ્લી ક્ષણ સુધી માતા બાળકની સામે એક નયનથી જોઈ રહેતી છેવ્ને છેલ્ને એ નયનોના તેજ ચાલ્યા ગયા, અને ગોલોકવાસી થયા

એ દિવસ બાળ કવિને માટે ઘણોજ કપરો હતો સગાસબંધીઓ ભેગા થયા નર્મદાના વિશાળ તટની સ્મશાન ભૂમિમા એ બાળકના હાથે માતાના શબને અગ્નિદાહ કરવામા આવ્યો તે વખતે બાળકની આખમા ઘણા આસુ વહ્યા તેને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો, હવે જીવનમા જીવવા જેવુ કાઈ ન લાગ્યુ. ઘર સૂનુ સૂનુ લાગતુ. કાકાની પુત્રી ધનગૌરીએ અને માસી દેવુબા વગર તેમનુ કોઈ રહ્યુ નહિ મોસાળિયા હતા પણ તે ડભોઈમા, ઉપર આભ નીચે પૃથ્વી એવી સ્થિતિ થઈ. હવે એકલવાયા પડી ગયા. સંસારમા ગમે

તેટલાં સગાં સબધીઓ હોય પણ માતા એજ માતા. પિતા ગયા પણ માતાએ તેને ઊની આચ પણ આવવા દીધી નહોતી. માતા હતી ત્યાસુધી કવિને ભોજન, વસ્ત્રની કોઈ ચિંતા નહોતી. તેના શરીરની બહુ સભાળ ગખતી. સહેજ માથુ દુઃખે તો માતા તેની ચિંતા કરે અને ઉપચાર કરે. એવી પ્રેમાળ માતા હમેશને માટે ચાલી ગઈ. હવે તેનુ મુખ જોવાનુ રહ્યું નહિ. આમ વિચારમા ઘણી વખત કવિ પડી જતા. માતાના વિયોગનુ દુઃખ ભૂલી જવા તેમણે એક કવિતા રચી.

> "સાચું તે સગપણુ રે, સમજ મન! શ્યામ તણું,
> બાકી સહુ જુઠું રે, કશુ નથી કામ તણુ;
> જનુની જનક એમ કર્યા કેટલા, લ્હે જેટલી ધરી દેહ,
> લ્હેણા દેણીનો સબધ તૂટયો, ત્યારે મૂકીને ગયા સૌ નેહ.
> કોઈએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામ તણુ."

માતાની ઉત્તરક્રિયા કરી. હવે સસારમા આવી પડતી આપત્તિઓનુ તેમને થોડુક ભાન થવા લાગ્યું. પણ આ સમયને જીવનની તૈયારી તરીકે એમણે માન્યુ. ગ્રથો અને ભાગવત કથાઓમાથી તથા સત્સગ મડળીઓમાથી તેઓ સમજ્યા હતા કે સસારમા મનુષ્ય માત્રને દુઃખ હોય છે. મનુષ્યે એ દુઃખથી કાયર થવુ નહિ પણ તેનો સામનો કરતા શીખવુ જોઈએ. દુઃખ મનુષ્યના જીવનનો વિકાસ કરવામા મોટું સાધન છે. માટીના ઘડાને જ્યા સુધી તાપ આપવામા આવતો નથી, ત્યાસુધી એ ઘડો પાકો બનતો નથી કે કોઈ વ્યવહારના ખપમા આવતો નથી કેરી કાચી હોય ત્યાસુધી ખાટી હોય છે, પાકી થાય ત્યારે મીઠી લાગે છે, તાપ ટોય ત્યારે પાકે છે. તેમ સસારમા દુઃખ હોય તોજ મનુષ્ય પાકો બને છે. ત્યાસુધી તે કાચી માટીના જેવો હોય છે. સસાર વ્યવહારમા તે બિન ઉપયોગી હોય છે. મનુષ્યનો સાચો શિક્ષક (ગુરુ) દુઃખ છે. મહાન પુરુષોના જીવન દુઃખથી પરિપૂર્ણ બનેલા છે, એટલે દુઃખ એ અનિષ્ટ છે એમ

માનવું નહિ. દુઃખનો પણ જીવન વિકાસમાં ઉપયોગ કરવો. સંસારમાં દુઃખ પછી સુખ આવે છે. પિતા ગયા, માતા ગઈ, પોતે એકલો રહ્યો, નિરાધાર સ્થિતિ—આ બધાં એક પછી એક સંકટોએ થોડીવાર કવિને સતાવ્યા, અને તેમની દષ્ટિ સમક્ષ ભાવિ રાક્ષસરૂપી વિકરાળ મુખ ઉઘાડીને ગળી જવાનો ન હોય, એ રીતે કલ્પનામાં જોવા લાગ્યા પણ આ બાળક દયારામમા સમજ હતી. चिंता कापि न कार्या એ શ્રી વલ્લભાચાર્યના વાક્યનુ એ સ્મરણ કરતા. 'શ્રીકૃષ્ણ શરણમ્ મમ' એ સૂત્રનો ઉચ્ચાર કરતા. એ રીતે ભયથી મુક્ત થતા. ઈશ્વરની શ્રદ્ધા શુ શુ કરી શકતી નથી? એ શ્રદ્ધાના બળે મનુષ્યો દુઃખના મહોદધિતરી જાય છે. આપત્તિઓની અગ્નિજ્વાળામાંથી સુરક્ષિત રીતે પસાર થાય છે. સંસારના ઝેરી પવનોને પણ તે બળથી શાંત કરી દે છે. દયારામભાઈના જીવનમાં એ ઈશ્વરી શ્રદ્ધાનું મોટું બળ હતું.

નીચેના પદોમાં આ સમયની લાગણીઓ તેઓ વ્યક્ત કરે છે.

"કોટી પ્રયત્ન કરો તોય પણ, સુખ દુઃખ હાથ હરી ને રે,
ચવાનું રહેશે પણ થારો, હરિભજ ભાવ ધરી ને રે."

(દયારામ કાવ્ય સંગ્રહ, પૃષ્ઠ ૨૩૭.)

"ચિત્ત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે,
સ્થાવર જંગમ જડ ચેતનમા, માયાનું બળ ઠરે,
સ્મરણ કર શ્રી કૃષ્ણચંદ્રનું, જન્મ મરણ જાય હરે."

(દયારામ કાવ્ય સંગ્રહ પૃષ્ઠ ૨૫૦)

માસી દેવણા ડભોઈમાં રહેતાં હતાં. બાળક દયારામ એકલા હતા, તેથી તે ચાંદોદમાં આવીને તેમની સાથે રહ્યાં. દયારામનું મન ધીમે ધીમે કાવ્ય લખવામાં પરોવાયું. કથા વાર્તાઓમાં જાય ત્યાંથી જે દૃષ્ટાંત સાંભળીને આવે, તેમજ કૃષ્ણ ભગવાનના જીવન પ્રસંગો સાંભળીને આવે, તે બધા ઉપર કાવ્ય લખતા. આમ એમની કાવ્ય

શક્તિ ન્ફુરવા લાગી સંસ્કૃત ભાષાનો પરિચય પણ વધવા લાગ્યો. સંગીતનો શોખ વધવા લાગ્યો માસી, દયારામને લગ્નની વાત કરતા, તો દયારામ એ વાતને હસી કાઢતા એમા રસ દેખાડતા નહિ. માસી અને ધનગૌરી અને મામાએ એક વખત દયારામને પોતાની પાસે બેસાડીને લગ્નની વાત કરી અને કહ્યુ કે તારા પિતાએ તારૂ વાગ્દાન કરેલુ છે, હવે તારે લગ્ન કરી નાખવુ જોઈએ. કન્યા પક્ષવાળાનો આગ્રહ છે. કવિએ જવાબ આપ્યો કે "મે તો મારૂ લગ્ન કયારનુ કરી નાખ્યુ છે." મામાએ પૂછ્યુ 'કોની સાથે?" "શ્રીકૃષ્ણ શામળિયા સાથે શુ તમને ખબર નથી?" મામા, માસીએ કહ્યુ, "જો ભાઈ દયા! તું અમારી વાત હસી કાઢ નહિ, તું આવા ઘેલા ન કાઢીશ તારા પિતાએ વાગ્દાન કર્યું છે, તારી માની પણ એ જ ઈચ્છા હતી. છોકરી તને ગમે એવી છે તો શા માટે તું ના પાડે છે? તું ના પાડે તો આપણા કુટુબની પ્રતિષ્ઠા શુ રહે? આપણી ન્યાત કઈ? સાઠોદરા એમા લગ્ન પ્રત્યે ચેડા ન કરાય," આનો ઉત્તર દયારામે ઠાવકી રીતે આપ્યો, 'તમારી વાત મે સાભળી લીધી, પણ મે નક્કીજ કર્યું છે કે મારે બીજુ લગ્ન કરવુ નથી, તમે ઘેલછા કહો કે ગમે તે કહો, મારા નિશ્ચયમા ડગવાનો નથી મારે સસારના બધનમા પડવુ નથી પિતાજીએ ભલે નક્કી કર્યું હોય પણ તે તો ગયા, માતા ગયા મારે હવે સસારનો મોહ નથી હુ લગ્નની ઉપાધિમા પડવા પણ માગતો નથી એ કન્યાને હુ લગ્ન કરીને સુખી કરવાનો નથી તો મારે શા માટે એના જીવનસુખમા આગ મૂકવી જોઈએ? હુ તો "એક વર્યો શ્રી ગોપીજનવલ્લભ, નહિ સ્વામી બીજો" એ સકલ્પવાળો છુ. મારો પતિ તો શ્રીકૃષ્ણ છે તો હુ એક સ્ત્રી જાતિ સાથે લગ્ન કરૂ? આ મારો નિશ્ચય છે તમે હવે એ વાત ન કરશો અને લગ્ન કરવાની ફરજ ન પાડશો નહિ તો હું અહીંથી ચાલ્યો જઈશ મારૂ જે થવાનુ હશે તે થશે, ભગવાન મારો બેલી છે આ બાબતની મે એક કવિતા પણ કરી છે, તમારે બધાને સાભળવી હોય

તો સાંભળો." એમ કહીને પેટીમાંથી કવિતાનો ચોપડો કાઢ્યો અને પોતે તે ગાઈ.

"વરિયે તો સામળિયો વરિયે, વરિયે તો પાતળિયો;
વરિયે તો છબીલો વરિયે રે,.........ચતુરવર—ટેક૦
સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
એને ઘેર તે પાણી શીદ ભરીએ રે;.........ચતુરવર—૧
સંસાર તો સરવે જૂઠો, શું થાશે ફરો કે તૂઠો;
તેહને તુચ્છ જાણી ફરિયે રે.........ચતુરવર—૨
જેહને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરિયે રે.........ચતુરવર—૩
સંસાર તો સર્વે ખોટો, પાણી માંહેનો પરપોટો;
ફૂટી જાશે નાનો મોટો રે.........ચતુરવર—૪
દયા પ્રિતમ કેરો વાહાલો, નાગર નંદલાલો;
તેહેનો સાહ્યો કરી મ્હાલો રે,.........ચતુરવર—૫

(કાવ્યસંગ્રહ પૃષ્ઠ ૨૩૬.)

આ કવિતા સાંભળીને માસીબા અને બીજા બધાં છક થઈ ગયાં. તેઓએ એટલો જવાબ આપ્યો. "ભલે તારી મરજીમાં આવે તેમ કર, પણ જો જે, આ તો સંસાર છે." દયારામે જવાબ આપ્યો "ભગવાન બેસી છે. પ્રભુજ મારા જીવનના સંકલ્પને પાર ઉતારનાર છે. મારી જીવનનૈયા તેમને સોંપી છે, તે મારા કર્ણધાર છે, તેથી મારે શી ફીકર છે?" આ પછી લગ્ન વિષેની વાત કોઈએ તેમની સાથે ચર્ચી નહિ. કન્યાના પિતાને ખબર પડી અને તેમણે આશા છોડી દીધી અને બીજે સુરતિયો શોધી કાઢ્યો. દયારામભાઈના આ સંકલ્પ ઉપર કેટલીક ચર્ચા થઈ છે. કેટલાકને એ તરંગી લાગ્યા. પણ દયારામનું ભાવિ જીવન જોતાં જે થયું તે બરાબરજ છે. કદાચ તે કન્યા એમને પરણીને સુખી ન થાત. કુંવારા દયારામભાઈએ

પ્રેમલક્ષણા ભક્તિનાં સુંદર કાવ્યો તેમજ જ્ઞાન અને વૈરાગ્યના પદો આગળ ઉપર જે આપ્યાં છે તે કદાચ ન આપી શકત. ઈશ્વરે એમને માટે જદુંજ ભાવી નિર્માણ કરેલું હતું. એમને માટે જીવનનો ન્યારો રાહ નક્કી જ થયેલો હતો, તેમને સંસારીઓના રાહે જવાનું ન હતું. તેમને જવાનું હતું નરસિંહ અને મીરાંના રાહે. આ પછી કવિનું ચિત્ત કાવ્ય નિર્માણમાંજ પરોવાયેલું રહેતું આ સમયે એક "તત્વપ્રબંધ" નામનો ગ્રંથ લખાયો છે (જુઓ કાવ્ય મણિમાલા ભાગ છઠ્ઠો પૃષ્ઠ ૭૮) ધન્યાશ્રી રાગમાં એકંદરે ૬૬ કડીઓનું કાવ્ય છે અને તેમાં કવિએ તત્વજ્ઞાન વિષે વિચારો રજુ કર્યા છે. આટલી લઘુ વયે આ ગ્રંથની રચના કવિ કરે એ ખરેખર આશ્ચર્યકારક ગણાય. કવિ તેમાં લખે છે.

"ઉછરતી વય ઉત્કંઠિત કૃતિ તેમાં જે ભાસે ખોડજી,
હરિજસરસ ગાવા કેરો, જાણુ જો મુજને છે કોડજી."

આમાં કવિની વય ઉછરતી ગણાઈ છે. કવિ કહે છે કે મારી આ કવિ રચનામાં જો ખામી હોય તો તમે તેની કાવ્ય તરીકેની પરીક્ષા ન કરશો. મેં તો ભગવાનનાં યશ ગાવાને માટેજ આ કાવ્ય રચ્યું છે. આમાં મારા ગુરુ શ્રીદેવકીનંદન, કે જેમણે મને અષ્ટાક્ષર મંત્ર આપેલો, નામ નિવેદન કરાવેલું, તેમના બળથી આ કાવ્યની સ્ફૂરણા થઈ છે. આ કાવ્યમાં પોતે જણાવે છે કે ભગવાનને વશ કરવા માટે ભગવાનનુંજ સાચા સ્નેહથી સેવન કરવું, તેનાથી મનુષ્ય માત્રનો પરમ સ્નેહ થાય છે. આમાં ગૃહસ્થાશ્રમની પ્રસંશા કરી છે. પણ ગૃહસ્થાશ્રમ એ પ્રભુની સેવા માટે છે. બીજી એક બાબત એ જણાવે છે કે દરેક મનુષ્યે શુદ્ધ વર્તન રાખીને ઈશ્વરમાં શ્રદ્ધા રાખીને, બુદ્ધિ પણ પ્રભુમાં જોડીને, કર્તવ્ય પરાયણ થઈને પોતાનાં કર્તવ્ય કરવાં.

"વિશ્વ સમગ્ર જે કાંઈ છે તે, ઈશ્વરાધિષ્ઠિત જાણીજી,
અધિષ્ઠિતને અર્થે જોડવું, બ્રહ્માર્પિત મતિ આણીજી."

આમ માતાપિતા વગરના, એકલવાયા દયારામનુ જીવન આ દોદમા યુવાવસ્થામા કાવ્યો રચનામા, અભ્યાસ વધારવામા વધારે પ્રમાણમા પસાર થવા લાગ્યુ. આ સમયમા તેમને જીવનનો મર્મ ગ્રથો દ્વારા સારી પેઠે સમજાયા નર્મદા નદીના તટ ઉપર ચડીપુગીના આ કોમળ છોડને હજુ યોગ્ય માળીની જરૂર હતી કે જે તેના જીવનનો વિકાસ કરવામા જ માત્ર નહિ પણ તે નવપલ્લવ કુસુમોથી શોભાયમાન વૃક્ષ તરીકે સાહિત્યવાટિકાના રમણીય વૃક્ષ તરીકે આશ્રય શોધનારાઓને મોટા આશ્રયરૂપ થઈ પડે તેવા વૃક્ષની વૃદ્ધિ અને ઉછેર તરફ ધ્યાન આપનાર, માળાકાર પણ તેમના સદ્દભાગ્યે મળે છે અર્થાત્ એમની સસાર યાત્રામા માર્ગદર્શક ભોમિયો અને જીવનપાર્થેય આપનાર વ્યક્તિની જરૂર હતી તે તેમને હવે મળે છે





## પ્રકરણ ૫ મું

## સંસાર યાત્રિકનો ભોમિયો—

### ઇચ્છારામ ભટ્ટજી

ઈશ્વરની કૃપા મનુષ્ય ઉપર વર્ષે છે ત્યારે અણધારી રીતે વર્ષે છે. તેના કાર્યમા અણધારી મદદ મળી આવે છે, અને તેનો જીવન પથ નિર્વિઘ્ન અને સરળ બને છે. ઘણાએ સંસાર યાત્રિકોને આવી રીતે અચાનક સહાય મળી છે. દયારામભાઈના જીવનમાં પણ એવું બને છે. જે 'કર્ણધાર' ની શોધમા તેઓ હતા, જેની પાસેથી જીવન રહસ્ય તથા તત્ત્વજ્ઞાન સમજવા માગતા હતા, તેવી વ્યક્તિ તેમને હવે મળી આવે છે. તેનો ભેટો થતાં, તેમના જીવનમા અનેરો પ્રકાશ ફેલાય છે.

નવી જીવન દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. તે વ્યક્તિ હતી ઇચ્છારામ ભટ્ટજી. તેમણે તેમના જીવનરૂપી સુવર્ણ ઉપર બાઝેલી થોડી ઘણી રજ ખંખેરીને, સો ટચનુ સોનુ બનાવ્યુ અર્થાત્ તેમણે તેમના જીવનને દિવ્ય પંથે વાળ્યું. એ નહોતા કવિ, પણ હતા મહાજ્ઞાની, દર્શનશાસ્ત્રોના પ્રખર અભ્યાસી, તથા ચિન્તક, તેમજ ઉપનિષદો, બ્રહ્મસૂત્રોનાં ભાષ્યોના અવલોકનકાર. તે હતા શ્રી વલ્લભાચાર્યજીના 'અણુભાષ્ય' ઉપર 'પ્રદીપ' નામની ટીકા લખનારા મહાન્ પંડિતજી. કહેવાય છે કે દાર્શનિકો પંડિતો અને સંસ્કૃત ભાષાના સમર્થક વિદ્વાનો ગુજરાતમાં નહિ જેવા છે. ગણ્યા ગાંઠયા હશે પણ ઉત્તર ભારત, દક્ષિણ ભારત, અને મહારાષ્ટ્રમાં તો ઘણા જ છે. ગુજરાતની ભૂમિમાં સંસ્કૃત ભાષા માટે આદર નથી. એમાં સત્ય પણ છે. કારણકે

ગુજરાતની ભૂમિ સરસ્વતી કરતા શ્રીની ઉપાસના વધારે કરે છે. આમ છતાં તેમા પણ 'સાહિત્ય રત્નો' તો છેજ. સંસ્કૃતના પણ સમર્થ લેખકો અને અભ્યાસી થઇ ગયા છે. શિશુપાલ વધનું સંસ્કૃત કાવ્ય ગુજરાતના કવિએ આપ્યું છે. જૈન આચાર્ય-હેમચંદ્રાચાર્યનુ સંસ્કૃત વ્યાકરણ જાણીતું છે. પુષ્ટિમાર્ગના સમર્થ આચાર્ય, જેમણે અણુભાષ્ય, તત્ત્વદીપ નિબંધ ઉપર ટીકાઓ લખી છે, તેમ ઘણા વાદો સંસ્કૃતમા લખ્યા છે, તે ગોસ્વામી વિદ્વત્કેસરી પુરુષોત્તમજી સુરતનાજ વતની હતા. પંડિત ગટ્ટુલાલજી પણ ગુજરાતના. ઇચ્છારામ ભટ્ટજી ગુજરાતના તે વખતના મહાન્ પંડિત હતા. ગુજરાતમા સસ્કૃત ભાષાનો અનાદર થાય છે એ સાચુ નથી. હા, અખિલ ભારતીય ખ્યાતિ મેળવી શકે તેવા પંડિતોની સખ્યા ઘણી અલ્પ હતી અને હજુ છે.

ઇચ્છારામ ભટ્ટજીનુ પણ ગુજગતના 'સંસ્કૃત સાહિત્ય' ના ઇતિહાસમા સ્થાન છે. જેવા તે સંસ્કૃતજ્ઞ હતા તેવા જ તે લોકભાષામાં જનસમાજને ઉપદેશ આપવાની શક્તિ ધરાવતા હતા. અને તેથી તે ઘણાઓના માનને પાત્ર બન્યા હતા જુદા જુદા ધર્મગ્રન્થો તેમણે અવલોકેલા હતા. દર્શનશાસ્ત્રમા તો ખાસ નિષ્ણાત પુરાણો પણ સારી પેઠે જાણે. આ ઉપરાત તેઓ શ્રીવલ્લભાચાર્યજીના ગ્રન્થોનુ સારુ જ્ઞાન ધરાવતા હતા. ચાદોદ વગેરે સ્થળોએ ધાર્મિક જનતાને ઉપદેશ આપવા જતા. પાછળથી ડાકોરમા નિવાસ કરેલો. તેમના વિષે લોકમા કેટલીક ચમત્કારિક વાતો પણ થતી. ડાકોરમા દર પૂનમે દેશભરના અનેક યાત્રીઓ આવતા. તેઓ તેમના દર્શન માટે તથા તેમની વાણીરૂપી અમૃતનું પાન કરવાને આવતા. ભાવુકોમા ડાકોરના ભગવાન રણછોડરાય મહારાજના દર્શનનુ જેટલું માહાત્મ્ય ગણાતુ, તેટલું ઇચ્છારામભાઈના ઉપદેશામૃતના પાનનુ પણ ગણાતુ. વિદ્વત્તા સાથે તેમનામા વાક્પટુતા હતી. ઉપદેશને સુબોધ અને સુરમ્ય બનાવવાનુ કૌશલ્ય તેમણે મેળવ્યું હતું. બધાઓ તેમને ભટ્ટજી મહારાજ કહેતા. તેમના દીર્ઘ નયનોમાં બુદ્ધિના ચમકારા

પરખાઈ જતા. કપાલ ઉપર વાગ્વિલાસ ચમકતો. તેમના કેટલાંક વચનામૃતો લહીઆઓએ લખેલાં છે. થોડા વર્ષો પહેલાં ગો. વાસી શાસ્ત્રી વસંતરાયે તે છપાવ્યાં હતાં. 'અનુગ્રહ' માસિકના ૧૯૬૨ ના જાન્યુઆરી અંકમાંપણ પ્રસિદ્ધ થયેલ છે. તે વચનામૃતોની ભાષા તદન લોકભાષા છે. ઉપદેશક ઈચ્છારામભાઈની છે, પંડિત ઈચ્છારામભાઈની નથી. તે 'વચનામૃત' ઉપરથી જણાય છે કે ઈચ્છારામભાઈએ ચાદોદમાં ઘણો સમય પસાર કર્યો હશે. ત્યાં ઓટલા ઉપર બેસીને કથાઓ કરેલી. ભાણા પુરાણી, વૈષ્ણવ કંકુબાઈ, વજુભાઈ સાઠોદરા, અંબારામ શુકલ, વલ્લભદાસ, લક્ષ્મીબાઈ વગેરેની સાથે જ્ઞાનગોષ્ઠી થતી. આમાં જણાવેલ 'વલ્લભદાસ' નામ તે દયારામનું હોવું જોઈએ. શાસ્ત્રી કેશવરામ એ મત ધરાવે છે. એ સાચું લાગે છે, કારણકે વલ્લભદાસે જે પ્રશ્નો ભટ્ટજીને પૂછ્યા છે તે પુષ્ટિમાર્ગને લગતા છે. દયારામભાઈની તત્ત્વ જાણવાની જીજ્ઞાસા આ વખતે થયેલી હશે. તેને લીધે 'તત્ત્વ પ્રબંધ' ની સ્ફુરણા થઈ હશે. આ ભટ્ટજીના ચાદોદ નિવાસ વખતની હકીકત છે. પણ આ વખતે નિકટ સંબંધ ભટ્ટજી સાથેનો થયેલો નહિ.

ઈચ્છારામ ભટ્ટજીની ' અણુભાષ્ય ' ઉપરની પ્રદીપ ટીકા ગો. વાસી પ્રો. મગનલાલ શાસ્ત્રીએ પ્રસિદ્ધ કરી છે. તેની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે તેમનો ઉલ્લેખ કરે છે.

सत्सम्प्रदायेऽस्मिन्सत्स्वप्यनेकेषु प्रकाशाद्याकरटीकाग्रन्थेषु श्रीमद्ब्रह्मसूत्राणुभाष्याक्षरार्थग्राहणनैपुण्येनंसुप्रसिद्धम् पेटलादग्रामस्थ-च्छारामभट्टविरचितं प्रदीपाख्यटीकाग्रन्थमिह प्रकटीकृत्य...... प्रादीदर्शम् । આમાં તેઓ સ્પષ્ટ રીતે જણાવે છે કે 'પ્રદીપ' નામની ટીકાના લેખક ઈચ્છારામ ભટ્ટજી છે, અને તે પેટલાદ ગામના વતની હતા.

આ ભટ્ટજી શ્રી વલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગના મહાન્ પંડિત હતા. શ્રી વલ્લભાચાર્યનાં બ્રહ્મસૂત્ર ઉપર અણુભાષ્ય ઉપર ટીકા લખવાનું

અધરુ કાર્ય તેમણે કરેલુ, તે ઉપરથી તેમની વિદ્વત્તાનો ખ્યાલ આવી શકશે.

'પ્રદીપ' ટીકાનો આરંભ નીચે પ્રમાણે તેઓ કરે છે

श्रीगोवर्धननाथाय नम । श्री गोपीजनवल्लभाय नम ।
श्रीवल्लभकृपासिन्धो श्रीविट्ठल दयानिधे ।
श्रीगोपालगुरो युष्मत्कृपालेशोऽस्तु मे सदा ।
ध्यात्वा चैषा पदाम्भाजे नत्वा श्रीछत्रिक मुदा ।
प्रदीपमणुभाष्यीयपदाना विकुर्णोम्यहम् ॥
सौभाग्य हरिदासानामिच्छाराम भवेद्वदि ।
तदिय विवृति पूर्णा भवत्विति निदर्शनम् ॥
चक्षुष्मता प्रकाशाय भाष्यार्थस्य विना श्रमम् ।
इच्छाराम करोतीम दीप दिव्य सुखावहम् ।

પ્રથમ શ્રી ગોવર્ધનનાથ-શ્રીનાથજીને, ગોપીજનવલ્લભ-કૃષ્ણને નમસ્કાર કરીને લખે છે 'હે કૃપાનાસમુદ્ર શ્રી વલ્લભ, હે દયાનિધિ શ્રી વિઠ્ઠલ, ગુરુ ગોપાલજી, તમારી કૃપાનો અંશ મારામા હમેશા રહો તેમના ચરણકમળનુ ધ્યાન કરીને ભગવાન્ શ્રી છત્રિકને નમસ્કાર કરીને 'અણુભાષ્ય' ના પદોનુ પ્રદીપ વિવરણ હુ કરુ છુ, જો ભગવાનના દાસ એવા વષ્ણવોનુ સૌભાગ્ય કૃપા-આશીર્વાદ ઈચ્છારામને પ્રાપ્ત થાય તો આ વિવૃત્તિ પૂર્ણ થાય. ચક્ષુવાળાઓના પ્રકાશને માટે ભાષ્યના અર્થનુ વિનાશ્રમે ઈચ્છારામ દિવ્ય અને કલ્યાણ કર્તા આ દીપ' (પ્રદીપ) ટીકા કરે છે ભાષ્યની પ્રદીપ ટીકાના અન્તમા इति श्रीमद्गोस्वामिश्रीवल्लभजीसुत गोपालजीऽणु भाष्य पदप्रदीपे । એમ જણાવે છે તે ' સ્વભાવિક રીતે અનુમાન થાય કે પ્રદીપ 'ગોપાલ હોવા જોઈએ. પણ તે શંકાનુ સમા[illegible] વે છે.

श्रीगोपाल गु[illegible]
प्रकाशयतु सर्व

આનો અર્થ એટલો છે કે પ્રદીપ ટીકા લખનાર તો ઇચ્છારામ ભટ્ટજી હતા. પણ તે પોતાના ગુરુની કૃપાથી તે ટીકા લખી, એવું જણાવે છે. સામાન્ય રીતે શિષ્યો જે કંઈ લખતા, તે પોતાના ગુરુના નામથી લખતા. આથી 'પ્રદીપ'ની પ્રતિશ્રીમાં **गोपालजी विरचितऽणुभाष्यप्रदीप** એવા શબ્દો યોજાયેલા છે. 'ગુરુશિષ્ય સંવાદ'મા, ઇચ્છારામ ભટ્ટજીને દયારામ મળ્યા, તે પહેલાની પોતાની પૂર્વ સ્થિતિનુ કવિ વર્ણન કરે છે, અને ઇચ્છારામ ભટ્ટજી તેમની ઉગતી વયમા ધર્મ વિષેના સશયો દૂર કરીને તેમની તત્ત્વ જીજ્ઞાસાને કેવી પૂર્ણ કરી તેનું વર્ણન આપે છે. આ ગ્રંથમા ઇચ્છારામ ભટ્ટજી પાસેથી બ્રહ્મવિદ્યા તેમણે પ્રાપ્ત કરી. તેમના નામ નિવેદન કરાવનાર ગુરુ તો અગાઉ જણાવ્યા પ્રમાણે શ્રી દેવકીનંદન હતા.

> સૌ શંકાનો નિર્ધાર કીધો, મળ્યા ભક્તિનિષ્ઠ:
> ભટ્ટજી મહારાજ કહાવે, ડાકોરાધીશ જેના ઇષ્ટ,
> પૃથક્કરણ કરી સર્વનાં, સમજાવીઓ સિદ્ધાતઃ
> ઉપગ્રંથિ ભાજી તેમણે, તવ થયો હુ અભ્રાત.
>
> \+ + + +
>
> રંગાએલી મતિ તે સુણી, ટાળીઆ મ્હારા ગર્વ,
> અનળચંડી વાણી મ્હારી, તદપિ મહાત્મા શાત.
>
> \+ + +
>
> વ્યાસ સૂત્રનું ભાષ્ય કહી, તત્ત્વ સારોદ્ધાર;
> તેણે કરી સંદેહ છેદ્યો, ન રહી શકા લગાર.

દયારામભાઈને પુષ્ટિમાર્ગનું તથા શુદ્ધાદ્વૈત સિદ્ધાતનું જ્ઞાન આપનાર ઇચ્છારામ ભટ્ટજી છે. તેને લીધે દયારામભાઈને નવું જીવન પ્રાપ્ત થયું. નવી દષ્ટિ મળી. અને તેને લીધેજ તેમણે સંકલ્પ કર્યો કે જીવનનુ ધ્યેય ભગવત્પ્રાપ્તિજ છે. ઇચ્છારામ

અધરુ કાર્ય તેમણે કરેલું, તે ઉપરથી તેમની વિદ્વત્તાનો આવી શકશે.

'પ્રદીપ' ટીકાનો આરંભ નીચે પ્રમાણે તેઓ કરે છે

श्रीगोवर्धननाथाय नम. । श्री गोपीजनवल्लभाय नमः ।
श्रीवल्लभकृपासिन्धो श्रीविट्ठल दयानिधे ।
श्रीगोपालगुरो युष्मत्कृपालेशोऽस्तु मे सदा ।
ध्यात्वा चैषा पदाम्भोजे नत्वा श्रीछत्रिकं मुदा ।
प्रदीपमणुभाष्यीयपदानां विकुर्णोम्यहम् ॥
सौभाग्य हरिदासानामिच्छाराम भवेद्धृदि ।
तदिय विवृति पूर्णा भवत्विति निदर्शनम् ॥
चक्षुष्मता प्रकाशाय भाष्यार्थस्य विना श्रमम् ।
इच्छाराम करोतीम दीपं दिव्य सुखावहम् ।

પ્રથમ શ્રી ગોવર્ધનનાથ–શ્રીનાથજીને, ગોપીજનવલ્લ નમસ્કાર કરીને લખે છે 'હે કૃપાનાસમુદ્ર શ્રી દયાનિધિ શ્રી વિઠ્ઠલ, ગુરુ ગોપાલજી, તમારી કૃ મારામા હમેશા રહો. તેમના ચરણકમળનુ ધ્યાન કરી શ્રી છત્રિકને નમસ્કાર કરીને 'અણુભાષ્ય' ના પદોનુ પ્રદી કરુ છુ, જો ભગવાનના દાસ એવા વૈષ્ણવોનુ સૌ આશીર્વાદ ઈચ્છારામને પ્રાપ્ત થાય તો આ વિવૃત્તિ ચક્ષુવાળાઓના પ્રકાશને માટે ભાષ્યના અર્થનુ વિના દિવ્ય અને કલ્યાણ કર્તા આ 'દીપ' (પ્રદીપ) ટીકા ;

પ્રદીપ ટીકાના અન્તમા इति श्रीमद्गोस्वामिश्रीवल्लभजीद भाष्य पदप्रदीपे । એમ જણાવે છે. તે ઉપરથી અનુમાન થાય કે પ્રદીપના કર્તા 'ગોપાલજી મહારાજ પણ તે શકાનુ સમાધાન તેમનાજ શબ્દોથી થઈ

श्रीगोपाल गुरो. श्रीस्यात्विछाराम प्रदीप
प्रकाशयतु सर्वस्व श्रीवल्लभरह कृतम् ॥



**શ્રી ઈચ્છારામ ભટ્ટજી ડાકોરવાળા**
શુદ્ધાદ્વૈત વેદાન્તના મહાપંડિત, અણુભાષ્ય ઉપરની પ્રદીપ ટીકાના લેખક
તથા દયારામભાઈના પથ-પ્રદર્શક

ભટ્ટજીને પોતે જ્ઞાનગુરુ, વળાવો. નિઝામો અને આધ્યાત્મિક રોગો દૂર કરનાર વૈદ્ય તરીકે તેઓ જણાવે છે.

"તું વળાવો, તું નિઝામો, વૈદ્ય તું માબાપ"

દયારામભાઈની તેમની સાથે પ્રથમ મુલાકાત થઈ ત્યારે તેમણે 'પ્રદીપ' ટીકા કરેલી નહિ હોય, નહિ તો ગુરુ શિષ્ય સવાદમા તેનો જરૂર ઉલ્લેખ કરે વ્યાસ ભાષ્ય એટલે અણુભાષ્યનું રહસ્ય મૌખિક રીતે તેમની પાસે જાણવાનું મળેલુ, અને તે દ્વારા તત્ત્વજ્ઞાન સારરૂપે જાણી લીધા મધુમક્ષિકાની માફક ભટ્ટજી પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવીને રસિક વલ્લભ' જેવા ગ્રથનો મધપૂડો તેમણે આગળ ઉપર રચ્યા.

આ ભટ્ટજીને એકાન્તવાસજ ગમતો. મૂળ નાપા ગામના પણ પાછળથી પેટલાદના વતની. મોટી વયે તે જુદા જુદા સ્થળે એકાન્તમા રહેતા. ચાદોદમા પણ ઘણો વખત રહેલા. ચાદોદ નજીક હનુમતેશ્વરમા ઘણો વખત રહેલા. અને ત્યા ધર્મસભાઓ કરેલી તેમજ ઉપદેશ પણ આપતા આમા દયારામભાઈ પણ જતા. પણ તેમના સત્સમાગમનો ખરો લાભ તો દયારામભાઈને ચાદોદ અને ડભોઈ વચ્ચે આવેલા 'તેનતળાવ' ગામમા થયો.

એક વખત ચાદોદથી ડભોઈ પોતાના મોસાળ મામાની સાથે જતા હતા. ત્યારે તેનતળાવ આગળ ભટ્ટજીની કથા ચાલતી હતી. તેમની કીર્તિ તેમણે સારી સાભળેલી, એટલે બાળ દયારામને સત્સંગનો લાભ લેવાની ઈચ્છા થઈ. આથી તેનતળાવ આગળ ભટ્ટજીની કથામા તેમણે પણ હાજરી આપી.

ભટ્ટજી સાથેના સમાગમથી દયારામભાઈના જીવનમાં પલટો આવ્યો. તે વિષય ઉપર આવતા પહેલા, ભટ્ટજીનુ જીવન ચરિત્ર ટૂંકમા અહીં આપવું જોઈએ. અહીં શ્રી શંકરપ્રસાદ રાવળના 'દયારામના જીવન ચરિત્રમા'થી તેને રજુ કરીશુ.



**શ્રી ઇચ્છારામ ભટ્ટજી ડાકોરવાળા**

શુદ્ધાદ્વૈત વેદાન્તના મહાપંડિત, અણુભાષ્ય ઉપરની પ્રદીપ ટીકાના લેખક
તથા દયારામભાઈના પથ-પ્રદર્શક

ભટ્ટજીને પોતે જ્ઞાનગુરુ, વળાવો નિઝામો અને આધ્યાત્મિક રોગો દૂર કરનાર વૈદ્ય તરીકે તેઓ જણાવે છે

"તું વળાવો, તું નિઝામો, વૈદ્ય તું માબાપ"

દયારામભાઈની તેમની સાથે પ્રથમ મુલાકાત થઈ ત્યારે તેમણે 'પ્રદીપ' ટીકા કરેલી નહિ હોય, નહિ તો ગુરુ શિષ્ય સંવાદમાં તેનો જરૂર ઉલ્લેખ કરે વ્યાસ ભાષ્ય એટલે અણુભાષ્યનું રહસ્ય મૌખિક રીતે તેમની પાસે જાણવાનું મળેલું, અને તે દ્વારા તત્ત્વજ્ઞાન સારરૂપે જાણી લીધા મધુમક્ષિકાની માફક ભટ્ટજી પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવીને રસિક વલ્લભ' જેવા ગ્રંથનો મધપૂડો તેમણે આગળ ઉપર રચ્યો

આ ભટ્ટજીને એકાન્તવાસજ ગમતો મૂળ નાપા ગામના પણ પાછળથી પેટલાદના વતની મોટી વયે તે જુદા જુદા સ્થળે એકાન્તમાં રહેતા ચાદોદમાં પણ ઘણો વખત રહેલા ચાદોદ નજીક હનુમતેશ્વરમાં ઘણો વખત રહેલા અને ત્યાં ધર્મસભાઓ કરેલી તેમજ ઉપદેશ પણ આપતા આમાં દયારામભાઈ પણ જતા પણ તેમના સત્સમાગમનો ખરો લાભ તો દયારામભાઈને ચાદોદ અને ડભોઈ વચ્ચે આવેલા તેનતળાવ' ગામમાં થયો

એક વખત ચાદોદથી ડભોઈ પોતાના મોસાળ મામાની સાથે જતા હતા ત્યારે તેનતળાવ આગળ ભટ્ટજીની કથા ચાલતી હતી તેમની કીર્તિ તેમણે સારી સાંભળેલી, એટલે બાળ દયારામને સત્સંગનો લાભ લેવાની ઈચ્છા થઈ આથી તેનતળાવ આગળ ભટ્ટજીની કથામાં તેમણે પણ હાજરી આપી

ભટ્ટજી સાથેના સમાગમથી દયારામભાઈના જીવનમાં પલટો આવ્યો તે વિષય ઉપર આવતા પહેલા, ભટ્ટજીનું જીવન ચરિત્ર ટૂંકમાં અહીં આપવું જોઈએ અહીં શ્રી શંકરપ્રસાદ રાવળના 'દયારામના જીવન ચરિત્રમાં'થી તેને રજુ કરીશું.



**શ્રી ઇચ્છારામ ભટ્ટજી ડાકોરવાળા**

શુદ્ધાદ્વૈત વેદાન્તના મહાપંડિત, અણુભાષ્ય ઉપરની પ્રદીપ ટીકાના લેખક
તથા દયારામભાઈના પથ-પ્રદર્શક

**ગો. મૂળચંદ તુલશીદાસ તેલીવાળા**

બી. એ. એલ. એલ બી. મુંબઇ



જન્મ
સં. ૧૯૪૬ ના
આસો સુદ ૭,
ભરૂચ.

ગો—વા.
સં ૧૯૮૪ના
જેઠ વદ ૧૨
તા ૧૬-૫-૧૯





**શ્રી દયારામભાઈની સહી**

(વૈસ્નવ દયાશંકર પરશુરામ ઉપર લખ્યા પ્રમાણે સહી)

ભટ્ટજી જ્ઞાતિએ શ્રીમાળી બ્રાહ્મણ હતા, અને પેટલાદના+ રહીશ હતા. એમનું ઘર પેટલાદમાં ત્રવાડીપાટીમા હતું. એમના માતાપિતા સાધારણ સ્થિતિનાં, છતાં આચારવિચારે ધર્મચુસ્ત હતા. ભટ્ટજી નાની ઉમરના હતા એટલામાં એ બન્ને દેવલોક પામ્યા. પણ ભટ્ટજીનાં લગ્ન એમની હૈયાતીમાજ થઈ ગયાં હતા. જે નાની ઓરડીમા આ કુટુંબ રહેતુ હતું, ત્યા હાલ શ્રી ભટ્ટજી મહારાજનુ મંદિર છે.

ઓશિયાળા થઈ પડેલા નાના ભટ્ટજી, નાગર બ્રાહ્મણોના સંસર્ગમાં અને આશ્રયમા રહેતા. દિવસે દિવસે વિદ્વાન બનતા ગયા. એમને નાની વયમાં શ્રીનૃસિંહદેવની પૂજા કરવાનું તાન લાગ્યુ હતું. એટલુંજ નહીં પરંતુ ત્હેને તેઓ એક ડાબલીમા મૂકી પોતાની કોટે નિત્ય રાખતા હતા. આ નૃસિંહજી હાલ પણ શ્રીભટ્ટજી મહારાજના મંદિરમાં એક પાલખીમા બીરાજે છે અને એમની પૂજા નાગરનું એક કુટુંબ કરે છે.

ભટ્ટજીએ અને એમની પત્નીએ ઉમરે આવતા ગૃહસ્થાશ્રમ માંડ્યો. ભટ્ટજી જ્ઞાની હોઈને સંસારસુખની ઝાઝી અપેક્ષા નહોતી રાખતા. એમના અપુત્ર પત્નીને તો સંતતિસુખની વાર થતા, પુત્રમુખ જોવાની અભિલાષાની લગની લાગી. અધીરી પત્ની ઉપર પ્રેમપૂર્વક ભટ્ટજી જ્ઞાનધારા રેડતા. સબંધની ફિલસુફી સમઝાવી નાંખી, પણ સ્ત્રીનું સાન્તવન એ કેમે કરી શકયા નહીં.

પ્રભુએ છેવટે અનુભવ કરાવવા ખાતર પ્રૌઢાવસ્થામાં પુત્ર રત્ન આપ્યુ. ભટ્ટજીને હર્ષશોક સમાન હતાં. પત્નીનો હર્ષ માપી શકાય એમ નહોતો, પણ હર્ષનદીને ઉભરાવાનો અવસર ઝાઝો વખત ટકયો નહીં. દશેક વર્ષનો થતામા તો બાળક મૃત્યુવશ થયો ! પ્રેમીલી માતાનું પ્રેમાળ હૃદય આ વજ્રઘાત કેવી રીતે સહી શકે ? પુત્રના શોકમા માતાએ એક વર્ષે દેહત્યાગ કર્યો !

---

+ કેટલાકો તેમને વાસદ પાસે નાપા ગામના જણાવે છે.

આ પ્રસગના સબધમા બે આખ્યાયિકાઓ પ્રચલિત થઈ છે ભટ્ટજીના જ્ઞાતિજનો છોકરાની ઉત્તરક્રિયામા જમવા આવ્યા હૃદયદ્રાવક આ પ્રસગે જ્ઞાતિબાળકો જમે તો ભલે, પણ વૃદ્ધો એ જમવા આવ્યા! જ્ઞાતિ રિવાજની શી ક્રૂરતા! જમી રહ્યા પછી કઈ નજીવા કારણસર તે જ્ઞાતિલાઓએ મોટી તકરાર કરી સાગર જેવા ગભીર ભટ્ટજીની ગભિરતા આ વખતે ગળી ગઈ અને ક્લેશક્રોધને આધીન થઈ તેઓ બોલ્યા "આવી જ્ઞાતિના માણસો એક શતાવધિમા નહિવત્ થઈ જશે!" મહાત્માનુ વચન મિથ્યા ગયુ નથી સો ઉપરાત વિશેષ ઘરવાળી એ જ્ઞાતિમા હાલ પેટલાદમા ભાગ્યેજ બે કરતા વધારે ઘર છે

બીજી આખ્યાયિકા પુત્રમરણ માટે હૃદયભેદક કલ્પાન્ત કરતી ભટ્ટજીની કોમળ ઉરની પત્નીના સબધમા છે અસહ્ય કલ્પાન્ત કરતી એ સ્ત્રી હઠ લઈ બેઠી કે "મ્હને મ્હારો પુત્ર ગમે તેમ કરીને બતાવો" ભટ્ટજી એને ડાકોર લઈ ગયા ઠાકોરજીના દર્શન ઉઘડતા વાર સ્ત્રીએ પોતાના પુત્રને શ્રી રણછોડરાય ઉપર ચમ્મર ઢોળતો જોયો, આનદઘેલી થઈ "ઓ પુત્ર! ઓ પુત્ર!" કરી એ બૂમ મારવા લાગી જવાબ મળ્યા કે કોણ હાક મારે છે? મ્હારે ને ત્હારે શો સબધ છે?" દ્વાર એકદમ બધ થઈ ગયા! પુત્રદર્શન લુપ્ત થયુ!

આ આખ્યાયિકાઓ પરથી બીજુ નહીં તો એટનુ તો સિદ્ધ થાય છે કે ભટ્ટજી કોઈ સિદ્ધ પુરુષ હોવા જોઈએ અને અમુક સિદ્ધિ એમણે વશ કરેલી હોવી જોઈએ

પત્ની પુત્રના સ્વર્ગવાસ પછી નિવૃત્ત થયેલા ભટ્ટજી ડાકોર જવા નીકળ્યા એમની દ્વારકાનાથજી અને બલરામદાઉજીની બે સજોડે મૂર્તિઓની પૂજાઓની સુપ્રત ઉકત નાગર કુટુમ્બની એક વૃદ્ધ બાઈને કરતા ગયા એ ચારે મૂર્તિઓ હજી પણ ભટ્ટજીના મદિરમા છે

ડાકોરમાં રહી ભટ્ટજીએ તત્ત્વજ્ઞાનમાં ઉંડું અવગાહન કર્યું. બાદ અનસુયા માતાની આરાધનાની શરુઆત કરવા ચાલી નીકળ્યા. માતાએ પ્રસન્ન થતાં વરદાન માગવા કહ્યું. ભટ્ટજીએ માગ્યું કે "મારે તત્ત્વમાં તત્ત્વ વસ્તુ સમગ્ર બ્રહ્માંડમાં જે કંઈ હોય તે જોઈએ છે." માતાએ કાશી જવાની આજ્ઞા કરી. કાશીવિશ્વેશ્વરે નાસીક જઈ ત્ર્યંબકેશ્વરને આરાધવાનું કહ્યું. એમણે પછી વળી પુનઃ અનસૂયામાતા પાસે જવા કહ્યું. ધૈર્યવીર ભટ્ટજી પુનઃ તે માતા પાસે આવી શરણે પડયા. માતાએ તે સાઠે સુરપાણના પહાડોમા જવા આજ્ઞા કરી કહ્યું કે, "ત્યાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સંધ્યા કરવા ઋષિમંડળ સાથે નીચે ઉતરે છે. તારા મનોરથ એ ફલિત કરશે."

ભટ્ટજી ત્યા ગયા ને પ્રભુદષ્ટિનું કૃપાદાન પામ્યા. પ્રભુએ માથે હાથ મૂકયા. ઋષિઓએ એકત્ર અવાજે ગર્જના કરી કે "ઇચ્છારામ ભયો ! ઇચ્છારામ ભયો !"

દિવ્ય પાત્રોનાં આવા ચમત્કાર સત્ય હો વા અન્યથા હો, પણ ભટ્ટજીના ધૈર્યશીલ આત્મબળને એ દેવદેવીઓએ નાણી જોયું. એમનું ઈચ્છિત આખરે એમણે એમના આત્મબળથી મેળવ્યું. ભટ્ટજીની પ્રખ્યાતિની સુવાસ ત્યારથી પ્રસરવા લાગી. એમનુ જ્ઞાન ત્રિકાળજ્ઞાનીના જ્ઞાનની કોટિમાં ગણાયું. એ અવતારી તરીકે પૂજાવા લાગ્યા. એમના આશીર્વાદથી ઉક્ત નાગર કુંટુંબનો તેમજ જાણીતા લેખક રા. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીના કુટુંબનો અભ્યુદય મનાય છે.

ત્યારબાદ એ ડાકોર ગયા અને 'ભટ્ટજીની બેઠક' એ નામથી હાલ ઓળખાતા સ્થાનમા એમણે બાર વર્ષો સુધી તપ કર્યું. આ તપથી એમની પ્રભુ સાક્ષાત્કારની ઈચ્છા પાર પડી.

તેઓ દરરોજ શ્રીમદ્ભાગવતનું પારાયણ કરતા. એમનાં હસ્તલિખિત શ્રીમદ્ભાગવત અને 'ચોરાશી વૈષ્ણવોની વાર્તા' હજી ત્યાંના પુસ્તક ભંડારમા મોજુદ છે. વૈષ્ણવો આગળ કૃષ્ણકથા અને ચોરાશી વૈષ્ણવોની વાર્તા એ મુક્તકંઠે લલકારતા.

એઓ મોટી મોટી ધાર્મિક સભાઓમા ભાગ લેતા અને અમદાવાદ તથા કાઠીઆવાડમા ધાર્મિક સભાઓ જીતવા જતા એ પોતે પેટલાદમા કથા કરતા હતા તે સમયે એક વખત એક મહારાજની ધાર્મિક ચર્ચામા હાર થતા એ ત્યા સમાધિદ્વારા ગયા, અને સાબરમતીના પૂરમા પલળેલા કપડા સહિત સહજવારમા વિજય મેળવી પાછા આવ્યા ! ત્રણ દિવસ બાદ પત્રોએ આ બાબતની સત્યતાની સાક્ષી પૂરી ! આવા અનેક ચમત્કારો એમના જીવન સાથે લોકોએ જોડેલા છે તેનતલાન તથા વાઘોડીઆગામમા ચાલતી મહામારી એમણે લોકોને ગામબહાર કહાડી શુદ્ધ સ્નાન કરાવી કૃષ્ણનામ ધ્વનિની ધુન લગાડાવીને શાંત કરાવી હતી એમ કહેવાય છે પેટલાદમા એમણે એકવાર છપ્પનભોગ કરવાનો આરંભ કર્યો આ બાબતની ઓડ ગામનો કશાભાઈ કરીને એક પાટીદાર આવ્યો અને એણે મહાત્માને અયોગ્ય અને કટુ વચન કહ્યા એનાજ ભાઈ જીવાભાઈએ એમને સાહાય્ય આપ્યુ, આ સબંધમા કહેવત ચાલુ થઈ છે કે "જીના ત્હારી જે, ને કશા તારી ખે"

વાચનાર ! ઈચ્છારામભટ્ટજીના જીવન સાથે જોડાયલા આવા આવા ચમત્કારો ત્હારી બુદ્ધિને ગળે ન પણ ઉતરે તો પણ એટલુ તો તુ કબૂલ કરીશજ કે ભટ્ટજી એક મહાન્ પ્રતિભાશાળી અને વિદ્વાન્ મહાત્મા હતા શ્રીમદ્વલ્લભાચાર્યજીના શ્રીમદ્અણુભાષ્ય ઉપર 'ગદીપ' નામની એક વિદ્વતા ભરી ટીકા એમણે લખી છે

દયારામભાઈ અને ભટ્ટજીમહારાજનો પ્રથમ સમાગમ તેનતળાવ ગામે થયો. દયારામ એક વખતે ચાદોદથી ડભોઈ જતા હતા તે વખતે અનેક વૈષ્ણવોના મધ્યમા બેસી ભટ્ટજી કથા કરતા હતા એ વૈષ્ણવો ભેગા ચાદોદના પણ કેટલાક દયારામને ઓળખતા પુરુષો હતા. દયારામને જોઈ એ લોકોએ એમનો સાદર સત્કાર કર્યો અને બેસવાને માટે આસન આપ્યુ. દયારામની કવિતા કરવાની શક્તિ

પાજ સુધી માત્ર ચાંદોદમાં જાણીતી હતી. એમનો પરિચય ભટ્ટજી
માગળ કથામાં આવનાર શ્રોતાઓએ કરાવ્યો. કંઈ ભગવદ્ગુણાનુવાદ
ાાવા ભટ્ટજીએ દયારામને આજ્ઞા કરી. દયારામે પોતાનાં કાવ્યો ગાવા
ાાંડયાં. ગાનારની પ્રાસાદિક અને સંગીતની મીઠાશવાળી વાણી સાંભળી
ાટ્ટજી સસ્મિત આનંદ પામ્યા અને એકી ટશે એમની સ્હામું જોઈ
હ્યા. ત્રિકાળજ્ઞાની એ મહાત્માએ દયારામના મનોભાવોને જાણી
ાીધા. પ્રતિભાનો ધીર પ્રશાન્ત પ્રકાશ એમના મુખ ઉપર એમણે
નેઈ લીધો, ને ઉત્તેજક ધન્યવાદ આપી પોતાને એકાંતમાં
ળવાનું કહ્યું.

ભટ્ટજી અને દયારામ એકાન્તમાં મળ્યા. જે કીર્તિ દયારામ
ાવિષ્યમાં સંપાદન કરવાના હતા તે કીર્તિ મૂર્તિરૂપે મહાત્મા
માગળ ઉભી રહેલી દેખાઈ. વાસી થાબડી એમણે દયારામને કહ્યું
'બચ્ચા! તું માતાપિતા વગરનો છું એ હું જાણું છું. તું તો
ીજો નરસૈયો થનાર છે. ત્હારા જેવા મહાન્ ભક્ત થવા જન્મેલા
માત્માને માટે માતાપિતાનો શોક કરવો યોગ્ય નથી. સંસારમાં કે
શ્રીપુત્રાદિમાં જીવનનું તત્ત્વ નથી; માત્ર એક ધર્મ, મનુષ્યને કલ્યાણ
ાથે લઈ જાય છે. તારે કૃષ્ણના ગીત ગાવા અને કૃષ્ણભક્તિનો
ોકોમાં પ્રચાર કરવો. સંસારમાં અને સાંસારિક તુચ્છ વાસનાઓમાં
મેક અણુ જેટલી પણ આસક્તિ રાખ્યા વગર આપણા દેશનાં
અનેક પવિત્ર તીર્થો અને ધામોમાં તારે જવું. તારી યાત્રાઓમાં
ાને સત્સંગાદિ જીવનના સત્યોનો લાભ થશે."

ભટ્ટજીની પ્રસન્નતા જોઈને તેમને કેટલાક પ્રશ્નો પૂછવાની
:યારામભાઈની ઇચ્છા થઈ. તેથી તેમણે વિનંતી કરી 'ભટ્ટજી મહારાજ
આપની આજ્ઞા હોય તો હું એક બે પ્રશ્નો પૂછવા માગું છું.'

ભટ્ટજીએ સ્મિતવદને ઉત્તર આપ્યો, 'ઘણી ખુશીથી પૂછ.'

બાળક પ્રશ્ન પૂછવા ઉભો થયો. શ્રોતાજનો તેની તરફ જોઇ

રહ્યા બાળકની હિમત કેવી, કે ભટ્ટજી મહારાજને પણ પ્રશ્નો પૂછી શકે છે !

બાળકે પૂછ્યુ—આ જીવનમા મનુષ્યનુ કર્તવ્ય શુ ?

ભટ્ટજીએ પ્રશ્ન વખાણ્યો કેવો સરસ પ્રશ્ન ! પછી ઉત્તર આપ્યો.

" પરીક્ષિતે જે પ્રશ્ન શુકદેવને પૂછ્યો તેવોજ તારો પ્રશ્ન છે દુનિઆમા મનુષ્યોના ધ્યેય જુદા જુદા છે કોઇને ધન કમાવુ છે કોઇને કીર્તિ જોઇએ છે કોઇને સત્તા જોઇએ છે કોઇને ગામ સુખ જોઇએ છે કોઇને પરોપકાર કરવાના ગમે છે જેનાથી પુણ્ય પ્રાપ્તિ થાય અને ધાર્મિક ઉન્નતિ થાય તેવુ તેમને ગમે છે તેથી કેટલાકો દ્રવ્ય કમાઇને તેનો સદુપયોગ પરોપકારના કાર્યોમા કરે છે કેટલાકને સસારના સુખો તુચ્છ લાગે છે તેઓ જ્ઞાનની ઇચ્છા રાખે છે તત્ત્વજીજ્ઞાસા અને તે દ્વારા જ્ઞાન પ્રાપ્તિ અને વૈરાગ્ય જેનાથી તેઓ મોક્ષ મેળવવા ઇચ્છે છે, તે તરફ તેમનુ મનનુ વલણ હોય છે આવા માણુસો ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે છે, અને સન્યાસ સ્વીકારે છે આ બધા ધર્મો ખરા, પણ તે અધૂરા સાચો ધર્મ ધર્મી સાથે એટલે ભગવાન્ સાથે સબધ કરાવે તે શ્રી વલ્લભાચાર્યજી કહે છે કે જે ધર્મ ધર્મી–ભગવાન્ સાથે સમ્બન્ધ કરાવે તેજ ખરો સમાજ સેવા ધર્મ, કે લોક કલ્યાણનો ધર્મ, અગર યજ્ઞ યાગાદિ, તપ, વ્રત, યાગ, અને સન્યાસ એ બધા ધર્મો પ્રભુ પ્રાપ્તિ કરાવતા નથી માટે તે અધૂરા ધર્મ છે ખરો ધર્મ તે ભક્તિમાર્ગનો છે. જેમા ભગવાનની પ્રાપ્તિ થાય છે શ્રી વલ્લભાચાર્યજીએ એટલા માટે ભક્તિમાર્ગનો ફેલાવો કર્યો માટે ભગવત્પ્રાપ્તિ એજ મનુષ્યનુ ખરુ કર્તવ્ય છે

' શ્રી વલ્લભાચાર્યનો માર્ગ તો પુષ્ટિમાર્ગ કહેવાય છે. તેનો શો અર્થ ' દયારામે બીજો પ્રશ્ન કર્યો

' સાભળ, પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ એ ભક્તિમાર્ગનુ બીજુ નામ છે. આ ભક્તિમાર્ગની ભક્તિ પ્રેમવાળી છે તે સાધનોથી

મેળવી શકાતી નથી. પણ ભગવાનના અનુગ્રહથી મેળવાય છે. આ માર્ગ બહારથી નવો લાગે છે. પણ તેમ નથી. તે ઉપનિષદોએ જણાવેલો માર્ગ છે. શ્રુતિઓનો તેનો આધાર છે. શ્રુતિમા ભગવાનને બ્રહ્મ તેમજ રસરૂપે કહ્યા છે. તેને પ્રાપ્ત કરવાને કઠોપનિષદ કહે છે. કે પ્રવચનથી કે જ્ઞાનથી કે બુદ્ધિ વગેરેથી ભગવાન્ પ્રાપ્ત થતા નથી. પણ જેનુ ભગવાન્ વરણુ કરે છે, જેને પોતાનો માને છે તેને પ્રભુ પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરાવે છે. પ્રભુની કૃપા ગમે તેના ઉપર થતી નથી. તેને માટે પણ જીવે યોગ્યતા પ્રાપ્ત કરવી જોઈએ. બ્રહ્મસંબન્ધ લેઈ, આત્મનિવેદન કરનાર, પ્રભુ માટે સર્વસ્વ ત્યાગ કરનાર અને પ્રભુના પ્રેમનેજ ઝખનાર ઉપરજ પ્રભુની કૃપા વર્ષે છે. તેવા જીવોજ પુષ્ટિમાર્ગના અધિકારી છે. સંસારમા વિષય સુખનો ત્યાગ કરીને ભગવાનના પ્રેમનેજ જીવનનું ધ્યેય અપનાવનાર એવા જીવો બહુ થોડા છે. આ વિષેનુ જ્ઞાન તને શ્રી વલ્લભાચાર્યજીના 'પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રન્થમા' થી સમજાશે. હમણા તુ તે સમજી નહિ શકે. પણ આગળ ઉપર ટીકાઓ સહિત ગ્રન્થ વાચજે અને ન સમજાય તો મારી પાસે આવજે,

હવે બીજો પ્રશ્ન પૂછવો હોય તો તે પૂછ.

દયારામે ત્રીજો પ્રશ્ન પૂછયો, 'કોઈ માતાને, કોઈ ગણપતિને, કોઈ શિવને, કોઈ હનુમાનને, કોઈ રામને, કોઈ વિષ્ણુના જુદા જુદા અવતારને અને કોઈ કૃષ્ણને દેવ તરીકે માને છે. તો સાચા દેવ કયા ?'

આ પ્રશ્ન સાભળીને શ્રોતાજનો તાજુબ થઈ ગયા. અને તેનો ઉત્તર એક ચિત્તે શ્રવણ કરવા લાગ્યા.

'આ પ્રશ્ન બહુ ગહન છે. તેને સમજાવવાને મારે શાસ્ત્રોનો આધાર આપવો પડે પણ તેટલો સમય નથી, અને બધા સમજી શકશે નહિ. તુ આગળ ઉપર આપણા શાસ્ત્રોને સમજતો થઈશ, ત્યારે આ બધુ સમજાશે. ખરી રીતે તો આ આખું જગત્ એ ભગવાનની કૃતિ છે. એટલુજ નહિ પણ ભગવાનનો સદ્-અંશ છે. જીવો તેના ચિત્-અંશો છે. ભગવાને ક્રીડા કરવાને આ જગત્

રચ્યું છે. અને તે અનેકરૂપે ક્રીડા કરે છે. દેવ દેવીઓ તે પણ ભગવાનની અમુક શક્તિઓ છે. અંશ, કળા, વિભૂતિ કે અવતાર રૂપે ભગવાન્ આવિર્ભાવ પામે છે. જ્યાં જેટલી જરૂર હોય ત્યાં તેટલી તે રૂપે પોતાની શક્તિ દેખાડે છે. ઇન્દ્રાદિ દેવો દેવીઓ, શિવ, બ્રહ્મા, વિષ્ણુ, રામાદિ અવતારો એ બધાં ભગવાનનાં સ્વરૂપ છે. પણ તે પૂરેપૂરાં નહિ. પૂર્ણ ભગવાન્ તો કૃષ્ણ છે. વેદાન્તમાં, ઉપનિષદોમાં જેને બ્રહ્મ કહેવામા આવે છે, જેને સ્મૃતિ ગ્રન્થો પરમાત્મા કહે છે, અને જેને પુરાણો ભગવાન્ કહે છે, તેજ કૃષ્ણ છે. તેજ ગીતાના પુરુષોત્તમ છે. તેજ પરાત્પર તત્ત્વ છે. તેનાથી અધિક કોઈ બીજું નથી. આ સઘળું જગત્ તેનીજ લીલા છે. તેજ તમામની ઉત્પત્તિ, સ્થિતિને સંહાર કરનાર છે. તે સાકાર અને નિરાકાર ઉભય રૂપે છે. તૈત્તિરીય ઉપનિષદ્માં તેને આનન્દ રૂપે રસરૂપે કહેલા છે. તેને પ્રાપ્ત કરનારને સાચો આનંદ મળે છે. **(रसो वै सः। रसं लब्ध्वानन्दी भवति)** તે સદાનંદ હોવાથી કૃષ્ણ કહેવાય છે, અગર જીવ માત્રને પોતાના તરફ સંસારના વિષયોને છોડાવીને ખેંચે છે માટે, અગર જીવનાં કરેલાં કર્મો. તેનું ફળ આપનાર તે હોવાથી 'કૃષ્ણ' સંજ્ઞા આપવામાં આવી છે. માટે તેજ સર્વોત્તમ દેવ. બીજા બધા દેવો તેની શક્તિઓ છે, અંશ રૂપે વૃક્ષની શાખાઓની માફક. વૃક્ષની શાખાના મૂળમાં જલ સિંચન કરવાથી તમામ શાખાઓને પહોચે છે, અને તે વૃક્ષનો રસ તમામ તેના અંગોમાં—પાદડાં, ફુલ અને ફળમાં પણ પ્રકટે છે, તેમ રસ રૂપ ભગવાનને—કૃષ્ણને ભજવાથી તેના રસાત્મક સ્વરૂપનો, તેમના પ્રેમ સ્વરૂપનો આનંદ મળે છે. તેજ જીવનનું પરમ ધ્યેય છે. તે જેને મળે છે તેનું જીવન ધન્ય બને છે. ભગવાનની કૃપા હોય તોજ કૃષ્ણભક્તિનું સુખ મળે છે, એમ કહીને થોડીક વખત ભટ્ટજી અટકી ગયા. પછી પાછું બોલ્યા. 'વત્સ, તારા પ્રશ્નોથી મને ઘણી પ્રસન્નતા થઈ છે. તારા ઉપર પ્રભુની કૃપા છે. તને ભગવાને પોતાની કૃષ્ણ ભક્તિનું દાન કર્યું છે. તારી આ વયમાં તને

કવિતા પણ સાધ્ય થઈ છે. તારા કંઠમાં મીઠાસ છે. તને-સાંસારિક વિષયો તરફ ઘૃણા જણાય છે. તો મારા આશીર્વાદ છે કે તું સાચો કૃષ્ણ ભક્ત બનીશ. કૃષ્ણ ભગવાનની ગોપી તું બનજે, અને તેમની લીલાઓ તથા સંયોગ વિયોગનાં ગીત બનાવજે અને ગાજે, અને બીજાઓને સંભળાવજે. તારી કૃષ્ણની કવિતા ગુજરાત બહાર પણ જશે. આ માટે તું પ્રથમ તક મળે તો યાત્રાએ જજે. શ્રી વલ્લભાચાર્યજીના ગ્રન્થો અવલોકજે. તેમજ અણુભાષ્ય તથા ષોડશ ગ્રન્થો, તથા ભાગવત ઉપરનાં સુબોધિની કોઈ મહાનુભાવી પાસે શ્રવણ કરજે. તેમના પુત્ર શ્રી વિઠ્ઠલેશનો વિદ્વન્મંડન ગ્રંથ જોજે. તને એ બધા નહિં સમજાય, પણ જ્યારે તું યાત્રા પૂરી કરીને આવે, ત્યારપછી મારી સાથે ડાકોરમાં થોડો સમય રહેજે. હું તને તે ગ્રંથોનું રહસ્ય સમજાવીશ, એમ કહીને ભટ્ટજીએ તેમને એક દાબડી આપી, તેમાં ભગવાનનું સ્વરૂપ હતું. દયારામભાઈએ ત્યારપછી કૃષ્ણ વિષે પોતે રચેલાં ધોળ તથા ગરબીઓ સંભળાવી અને પછી ભટ્ટજીની વિદાય લીધી. ભટ્ટજીની આંખોમાંથી અશ્રુ ટપકયાં અને ભાવભીની વિદાય આપી.

દયારામભાઈએ આ પ્રસંગનું વર્ણન, પાછળથી યાત્રાએથી આવ્યા પછી લગભગ ૧૨ વર્ષ પછી, પોતાના 'રસિકવલ્લભ' નામના મોટા કાવ્ય ગ્રંથમાં કર્યું છે. 'ગુરુશિષ્ય' સંવાદ નામના ગ્રંથમાં દયારામભાઈએ ઇચ્છારામ ભટ્ટજીનું ઋણ સ્વીકારીને પોતાને બ્રહ્મવિદ્યાનું દાન કરનાર, જ્ઞાન ગુરુ–સંસાર યાત્રાના તે વળાવાને અમર બનાવ્યા છે. વળી તેમણે 'ગુરપ્રભાવ ચંદ્રિકા' નામનો સ્વતંત્ર કાવ્ય ગ્રંથ પણ રચ્યો છે (જુઓ શ્રી દયારામ કાવ્યામૃત પૃ. ૧૯૮) તેમાં ગુરુની મહત્તાનાં ભારોભાર વખાણ કર્યાં છે. ગુજરાતી સાહિત્યમાં ગુરુભક્તિના કાવ્ય તરીકે તે અજોડ છે. આવા શિષ્યો પણ દુર્લભ છે. કવિ ત્યાં કહે છે.

રહ્યા સાધન ન બાકી તેને, ગુરુનાથના હાથ છે શીશ જેને;
ગુરુ સંતને શ્રીહરિ એક વસ્તુ, ગંગાધાર ત્યાં રીત જાણો સમસ્ત.

——(૦ ૦ ૦)——



## પ્રકરણ ૬ ઠું

## જીવન વિકાસના પગથીએ.

તેનતળાવથી મામા સાથે બાળકવિ ડભોઈ આવે છે માર્ગમા ચાલતા ચાલતા, ભટ્ટજી મહારાજના અન્તિમ શબ્દો 'છોકરા, તુ યાત્રાએ જજે, તેનુ ચિન્તન કરે છે પછી મામાને ઘેર કેટલાક દિવસો રહે છે મામાની ઈચ્છા દયારામને કોઈ ધધામા જોડી દેવાની છે એટલે વારવાર તેમને તેનુ સૂચન કરે છે, પણ તેઓ એટલો જવાબ આપતા 'મારે તો યાત્રાએ જવુ છે. ભારતના તીર્થસ્થળો, કુદરતી સૌદર્યના સ્થાનો તથા જુદી જુદી સસ્કૃતિઓ, અને આચારોની પણ માહિતી બીજાઓ પાસેથી મેળવવી. હમણા હુ ધધાનો કોઈ પણ વિચાર કરતો નથી ભગવાન્ મને ખાવાનુ તો આપશે મારા યોગક્ષેમની ચિન્તા પ્રભુને છે તે કીડીને કણ અને હાથીને મણ અનાજ આપે છે તો મને નહિ આપે મારે કયા ગૃહસ્થાશ્રમનુ બધન છે? હુ તો એકલો છુ તમને બધાને બોજારૂપ થઈશ નહિ. માટે મને ધધાનો આગ્રહ ન કરો. હજી મારે જ્ઞાન વધારવુ છે, તેમા તમે અન્તરાય નનાખો મામા ભાણેજના આ શબ્દો સાભળીને નિરુત્તર થઈ ગયા પછી તેમણે ધધા કરવા વિષેની વાત કરી નહિ

અહિં પણ તેમણે થોડીક કવિતાઓ લખી એક વખત સધ્યાકાળ પછી રાત્રિનુ વાળુ કરીને, ઘરના બધા અને પડોશીઓ બેઠા હતા, ત્યારે બાળકવિએ કહ્યુ 'મામા, આજે હુ તમને કેટલીક કવિતાઓ સભળાવુ? તમારે સાભળવી છે?' મામાએ ઉત્તર આપ્યો 'હા,

ખુશીથી' પછી દયારામે આ નાનકડા સમાજ સમક્ષ પોતાની નીચેની કવિતા ગાઈ સંભળાવી.

'મિથ્યા શીદને માથાકુટ માડી, શ્રી કૃષ્ણ ગે ના ભજે,
ત્હારા મન થકી દેને સર્વ છોડી, તો ત્હારૂં કામ નીપજે.

તું કહીશ કે મ્હારે ધન મેળવી, મ્હારી કામનાઓ કયમ પુરી થાશે,
તે તો મનુષ્ય આપો આપ મજૂર, તો ઇશ્વર કયમ ભૂલી જાશે.
શ્રી કૃષ્ણ૦

તું કહિશ કે ધંધા વિના ધન કયમ મેળવું, ધન વિના ઘર કેમ ચાલે,
તે તો આયુષ્ય સુધી પહોચાડે પ્રારબ્ધ, મિથ્યા હું પદમાં મહાલે રે.
શ્રી કૃષ્ણ૦

(દયારામ કૃત કાવ્ય સંગ્રહ. પૃ. ૨૪૭)

× × × ×

બધાઓ એકચિત્તે આ કવિતા સાંભળી રહ્યા હતા. પણ મામાને તેમા વિશેષ રસ હતો. હવે હુ મારી બીજી કવિતા ગાઈ સભળાવું છું. એમ કહીને નીચેનું પદ ગાયુ—

ભજની શ્રી હરિ કરી સહુ કલ્પના પરી,
કલ્પના પરી, કરી સહુ કલ્પના પરી.
(કા. મ. મા. ભા. ૯ પૃ. ૨૦૭)

'મામા આ કવિતા તમારે સાભળવા જેવી છે; સાભળો.'

"ચિત્ત તુ શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવુ હોય તે કરે ..ટેક.
સ્થાવર જંગમ જડ ચેતનમાં, માયાનુ બળ ઠરે,
સ્મરણ કરે શ્રી કૃષ્ણચંદ્રનું, જન્મ મરણ ભય હરે...કૃષ્ણને૦ ૧
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમા ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે લક્ષચોરાશી ફરે...કૃષ્ણને૦ ૨
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે...કૃષ્ણને૦ ૩

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે...કૃષ્ણને૦ ૪
થનાર વસ્તુ થયા કરે જ્યમ, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજ કોઠું ગરે...કૃષ્ણને૦ ૫
જેહવુ જેટલું જે જ્યમ કાળે, તે તેહને કર ઠરે,
કોથી ફેર પડે નહીં તેમાં, શીદને ફૂટી મરે...કૃષ્ણને૦ ૬
તારૂં ધાર્યું થાતું હોત તો, સુખ સંચી દુઃખ હરે,
આપણું અજ્ઞાન ફલ એ, મૂળ વિચારે ખરે...કૃષ્ણને૦ ૭
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે,
રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે."...કૃષ્ણને૦ ૮

ત્યાર પછી તેમણે બીજી કવિતા વાંચી.

"જો વિચારી જીવ તારી શી વલે થાશે;
શી વલે થશે રે મૂરખ શી ગતિ થાશે.—જો૦ ટેક૦

જન અમૂલ્ય જન્મ વ્યર્થ ગયો કયઉં હશે.
ચેત ના હજુ ન કાળ અચિંત આવશે,
ના ભજ્યા શ્રીકૃષ્ણ કોણ ત્યાં છોડાવશે રે.—જો૦ ૧

છળ કરી અધર્મ દ્રવ્ય મેળવ્યું દુઃખે,
પોષ્યું નિજ કુટુંબ કણ પડયો ન પરસુખે;
નિત્ય હાય દૈવ પલક ના કર્યો સુખે,
રાધિકારમણ ભજ્યા ન, રહ્યો સી સુખે રે.—જો૦ ૨

"ભજન વિના વાત સર્વ જાણજે વૃથા,
મૂકી કુથળી ને સાંભળ કૃષ્ણની કથા;
આત્મઘાતી તુંજ તારો ન થા,
નથી, દયા પ્રિતમ વિના ગતિ."
નથી સર્વથા રે—જો૦ ૩

આ છેલ્લુ પદ સાભળીને માસી દેવબા બહુજ પ્રસન્ન થયાં અને બાલ દયારામની પીઠ થાબડી. અને બોલ્યા "શાબાસ! કેવું સરસ પદ અને કેવુ ડહાપણ એની અંદર રજુ કર્યું છે?"

મામા બોલ્યા "હા, કવિતા તો ઘણી સરસ છે. કંઠ પણ મધુર છે. અને કેવું સરસ પદ છે! પણ એ શુ સૂચવે છે? એની દેવબા તને ખબર પડી? આ છોકરો હવે ભગત થવાનો છે. એનાજ વિચારો એના મનમા ઘોળાયા કરે છે. જ્યારથી ભટ્ટજી મહારાજની કથા તેનતળાવ આગળ એણે સાભળી અને ભટ્ટજી મહારાજને એણે જે પ્રશ્નો કરેલા અને તેના ઉત્તરો ભટ્ટજી મહારાજે તેને જે આપેલા તેની ખૂબજ અસર ત્યારથી તેના ઉપર થયેલી છે. ભટ્ટજીએ કંઈક જાદૂ કર્યો છે. અહીંઆ જ્યારથી આવ્યો છે ત્યારથી તે કોઈની સાથે બોલતો નથી. સવારથી ઉઠે છે. ત્યારથી પાઠ પૂજા અને ધાર્મિક ગ્રન્થો વાચવામાજ મશગુલ રહે છે અને બપોરના સમયે કવિતા કરે છે. એ તદ્દન એકીકરો બની ગયો છે એને હુ કોઈ ધધે લગાડવાનું કહુ છુ ત્યારે તે એ બાબત ધ્યાનમા લેતો નથી અને બેપરવાઈ દેખાડે છે. એના માતાપિતા હવે નથી. તે એકલો છે આપણા મોસાળમા આપણે એને રાખીએ પણ એ કોઈ ધધો કરવાની ના પાડે છે અને એ કહે છે કે 'ભગવાન્ મારા યોગક્ષેમની ચિંતા કરશે.' એને તો હાલમા યાત્રાએ જવુ છે આજે બે પદો આપણને સભળાવ્યા તેમા મને જવાબ આપ્યો છે તેમજ તેના ભાવિ જીવનનો નિર્ધાર પણ દર્શાવ્યો છે."

મામાને ત્યા ડભોઈ આવ્યે લગભગ ત્રણ મહિના પસાર થયા. કવિની યાત્રાએ જવાની ઉત્કણ્ઠા દિવસે દિવસે વધતી ગઈ પણ કોની સાથે જાય? મામા પણ એને એકલો મોકલે નહિ. આમ ચિંતામા કેટલાક દિવસો પસાર થયા. એટલામા કવિના જાણવામા આવ્યુ કે વડોદરાથી વેણીભાઈ બેચરભાઈનો લગભગ ૧૫૦૦

એ વાત મામાને કહી. મામાએ તેમને પ્રથમ સંમતિ આપી નહિ. તેમણે કહ્યું આપણે સાઠોદરા નાગર ન્યાતના. આપણે માટે તો કલમ, કડછી, અને બરછી એ મુખ્ય વ્યવસાય છે. તે ત્રણમાંથી કોઈ પણ વ્યવસાય આપણે કરવો જોઈએ. તારામાં કલમની આવડત સારી છે. તું સારાં પદો બનાવે છે. ભજનો લખી શકે છે. સારાં ગીતો પણ ગાઈ શકે છે. અને ગરબીઓ પણ સરસ રચી શકે છે. તો અહીંયા રહીને એજ વ્યવસાયમાં આગળ વધ. તારે માટે યાત્રા નથી. ત્યા તને બહુ મુસ્કેલીઓ પડશે, આમ કહેવા છતાં કવિ તો દૃઢ સંકલ્પવાળા હતા. એટલે મામાને ફરીથી વિનંતી કરી અને તેમણે જવાની છૂટ આપી. મામા કવિને સાથે લઈને વડોદરા ગયા. અને વેણીભાઈને સોંપ્યા. બીજા પણ જે યાત્રિકો હતા અને જેમની સાથે તેમને મેળ હતો તેમને પણ કવિની ભાળવણી કરી.

કવિશ્રીએ એકંદરે ત્રણ વખત જીવનયાત્રા કરી છે અને પ્રથમ યાત્રા સંવત ૧૮૪૭ થી શરૂ થાય છે. તે વખતે કવિની ઉંમર ૧૪–૧૫ વર્ષની હતી. ત્રણે યાત્રાનો સમય એકંદરે ૧૨ વર્ષનો ગાળો છે. બીજી યાત્રા ૧૮૬૪ થી શરૂ થાય છે અને તે ૭ વર્ષ સુધી લંબાય છે. છેલ્લી યાત્રા ૧૮૮૬ થી ૧૮૯૦ સુધીની છે એટલે પ્રથમ યાત્રાનાં બે વર્ષો. બીજી યાત્રાના સાત અને ત્રીજી યાત્રાનાં લગભગ ત્રણ એમ મળી કુલ ૧૨ વર્ષ થાય. પોતે 'રસિકવલ્લભ' ગ્રંથમાં જીવનના ૧૨ વર્ષો યાત્રામાં વ્યતીત કરેલા એવો ઉલ્લેખ કરે છે.

"એમ ભમ્યો હું દ્વાદસ વર્ષજી,
તીર્થ કર્યાં પણ હૃદય ન હર્ષજી;
હજુ લગી નિશ્ચે નથી એક ઇષ્ટજી,
સૌ પંચ સરખા ન એકે સિષ્ટજી."

દયારામભાઈના સમયમા લોકો પ્રવાસના શોખીન નહતા મોટા ભાગે યાત્રા નિમિત્તે તીર્થધામોમા યાત્રિકો પ્રવાસે જતા. તે વખતે અત્યારના જેવા વાહનો નહોતા હાલમા રેલ્વેના, મોટર બસના સાધનો અને ઝડપી એરોપ્લેન જેવા પણ સાધનો ઘણા સુલભ છે. તે સમયે મુસાફરી ગાડા વાટે થતી. રસ્તાઓ પણ સારા નહિ તેમજ મુસાફરીમા ચોર ડાકુનો ભય ખાદ્ય સામગ્રી પણ સાથે લઈ શકાય નહિ અને ઘણા દિવસો સુધી પ્રવાસ ચાલતો આ બધી મુસ્કેલીઓ બાળ દયારામની સમક્ષ હતી પણ તેમણે તો જવાનો નિર્ણયજ કર્યો હતો એટલે મુસ્કેલીઓનો પ્રશ્ન ગૌણ થયો

પ્રવાસ એ પણ જીવનના વિકાસ માટે જરૂરી છે. શાળા કે વિદ્યાલયોમાથી મેળવેલુ જ્ઞાન એક રીતે અધુરૂ છે પ્રવાસથી તેમા પૂર્ણતા આવે છે અગ્રેજીમા કહેવત છે કે **Home keeping yourths have homely wits** એટલે જેઓ ઘર આગળ બેસી રહે છે અને ઘરની બહાર પ્રવાસે નીકળતા નથી તેઓ ઘર કુકડી થઈ જાય છે તેમનો બૌદ્ધિક વિકાસ અટકી જાય છે પ્રવાસથી બુદ્ધિ વિશાળ થાય છે દેશના જુદા જુદા ભાગોમા રહેતી પ્રજાની સસ્કૃતિ, લોકાચાર, સામાજીક જીવન વગેરેનો પ્રત્યક્ષ પરિચય થાય છે તેમ વેપારનો લાભ પણ મળી શકે છે આ ઉપરાત જુદા જુદા સ્થળોનુ પ્રકૃતિ સૌન્દર્ય નિહાળીને જીવનમા આધ્યાત્મિક શાન્તિ પ્રાપ્ત થાય છે એ હેતુથી હાલમા પ્રવાસો ખૂબ થાય છે ભારતની બહારના દેશોમા પણ દિનસે દિવસે જુદા જુદા હેતુઓથી પ્રવાસ કરનારાઓની સખ્યા દિન પ્રતિદિન વધતા જાય છે

પણ દયારામભાઈના સમયમા પ્રવાસનો મુખ્ય હેતુ યાત્રાઓ હતી. તે વખતે રેલ્વે દાખલ થઈ નહોતી ભારતમા તીર્થસ્થળોનુ ઘણુજ માહાત્મ્ય છે અને હિન્દુઓમા એક એવી ભાવના રહેલી છે કે જીવન દરમ્યાન પોતાના જીવનને પુનિત કરવા તીર્થ યાત્રા કરવી

જોઈએ. તે વગર પોતાનુ મૃત્યુ સુધરતુ નથી કેટલાકો એમ માને છે કે મનુષ્યના કરેલા પાપ તીર્થક્ષેત્રમા ધોવાઈ જાય છે અને તે શુદ્ધ બને છે કેટલાકો તો એમ માનતા કે મરણ સુધારવુ હોય તો કાશીએજ અવશ્ય જવુ અને ત્યાજ દેહ છોડવો વળી કેટલાકો તો ભક્તિભાવથી યાત્રા કરવા માટે જાય છે કે જ્યા ભગવાનના સ્વરૂપના દર્શન કરીને જીવનને સાર્થક બનાવી શકે દયારામભાઈનો યાત્રાનો હેતુ એજ હતો હજુ દયારામભાઈ પુરેપુરા પુષ્ટિમાર્ગીય ન હોતા પુષ્ટિમાર્ગનો એમને રગ લાગ્યો હતો એટલુજ પણ તે કાચા ઘડા જેવા હતા, માટેજ ભટ્ટજી મહારાજે તેમને યાત્રાએ જવાનો આદેશ આપેલો

ભારતના ઘણા ખરા તીર્થો પ્રકૃતિની ગોદમાજ આવેલા છે કોઇક સમુદ્ર કિનારે તો કોઇ નદી તટે તો કોઇ પર્વતની તળેટીમા યાતો તેના શિખર ઉપર અગર તો કોઈ સપૂર્ણ વનશ્રીથી સમૃદ્ધ એવા ઉપવનોની મધ્યમા આવેલા છે કે જે સ્થળોએ જવાથી મનુષ્ય આધ્યાત્મિક શાતિ મેળવી શકે છે, તેમની સાસારિક કામનાઓ શુદ્ધ થાય છે, માનસિક વિકારો શાત પડે છે, અગર પ્રભુનો સાક્ષાત્કાર કરવાની કે દિવ્ય જીવનની પ્રેરણા પ્રાપ્ત થાય છે વૃન્દાવન જેવા તીર્થ સ્થળમા ભક્તને ભગવાનની લીલાના સાક્ષાતદર્શન કરીને પોતાને એ દર્શન કયારે થાય એવી અભિલાષા જાગ્રત્ થાય છે દયારામભાઈને કોઈ લોકાચાર કે સમાજ જીવનજ જોવા નહોતા, તેમ કુદરતનેજ નિહાળવી નહોતી પોતાની જન્મભૂમિ ચાદોદમા નર્મદા તટે પ્રકૃતિનુ સૌન્દર્ય ઘણુ પથરાએલુ છે તે સૌન્દર્ય ચાદોદમા ખૂબ ધરાઇને નિહાળ્યુ હતુ એટલે પ્રકૃતિ સૌન્દર્ય નિહાળવા માટે તેમનો યાત્રાનો હેતુ નહોતો પણ તે તે સ્થળે બિરાજતા ભગવાનના સ્વરૂપોના દર્શન કરીને પોતાના આત્માને પુનિત કરવુ અને જીવનને દિવ્ય પથે વાળવુ એ હતું

'રસિક વલ્લભ' ગ્રન્થમાં પોતે કરેલી યાત્રાઓની યાદી આવી છે તેમાં જે ક્રમ આવ્યો છે તે પરથી એમ જણાય છે કે સૌથી પહેલા યમુના પાન કરવા જાય છે. પછી ગોકુલ, મથુરા અને વૃન્દાવન જાય છે, અને ગિરિરાજના દર્શન કરે છે તેમજ વ્રજચોરાશી કોસની પણ પરિક્રમા કરે છે. ત્યાંથી ઉત્તર તરફ જાય છે અને હિમાલય ઉપર આવેલા તીર્થો, હરિદ્વાર અને બદ્રીનારાયણ અને માન સરોવર સુધી જાય છે. પછી કુરુક્ષેત્ર તરફ વળે છે. ત્યાથી ગંગા સ્નાન કરી, અયોધ્યાપુરી પાસે સર્યૂસ્નાન કરી, પ્રયાગરાજના ત્રિવેણી સંગમે જાય છે અને શ્રીવેણુમાધવની યાત્રા કરે છે પછી ચિત્રકૂટ જઈને કાશીપુરી જાય છે અને ત્યાં ગંગાસ્નાન કરે છે. ત્યાથી ઝાડખંડી તરફ વળે છે, અને કપિલ દેવની યાત્રાએ જાય છે. ત્યાથી પુરુષોત્તમપુરી તરીકે ઓળખાતી જગન્નાથપુરીએ જાય છે. પછી તે દક્ષિણ તરફ વળે છે. ત્યાં શ્રીરંગના દર્શન કરે છે અને પછી વ્યંકટેશ જાય છે અને પછી શંકરાચાર્યના સ્થાન શિવકાચી અને રામાનુજના સ્થાન, વિષ્ણુકાચીએ જાય છે અને વરદરાજનાં દર્શન કરે છે. દક્ષિણે ઠેઠ સેતુબન્ધ રામેશ્વર સુધી જાય છે. પછી મહારાષ્ટ્રની દિશામા સઘ ચાલે છે. ત્યા પંઢરપુરમાં ચન્દ્રભાગાના તીરે વિઠોબા અને ભીમરસી ઉપર ભીમાશંકર અને નાસીકમાં ત્ર્યમ્બકેશ્વર જઈને દણ્ડકારણ્યમા થઈને આગળ વધે છે અને તાપીતટના તીર્થોની યાત્રા કરીને પછી ભરુચ અને ત્યારબાદ ચાંદોદ થઈ દ્વારકા જાય છે અને પછી નરસિંહ મહેતાના જુનાગઢની યાત્રા કરે છે. તેમજ સૌરાષ્ટ્રના બીજા સ્થળોએ પણ જાય છે. પછી અમાજી જાય છે. ત્યાથી સિદ્ધપુરને રસ્તે પાછા વળે છે અને રણછોડરાયનાં દર્શન કરવા ડાકોર જાય છે. ત્યાંથી મેવાડ તરફ વળે છે. રસ્તામાં એકલંગજીના ધાગે થોડો વખત રોકાય છે. પછી શ્રીજીદ્વાર જાય છે અને પછી પાછા વ્રજભૂમિમાં જાય છે. આ તીર્થાવલિમા જે ક્રમ દેખાડયો છે તેમાં પ્રથમ યમુનાનાં દર્શન કરે છે અને છેવટે શ્રીનાથજીનાં દર્શન

કરે છે. કેટલાકના મત પ્રમાણે પ્રથમ શ્રીનાથજીનાં દર્શન કરીને યમુનાના દર્શન કરવા પોતે જાય છે એમ કહે છે. આ યાદી તો ભારતવર્ષમા કયા કયા તીર્થો છે એનોજ આપણને ખ્યાલ આપે છે. આ ક્રમેજ દયારામભાઈએ યાત્રા કરી હોય એમ માનવાનુ કારણ નથી. કવિ માત્ર એટલુજ કહેવા માગે છે કે તેમણે ભારતવર્ષના લગભગ તમામ તીર્થોની યાત્રા કરી હતી પણ હજુ તેમના હૃદયને પૂર્ણ આનદ મળ્યો નહોતો. તે તો ગુરુકૃપા હોય તોજ મળે. એટલે યાત્રા પુરી કર્યા પછી ફરીથી ભટ્ટજીની પાસે ડાકોરમા દયારામભાઈ સત્સગ માટે જાય છે અને પુષ્ટિમાર્ગ અને શુદ્ધાદ્વૈત તત્ત્વ જ્ઞાનના ગ્રન્થોનુ રહસ્ય સમજે છે. એને પરિણામે દયારામભાઈએ "રસિકવલ્લભ ગ્રન્થ લખેલો છે' એ ગ્રન્થ ૧૮૮૪ મા દયારામભાઈની ૫૧ વર્ષની ઉમરે ચાદોદમા લખેલો છે. ઇચ્છારામભાઈની પાસેથી જે કોઈ જ્ઞાનની પ્રસાદી તેમને મળી તેના ફળ તરીકે એ ગ્રન્થની રચના તેમણે કરેલી છે. એમ અમારૂ માનવું છે જો કે બીજો મત એવો પણ છે કે એ ગ્રન્થની રચના ત્રીજી વ્રજયાત્રા શરુ કરી તે પહેલા લખાયેલો છે. ઉપર જે તીર્થોની યાદી આપી છે તેમા એક વસ્તુ ખાસ ધ્યાન ખેચે છે તે એ કે જે દયારામભાઈ પુષ્ટિમાર્ગના ચુસ્ત અનુયાયી હતા, અને શ્રી વલ્લભાચાર્યને અનન્યભાવે ગુરુ તરીકે સ્વીકારે છે અને જેમણે શ્રી દેવકીનદજી મહારાજની પાસેથી ચાર વર્ષની વયે નામ નિવેદન મત્ર લીધો હતો અને જેમણે પાછળથી ગોસ્વામી શ્રી વલ્લભનાતજી મહારાજ પાસેથી ૧૮૪૭ મા શ્રી નાથદ્વારા મુકામે બ્રહ્મસબધ લીધુ હતુ અને જેમણે ૧૮૬૧ મા પાછી મરજાદ લીધેલી તેમની તીર્થોની યાદીમા શ્રી વલ્લભાચાર્યજીની બેઠકો ચ પારણ્ય વગેરેનો બીલકુલ ઉલ્લેખ નથી એટલે ઉપરની જે યાદી આપેલી છે તે સપૂર્ણ નથી. કવિશ્રી પૂરેપૂરા પુષ્ટિમાર્ગીય બન્યા તે પહેલાની હોવી જોઇએ.

: [1] વ્રજયાત્રા એમની મોટી યાત્રા હતી. ૮૪ બેઠકોની યાત્રા કરવાની

એમની ઇચ્છા પરિપૂર્ણ થઈ શકી નહિ હોય, કારણકે પોતે વ્રજયાત્રાથી પાછા ફર્યા ત્યારે તેમની ઉમર ૬૦ વર્ષની હતી. પોતે એકલા, અને વાર્ધકયની નબળાઇઓ દેહમા જણાતી હતી, તેમજ ૬૫ વર્ષની ઉમરે તેમને ગંભિર મંદવાડ આવ્યો. તે સંજોગમાં કદાચ્ બેઠકોની યાત્રા કરી શકયા નહિ હોય. દયારામભાઈની તીર્થયાત્રાનો મોટામા-મોટા લાભ ગુજરાતની જનતાને એ મળ્યો કે તેમણે યાત્રાનાં સ્થળોમાં અનેક કાવ્યો રચ્યા. જેથી જે જે તીર્થધામમાં પોતે ગયા ત્યા ત્યાથી એમને ખાસ કાવ્ય લખવાની પ્રેરણા મળી હતી. એવાં ઘણા કાવ્યો તીર્થયાત્રા દરમ્યાન લખાયા હતાં. એમનાં કેટલાંક મોટાં કાવ્યો હતાં અને કેટલાંક નાના-ગરબીઓ, ધોળ, પદ વગેરે. ૧૮૪૭ ના વર્ષમાં તેઓ નાથદ્વારા ગયા ત્યા કેટલાક દિવસો રોકાયા. શ્રીનાથજીનાં નિત્ય દર્શન કરતા. એ સમયે પણ એમણે કેટલાક શ્રીનાથજીના સ્વરૂપનું વર્ણન કરનારાં ઉત્તમ કાવ્યો લખ્યાં છે.

શ્રી નાથદ્વાર એ વૈષ્ણવોનું મોટું યાત્રાનું ધામ છે અને ત્યાં શ્રી વલ્લભાચાર્યનાં પુષ્ટિમાર્ગ પ્રમાણે સેવા થાય છે. શ્રી નાથજીનુ અસલ નામ શ્રી ગોવર્ધનનાથજી છે. કર્નલ ટોડ તે વિષે નીચેની માહિતી આપે છે.

"નાથદ્વારા હિન્દુઓના વિષ્ણુ દેવનું પ્રખ્યાત દેવસ્થાન છે. તેનું મૂળ નામ નાથદ્વારા. નાથ એટલે 'પ્રભુ' અને દ્વાર એટલે દરવાજો. મતલબ કે પ્રભુનો દરવાજો. આ નાથદ્વારા બનાસ નદીના કીનારા ઉપર ઉદેપુરની ઉત્તરે ઇશાન કોણમાં ૩૦ માઇલ દૂર છે. તેની ખ્યાતિ શ્રી કૃષ્ણની મૂર્તિને લીધે ઘણી છે. તે સૌથી પ્રતિષ્ઠિત યાત્રા ધામોમાનું એક છે. જહાગીર અને શાહજાનના સમય સુધી આ પવિત્ર દેવ વ્રજભૂમિમાં બિરાજતા હતા. પરંતુ ઔરંગઝેબના સમયમાં આ દેવને વ્રજનો ત્યાગ કરવો પડયો હતો ત્યારે ઔરંગઝેબે આખા વ્રજમાં પવિત્ર

દેવસ્થાનો અપવિત્ર કરવા માડયા ત્યારે ઉદેપુરના રાણા રાજસિંહે તે પવિત્ર દેવની સેવા માટે એક લાખ રાજપુતોના માથા આપ્યા હતા અને એ પ્રભુને કોટા અને રાયપુરને રસ્તે થઇને મેવાડમા પધરાવ્યા હતા."

મેવાડના સીંહાડ ગામની પાસે ટેકરી ઉપર શ્રી નાથદ્વારા ગામ વસ્યુ અને ભારતવર્ષનું એક મુખ્ય યાત્રાધામ બન્યુ. ઉદેપુરના મહારાણાઓ શ્રીનાથજી પ્રત્યે ખૂબ ભાવ રાખતા હતા. તેથી નાથદ્વારાને કેટલીક ભેટો પણ પ્રાપ્ત થઈ હતી. એટલુ જ નહિ પણ નાથદ્વારાની માલીકી ગોસ્વામીના વશજ તિનકાયતને પુરેપુરી સુપ્રત કરવામા છે

ગ્રાઉઝ નામના બ્રિટીશ અમલદારે પણ 'ગિરિરાજ એટલે ગોવર્ધન' નામના લેખમા આ મૂર્તિની પ્રાચીનતાનો ઉલ્લેખ કર્યો છે અસલ સ્વરૂપ ઈસ્વીસન ૧૫૨૦ મા શ્રીવલ્લભાચાર્યજીએ સ્થાપન કરેલુ. તેમની આજ્ઞાથી તેમના સેવક પૂર્ણમલે ત્યા મદિર બાધેલુ ગિરિરાજની ગુફામાથી એ સ્વરૂપ સ્વત પ્રકટ થએલુ. "જુઓ ૮૪ વૈષ્ણવની વાર્તામા વૈષ્ણવ સદુપાણ્ડેની વાર્તા". ઔરંગઝેબના શાસન દરમ્યાન હિન્દુ મદિરોને તોડવાની નીતિ અપનાવવામા આવી હતી મથુરાના કેટલાક મદિરો તોડી નાખવામા આવ્યા હતા. તે સમયે આ ગોવર્ધનનાથજીનુ મદિર પણ ભયમા આવી પડયુ. આથી તે સ્વરૂપને ઉદેપુર રાજ્યના નાથદ્વારા ગામમા લઈ જવામા આવ્યુ. "જુઓ શ્રી નાથજીનો ઈતિહાસ". ગિરિરાજથી પ્રથમ આગ્રા ત્યાથી દડોતઘાર ત્યાથી કોટા પછી કૃષ્ણગઢ, ચાપાસેની, ઉદેપુર અને સીંહાડ એમ આ સ્વરૂપ જુદે જુદે સ્થળે પધાર્યું. પુષ્ટિ સપ્રદાયની માન્યતા પ્રમાણે શ્રી ગોવર્ધનનાથજીના ત્રણ સ્વરૂપ છે વડોદરામા આવેલુ શ્રીનાથજીનુ સ્વરૂપ શ્રીનાગદમન કહેવાય છે.

બનાસ નદીના કાઠા ઉપર ટેકરા ઉપર આ ભવ્ય મદિર આવેલું

છે. અહિંઆ આવીને કવિ દરરોજ શ્રીનાથજીની સન્મુખ બેશીને કીર્તનો કરતા અને ભાવુક યાત્રાળુઓની સમક્ષ ગાઈ બતાવતા. શ્રી નાથજીના સ્વરૂપ સમક્ષ ઉભા રહીને શ્રીઅંગના દર્શન કરતાં કવિ ખૂબ આનંદમા આવી જતા, અને તેનું વર્ણન કાવ્યમા પણ કરતા. શ્રી નાથજીને લગતા ઘણા કાવ્યો તેમણે લખેલા છે. તેમાનાં થોડાક નીચે પ્રમાણે છેઃ—

(૧) મોહન મધુરાકૃત શ્રી નાથજી રે, નટવર નંદ કુમાર,
મોહ પામે સૌની મતિ શ્રી નાથજી રે, નિજજન પ્રાણાધાર.

× × + ×

લલિત ત્રિભંગી છેલડા શ્રીનાથજી રે, મદન મનોહર રૂપ,
આનંદ ઘન અલબેલડા શ્રીનાથજી રે, અખિલ ભુવનના ભૂપ;
જીવન ગોપીજન તણુ શ્રીનાથજી રે, રસીયા જનના રાય,
નિરખે સુખ પામે ઘણું શ્રીનાથજી રે, મન મોહે લોભાય.
મોર મુગટ મણિએ જડયો શ્રીનાથજી રે, પ્રભા લજાવે હંસ,
ઢળક અલક ભ્રુકુટિ અડયો શ્રીનાથજી રે, મુક્તા ફળ અવતંસ.

આમા કવિએ કેવી સુદર રીતે શ્રીનાથજીના મણિએ જડેલા મુગટનું વર્ણન "પ્રભા લજાવે હંસ" એ શબ્દોથી કર્યું છે! શ્રી નાથજીના મુગટનો પ્રકાશ તે હંસની પ્રભાને પણ લજાવે તેવો છે. હંસ પણ ધોળા હોય છે પણ શ્રી નાથજીના મુગટના મણિને જોઈને હંસો શરમાઈ જાય છે કારણકે તેમની ધવળતા કરતાં તે ધવળતા કેટલી બધી અધિક છે. બીજી લીટીમા ભ્રુકુટીને સ્પર્શ કરતા ઢળકતા અલકનું વર્ણન કર્યું છે તે પણ કેટલું બધું મનોહર છે!

(૨) સર્વના શિરોમણી શ્રીનાથજી રે લોલ,
આપના સ્વરૂપ વિષે સર્વ, મારા વ્હાલાજી હો;
સર્વે સેવાયુ તમોને સેવતા રે લોલ.

આ કાવ્યની અંદર શ્રીનાથજીના મુગટનું વર્ણન કરે છે.

તેને અક્ષ લોક કહે છે. કાનનાં કુંડળને સાંખ્ય યોગ કહે છે. છત્રને વૈકુણ્ઠ, ચમ્મરને ધર્મ, વિંજનને યશ, ચક્ષુને સૂર્ય ચન્દ્ર, વનમાળાને માયા, વૈજ્યન્તીને 'ભક્તિ એ રીતે આધ્યાત્મિક રીતે શ્રીનાથજીના સ્વરૂપનું વર્ણન કરેલું છે.

(૩) તેમ કહીને તમને વર્ણવું હે શ્રી નાથજી રે.

(૪) શ્રીનાથજીનું વદન કમળ જોયું જેણે એકવાર,
શ્રી નાથજીનું વદન કમળ જોયું.

(૫) સદ્‌ગુણ સિન્ધુ શ્રી નાથજી રે, રહેજો સૌ કોને મોહ લાગે.

જેઓ દયારામભાઈ પાસેથી આવાં પદો સાભળતા તેઓ બધા વાહવાહ કહેતા અને ત્યાના તિકેટ મહારાજ તો દયારામભાઈને સૂરદાસની સાથે સરખાવતા. દરરોજ નવા નવા પદો બનાવીને શ્રી નાથજીને સમર્પણ કરતા. રાત્રે મહારાજની બેઠકમાં દયારામભાઈને ખાસ આમંત્રણ મળતું અને દયારામભાઈની પાસે તેમનાં બનાવેલાં કીર્તનો અને પદો મહારાજશ્રી બહુ ઉમંગથી સાંભળતા. તેમ જુદી જુદી વૈષ્ણવ મંડળીઓમાં તેમને ખાસ આમંત્રણ મળતા. શ્રી નાથજીને વિષે લખેલા કાવ્યો ભક્તિભાવથી નિતરતાં છે. એમાં કોઈ કોઈ વખતે કવિ પોતાના વિરહભાવને પ્રકટ કરતા અને કોઈ કોઈ વખત જાણે પ્રભુને ઉપાલમ્ભ પણ આપતા. જેમ કોઈ નાયિકાએ પોતાના નાયક (પ્રેમીને) પોતાનું સર્વસ્વ જીવન અર્પી દીધું હોય અને છતાં તે નાયક તેને સંયોગનું સુખ ન આપે ત્યારે તેના હૃદયમાં અંતર્વેદનાની જ્વાળા પ્રકટે છે અને પછી પોતાના નાયકને ઉપાલમ્ભ આપે છે તે પ્રમાણે કવિના હૃદયમાં હવે પ્રેમ લક્ષણા ભક્તિ પ્રકટી હતી. તે પ્રભુને પોતાનું સર્વસ્વ પોતાના પતિ તરીકે માનતા હતા. પોતામાં ગોપીનો ભાવ સ્કુરતો હતો; પણ પ્રભુના સંયોગનું સુખ મળ્યું નથી એમ પોતે માનીને પોતે જાણે પ્રોષિતભર્તૃકા નાયિકા ન હોય એવી રીતની અંતર્વ્યથા અનુભવતા હતા. તેવે

સમગે એક વખત તેમણે રોષમા આવીને નીચેનુ પદ શ્રીનાથજીની સન્મુખ ગાયુ.

શુ કહીએ શ્રીજી શરણુ પડયાને સંતાપો,
એ મોટુ કૌતુક દુઃખ વિમુખ સુખ આપો રે:—૧
વ્રજનો પરિકર અતિ વલ્લભ તેહને વ્રજમા ગ્રેહમા બાળ્યો,
વૈષ્ણવ વેરી અતિ વિષયી વાસવ એને પાળ્યો.—૨

* * * *

સત પીડયાની ટેવ તમને શી પડી છે,
કોણ જાણે તેમા વસ્તુ રૂડી શી જડી છે.
તમને ઠપકો દેતા કાળજડુ મારૂ ધ્રુજે,
દયો કહે મને બહુ દુઃખમા હરિ ભજવા ના સુઝે.

આ પદમા કવિ શ્રી નાથજીને ઠપકો આપે છે 'કે હુ તમારો દાસ, મારૂ સર્વસ્વ તમને માનુ, તમારા શરણે હુ અહિ રહુ છુ અને તમારા સયોગ સુખની અભિલાષા રાખુ છુ; છતાં તમે મારી ઇચ્છા પૂર્ણ કરતા નથી અને જે લોકો તમને ધિક્કારે છે. જેઓ સાધુઓને પીડે છે, જેના જીવન પાપાચરણથી ભરેલાં છે, જેમના વર્તન દુષ્ટ છે તેમને તમે કંઈ પણ સંતાપ આપતા નથી. ઉલટુ સાસારિક સુખ અને વૈભવ આપો છો. હુ કાંઈપણ તમારી પાસે માગતો નથી. મારે તો આપનો પ્રેમ જોઈએ છીએ. આપની દાસી થવાના મારા કોડ છે. પણ આપ મારા તરફ કૃપાદષ્ટિ કરતા નથી. આ તમારો કેવો વિચિત્ર સ્વભાવ છે કે પોતાના જનને સુખથી વંચિત રાખો છો અને બુહિર્મુખોને એમનુ માગ્યુ સુખ આપો છો. 'તમને મારે કેવી રીતે ઠપકો આપવો !' આ પદ પોતે ગાતા હતા ત્યારે ત્યા બીજા વૈષ્ણવોએ તેમ અધિકારીએ તે સાભળ્યુ, તે વાતની ચર્ચા અંદર અંદર થઈ કે ગુજરાતમાથી આવેલો આ વૈષ્ણવ શ્રીનાથજીને ઉપાલભ

આપે તે ઠાકોરજીની નિંદા કર્યા બરાબર છે. શ્રીનાથજીને આ રીતે ગાળો ભાંડવી તે વૈષ્ણવ ધર્મથી વિરુદ્ધ છે. એટલે એમાના કેટલાક વૈષ્ણવો અને અધિકારી ટિકેત મહારાજની પાસે ફરીયાદ કરવા ગયા અને તિલકાયતે એ વાત સાભળી અને નિર્ણય કર્યો કે એ ગુજરાતના વૈષ્ણવ દયારામનુ મંદિરમા દર્શન કરવાનું બંધ કરો. આથી એમને મંદિરની બહાર કાઢવામા આવ્યા. દયારામભાઈએ પોતે શુ કહેવા માગતા હતા તે તેમણે સમજાવ્યું પણ કોઈએ એમનું સાભળ્યું નહિ. પછી તો દયારામ બનાસ નદીના કિનારે જઇને બેઠા. અંતસ્તાપ ખૂબ વધવા લાગ્યો. અન્નજળનો પણ ત્યાગ કર્યો. પોતે જાણે મહાન અપરાધ કર્યો હોય તેવું થવા લાગ્યું. શ્રીજીના સ્વરૂપમાં દૃષ્ટિ રાખીને તથા તેમના ચરણમા ચિત્ત સ્થિર કરીને બેસી રહ્યા. ત્રણ દિવસ અને ત્રણ રાત્રીઓ સુધી અખંડ અષ્ટાક્ષરનો જાપ કરવા લાગ્યા. આ પ્રસગે નીચેના કાવ્યો એમને સ્ફુર્યા.

૧. શરણ પડયો છુ રે શ્રીહરિ, નથી મારે અવર આશ વિશ્વાસ,
શ્રી વલ્લભના રે લાડીલા, અનન્ય આપ તણો હુ દાસ.

૨. દર્શન દયોની રે દાસને, મહારા ગુણનિધિ ગિરિધર લાલ,
નાથ નિવારો ત્રાસને, આપો આપ ઉપર અતિ વહાલ.

૩. હો શ્રીનાથજી મો પૈં રહે કયા રીસાઈ,
મેરે પિયુ સુખદાય, હો શ્રીનાથજી,
દરસ પરસ કી પ્યાસી, તલપત અખીયા;
શ્રી મુખ દેહો દેખાય, હો શ્રી નાથજી.
દોષ સમુઝકે દૂરે રહત હો, કિ કરી કહો કહા જાય,
હાહાં કરી કર જુરી નખ ધસ હો શ્રીનાજી કહુ;
અધરા પરપર પરૂ પાય, હો શ્રીનાથજી કહા બરાઈ.

* * *

કવિને આ રીતે અન્ન જળ ત્યાગ કરીને બનાસના કીનારા ઉપર બેઠેલા જોઇને, તેમજ આખમાંથી અશ્રુઓ વહેતાં નિહાળીને

કેટલાક વૈષ્ણવો મહારાજશ્રીની પાસે પહોંચ્યા અને કવિની સ્થિતિનો ખ્યાલ આપ્યો. આથી મહાજશ્રીએ એકદમ તેમને દર્શનની છુટ આપી અને અધિકારી તથા બીજાઓને તેમને બોલાવી લાવવા આજ્ઞા કરી. મહારાજશ્રી તરફથી દર્શનની છુટ મળી જાણીને કવિને ખૂબ આનંદ થયો. મહારાજશ્રીનાં ચરણ સ્પર્શ કર્યાં અને મહારાજ તેમને પ્રેમથી ભેટયા. કવિનાં દર્શન બંધ કરવા માટે મહારાજને પણ દુઃખ થયું. ત્યારપછી કવિને પ્રસાદ લેવા માટે કહ્યું. પણ શ્રીજી બાવાને હજુ રાજભોગ સર્યો, નહોતો એટલે કવિએ કહ્યું. 'મારા શ્રીજી બાવા હજુ રાજભોગ આરોગ્યા નથી, તો હું પ્રસાદ શી રીતે લઉં?' મારા પ્રભુ ભુખ્યા હોય અને મારાથી કેમ જમાય? ત્યારે મહારાજશ્રીએ ઉત્તર આપ્યો 'તમો ત્રણ દિવસના ભુખ્યા છો. તમે જ્યાં સુધી પ્રસાદ નહિ લો ત્યા સુધી શ્રી નાથજી પણ રાજભોગ આરોગશે નહિ. 'એવી સ્વપ્ન દ્વારા મને આજ્ઞા થઈ છે માટે તમે હઠ કરો નહિ. શ્રી મહાપ્રભુજીની આજ્ઞા છે કે— **हठः त्याज्यश्च सर्वथा.** મહારાજશ્રીના વચન પછી કવિએ મંગળ ભોગનું પ્રસાદી દૂધ લીધું અને તુરતજ રાજભોગ સર્યો અને રાજભોગના દર્શન કવિએ કર્યા. આ દર્શન કરતી વખતે કવિને દેહાનુસંધાન રહ્યું નહિ. મહારાજશ્રી વસ્તુ સ્થિતિ સમજી ગયા અને કવિ ઉપર ચરણોદક છાંટયું. કવિ તુરતજ શુદ્ધિમાં આવ્યા અને પછી શ્રીનાથજીની ભાવનાના પદો ગાયા.

નાથદ્વારામા કવિ રહ્યા તે સમયે કેટલાક સંગીતના ઉસ્તાદો અને ભક્તોના કાવ્યો સાભળવાનો તેમને લાભ મળ્યો. સામ્પ્રદાયિક કીર્તનની માહિતી પણ મેળવી. અષ્ટછાપના કવિઓનાં કીર્તનોનો લાભ તેમને સારો મળ્યો. તેમ કીર્તન સંગીતનો પણ અભ્યાસ કર્યો. અહિંઆજ 'કવિની કવિતારૂપી કળીની પાંખડીઓ ઉઘડવા માંડી. શ્રીનાથજીની વિદાય લઈને કાકરોલી ગયા. અહિંઆં મહારાજે તેમને ઉપરણો ઓઢાડયો.

કવિને નામ **નિવેદન** તો તેમની ચાર વર્ષની વયે થયુ હતું. પણ પુષ્ટિમાર્ગની પ્રણાલિકા પ્રમાણે જ્યા સુધી બ્રહ્મ સબંધની .દીક્ષા ન મળે ત્યા સુધી પુષ્ટિમાર્ગીય ભક્ત બની શકાતુ નથી. આથી તેમણે નાથદ્વારામા ૧૮૪૭ ની સાલમા શ્રી વલ્લભલાલજી મહારાજદ્વારા બ્રહ્મ સબધની દિક્ષા લીધી. આ બ્રહ્મ સબંધ આપનર તે + વલ્લભલાલજી મહારાજ છે તેવુ સમર્થન 'ભક્તિવિધાન' ગ્રન્થથી મળે છે શ્રી શકરપ્રસાદ રાવળના જણાવ્યા મુજબ વડોદરા .મુકામે બ્રહ્મ સબધ તેમને થાય છે. પણ શ્રી જીવનલાલ જોષીના 'જીવન દર્શન લેખ' મા નાથદ્વારામા તેમને બ્રહ્મ સબધ થયેલુ જણાવવામા આવ્યુ છે, સ્થળ ગમે તેમ હોય પણ એમને બ્રહ્મ સબધ આપનાર ગુરુ તે શ્રી વલ્લભલાલજી મહારાજ હતા તે વાત ચોક્કસ છે. આ બાબતનો નિર્દેશ એમણે નીચેની લીટીમા કર્યો છે.

> "શ્રી વલ્લભ કુળ પ્રગટીયો શ્રી પુરૂષોત્તમનો વંશ,
> આચાર્યભાનુ વૈશ્વાનર, દિવ્યાગ્ની કેરા અંશ;
> તિલકાંકિત શ્રીમદ્ સદ્ગુરુ ગોસ્વામી વલ્લભવાલ,
> બ્રહ્મ વિદ્યા દાન દઈ દાસને કરીઓ ન્યાલ.

ભક્તિવિધાન ગ્રન્થમા જણાવ્યા પ્રમાણે (સદ્ગત્ જોષીજીના નોધ ને અનુસરીને) તેઓ જોધપુરની ગાદીવાળા મહારાજ હતા.

---

+ભક્તિપોષણ—

પુષ્ટિપથ શ્રી વલ્લભપ્રભુ જઈએ તેને શર્ણ.

નામ નિવેદન મર્યાદા ધરી સેવીએ શ્રી ગિરિધરણ

શ્રી ગિરિધરણ ગુરુ વૈષ્ણવ પ્યાર ઉદ્ધારે ગતિ કરે માર્ગઅનુસાર મનુષ્ય જન્મનો એ તે સાર જે માને તે પામે સાર.

સેવો શ્રી કૃષ્ણ ૯૮

સદ્‌ગુરુ વલ્લભલાલ પદ, રેણુ સીર પર ધાર,
ભક્તિ વિધાન આ ગ્રન્થકો લીખું નિજ મતિ અનુસાર.

આ શ્રીવલ્લભલાલજી જોધપુરવાળી ગાદીના તિકાયત શાખાના જે શ્રી કાકા વલ્લભજીના નામથી પ્રસિદ્ધ હતા એ માનવું યોગ્ય લાગે છે. (આ માટે વાચો શાસ્ત્રીજી કેશવરામનો 'અનુગ્રહ' માં આવેલો લેખ.)

બ્રહ્મ સંબંધ લીધા પછી કવિને પુષ્ટિમાર્ગનો ખરો રંગ લાગે છે અને તેમની પુષ્ટિભક્તિ ખૂબ વેગથી વિકાસ પામે છે.

નાથદ્વારાથી કવિ કાકરોલીની યાત્રાએ ગયા હતા. કાકરોલી એ શ્રીનાથદ્વારા પછી બીજું પુષ્ટિમાર્ગીઓનું યાત્રા સ્થળ છે. જ્યાં અનેક ભાવિકો શ્રીદ્વારકાધીશના દર્શનાર્થે આવે છે. પ્રથમ શ્રીનાથદ્વારા, પછી કાકરોલી અગર તો પ્રથમ કાકરોલી અને પછી નાથદ્વારા—એ રીતે વૈષ્ણવો આ સ્થળે દર્શનાર્થે આવે છે. નાથદ્વારાથી, તે નજીકનું એટલે ૧૧ માઈલના અંતરે રાયસાગરના કિનારા પર આવેલું છે. કાકરોલીનું બીજું નામ કાકડોલી (કંકર પહોલી) પણ છે. રાજ પ્રશસ્તી મહાકાવ્યમા કાકરોલી તરીકે તેનો ઉલ્લેખ થયેલો છે. તેમ તામ્રપત્ર તથા શીલાલેખોમા કાકડોલી એવો ઉલ્લેખ થએલો છે. અહિંઆ બીરાજતા ભગવાન્ શ્રીદ્વારકાધીશ એ અંબરીશ રાજાને માથે બિરાજતા હતા. પછી વશિષ્ટ ઋષિ અને વ્યાસ મહર્ષિએ તે સ્વરૂપની સેવા કરી. પછી યુધિષ્ઠિર, પરીક્ષિત દ્વારા અને જનમેજય દ્વારા તેમની સેવા થઈ હતી. પાછળથી તે સ્વરૂપ અર્બુદાચલ પધારેલું ત્યાર પછી કનોજના દરજી નારાયણદાસને સ્વપ્ન દ્વારા દર્શન દીધેલા અને તે દરજીની પાસે સ્વરૂપ પધાર્યું અને ઘણાં વર્ષો સુધી તેના વંશજોએ તેની સેવા કરી. ત્યાર પછી શ્રી વલ્લભાચાર્યના સમયમાં તેમના અનન્ય ભક્ત દામોદરદાસને ત્યાં એ સ્વરૂપ પધાર્યું. ત્યાર પછી શ્રી વલ્લભાચાર્યના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીને ત્યાં એ સ્વરૂપ

પધાર્યું. ત્યાર પછી તેમના તૃતીય લાલજી શ્રીબાલકૃષ્ણલાલજી તેમની સેવા કરવા લાગ્યા હાલમા પણ તે વંશના ગોસ્વામી શ્રી વ્રજભૂષણલાલજીની સેવા કરે છે. કાકરોલી શરૂઆતમા નાનકડુ ગામ હતુ તેની પૂર્વમા આસોટીયા ગામમા તે ધામ આવેલુ છે તેની નજીક રાયસાગર અગર રાજસમુદ્ર જેનુ બીજુ નામ જયસમુદ્ર છે તે આવેલુ છે આ રાજસમુદ્ર જો કે તળાવજ છે છતા તેમા બનાસ, વેડચ, ખારી અને તાલેડી નામની નાની નદીઓના પાણી તેમા ઠલવાય છે એની ચારે બાજુએ પત્થર બાંધી પાળ બાંધેની છે ઉદેપુરના રાજવીઓના આશ્રયથી એ બાંધવામા આવ્યુ છે સંવત ૧૭૨૭ મા આસોટીયામા મંદિર પુરૂં બંધાયુ અને દ્વારકેશ પ્રભુ ત્યા બીરાજ્યા. ૧૭૫૧ મા ખૂબ વૃષ્ટિ થઈ અને મંદિરની ભીતર જલ પેસી ગયા આથી દેવલ નગરીમા તે સ્વરૂપને પધરાવેલુ અને પાછળથી થોડોક વખત આસોટીયામા તે સ્વરૂપ પધાર્યું. મહારાણા સંગ્રામસિંહના વખતમા અત્યારનુ કાકરોની જે સ્થળે છે તેનો પાકો ભેટ પત્રે ગોસ્વામી મહારાજશ્રીને મળ્યો અને ૧૭૭૬ મા આસોટીયાથી કાકરોલીના મંદિરમા આ સ્વરૂપ પધાર્યું. આ મંદિરની કારીગીરી ઘણી ભવ્ય છે આકર્ષક હોવા છતા તે સુદૃઢ છે મંદિરનો શિખરનો ભાગ એટલો બધો ઊંચો આવેલો છે કે દૂરથી જોનારને તે ગગનચુંબી પ્રાસાદ જેવો જણાય છે શિલ્પકલાની દૃષ્ટિએ એ મંદિર જોવા જેવુ છે નીચે નાનુ ગામ વસેલુ છે રાયસાગરના તળાવમાથી બેસીને નૌકામાથી જોનારને આ સ્થળમા દ્વારકાપુરીનો ખ્યાલ કરાવે છે અહિંઆ મંદિરના જુદા જુદા વિભાગો જેવા કે ગોવર્ધન ચોક, સિંહપોળ, શ્રીકૃષ્ણ ભંડાર, જગમોહન ચોક તથા નિજમંદિર વગેરેની રચના અનોખી પડી આવે છે અહિંઆ યાત્રાએ આવનાર સંસારને ભૂલી જાય છે અને પ્રભુની સાન્નિધ્યમા અપૂર્વ ભક્તિનો આનંદ અનુભવે છે રાયસાગરમાંથી આવતા શીતળ પવનો મનને પ્રફુલ્લિત કરે છે તેમજ કીનારા ઉપર ક્ષુદ્ર છત્રાયુ વીખરેલુ કળા અને પ્રકૃતિનુ

સૌન્દર્ય યાત્રાળુઓને જાણે તેઓ કોઈ દિવ્ય પ્રદેશમા ન હોય એવો ખ્યાલ આપે છે.

આ સ્થળમાં દયારામભાઈ આવીને થોડા દિવસ રહે છે. દ્વારકાધીશ પ્રભુના દર્શનનો અનેરો લાભ પ્રાપ્ત કરે છે. તેમજ રાયસાગરની શોભા જોઈને પરમ હર્ષ માણે છે. આ સ્થળે તેમણે નીચેનું એક કાવ્ય રચ્યું હતું.

" શ્રી દ્વારકાધીશ છો ઈશ મારે ધણી,
દંશ નહિ અવરવણ વિશ્વનાથ.
શ્રી ગિરિધરણ તવ ચરણને શરણ છું,
જન્મ ને મરણ હરિ ગ્રહે જો હાથ.
ઈત્યાદિ.
( કાવ્ય સંગ્રહ પૃષ્ટ ૨૪)

અહિંઆં નાથદ્વારમાં જેટલાં કાવ્યો લખેલાં એટલાં લખ્યાં નથી કારણ કે અહિંથી ગોકુળ મથુરાં તરફ જવાની તેમની ઉત્કૃષ્ટ તમન્ના હતી. 'રસિક વલ્લભ'માં શ્રીજીદ્વારે ગએલા એવો ઉલ્લેખ છે.

પછી શ્રીજીદ્વારે હું ગયો, જે પરમ પાવન ધામ,
મેં નીરખ્યાં શ્રી નાથજી, પરબ્રહ્મ પૂરણ કામ.

કાંકરોલીનો ઉલ્લેખ ત્યાં નથી પણ નીચેની લીટીમાં જણાવે છે કે પોતે વ્રજભૂમિમાં ગએલા છે.

"પછી વ્રજ મંડળ ફરી આવીઓ એ મુખ્ય નામોચ્ચાર."

'રસિકવલ્લભ' ની તીર્થોની યાદીમાં જો કે કાંકરોલી સ્થળનો નિર્દેશ નથી છતાં અવશ્ય ત્યાં ગયા હોવા જોઈએ. તેનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે છે.

(૧) કાંકરોલીનું તીર્થધામ એ પણ મોટું તીર્થધામ છે અને શ્રી નાથદ્વારાની નજીક છે.

(૨) તે પુષ્ટિમાર્ગીય મંદિર છે. શ્રી નાથદ્વારાના મંદિરનું સ્વરૂપ તે તિલકટ મહારાજને માથે બીરાજે છે. એટલે શ્રીગુંસાંઇજીના તૃતીય પુત્ર બાળકૃષ્ણજીને માથે બીરાજે છે. એટલે તે બને સ્વરૂપો શ્રી વલ્લભાચાર્યના વંશજોના છે. આથી દયારામભાઇ કાંકરોલીના દર્શન કર્યા વગર રહે નહિ.

(૩) વૈષ્ણવોમાં અને સામાન્ય રીતે યાત્રાળુઓમાં એવો આચાર છે કે જેઓ શ્રી નાથદ્વારાની યાત્રાએ આવે તેઓ અવશ્ય કાંકરોલી જાય છે.

(૪) દ્વારકાધીશનું જે પદ એમણે રચ્યુ છે તે આ સ્થળમાંજ રચેલું હોવું જોઇએ.

ત્યારપછી વ્રજભૂમિ તરફ કવિ પ્રયાણ કરે છે અને શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં વર્ણવેલી શ્રી કૃષ્ણ ભગવાનની લીલાનાં સ્થળોના પ્રત્યક્ષ દર્શન કરવાના કોડ જાગે છે. સૌથી પહેલા યમુનાજીમાં સ્નાન કરે છે અને કવિ ગાય છે. "મેં પ્રથમ શ્રી યમુના પુનીત જળ કર્યું શુદ્ધ, શ્રી વલ્લભાચાર્યના સંપ્રદાયમાં ગંગા કરતા યમુનાજીનું માહાત્મ્ય વધા[illegible] ગંગા અઘહરણી એટલે પાપ મોચિની [illegible] ણ ભગવા[illegible] મક સ્વરૂપનો સંબંધ કરાવનાર [illegible] ભગવાનની બાલ્યાવસ્થા યમુન[illegible] આવેલા ઉપવનોમાં ભગવાન [illegible] ાવેલી. [illegible] વાસીઓના તથા [illegible] પક્ષીઓ [illegible] યમુનાના [illegible] પર્દન [illegible]

લાગેલા દાવાગ્નિને શાંત કર્યો હતો. સાંજ ગોપોને અને ગાયોને હેરાન કરતા અસુરો વત્સાસુર, બકાસુર વગેરેનો સહાર કર્યો હતો, અને ત્યાજ ઇન્દ્રનુ માનમર્દન કરીને, ગોવર્ધન પર્વતને ટચલી આગળી ઉપર ધારણ કરીને ગોકુળ વાસીઓને અતિવૃષ્ટિમાથી રક્ષણ આપ્યુ હતુ. અને તેનાજ કીનારા ઉપર આવેલા વૃન્દાવનની ભૂમિમા ગોપીઓના સાથે રાસ ખેલ્યા હતા. ગંગા મર્યાદા માર્ગીય છે જ્યારે યમુના પુષ્ટિમાર્ગીય છે ગગા એ શિવજીના મસ્તકે બીરાજે છે. યમુના શ્રીકૃષ્ણ ભગવાનની રતિ ક્રીડાનુ સ્થાન છે. શ્રી વલ્લભાચાર્યે 'યમુનાષ્ટક' નામક એક સ્તોત્ર લખેલુ ,છે પુષ્ટિમાર્ગીયો તેનો નિત્ય પાઠ કરે છે. આ યમુનાષ્ટકના પાઠથી ભક્તોને તમામ સિદ્ધિઓ એટલે ભગવત્પ્રાપ્તિ તથા તેમા આવતા અતરાયો દૂર કરી પ્રભુના રસાત્મક સ્વરૂપની અનુભવ રૂપી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. યમુનાજીને તુર્યપ્રિયા કહેવામા આવે છે. બીજા અર્થમા કહીએ તો નિરતર પ્રવાહ રૂપે જીવનમાં વહેતી એ પ્રેમલક્ષણા ભક્તિજ છે, જે હૃદયને શુદ્ધ કરે છે અને પ્રભુ ભક્તના હૃદયમા બીરાજે છે દયારામભાઈ 'યમુનાષ્ટક'નો પાઠ નિરતર કરતા અને તેનુ માહાત્મ્ય સારી પેઠે સમજતા હતા અહિ આ નીચેનુ યમુનાજીની સ્તુતિનુ સુદર પદ દયારામભાઈ એ સર્જ્યુ છે

> "દુ સ્વભાવથી જીવાડો દુર્મતિ ટાળો માજી,
> શ્રી ગોપીજન વલ્લભ અતિ વલ્લભ મને કરો શ્રી યમુનાજી,
> અખડ અનપાયિની આપો મા સુદૃઢ પ્રેમ ભક્તિ,
> પ્રપચ વિસ્મૃતિ પૂર્વક દો મા શ્રી કૃષ્ણાસક્તિ "

* * * *

નમો શ્રીયમુને મહારાણી દેવી, સુરાસુર બ્રહ્મા શિવાદિક.
(ઇત્યાદિ)

* * * +

ત્યારપછી કવિ ગિરિરાજમા શ્રી રાધાકૃષ્ણના યુગલ સ્વરૂપના દર્શન કરે છે અને શ્રી ગિરિરાજ પ્રભુની સ્તુતિ કરે છે; તેમજ યુગલ સ્વરૂપનું પણ વર્ણન કરે છે.

શ્રી ગોવર્ધનધર લાડીલો રે સગે શ્યામા પ્યારી,
યુગલ સ્વરૂપ આ જોઈને ઠરે આખડી મારી.

યુગલ સ્વરૂપનુ વર્ણન નીચેની પંક્તિઓમા સુંદર રીતે કર્યુ છે.

"ઝુલે ઝુલે શ્રી યુગલ કિશોર હીંડોરના,
સબ રસિકન કે સીર મોર રંગ ઝુલે."

(કાવ્ય સંગ્રહ પૃષ્ટ ૫૬૨) ઈત્યાદિ

આ સમયે હીંડોળાના દર્શન થતા હતાં એટલે યુગલ સ્વરૂપને હીંડોળામા ઝુલતા સમયનુ વર્ણન ૩૦ લીટીઓના આ કાવ્યમા કર્યુ છે.

"મેરી રસના તુ વે રાધાકૃષ્ણ કયા ન ગાય"
તથા "શ્રીમદ રાધિકા શ્રી કૃષ્ણ ... એક છે જો,
દેવા ભક્તને યુગલ ... છે જો."

એ બત્રીસ પંક્તિઓના કાવ્યમા ... કૃષ્ણના દ્વિદ સ્વરૂપની સુંદર ગરખી આપી છે. રાધ... ણે જુદા ... પણ એકજ ... ચણાની બે ફાડની ... રહ્યુ ...

" ... જેમ એક ...
દ્વિદલ એક ...
... છે.

ચણાના ...
અને બીજે ...
વીંટાએલુ છે.
વિપ્રયોગ ...
છે. આગળ કવિ ...

"શ્રીજી સાગર ને લહરી ભાનુ નન્દિની જો,
ઇન્દુ અલમેલો અનમેલી ચારુ ચન્દ્રિની જો
વિઠ્ઠલ વહ્નિ ને કીર્તિ કન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રી વ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો "

આમા કૃષ્ણ અને રાધાને સાગર અને તેની લહરી, ચન્દ્ર અને ચન્દ્રિકા, અગ્નિ અને જ્વાલાની ઉપમા આપી છે પણ પછી કવિને એમ લાગે છે કે એ ઉપમામા તો રાધાની ગૌણતા આવી જાય છે એટલે કવિ તુરત પોતાની ભૂલ સુધારે છે અને કહે છે—

"કૃષ્ણ આત્મા રાધા, રાધાકૃષ્ણનો સહી જો,
એમા અધિક ન્યૂન કોઈ કહેવાયે નહિ જો "

કૃષ્ણ એ રાધાના આત્મા છે અને રાધા કૃષ્ણના આત્મા છે એમા કોઈ અધિક નથી અને કોઈ ન્યૂન નથી અને બન્ને સરખા છે તેઓ એક બીજાની શોભા વધારે છે કૃષ્ણ રાધા વગર અને રાધા કૃષ્ણ વગર એકલા શોભતા નથી

પરસ્પર શોભા એક એકની ભણુ જો,
એકના ન શોભે કહુ દૃષ્ટાંત તે તણુ જો

જેમ કેસરી અરણ્યને શોભાવે છે, ચન્દ્ર રાત્રિને શોભાવે છે, કેશ મસ્તકને અને મેઘ વિદ્યુતને, તેમ રાધા કૃષ્ણને શોભા આપે છે એટલુજ નહિ પણ એક બીજામા વ્યાપેલા છે અગ્નિમા જેમ બાળવાની શક્તિ રહી છે, ઘટની અદર શબ્દનો ધ્વનિ રહ્યો છે અને જળની અદર શિતલતા રહેલી છે, તેમ કૃષ્ણમા રાધાનુ સ્વરૂપ રહેલુ છે.

પછી વ્રજમા પોતે જાય છે અહિ આ 'વ્રજવિલાસ' નામનુ

કાવ્ય પોતે રચે છે. વ્રજભૂમિનાં દર્શન કરીને કવિને નીચેનું કાવ્ય સ્ફુરે છે.

" વ્રજ વહાલું રે વૈકુંઠ નહી આવું,
મને ન ગમે ચતુર્ભુજ થાવું;
ત્યાં શ્રીનંદકુંવર ક્યાંથી લાવું. "

આ સારંગ રાગની ગરબી ગુજરાતની સ્ત્રીઓના કંઠે હજુ પણ ગુંજી રહી છે. એ ભૂમિનાં દર્શન કરીને કવિ કહે છે કે એના વગર મારી આંખ ઠરતી નથી. વૈકુણ્ઠની શોભા એની આગળ ફીકી છે. વૈકુણ્ઠમાં લલિત ત્રીભંગી કૃષ્ણ અને રાધિકાજીનાં દર્શન ક્યાંથી હોય? ત્યાં યમુનાજી અને ગિરિરાજ પણ ક્યાથી મેળવવા? વ્રજની પાસે વૃન્દાવનમાં તો કૃષ્ણ ગોપીઓની સાથે રાસ રમ્યા હતા, વેણુ બજાવી હતી તે વૈકુણ્ઠમાં ક્યાંથી મળે? વ્રજની નાનકડી રજ ઉપર હું ચારે પ્રકારની એટલે સાલોકય, સારૂપ્ય, સાયુજ્ય અને શાર્ષ્ટિ એ ચાર પ્રકારની મુક્તિને પણ હું વારી જાઉં છું. અહિંઆં શિવ પણ વસવાને માટે સખી રૂપ ધારણ કરે છે. બ્રહ્મા પણ તેના રજની તૃષ્ણા કરે છે. ઉદ્ધવ પણ ગુલ્મ લતા થાય છે. છેવટે કવિ કહે છે.

" સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું,
મને ન ગમે બ્રહ્મ સદન અડવું. "

આમ વ્રજ ભૂમિનો મહિમા આ કાવ્યમાં વર્ણવ્યો છે.

અહિંઆં કૃષ્ણ જન્મનું કાવ્ય પણ કવિ રચે છે.

વૃન્દાવનમાં પ્રવેશ કરતાં ભગવાનની રાસ લીલાનું ચિન્તન કવિ કરે છે અને નીચેની ગરબી રચે છે.

" શ્રી વૃન્દાવન સુખકારી રે, સમરે નાહસે સહુ પીડા,
જહાં શ્રી રાધા ગિરિધર રે, સદા કરે છે રસ ક્રીડા."

ઇત્યાદિ.

આમાં રાધાની સાથે કૃષ્ણના વિહારનું વર્ણન કહે છે જેને કવિ પ્રેમરસ તરીકે ઓળખાવે છે. કવિ કહે છે કે અધમ પુરુષોનો ઉદ્ધાર કરવાને માટે અને કામી પુરુષોના હૃદય રોગને દૂર કરવાને માટે કૃષ્ણ ભગવાને આ લીલા કરેલી છે. અહિંઆં રાસલીલાની નીચેની પંક્તિથી શરૂ થતી ગરબી પણ કવિ રચે છે.

> "વાગે વૃન્દાવનમાં વાંસળી રે ઉભો ઉભો વગાડે કહાન,
> નાદે વેધી પાંસળી રે, નવ રહી કોને સાન."
> ઈત્યાદિ.
> (કાવ્ય મણિમાળા ભાગ ૪. પૃષ્ઠ ૯૪)

તેમજ 'રાસ પંચાધ્યાયીનો' ગરબો જે ૫૬૬ પંક્તિઓનો છે તે તેમને સ્ફુર્યો. જો કે આ કાવ્ય, તેમના જણાવ્યા પ્રમાણે ચાંદોદમાં પોતે લખેલું છે. પણ તે માટેની પ્રેરણા અહિંઆંથી મળી છે. એવાં ઘણાં કાવ્યો કવિશ્રીએ પાછળથી ચાંદોદમાં અને ડભોઈમાં રચ્યાં હતાં. પણ શ્રી 'વૃન્દાવન વિલાસ' નામનું મોટું કાવ્ય કે જે પ્રબંધની શૈલીમાં લખાયેલું છે અને જે શબ્દ લાલિત્યમાં અજોડ છે તે અહિંઆંથી સ્ફુરેલું જણાય છે.

(દયારામ કાવ્યામૃત પૃષ્ટ ૨૧૯)

એવોજ સુન્દર ગરબો.

> "હાંરે વૃન્દાવનમાં થકી થનકકા થઈ થઈ,
> રાધા કૃષ્ણ રમે રાસ ગોપી લહી લહી લહી રે."
> બીજું નહિ નહિ નહિ રે.

આમાં પણ શબ્દાલંકાર જેવા કે યમક, અનુપ્રાસ અને વર્ણ સગાઈનું ઉત્તમ રીતે સંયોજન થયેલું છે. ઘુઘરીઓના અવાજે, તંબુરા અને મૃદંગના ધ્વનિઓ, અને રાસ, રમતી વખતે એક બીજાના હાથમાં પડતી તાળીઓનું વર્ણન બહુજ આબેહૂબ રીતે કરેલું છે. નીચેની

લીટીઓમાં કવિએ કૃષ્ણ અને ગોપીઓ એક બીજા ઉપર નયનબાણ ફેંકે છે તેનુ વર્ણન કર્યું છે.

> "નેન બાન કપમાન,
> ફેંકા ફેંકી ફેંકી ફેંકી ફેંકી રે."

આમા સગીત પણ કુદરતી રીતે એનુ માધુર્ય પ્રકટાવે છે. માથે ઉપમા અલકાર તથા યમક અને અનુપ્રાસની પણ ઝાંક સરસ આણી છે. રાસના આનદમા બધા મગ્ન જ્યારે બનેલા છે તે સમયે રાધાજી રીસાય છે. કૃષ્ણના મુકુટમા કોઈ અન્ય ગોપીનુ રૂપ રાધા જુએ છે. તેથી રીસાઇને ચાલ્યા જાય છે તે પ્રસંગને કવિના નીચેના શબ્દોમા સાભળો.

> "હારે મુકુટ માહે રૂપ દીઠુ છે રાધાએ,
> હારે મનમા માનની વિમાસણ થાયે;
> હારે હુથી છાની રાખી છે મુકુટ માહે,
> હારે એ બહુ વહાલી હઠ ઝાલી બેઠી બાલી ઉઠી ચાલી;
> ઘુગટવાળી ભટ ભાળી દયા પ્રભુ જો જો જો જો રે."

વ્રજ દેશમા ચોરાશી કોસની પરિક્રમા પણ કરી. અહિંઆ કવિની પ્રતિભા ખૂબ ફાલીને ફુલી અને તેના મધુર ફળ ગુજરાતમાં સસ્કારી નર અને નારીઓને કાવ્ય રૂપે પાછળથી મળ્યા. અહિંની યાત્રા પૂરી કરીને કવિ દારકા અને ડાકોર જાય છે. કુલ ૧૨ વર્ષનો ગાળો પસાર થાય છે. વચ્ચે વચ્ચે પાછા ચાદોદ આવી જાય છે અને ચાદોદના વસવાટ દરમ્યાન કેટલાક મોટા ગ્રન્થો પણ રચે છે. 'અજામિલાખ્યાન'ની રચના ચાદોદમા ૧૮૬૩મા થઈ. સતસૈયા ગ્રન્થ ૧૮૭૭મા રચાયો. આ ગ્રન્થ કવિ નર્મદાશંકરે કાવ્ય સગ્રહમા પ્રસિદ્ધ કર્યો છે. એ ગ્રન્થ વ્રજભાષામાં લખાયો છે. સતસૈયા જેવો બીજો એક ગ્રન્થ બિહારી કવિએ લખેલો છે.

પણ તેની સરખામણીમાં આ ગ્રન્થની ચર્ચા છોટાઉદેપુરના દરબારમાં ચાલી, ત્યારે આ ગ્રન્થ ઘણોજ વખણાયો હતો. તેનું કારણ કે આમાં જે પ્રેમનું વર્ણન કર્યું તેનાં પાત્રો અલૌકિક છે. જ્યારે બિહારી કવિનો પ્રેમ લૌકિક નાયક–નાયિકાનો હતો. આ કાવ્યની બીજી વિશિષ્ટતા એ છે કે આમાં કવિએ રસ શાસ્ત્રની દૃષ્ટિએ રસનું ઉત્તમ વર્ણન દૃષ્ટાંતોથી આપેલું છે. તેમજ જુદાં જુદાં નાયિકાઓના સ્વભાવનાં લક્ષણો પણ દૃષ્ટાંતોથી આપેલાં છે. આ કાવ્ય રચીને કવિએ ઉત્તમ કોટિનું કાવ્ય ચાતુર્ય દર્શાવ્યું છે.

આ ઉપરાંત 'વસ્તુચ્છન્દ દીપિકા' નામનો ગ્રન્થ ૧૮૭૪ માં રચ્યો છે. ૧૮૭૫–૭૬ માં શ્રીનાથદ્વારા, શ્રીકાંકરોલી અને વ્રજયાત્રા કરી કરીને પાછા ફરે છે, અને પછી ૧૮૭૯ માં ચાંદોદમાં શ્રીમદ્ ભાગવતની અનુક્રમણિકા તથા શ્રીમદ્ ભગવદ્ ગીતા મહાત્મ્યની રચના કરે છે. સંવત ૧૮૮૦ માં ડભોઈ જાય છે. ત્યા સારાવલીનું પદબદ્ધ ભાષાંતર કરે છે. ત્યાં બે વરસ સુધી રહે છે. પાછા ભરૂચમાં ૧૮૮૨ માં જાય છે. ૧૮૮૪ માં રસિકવલ્લભ ગ્રન્થ ચાંદોદમા રચ્યો છે. પછીથી ત્રીજી અને છેલ્લી વ્રજયાત્રા ૧૮૮૬ થી શરૂ થઈ ૧૮૯૦ સુધી લંબાય છે. અને કવિ ૧૮૯૩ મા પાછા ફરે છે. તે વખતે તેમનું વય ૬૦ વર્ષનું હતું. હવે કવિની શારીરિક શક્તિ ઘટવા લાગી તેથી સ્નેહીઓની લાગણીને માન આપી ડભોઈમાં કાયમનો વાસ કર્યો.

યાત્રા દરમ્યાન કવિશ્રીને અવનવા અનુભવો થયા હતા.

સ્વ. જગજીવનદાસ મોદીએ તેમના 'દયારામભાઈ' વિષેના પુસ્તકમાં કેટલાક પ્રસંગો નોંધ્યાં છે.

મહાકાળેશ્વરનાં દર્શન કરીને કવિ નાસિક તરફ દશ બાર માણસો સાથે જતા હતા. રસ્તામા આશીરગઢથી વીશ ગાઉ ઉપર મધ્યાન્હે ભોજન કરીને બીજા યાત્રાળુઓ સાથે આગળ ચાલવા

માંડયું. રસ્તામાં એક જંગલ આવ્યું. અહિંઆં પેલા યાત્રાળુઓએ તક જોઈને દયારામભાઈને તથા તેમના સાથીદારોને લૂંટી લીધાં. તેમણે તેમને કેદ કર્યા અને તેમને આશીરગઢ લઈ ગયા. તેમણે કવિને કહ્યુ 'તારે જો છૂટવું હોય, તો અમને રૂ. ૫૦૦) આપો.' કવિએ જવાબ આપ્યો. 'હું તો યાત્રાળુ છુ. મારા સાથીઓ સાથે યાત્રાએ નીકળ્યો છું. મારી પાસે પૈસો નથી. તેમ મારા માબાપ નથી, કે પત્ની કે પુત્રો નથી, કે કોઈ એવાં સગાંવહાલાં નથી જે મને પૈસા આપે. હું તો કવિતા ગાઈ શકુ છું' એમ કહીને એક કવિતા ગાઈ. લૂંટારૂઓ તેમની કવિતા સાંભળીને તેમને છોડી મૂકયા. રામેશ્વર જતા બાલાજી તીર્થની યાત્રાએ દયારામભાઈ ગયા. ત્યાં સેવા પૂજાની સારી વ્યવસ્થા નહોતી. વળી મ દિરનો મહંત લોભિઓ હતો. આથી ત્યાં વધારે દિવસ રોકાયા નહિ. પણ જ્યારે તેમણે ત્યાંથી જવા માંડયુ ત્યારે ત્યાંના લોભી મહન્તે દયારામભાઈને માણસો મોકલી પકડી મંગાવ્યા, ને ચાર દિવસ સુધી રોકી રાખ્યા. પણ જ્યારે તેને ખાતરી થઈ કે કવિ પાસેથી પૈસા મળે એમ નથી. ત્યારે તેણે જવા દીધા. રામેશ્વરનો બાવો શિવ ભક્ત હતો. તે કૃષ્ણની નિન્દા કરતો. આથી દયારામભાઈ અને તેની વચ્ચે તકરાર થઈ. બાવાએ ગુસ્સે થઈને કવિને મારવા દંડો ઉગામ્યો. પણ તેનો હાથ ઊંચોને ઊંચો રહી ગયો. આ ચમત્કારથી બાવો દયારામભાઈને પગે લાગ્યો.

આવા કડવા અનુભવો પણ કવિશ્રીને યાત્રામાં થયા હતા. એ અનુભવોથી કવિશ્રીને ઘણું નવું જાણવાનું મળ્યું. મનુષ્યોના સ્વભાવનું જ્ઞાન થતા, સંસાર પ્રત્યેનો તેમને વૈરાગ્ય થયો. એ અનુભવો પણ તેમના જીવન ઘડતરમાં ઉપયોગી બન્યા છે.





## પ્રકરણ ૭ મુ

## દયારામભાઈ ઉપદેશક તરીકે

દયારામભાઈ ૬૦ વર્ષનુ આયુષ્ય વટાવીને સવત ૧૮૯૩ મા ડભોઈમા સ્થિર વાસ કરે છે અને જીવનના અતિમ સમય સુધી પોતે સ્થિતિ કરીને ત્યાજ રહે છે કોઈ વખતે ચાદોદ, તથા વડોદરા ખાસ નિમત્રણથી જવાનુ થાય તો જાય છે ચાદોદમા એમનુ કોઈ સગુ નહોતુ જ્ઞાતિના માણસો બહુ થોડા હતા ડભોઈમા તેમના મોસાળીઆ હતા જ્ઞાતિજનોની પણ વસ્તી ત્યા સારી હતી તેમજ ડભોઈમા વૈષ્ણવોની સખ્યા મોટી હતી આથી વિચાર કરીને ડભોઈમા નિવાસ તેમણે કર્યો ચાદોદમા તે કગાળપુરીમા રહેતા હતા હજુ પણ તેમનુ ઘર ત્યા છે ભવાનીશકર મહેતાના ઘરની જોડે તે ઘર આવેલુ છે પણ તે ઘરમા અત્યારે રબારી લોકોના ઠાકોરજીનુ મદિર છે હજુ પણ દયારામભાઈનો સેવાનો ઓરડો, ઉઠવા બેસવાનો ઓરડો મોજુદ છે સવત ૧૮૭૧ ના ફાગણ સુ ૩ ને સોમવારના રોજ કવિના સહીવાળો દસ્તાવેજનો કાગળ, જેનાથી કવિએ પોતાનુ ચાદોદનુ ઘર વેચી દીધેલુ તે મળી આવે છે (જુઓ દયારામભાઈનુ જીવન ચરિત્ર—શકરપ્રસાદ રાવળ પૃષ્ટ ૬૧) આ ઘરનુ વેચાણ કરીને કવિએ પોતાના પિતાનુ રૂા ૨૦૦) નુ, શુકલ ડાહ્યાભાઈ સેવકરામ ઔદિચ્યનુ દેવુ ભરી દીધુ આ રીતે ચાદોદનુ ઘર વેચી દઈને પિતાના ઋણમાથી મુક્ત થયા

ડભોઈમા કવિ શૃગારવાડીમા રહેતા હતા સરીયામ રસ્તાની

પૂર્વ દિશાએ પડતર જમીનના મોટા ભાગમાં રહેતા હતા. પછીથી બીજા મકાનમા રહેવા ગયા. તે કુરજવાળાની મોટી હવેલી તરીકે ઓળખાતી. આ મકાન જર્જરિત સ્થિતિમા હતુ. તેમા મહેતા હિમતરામ બાળાશંકરની દીકરી અને ત્રવાડી પ્રલ્હાદજી ચુનીલાલની પત્નિ બાઈ ધનવત રહેતા હતા. પછીથી પોતાના ગોસાળ તરફથી મળેલુ આમોપાલવના મહોલ્લામાં આવેલા ઘરમા કવિ રહેવા ગયા. એ ઘર પાછળથી કવિના કુટુંબીઓએ વેચી દીધુ છે × ત્યા શ્રીદયારામભાઈનું સ્મારક મદિર હાલમા કરવામા આવ્યુ છે અને તેમા અડધો ભાગ અકોટીવાળા ગોવિંદલાલનુ ઘર છે.

શ્રી ગોવીંદલાલ છોટાલાલ પરીખના જણાવવા પ્રમાણે આ ઘરમા, ભક્તો અને સતોની ખૂબ ભીડ જામતી અને મોડી રાત સુધી ભગવચ્ચર્ચા અને ભજનો થતા. આથી એક પડોશીએ વિરોધ કર્યો. દયારામભાઈના જાણવામા આ હકીકત આવી એટલે તેમણે તે ઘર છોડીને ડભોઈ ગામની બહાર જવાની ઈચ્છા કરી; પણ ઝારોળા ગામમા આવેલા વૈષ્ણવ સખીદાસ ગાધીએ એમને આગ્રહ પૂર્વક વિનતી કરી 'મારૂ ઘર બહુ મોટુ છે. તેમાથી એક ભાગ તમારા વસવાટ માટે જુદો કાઢી આપીશ' એમ કહીને તે ઘરમા રહેવા માટે જણા જણાવ્યુ. ઘણી આનાકાની પછી આગ્રહવશ થઈને કવિ ત્યા રહેવા ગયા. આ ઘરમા દયારામભાઈના ઠાકોરજી બીરાજતા હતા. સખીદાસ ગાધીના વારસોએ એ જગ્યાને જાળવી રાખી છે. આ સ્થળે કવિ પોતાનુ ઉત્તરાવસ્થાનું જીવન શરૂ કરે છે. ઘણા ભાવિક ભક્તો અને સતો તેમના દર્શન કરવાને માટે આવે છે. દરરોજ જુદા જુદા વિષય ઉપર ભગવચ્ચર્ચા થાય છે. કવિ નિત્ય નવા નવાં પોતાના કાવ્યનુ સર્જન કરીને ભક્તોને ઉપદેશ અને આનદ આપે છે. દરરોજ ભજન મંડળીઓ મળે છે. જુદા જુદા સ્થળોથી સાધુઓ અને

× નસવાડીવાલા હિંમતલાલ તથા ગોવિંદલાલ એ ઘરમા રહે છે

મહાત્માએ સત્સંગ માટે ત્યા આવે છે. કોઈ તેમની સાથે વાદવિવાદ કરે છે. કોઈ એમના કીર્તનનો લાભ લેવા આવે છે. કોઈ કોઈ એમની ઉપદેશસુધાનુ પાન કરવા ભેગા મળે છે. કોઈ તેમની શકાઓનું સમાધાન મેળવવા આવે છે. કોઈ પુષ્ટિમાર્ગનું રહસ્ય જાણવા આવે છે કોઈ પોતાના દુઃખોની વાતો તેમની આગળ કહે છે અને તેમની પાસેથી આશ્વાસન મેળવે છે. એકાદશીના દિવસે તેમજ જન્માષ્ટમી, શ્રીમહાપ્રભુજી અને શ્રીગુંસાઇજીના જન્મ દિવસોએ મોટા સમારંભો ત્યા યોજાય છે. તે દિવસે તેમની ગરબીઓની રમઝટ ચાલે છે; અને ભક્તિરસમા ભક્ત હૃદયો તરબોળ થઈ જાય છે એમની કથાઓ અને ભજનો સાભળવાને માટે એકલા ડભોઈનાજ લોક નહિ પણ બહારના અને દૂર દૂરના ભાવિક વૈષ્ણવો આવતા. તેમના શ્રોતાઓમા સ્ત્રીઓ, પુરુષો, બાળકો, યુવાનો, વૃદ્ધો, શ્રીમંતો અને રકો અને મોટા અધિકારીઓ, રાજાઓ, હિન્દુઓ મુસ્લીમ અને પારસીઓ–એમ બધાજ આવતા અને જેઓ એમના સત્સંગનો લાભ લેતા તેઓ પોતાના જીવનને ધન્ય માનતા. કવિની મંડળીઓમા શ્રોતાઓનો ખૂબ જમાવ થતો. ભક્તિરસની અદ્‌ભૂત રમઝટ ત્યા જામતી. ભજનો ગાતી વખતે ગસમ્ન્ત બનતા અને નૃત્ય પણ કરતા. કોઈ કોઈ વખતે એમની આખમાથી ભક્તિરસ ઉભરાતા આસુઓ વહેતા કઠ ગદ્‌ગદિત થતો અને શ્રોતાઓ પણ આખમાથી અશ્રુધારા વહાવતા કવિનો ઉપદેશ એ દેવના ઉપદેશ જેવો ગણાતો. એમનો ઉપદેશ સાભળીને ઘણાઓના જીવન પલટાઈ ગયા. ઘણાઓએ કૃષ્ણ ભક્તિ સ્વીકારી ઘણાઓએ અન્યાયશ્રનો સગ કર્યો. એમની અસર નીચે ડભોઈના કાયસ્થ વૈષ્ણવ લલ્લુભાઈ હરખમલ અને સાઠોદરા નાગર ત્રવાડી રણછોડજી રાજાગમે તો હંમેશને માટે વ્રજવાસ કર્યો હતો. તમામ જાતના બ્રાહ્મણો એમની પાસેથી શાસ્ત્રીય વિષયો જાણવા માટે આવતા હતા. તે બધાનો દયારામભાઈ માટે ખૂબ આદરભાવ હતો. આ ભજન મડળી સમક્ષ શ્રીમદ્‌ભાગવત

અને ગીતાનું રહસ્ય પોતે સમજાવતા હતા. અને સ્વરચિત કાવ્યો ગાઈને તેનું રહસ્ય તેમને સમજાવતા. કવિને સંગીત માટે ખૂબ શોખ હતો. અષ્ટછાપના કવિઓનાં કીર્તનોનો સાંગે અભ્યાસ તેમણે કર્યો હતો. પિંગળ શાસ્ત્રનું તેમનું જ્ઞાન અદ્ભૂત હતુ. તેમનો કંઠ પણ મધુર હતો. સિતાર, તંબુરો કે સારંગી બજાવવામા તે એક્કા હતા. તેમ મૃદંગ અને નરઘા પણ સારીરીતે બજાવતી હતી.

દિન પ્રતિદિન એમના શિષ્યોની સંખ્યામા ખૂબ વૃદ્ધિ થવા લાગી. પણ તેમના જોશી રણછોડજી હરિભાઈ અને ગિરજાશંકર મુખ્ય શિષ્યો હતા. બંને સંગીત સારૂ જાણતા હતા. તે બંનેનું સંગીત સાભળીને ડભોઈની જનતા તેમને રામલક્ષ્મણની જોડી તરીકે ઓળખાવતી. આ બે ભાઈઓએ દયારામભાઈની કવિતાનો પ્રચાર કરીને મોટી સેવા કરી છે. તેમણે લહીઆ તરીકે પણ કામ કર્યું છે. કવિના ખાસ વિશ્વાસપાત્ર આ બે શિષ્યો હતા. કવિએ પોતાના અંતિમ સમયે આ બે શિષ્યોને પોતાના હસ્તલિખિત પુસ્તકો આપ્યા હતા. આ ઉપરાત ઘેલાભાઈ દુર્લભદાસ, વસંતરાય મેવકરામ, દરૂ નરોત્તમ હરિલાલ વગેરે લહીઆ તરીકે કામ કરતા હતા. અમીન ઘેલાભાઈ, કવિના તમામ ગ્રન્થો ઉતારતા અને તેને સંભાળી રાખતા. પોતે મરતી વખતે તે ગ્રન્થો પોતાના અષ્ટસિદ્ધિ અને નવનિધિ છે એમ જણાવીને તેમની સંભાળ રાખવાને પોતાના પુત્રો અને પત્નીને ઉદ્દેશીને નીચેના શબ્દો કહ્યા હતા.

"જ્યાં સુધી દયારામભાઈની આ પ્રસાદી આપણા ઘરમાં છે ત્યાં સુધી તમે કદી દુઃખી થશો નહિ. સત્પાત્રને તે વાચવા ઉતારવા આપજો પણ એમનું જીવની પેરે જતન કરજો." (દયારામનું જીવન ચરિત્ર રાવજી કૃત પૃષ્ટ-૧૬૪) શિષ્યો જેમ દયારામભાઈને પ્રેમથી ચાહતા હતા તેમ દયારામભાઈ પણ તેમને ચાહતા હતા. પુત્રોની માફક તેમના પ્રત્યે કવિનો ખૂબ પ્રેમ હતો. દયારામભાઈની કોઈ પણ સેવા કરવા માટે તેઓ

ખડે પગે તૈયાર હતા. દિવસમાં એક વખત પણ જો તેમનાં દર્શન ન થાય તો તેઓ ખિન્ન થઈ જતા. દયારામભાઈનું શરીર અસ્વસ્થ રહે તો તેઓ બધા ખૂબ ચિંતાતુર બની જતા. દયારામભાઈ બધાની સાથે ભળી જતા. તેમની સાથે હસીને વાત કરતા. ગામના દુઃખિયારાઓને દિલાસો આપતા અને ઝગડાખોરોમાં પણ સુલેહ શાંતિ કરાવતા. પોતાની જ્ઞાતિમાં પણ તેમનું ઘણુંજ માન હતું. પોતે મરજાદી હતા એટલે સમૂહ ભોજનમાં ભાગ લેતા નહોતા. છતાં જ્ઞાતિના ઝગડાઓનો નીકાલ એમની મારફત થતો. જ્ઞાતિના સામાજીક પ્રસંગોએ વહેવાર-જેમકે ચાંલ્લો મોકલવો, શાક સુધારવા જવું, જ્ઞાતિની રસોઈ કરવા જવું, લાકડા લાકડ મોકલવા, તે કરવાનું ચૂકતા નહિ. એક પ્રસંગે દયારામભાઈ જ્ઞાતિ વહેવારમાં વળગી રહેલા જાણીને તેમને એક ગૃહસ્થે પ્રશ્ન કર્યો.

"તમે સંસાર છોડી દીધો છે, તમારે ગૃહસ્થાશ્રમ પણ નથી, વળી તમે પુષ્ટિમાર્ગિય રીત પ્રમાણે પાકી મરજાદા લીધી છે. જ્ઞાતિ ભોજનમાં તમે જતા નથી તો તમારે આ વહેવાર કરવાની શી જરૂર?" તેનો ઉત્તર કવિ હસતાં હસતાં આપતા "હા, હું કબુલ કરું છું કે મારે હવે જ્ઞાતિના સંબંધની જરૂર નથી. પણ દેહ સાઠોદરા નાગર જ્ઞાતિમાં જન્મ્યો છે અને તે જ્ઞાતિએ તેને ઉછેર્યો છે. મારા પિતાને જ્ઞાતિ માટે બહુ માન હતું એટલે તેમની ખાતર, તેમ મારા મોસાળ પક્ષના સગાવહાલાઓની ખાતર, મારે એ વહેવાર ચાલુ રાખવો જોઈએ. એનાથી જ્ઞાતિના ઋણમાંથી આ દેહ મુક્ત થઈને કૃતકૃત્ય બને છે. તે જ્ઞાતિનું ઋણ હું કેવી રીતે ફેડી શકું? મારા અંતિમ અગ્નિ સંસ્કારની ક્રિયામાં પણ જ્ઞાતિ ધાર્મિક વિધિથી શાસ્ત્ર પ્રમાણે સદ્ગતિ આપનાર છે." આમ કવિ તેનો ઉત્તર આપતા. કવિએ પોતાનું મૃત્યુપત્ર કરેલું તેમાં ૨૦૧) રૂપીઆની રકમ જ્ઞાતિ ભોજન માટે અલગ રાખેલી. નરસિંહ મહેતાને જુનાગઢના નાગરોએ અવગણેલા હતા. પણ દયારામભાઈને તેમની જ્ઞાતિના માણસોએ તેમને સન્માન્યા હતા.

કવિની દીન ચર્યા નીચે પ્રમાણે હતી.

મોટા ભાગે ઠાકોરજી સેવામાં અને નિત્ય કર્મમાં પસાર થતો. બ્રાહ્મ મૂહૂર્તમાં તે ઉઠતા અને સ્નાનાદિ કર્મ કરીને લગભગ બપોરના બે વાગ્યા સુધી સેવાપરાયણ રહેતા. ઠાકોરજીને અંગીકાર કરાવવાની સામગ્રી જાતે તૈયાર કરતા. માળાઓ પણ જાતેજ બનાવતા. સેવામાં પહોંચ્યા પછી વૈષ્ણવોની સાથે મહાપ્રસાદ લેતા. પછી ઉત્થાપનનો સમય થતાં સુધી શ્રી વલ્લભાચાર્યજીના અને શ્રી ગુસાઈજીના ગ્રન્થો વાંચતા. અને જો કોઈ હાજર હોય તેમને સમજાવતા. કદાચ જરૂર પડે તો બહાર તે સમયે જતા. મેવો વગેરે પણ જાતે લાવતા અને ઉત્થાપન સમયે આવી જતા. પછી મંદિરમાં દર્શનાર્થે જતા અને સાંજે સુતા પહેલાં, વાળુ કરીને ભગવદ્ વાર્તા તથા ઉપદેશનું કાર્ય કરતાં રાતના ૧૨ પણ વાગતા. ઉત્સવના દિવસોમાં ખુબ વૈષ્ણવોની મેદની જામતી અને ભજનની ધૂન અને ઉપદેશ ધાગથી કોઈ કોઈ વખત લગભગ પ્રાતઃકાળ થઈ જતો.

દયારામભાઈ કવિ હતા માટે કવિતા રચતા નથી પણ કવિતાદ્વારા સંસારીઓનાં જીવન કેમ સુધારવાં તે માટે, ઉપદેશની કવિતા પણ રચતા. તેમજ જ્ઞાનીઓને અને પંડિતોને વેદના સાચા અર્થનું જ્ઞાન થાય એટલા માટે, તત્વજ્ઞાનની પણ કવિતા લખતા, તેમજ ભક્તજનો શ્રીમદ્ ભાગવતમાં વર્ણવેલા શ્રી કૃષ્ણભગવાનની અનેક લીલાઓ સરળ વાણીમાં સમજી પોતાનું જીવન ભગવદ્ ભક્તિ રસથી પુનિત અને આલ્હાદિક બનાવે, તેમજ ભગવાનની દિવ્ય લીલામૃતનું પાન કરી શકે તે માટે પણ કવિતા લખતા. ટુંકમાં ભક્ત કવિ દયારામના ડભોઈ નિવાસ સ્થાન વખતે જીવન ત્રિવિધ પાસાવાળું જોવામાં આવે છે. હીરાના ત્રણ પાસા હોય તે પ્રમાણે એમના ભક્ત જીવનના ત્રણ પાસાં હતા. ઉપદેશક દયારામ, ફીલસુફ દયારામ અને રસિક.ભક્ત દયારામ. ઉપદેશની કવિતાદ્વારા ગૃહસ્થાશ્રમીઓને કર્મનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠા તથા ભક્તિનિષ્ઠાનો બોધ તેમણે આપ્યો હતો. તેમની કવિતામાં -ત્રિવેણી-.સંગમની માફક કર્મ,

જ્ઞાન અને ભક્તિ એક બીજામાં ભળી જતાં. મુખ્ય પ્રવાહ તો ભક્તિનોજ વહે છે. પણ જેમ ગંગામાં બીજી નદીઓ ભળે તેમ ધર્મ, નીતિ, જ્ઞાન વગેરેનાં નાનાં ઝરણાંઓ કે નદીઓ તેમાં ભળી જાય છે. અને ગંગા જેમ નદીમાં સ્નાન કરનાર શુદ્ધ થઈને સંસારના ત્રિવિધ તાપ શમાવે છે તેવી રીતે દયારામભાઈની કવિતામાં સૌ કોઈ અવગાહન કરીને લૌકિક જીવનના તાપ દૂર કરીને, ભગવદ્ લીલાને યોગ્ય સ્વદેહને તથા મનને અલૌકિક બનાવે છે. દયારામભાઈનું જીવન, કલ્પવૃક્ષ જેવું હતું. કલ્પવૃક્ષની છાયામાં આશ્રય કરનારાના સઘળા મનોરથો પૂર્ણ થાય છે એવી કિંવદન્તી છે. એજ રીતે દયારામભાઈની પાસે આવનારા સર્વ કોઈને પોતાની ઇચ્છા પૂર્ણ થવાનો સંતોષ મળતો હતો. જે નરનારીઓ તેમની પાસે આવતા તેમને તેમના અધિકાર પ્રમાણે દયારામભાઈ સલાહ—માર્ગદર્શન આપતા.

દરરોજ સત્સંગ મંડળીની બેઠકો તેમને ત્યાં મળતી અને તે વખતે અગાઉથી રચી રાખેલાં પદો મંડળ સમક્ષ ગાતા અને તેમની કેટલીક પંક્તિઓ ઉપર વિવેચન કરતા. કેટલીક વખતે અગાઉથી ચિંતન કરેલા વિષયની કવિતા રચીને ઉપદેશ આપતા. તેઓ શિઘ્ર કવિ હતા. કોઈ વખતે કોઈ ગ્રંથ વાંચીને તેનું મનન કરતાં તેનો સાર કવિતામા લખતા. કોઈ વખતે જુદા જુદા મનુષ્યોના સંબંધમાં આવતાં જે કોઈ અનુભવ થતો તેના ઉપર કવિતા લખતા. કેટલીક વખતે પોતાના હૃદયમાં ગોપીભાવ જ્યારે ખૂબ ઉછળતો ત્યારે તે ભાવને અનુરૂપ કવિતા લખતા. ડભોઈમાં નિવાસ કર્યો ત્યારે એક બાબત ઉપર તેમનું ધ્યાન ખેંચાયુ હતું. શાસ્ત્રકારોએ ગૃહસ્થાશ્રમને ઉત્તમ ગણ્યો છે. છતાં ગૃહસ્થાશ્રમીઓનાં જીવન દુઃખથી ભરેલાં જણાય છે. કોઈ આધિ; તો કોઈ વ્યાધિ, તો કોઈ ઉપાધિથી પીડિત છે. ભાગ્યેજ કોઈ સંસારમાં સુખી હશે. કુટુંબમાં પતિપત્ની વચ્ચે મેળ ન હોય. ભાઈઓ ભાઈઓ 'વચ્ચે કુસંપ,' પુત્રો 'અને 'માબાપો' વચ્ચે

અણબનાવ, જ્ઞાતિના ઝઘડાઓ, વેર ઝેર અને ઈર્ષ્યા. સમસ્ત સમાજ જીવનમાં એકરાગ નહિ, સંપ નહિ. ન્યાય નહિ, આ બધાનું કારણ શું ? એમને લાગ્યું કે વ્યવહારિક જીવન માણસને જીવતાં આવડતું નથી. તેનું સાચું જ્ઞાન તેમને નથી. જ્યાં સુધી વ્યવહારિક જીવન શુદ્ધ ન હોય ત્યાં સુધી મનુષ્ય સાચું ધાર્મિક જીવન, આધ્યાત્મિક જીવન કે ભક્તિમય જીવન ગાળી શકે નહિ.

આ વિષયનું ચિંતન કરતાં તેમને એક કાવ્ય સ્ફુર્યું, તે લોકોને આદર પાત્ર બને, તેમજ સ્ત્રી વર્ગમાં પણ તેટલા માટે ગરબાના રૂપમાં રચ્યું. તેનું નામ "ચાતુરીનો ગરબો" છે. જે દિવસે તે રચાયું તે દિવસે સત્સંગ મંડળીમા ભાવિકોને તેમણે સંબોધ્યા. "આજે હું તમારે માટે કંઈ નવી ચીજ લાવ્યો છું. અને તે છે એક કાવ્ય. તે એવી ચીજ છે જો તમે તેમાં જણાવ્યા પ્રમાણે વર્તશો તો જરૂર સુખી થશો. આપણે બધા સંસારમાં રહીએ છીએ. સમાજમાં એક બીજાના સંબંધમાં આવીએ છીએ પણ આપણને સમાજ જીવનની વ્યવહારિક જીવનની કળા આવડતી નથી. તેથી અમૃત ભરેલા ગૃહસ્થાશ્રમમાંથી વિષનું પાન કરીને જીવનને બરબાદ કરીએ છીએ. સમુદ્રમાંથી મંથન કરીને જેમ દેવ અને અસુરોએ અનેક રત્નો કાઢયા તેમાંથી અમૃત પણ નીકળ્યું અને વિષ પણ નીકળ્યું. પણ દેવોજ અમૃતનું પાન કરવાને, પ્રભુની કૃપાથી, ભાગ્યશાળી થયા. આપણા સંસારમાં પણ અનેક વસ્તુઓ ભરેલી છે. સારી પણ છે, ખોટી પણ છે, તેમાં સુખ પણ છે અને દુઃખ પણ છે. પણ તે લેતાં આવડવું જોઈએ. વ્યવહારમાં કેમ વર્તવું તે વિષે હું ચાતુરીનો ગરબો જે લખી લાવ્યો છું તે તમને ગાઈ સંભળાવીશ અને થોડીક પંક્તિઓનું વિવેચન સંભળાવીશ. એમ કહીને ચાતુરીનો ગરબો તેમણે ગાઈ સંભળાવ્યો.

(દયારામ કાવ્ય સંગ્રહ પૃષ્ટ ૧૧૭)

અને નીચેની પંક્તિઓનું વિવેચન કર્યું.

" જીવનમાં સુખી થવું હોય તો કોઈ પણ કામ સાહસથી કરવું જોઈએ નહિ."

" સાહસ કર્મ ન કરીએ કદાપિ, ડરીએ હરિ જગને મારેજી;
ઉતરેલું જળ ગોતીનું ન ચઢે, વળતું કોટી પ્રકારે."

કોઈ પણ કામ સાહસથી કરીએ તો જગતની ટીકાને પાત્ર બનીએ છીએ. વગર વિચારે કોઈ કામ કરનારને પસ્તાવું પડે છે. તેનું કામ નિષ્ફળ જતાં લોકમાં તેની પ્રતિષ્ઠા ઘટી જાય છે અને એક વખત પ્રતિષ્ઠા ગઈ તે પાછી આવતી નથી. ઉપરનું પાણી એક વખત ઉતરી ગયુ તે ફરીથી ચઢતું નથી.

વળી સુખી થવાને માટે જીવનમાં માણસે પોતાની સ્થિતિ પ્રમાણે વર્તવું. ઉડાઉપણું ન હોવું જોઈએ તેમ કંજુશ પણ ન થવું જોઈએ.

" કોનું કાઢીને ખરચ ન કરીએ, દાટીના સહીએ દુઃખજી,
જેવી સંપત તેવું ભોજન, સદા પામીએ સુખ."

આમાં દેવું કરીને ખરચ કરવો નહિ અને પોતાની પાસે સંપત્તિ હોય તો તેને જમીનમાં રાખી મૂકીને પોતે વાપરે નહિ અને દુઃખ સહન કરે તે બરાબર નથી એમ જણાવે છે. ગૃહસ્થાશ્રમી પોતાને ઘેર આવતાં ખર્ચો પોતાની સ્થિતિ પ્રમાણે કરે તો સુખી થાય. વળી તેમણે જણાવ્યું કે પોતાના વખાણ કરવાં નહિ તેમ બીજાની નિંદા કરવી નહિ. પારકાની સ્ત્રી સાથે હાસ્ય વિનોદ કરવાં નહિ. બહુ બોલ બોલ કરવું નહિ અને કડવી જીભ વાપરવી નહિ. એનાથી પોતાની મહત્તા ઘટે છે. સુખમાં છકી ના જવું અને દુઃખમાં હિંમત હારવી નહિ.

કેટલાકો જીવનમાં સ્વાર્થી બની જાય છે. પોતાના અને પોતાના કુટુમ્બીજનોના હિત સિવાય બીજાનું હિત જોતા નથી. જ્યારે બીજાઓ આદર્શની ધૂનમાં ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને

આટા જોઈએ, એ ઉક્તિ પ્રમાણે સામાજીક સેવાની ધૂનમાં પોતાનાં છોકરાંઓને જતિ કરે છે. આ બન્ને પ્રકારના લોકો સાચા અર્થમાં ગૃહસ્થાશ્રમી નથી. ખરો ગૃહસ્થાશ્રમી પોતાના અને પારકાના ભેદો એવા કરતા નથી. તે પોતાનાઓનું હિત કરે છે તેમ બીજાઓનું પણ હિત કરે છે. તે સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાધે છે. એને માટે રંદો, વાંસલો અને કરવતનાં ઉદાહરણો આપી શકાય. સુથાર એ ત્રણે સાધનોથી લાકડાને અમુક સંસ્કાર આપે છે. રંદાથી છોલ ઉતારે છે. તે લાકડાથી બહાર ફેંકાય છે. વાંસલાથી ઉતારાતો છોલ સુથાર પાસે ખોળામા પડે છે પણ કરવત બન્ને બાજુએથી વહેરે છે. પરોપકારી માણસની રીત રન્દા જેવી છે. સ્વાર્થી જીવન વાસલા જેવું છે. કરવતની રીત પ્રમાણે સ્વાર્થ અને પરમાર્થ બન્ને સધાય છે. ગૃહસ્થાશ્રમનું જીવન એવા પ્રકારનું હોવું જોઈએ. કેવળ સ્વાર્થી નહિ તેમ કેવળ પરમાર્થી નહિ પણ બન્ને પ્રકારનુ અર્થાત્ સ્વાર્થની સાથે પરમાર્થવાળું.

"રીત નભે નહિ રન્દા કેરી, વાંસલે વરવુ થાયેજી,
કરવતની કક્ષા ગ્રહી રાખો, જે લોક સુખદાયી."

વળી સાંભળો નીચેની લીટીઓ.

"લાખ ગુમાવી સાખ રાખજે, સાખે મળશે લાખજી,
લાખ ખરચતાં સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ."

લાખો રૂપીઆ ગુમાવવા પડે તો તે જતા કરવા પણ સમાજમાં પોતાની આબરૂ ગુમાવવી નહિ. આબરૂ એજ મનુષ્યને શોભા આપનાર છે. આબરૂ ગઈ એટલે બધું ગયું, આબરૂ હશે તો લાખો મળશે.

નીચેની પંક્તિઓમા કવિ કહે છે કે જે વસ્તુ આપણી પાસે નિશ્ચિત છે તે છોડી અનિશ્ચિત વસ્તુ માટે ફાંફાં મારવાં નહિ. એમ કરવાથી માણસ દુઃખી થાય છે, પોતાની પાસે જે સાધન હોય તેનાથી માણસે સંતોષ માનવો જોઈએ.



ભકતકવિ શ્રીદયારામભાઇની પ્રતિમા
એમના સ્મરણાર્થે બાળપુસ્તકાલય (ડભોઈ)



**ભકતકવિ શ્રીદયારામભાઇએ ઉત્તરાવસ્થામાં**
શ્રી સગીદાસ ગાંધીના મકાનમાં નિવાસ કરેલો, તે
મકાનનો પૂર્વ તરફનો ભાગ અને બારી (ડભોઇ).

" મળી રહેજ પોળી નવ તજીએ, દુર મોદિક અભિલાષેજી,
ઉચ્છંગ સુત અળગો કેમ કરીએ, ઉદર ગર્ભના આશે. "

ભવિષ્યમાં લાડુ મળવાની આશાએ હાથમાં આવેલી રોટલી છોડવી નહિ. કારણકે લાડુ અનિશ્ચિત છે. મળે કે ન પણ મળે, જેમ ભવિષ્યમાં બાળક જન્મશે એ આશાએ ખોળામાંના બાળકને તજનાર માતા મૂર્ખ છે તેમ એ પણ મૂર્ખ છે એમ કવિ જણાવે છે.

એક બીજાના વહેવારમાં, દેહ અને મન પવિત્ર રાખવાં જોઈએ.

" તન મન વસન સુવિમળ રાખીએ, આળસ ક્રોધ ન કરવોજી,
પરદુઃખ દેખી પ્રસન્ન ન થાવું, પાખંડ ધર્મ ન ધરવો. "

વળી સાંભળો. વાણીની મીઠાસથી જેટલા સારા સંબંધો થાય છે તેટલા બીજાથી થતા નથી. દુનિયાના વ્યવહારમાં બધા માણસો સરખા હોતા નથી. તેમનું વર્તન આપણા તરફ સારૂં ન હોય તો પણ આપણે ઉદારતા રાખવી જોઈએ.

" મધુરી વાણી વદીએ સૌથી, ઉદર રાખીએ ઉંડુજી.
મળ્યા મનુષ્યને પ્રાણ આપીએ તેનું ન કરીએ ભુંડું. "

આ ઉપદેશ સાંભળીને બધાં પ્રસન્ન થતાં. કવિ ગરબાના રાગમાં ગાતા તેથી બ્હેનોને ખૂબ આનંદ થતો. તેમના શિષ્યો તે ઉતારી લેતા અને તેની નકલો દ્વારા નારી સમાજમાં તેનો ખૂબ પ્રચાર કરતા. આવું બીજું કાવ્ય વ્યવહારિક જીવનની શુદ્ધિ માટે 'ચેતવણી' નામનું, નીચેની પંક્તિથી શરૂ થતું ૭૦ લીટીનું રચ્યું હતું.

" ચેત ચેત મન ચપળ થઈને કૃષ્ણ કૃપાનિધિ ભજની રે,
આ જુઠ્ઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજની રે. "

આ કાવ્યમાં કવિ મનુષ્યને જીવનનો સદ્ઉપયોગ કરવાનો

બોધ દ્વારા સંસારની માયામા નહિ ફસાવાની ચેતવણી આપે છે.

આજ રીતે તેમણે મન 'પ્રબોધ કક્કો' નામનું ૨૨ લીટીનું કાવ્ય લખ્યુ છે. તેમા ક, ખ, ગ, એમ મૂળાક્ષરના બધા અક્ષરોથી દરેક દુહાની શરુઆત કરી છે જેમકે—

"કક્કા કોટી કારજ છાંડીને રે, ભજી લો શ્રીકૃષ્ણ કૃપાળ,
નહિ તો પાછળ પસ્તાવો થાશે રે, આવી જાશે અચાનક કાળ"

'શિક્ષા' નામનુ કાવ્ય પણ વ્યવહારિક જીવનને લગતુ નથી. તેની દરેક પંક્તિમા એક એક સૂત્રવાક્ય પ્રમાણે રચાએલું છે. (કાવ્ય મણિમાળા ભાગ ૩ પૃષ્ટ ૨૬૭)

'શિક્ષા' તથા 'પરીક્ષા પ્રદીપ' પણ એ પ્રકારનાં કાવ્ય છે. કોઈ પણ મનુષ્ય સાચા છે? કે ખોટા છે? ખરો જ્ઞાની છે કે ભક્ત છે? તે જોગી છે? કે સન્યાસી છે? અમુક પુરષ સાચો પતિ છે કે પિતા છે, અને સ્ત્રી સાચી પત્ની છે કે માતા છે, તેની પરીક્ષા કરવાના લક્ષણો આપ્યા છે. આ કાવ્યો દયારામભાઈના દરરોજના વ્યવહારિક જીવનના અવલોકનનું પરિણામ છે.

એક વખત તેમને એવી સ્ફુરણા થઈ કે પોતાના ઉપદેશને વધારે અસરકારક બનાવવાને માટે અમૂક કહેવતો કે લોકોક્તિનો ઉપયોગ કરવો. એનુ ચિંતન કરતા 'પ્રબોધ બાવની' નામના કુંડળીયા છન્દમા એક લાંબા કાવ્યની રચના કરી. દરેક કુંડળીયામા સાત લીટીઓ, એવા બાવન કુંડળીયા લખ્યા છે; અને એનું નામ 'પ્રબોધ બાવની' રાખ્યું છે. એક દિવસે સત્સગ મંડળીમાં બાવને બાવન કુંડળીયા ગાઈ બતાવ્યા અને તેમાંના કેટલાક ઉપર વિવેચન કર્યું. દા. ત.

"તરસ્યો ખોદે કૂપ જળ પ્રકટ પીએ નહિ ગંગ."

તરસ્યો માણસ ગંગા નદીના કિનારા પર ઊભેલો હોય અને તેની પાસે થઈ પુષ્કળ પાણી વહેતું હોય છતાં તેમાંથી જળ પીને તરસ છીપાવવાને બદલે કૂવો ખોદવાનો શ્રમ કરે તે કેવો હતભાગી અને મૂર્ખ કહેવાય! તેવી રીતે, સાક્ષાત્ ભગવાનને મૂકીને બીજાનો આશ્રય કરનારા હતભાગી લોકો કહેવાય છે, મનુષ્યો ભગવાનની ભક્તિનું પ્રકટ સુખ છોડીને અન્ય દેવોની પૂજાના માર્ગમાં પડી જાય છે, તેથી તેમની ધાર્મિક તૃષા પૂર્ણ થતી નથી.

વળી કવિ કહે છે, "જતુ ને જાણ્યું નાગરી મુશળ પૂજા માંય."

સ્ત્રી કચરો કાઢે છે. કચરો કાઢતી વખતે મુશળ એટલે સાંબેલું, એ કચરા ભેગું ફેંકી દે છે. તેવી રીતે મનુષ્યને ભગવાનના ભજન માટે આ દેહ આપેલો છે; પણ અન્ય કર્તવ્ય કરવામાં પોતાનું જીવન વ્યર્થ વેડફી દે છે. અને તેની સ્થિતિ કોના જેવી છે? તો કવિ કહે છે.

"પારસમણિને વાટકે ભટ્ટજી માગે ભીખ."

પોતાની પાસે પારસમણિનો વાડકો હોય અને બીજાની પાસે ભીખ માગવા જાય. ભક્તિ એજ સાચો પારસમણિ છે. તે પોતાની પાસે હોવા છતાં બીજા દેવોની પાસે અન્ય સાધનો દ્વારા ભીખ માગવા જાય એવું છે. પણ મસાણના લાડવામાં ઇલાયચીનો સ્વાદ ક્યાંથી હોય? ભગવાનને છોડીને સંસારનું સુખ ઇચ્છનાર મસાણના મોદકમાંથી સુખ મેળવવા ઇચ્છે છે. પણ એ સંસારનાં વિષયોનું સુખ, દુઃખથી ભરેલું છે. એમાં કલેશ હોય છે અને પાપાચરણ કરવું પડે છે. પણ જો મનુષ્ય વિવેકપૂર્વક પોતાનું જીવન ગાળે અર્થાત્ ભગવાનમાં શ્રદ્ધા રાખીને જો પોતાનાં કાર્યો કરે તો તેનું જીવન સુખી થાય છે. તેનો સંસાર સફળ થાય છે અને ભગવાનની ભક્તિ પણ કરી શકે છે. આના ઉપર કવિએ—

"વિવેકથી બન્ને રહે દોણી ને વળી દુધ" ની કહેવતવાળો કુંડળીઓ ગાયો.

લંકા જેવી સોનાની નગરી લુંટવા જનાર માણસ ત્યાંથી મુશળ-સાંબેલું લઈને આવે તેના જેવી ભગવાનની ભક્તિ છોડીને અન્ય પ્રવૃત્તિમાં પડનાર મનુષ્યની સ્થિતિ બને છે. મનુષ્યને ગમે તેટલું જ્ઞાન મળ્યું હોય, ચૌદે વિદ્યાઓમાં નિષ્ણાત બન્યો હોય, તમામ ગુણોથી વિભૂષિત હોય, રૂપ હોય, કાવ્ય શક્તિ હોય, સંગીત વગેરે કળા જાણતો હોય, શૌર્ય હોય, યશ હોય તેમ છતાં જો ભગવાનને તે ન ભજે તો, મો મણ તેલ છતાં જેમ અંધારૂં રહે, તેવી આ બાબત છે. એવાઓનું જીવન વ્યર્થ જાય છે. જીવનમાં કોઈપણ લાભ મેળવતા નથી. જેમ કોઈ સ્ત્રીના નસીબમા રંડાવાનું હોય તેના જેવું કહેવાય. પ્રભુ પતિ હોવા છતાં એને સૌભાગ્ય સુખ મળતું નથી ! એને માટે તો 'રંડાપણ તો રોકડું હેવાતન ઉધાર' બજારમા માલ લેવા જનાર કાંતો રોકડેથી વસ્તુ લાવે અગર તો ઉધાર લાવે. આવા મનુષ્યના જીવનમાં તો રંડાપોજ છે. કારણકે સંસારના મિથ્યા સુખની પાછળ પોતાની શક્તિરૂપી રોકડ નાણું ખરચી નાખે છે. વળી કવિ એમ કહે છે કે કૂતરાનું પૂંછડું પકડનાર સાગરની પાર થઈ શકતો નથી, તેમ આવા પુરૂષો સંસાર સાગરને તરી શકતા નથી. માટે દરેક મનુષ્યે અનન્યતાથી ભગવાનનો જ આશ્રય કરવો જોઈએ. મુમના નામનીએક જાતની કોમ છે. તે 'મેમણ' પણ કહેવાય છે તેના જેવા થવું જોઈએ નહિ. મુમના એ નથી હિન્દુ કે નથી તુર્ક. વચલી સ્થિતિમાં એ ઝોલા ખાય છે. માટે એકજ નિશ્ચિત ધ્યેયને અનુસરવું જોઈએ. ભગવાન તમામના રક્ષણ કરનારા છે અને તેને તમામ ચિંતાઓમાંથી મુક્ત કરનાર છે. માટે મનુષ્યોએ ચિંતા નહિ કરતાં ભગવાનનું સ્મરણ કરવું જોઈએ. તે પ્રમાણે નહિ વર્તનાર જેમ કોઈ માણસ ઘોડા ઉપર બેઠેલો હોય પણ પોતાની પાસેનું પોટલું પોતાના

માથા ઉપર મૂકે ને મૂર્ખતા બતાવે એવોજ આ મૂર્ખ ગણાય. પોતે જો ઘોડા ઉપર બેસતો હોય તો પોટલું પણ ઘોડા ઉપરજ મુકવું જોઈએ. જો ભગવાનનો જ આશ્રય કર્યો હોય તો શા માટે લૌકિક ચિંતા કરવી જોઈએ? એ પણ પ્રભુને સોંપી દેવી જોઈએ.

"ઘોડે બેસી ગાઠડી માથે મૂકે મૂઢ."

બાકી એ તો નિશ્ચિત છે કે મનુષ્યને તેના કર્મોનો બદલો વહેલો મોડો પણ મળે છે. લાકડા કાપનાર કઠીયારાએજ પોતે કાપેલાં લાકડા પોતે જ ઉપાડી જવાં જોઈએ.

"વાઢયા તે વહેલાં ખરા, ગાયે કે સનોવ."

તે પ્રમાણે પોતે જે કર્મ કર્યાં હોય તેના ફળ ભોગવવાજ જોઈએ. ભોગ્યા વગર છુટકોજ નથી. માટે ચેતીને, સારાં કર્મ કરવાં જોઈએ. મનુષ્ય અતિ કષ્ટ સહન કરીને, ખરા ખોટા કરીને, ઉજાગરા વેઠીને, ધન કમાવવામાંજ રચ્યો પચ્યો રહે છે અને એ ભલે ધનના ઢગલા કરે પણ તે અહીંને અહીં પડી રહેવાના છે. કીડી કણ ભેગા કરે અને તેતર ખાય તેની માફક ધનના ઢગલા ભેગા કરવાને માટે પોતે હાયવરાળ કરે પણ પોતે તેનું સુખ મેળવી શકતો નથી. આવા પુરૂષની સ્થિતિ, કવિ કહે છે કે કસાઈવાડે બન્ધનમાં પડેલા બકરાના જેવી હોય છે. તેને મારી નાખતા પહેલાં કસાઈ એને લીલું ઘાસ ખવરાવીને હૃષ્ટપુષ્ટ બનાવે છે; પણ એ ઘાસ ખાતી વખતે એને ખબર નથી કે કસાઈ એના ગળામા છુરી ભોકી દેશે. મનુષ્ય તે પ્રમાણે સસારના સુખ ભોગવતી વખતે જાણતો નથી કે એ સુખ તેના નાશનું કારણ એટલે દુઃખનુ કારણ થવાનુ છે. કાળરૂપી કસાઇએ જે, એને વિષય સુખ આપ્યુ છે, તે એની ગરદન કાપવા માટે છે.

"હરખી એજ લીલું ચરે, કસાઈ બાંધ્યો બાર."

છેવટે કવિ એમ કહે છે કે સંસારના વિષય સુખમાં પડીને જીવનનું ધ્યેય ચૂકવું નહિ. નિર્વાહની ચિંતા રાખવી નહિ ભગવાન વિશ્વંભર છે. તમામનું એ પૂરૂં કરે છે. પક્ષીને ચાંચ આપી તો તેને ચણવાનું પણ પ્રભુ આપે છે

"ચંચુ દીધી જે ધણી તેજ આપશે ચેણુ"

અર્થાત્ ભગવાન જ્યારે મનુષ્યને જન્મ આપે છે તો તે ભગવાન તેનું ભરણપોષણ પણ કરશેજ ટૂંકમાં "ગજ પગનામાં સર્વના પગલાં જાણો ગેબ" એ કહેવત યાદ રાખવી હાથીના પગનામાં બધાના પગના સમાઈ જાય છે. તેમ ભગવાનની ભક્તિમાં સર્વ કંઈ આવી જાય છે માટે જે કંઈ કાર્ય કરવું તે પ્રભુ નિમિત્ત, પ્રભુને નિવેદન કરીને કરવું જીવનને શુદ્ધ અને સુખી બનાવવાનો આજ રામબાણ ઉપાય છે

આ પ્રકારે કવિએ વહેવારમાં કેમ વર્તવું તેનો ઉપદેશ, કાર્ય દ્વારા સરળ દાખલાઓ અને કહેવતોથી આપે છે અને શ્રોતાઓ રસપૂર્વક તેને અપનાવે છે

એક વખત એક ગૃહસ્થે સત્સંગ મંડળીમાં કવિને પ્રશ્ન કર્યો કે આપે વ્યવહાર જીવનની શુદ્ધિ વિષે સારો ઉપદેશ આપ્યો પણ જીવનમાં ધર્મ અને નીતિનો સંબંધ કેટલો છે તે ઉપર આપ વિવેચન કરશો. આ સૂચના ઉપરથી કવિએ બીજે દિવસે તે બાબત ચિન્તન કર્યું અને ૪ ૪ ૫ ક્તિઓનું કાવ્ય તેમને સૂઝ્યું એ કાવ્યમાં ધર્મ અને નીતિનો પરસ્પર શો સંબંધ છે? તે તેમણે સારી પેરે જણાવ્યું એ કાવ્યનું નામ એમણે 'ધર્મ નીતિ સાર' એવું આપ્યું. પછી બેઠક મંડળીમાં પોતે વાંચ્યું અને એના ઉપર વિવેચન કર્યું. આ પ્રશ્ન અને તેનો કવિશ્રી તરફથી મળનાર ઉત્તર સાંભળવાને શ્રોતાઓની ખૂબ ઠઠ જામી અને કવિએ પોતાનો ઉપદેશ મધુર કંઠથી શરૂ કર્યો ત્યાથી તે અંત સુધી પૂરી શાંતિથી બધાએ તેમને સાંભળ્યા. શરૂઆત કરતા તેઓ

બોલ્યા કે "ધર્મ અને નીતિ વિષેના મારા વિચારો કાવ્યમાં મેં મુકયા છે. પ્રથમ હું ગાઈશ અને તેમાંથી પંક્તિઓનું વિવેચન કરીશ. આ ધર્મ અને નીતિનો પ્રશ્ન બહુ ગહન છે. કેટલાકો એમ માને છે કે મનુષ્યનું જીવન જો નીતિમય હોય તો તેને ધર્મની જરુર નથી. ધર્મ માર્ગે ચાલનારાઓ એમ માને છે કે જો મનુષ્ય ધાર્મિક જીવન ગાળતો હોય તો તેને નીતિની આવશ્યક્તા રહેતી નથી. આ બન્ને વિચારો ભૂલ ભરેલા છે. ધર્મ વગર નીતિ પાંગળી છે અને નીતિ વગર ધર્મ પણ દુબળો છે. બન્નેને એક બીજાની જરુર પડે છે. સામાન્ય માન્યતા એવી છે કે ધર્મ એટલે પાઠપૂજા કરવાં, ભજન મંડળીમાં જવું, દેવદર્શન કરવા, તિલક છાપા કરવાં અને યાત્રાઓ કરવી. પણ આ ખરો ધર્મ નથી એ બધા સાધનો છે. તે ધર્મ ભાવનાનું પોષણ કરે છે. પણ ધર્મ ભાવના એથી પણ વધારે ઊંચી છે.

ધર્મ એટલે જીવનને ધારણ કરવાનું બળ આપતો સિદ્ધાંત. તેનાથી મનુષ્ય સુખદુઃખના પ્રસંગોમાં પોતાના જીવનરૂપી નૌકાને ગમે તેવા ખરાબાઓ આવતા હોય અગર તો ગમે તેટલા સંસાર મહાસાગરના તોફાનો થતાં હોય તોપણ તેને લક્ષ્ય તરફ લઈ જાય છે. નીતિ એટલે વ્યવહારિક જીવનમાં મનુષ્યને માર્ગદર્શન કરનાર અથવા દોરનારો નિયમ, નીતિ, મનુષ્ય મનુષ્યના સંબંધમાં ઉપયોગી સિદ્ધાંત છે. તેનાથી સમાજમાં રહેનારી વ્યક્તિઓ એક બીજાની સાથે મીઠો સંબંધ બાંધે છે. અને સહકારથી એક બીજાને મદદ આપે છે. ધર્મ એ મનુષ્યના સમાજ સાથેના સંબંધ માટે નથી પણ આ જગતના પરમતત્ત્વ પરમાત્માની સાથેનો સંબંધ જોડાવે છે. એટલે પ્રભુની સાથેનો સંબંધ એ ધર્મવાળાનું ધ્યેય છે. અને નીતિવાળાનું ધ્યેય સમાજમાં રહેતા મનુષ્યોની સાથે કેમ સારો સંબંધ રાખવો તે છે. ધર્મવાળો શાસ્ત્રમાં શ્રદ્ધા રાખે છે, અને તે પ્રમાણે પોતાનું વર્તન ઘડે છે. નીતિવાળો પોતે જે સમાજમાં

રહેતો હોય તે સમાજના આચાર વિચારો કે વહેવારની રૂઢીઓને અપનાવે છે. ધર્મવાળાનો હેતુ આત્માના સુખની સાથે સમાજનું કલ્યાણ હોય છે. આમ જો કે બન્નેના ધ્યેયો જુદા જુદા છે તોપણ એમના પન્થ ન્યારા નથી. ધર્મવાળાને પણ પોતાના ધ્યેયને પહોંચવાને માટે જ્યાંસુધી એને ગૃહસ્થાશ્રમી તરીકે જીવન ગાળવાનું હોય અને સમાજ જીવનના લાભ લેવાના હોય ત્યાંસુધી તેને નીતિના માર્ગે આગળ વધવું જોઈએ. તેની જીવન યાત્રા તો જ્યાંસુધી તેને ઇશ્વર પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી તેને ચાલુ રાખવાની છે. તે પન્થે જતાં કંટકો આવે, લૂંટાવાનો ભય આવે, તો તેને માટે સાવચેતી રાખવી જોઈએ. અર્થાત્ ધાર્મિક જીવન ગાળનારાનું જીવન ધ્યેય ઉચ્ચું છે. એને પ્રાપ્ત કરવાનું દિવ્ય ધામ પર્વતના ઉંચા શિખર ઉપર છે. ત્યાનો માર્ગ વિકટ હોય છે. આથી ત્યાં જવાને માટે શાસ્ત્રોનું જ્ઞાન મેળવવું જોઈએ અને સદ્‌ગુરુ બનાવવા જોઈએ.

સત્પુરુષોના ઉપદેશ સાંભળવા અને ભગવાનના નામનું રટન નિરંતર કરવું જોઈએ. પ્રભુ જે કંઈ કરે છે તે સારા માટે કરે છે, એવી પરમ શ્રદ્ધા કેળવવી જોઈએ. જેમ બાળકને શરુઆતમાં ભણાવતી વખતે એકડા અને અક્ષરનું જ્ઞાન કરાવવામાં આવે છે. પણ જ્યારે તે સારી પેઠે લખતાં વાંચતાં શીખી ગયો હોય ત્યારે એને કક્કો ઘૂંટાવવામાં આવતો નથી તેમ આંક પણ ગોખાવવામાં આવતા નથી. તેવી રીતે મનુષ્યનું જીવન નૈતિક સંસ્કારોથી શુદ્ધ બનાવવું જોઈએ. મનુષ્યને તેટલા માટે ચારિત્ર્યશીલ બનાવવું જોઈએ. તેમજ ધાર્મિક જીવન માટે તેની યોગ્યતા પ્રાપ્ત થાય છે. જેનું જીવન નીતિની દૃષ્ટિએ અપવિત્ર હોય તે ગમે તેવો ધર્મ પાળતો હોય તોપણ તે સાચા અર્થમાં ધર્મિષ્ટ નથી. ધાર્મિક જીવન ગાળનારે 'ચારિત્ર્યથી' શુદ્ધ થવું જોઈએ. મનુષ્ય બે પ્રકારે શુદ્ધ થાય છે-બાહ્ય શુદ્ધિ અને આંતર શુદ્ધિથી

બાહ્ય શુદ્ધિ સ્નાનાદિથી થાય છે; પણ આંતર શુદ્ધિ તો જ્ઞાન અને ભક્તિથી થાય છે. એનાથી મનુષ્યમા રહેલી અસદ્ વાસનાઓ દૂર થાય છે. નીતિ એ આન્તર શુદ્ધિ કરનાર છે અને એનાથી શુદ્ધ થયેલો પુરુષજ, પ્રભુની પ્રાપ્તિ કરવાને યોગ્ય થાય છે. માટે ધાર્મિક જીવન ગાળનારાને પણ નીતિની જરુર છે. એને પણ સ સારમા રહીને કાર્યો કરવાના હોવાથી અહંતા મમતા ત્યજીને અને આસક્તિવગર તે કરવા જોઈએ.

"અનાસક્તિએ સ્પૃહા રહિત થાય, થાયે કર્તવ્ય કર્મથી.
જ્ઞાનશ્રદ્ધા ભક્તિ યુક્ત યતા, ભાસે કર્મનો મર્મજી"

જ્યાં સુધી દેહનું ભાન હોય ત્યાસુધી કર્મ તો કરવાજ પડે પણ જ્ઞાનથી કર્મનું મર્મ સમજવુ જોઈએ. કયુ કર્મ કરવા જેવું છે અને કયુ કર્મ કરવા જેવુ નથી તે જ્ઞાનથી સમજવું જોઈએ. તેનું નામ નીતિ.

"જ્ઞાનથી કર્મનો મર્મ સહીને, કર્મ કરે તે ઉત્તમજી;
જ્ઞાન ભક્તિ સહીત કૃતિ તે લેખાયે સર્વોત્તમજી."

જ્ઞાન પ્રમાણે કર્મ કરનારો એ ઉત્તમ પુરુષ પણ; જે એમ સમજીને કર્મ કરે છે કે મારૂં કર્મ એવું હોવુ જોઈએ કે ભગવાન પ્રસન્ન થાય, હુ ભગવાનનો દાસ છુ અને એમની પ્રસન્નતા થાય તેવુ કર્મ મારે કરવું જોઈએ કે જેથી પ્રભુનો અનુગ્રહ હુ પ્રાપ્ત કરી શકું, એનું નામ ભક્તિ. જ્ઞાનની સાથે ભક્તિ ભળે તો તે માનવીનુ જીવન સર્વોત્તમ બની જાય છે. તેને પ્રભુ વહાલા છે અને પ્રભુને તે વહાલો છે. નીતિ સાથે ધર્મભાવના ભળે તો સોનામાં સુગ ધ ભળવા જેવુ છે, દૂધમાં સાકર ભળે તેના જેવુ છે.

"લૌકિક વૈદિક કર્મ માત્ર તે કરવાં ભક્તિ યુક્તજી,
વિષ કરતા પણ વિષયો બુરા જાણી, કરે જે ત્યાગજી;
તેને સાર સિદ્ધાત સમજવા, ઉર ઉપજે અનુરાગજી"

નીતિવાળા પુરુષે વિષયોનો ત્યાગ કરવો જોઈએ અને સત્ય આચરવું જોઈએ

"સત્ય વણુ સિદ્ધિ કદા ન હોયે, શાન્તિ પણુ ના દેખેજી"

સત્ય હોય તો તમામ સિદ્ધિઓ મળે છે અને શાન્તિ પણ મળે છે

"સત્ય પક્ષ ત્યાં રહે પરમેશ્વર, પોકળ ખુલ્લું થાયજી
માટે સદા સત્ય અવલમ્બે તેની રક્ષા સદાયજી"

આ પ્રમાણે નીતિનો બોધ આપીને કવિ કહે છે કે એવા પુરુષ તો વિશ્વમાં જ્યાં જ્યાં નજર નાખતો હોય ત્યાં ત્યાં પરમાત્મા બિરાજી રહ્યા છે એવો વિચાર કરે

"વિશ્વના વિવિધ પદાર્થ ભાવી, કળાનો કરે વિચારજી,
હરિમાં વિશ્વ અને વિશ્વે હરિ તશ, પ્રભુ શું રાખે પ્યારજી"
અખિલમાં અન્તર્યામી લહી, સઘળે ગખે સમ મતિ ભાવજી
પ્રભુ બુદ્ધિથી સૌ સન્તોષે તેને બ્રહ્મ દર્શાવજી,
\+ + +
અખિલ પ્રાણીની હૃદય ગુહામાં જેમ પુરુષોત્તમનો વાસજી,
તેની સત્તા પ્રેરણાથી કાર્યનો થાય પ્રકાશજી
યન્ત્રી કર આધીન સૌ યન્ત્રો વગાડે તેમજ વાગેજી
એમ જાણીને અહંતા મમતા, સમ્યગ્‌જ્ઞાની ત્યાગેજી"

મનુષ્યની શ્રેષ્ઠતા કુળથી, જાતિથી, કે વિદ્યાથી નથી પણ ગુણ અર્થાત્ શીલથી છે.

'શુદ્ધ શીલ વર્તન કારણથી, જ્યેષ્ઠતા લાગે રમ્યજી',

ભગવાનને કોણુ વહાલો છે? તે વિષે કહે છે.

"સત્યજ નિત્ય વહાલું છે જેને, કુપથ કદી ન જાયજી,
અપકાર પર ઉપકાર કરે, તે શ્રી હરિવલ્લભ થાયજી."

આ રીતે કવિ ધર્મ અને નીતિનો સંબંધ જીવનમાં ઘણો જરૂરનો છે એમ દર્શાવે છે. ભક્તે પણ નીતિમય થવું પડશે. તે વગર પ્રભુની પ્રાપ્તિ થતી નથી. અશુદ્ધ હૃદયમાં પ્રભુ બિરાજે નહિ; માટે નીતિની જરૂર છે. પણ એ નીતિ સાચા જ્ઞાન અને ભક્તિવાળી હોવી જોઇએ. ધાર્મિક જીવન ગાળનારાનું અંતિમ ધ્યેય, ભગવત્પ્રાપ્તિ છે. તે ધ્યેયમાં જો કોઈ નીતિ નિયમો અતગાય થતાં હોય તો તે નીતિનિયમનો ત્યાગ કરવામાં અનીતિ થતી નથી.

આ પ્રવચન-સાંભળીને, સૌ કોઈ કહેવા લાગ્યા કે દયારામભાઈએ કેવી સરસ રીતે ધર્મ અને નીતિનો સંબંધ દર્શાવ્યો છે? કેટલાક વૈષ્ણવો જેઓ એમ માનતા હતા કે તેમને નીતિની જરૂર નથી તેમનું પણ અજ્ઞાન આનાથી દૂર થયું. તેમ જેઓ એમ માનતા હતા કે નીતિમાંજ બધુ આવી જાય છે, ધર્મની કોઈ જરૂર નથી તેમને પણ તેમણે ઉત્તમ બોધ આપ્યો.

આ સમયે ગુજરાતની અંદર સંસાર સુધારાની ચળવળ શરૂ થઈ હતી. સુધારકો નીતિનો પ્રચાર કરતા હતા. અને ધર્મનો વિરોધ કરતા હતા. આ ચળવળમા નર્મદ કવિ પણ ભળેલા. ધર્મ કે નીતિ? જીવનને માટે શું જરૂરી છે? એ પ્રશ્ન તે યુગનો મુખ્ય પ્રશ્ન હતો. એનું સમાધાન દયારામભાઈએ 'ધર્મ નીતિ સાર' ગ્રંથમાં મળી આવે છે. તે ઉપરથી સમજાશે કે દયારામભાઈ જુન વાણી માનસ ધરાવનાર કેવળ સનાતની વિચારના નથી. તેમ ઉદ્દામ સમાજ સુધારાની ક્રાંતિકારી વિચાર સરણી ધરાવનાર પણ નથી. પણ તેઓ ઉદાર મતવાદી છે. બંને વિચાર સરણીઓ ધરાવનારાઓનું સમાધાન કરે છે. ધર્મ અને નીતિ-બંને એક બીજાને ઉપયોગી છે; પણ દયારામભાઈની દૃઢ માન્યતા એ છે કે જે ઈશ્વરની પ્રાપ્તિ ન થાય તો તે ધર્મ નથી. ઈશ્વર-પ્રાપ્તિ કરાવનાર ધર્મને નીતિની જરૂર છે. પરંતુ ધાર્મિક પુરુષની બાબતમા નીતિ પોતાની [illegible]

તેને ગણી પદ મળેલુ. 'જીવે પણ તે રીતે વિચાર કરવાનો છે. સ્વભાવથી જીવ દુષ્ટ છે. પણ ભગવાન તેનું વરણુ કરે તો તે સુખનો અધિકારી બને છે. પણ પોતાના દોષને લીધે જો ભગવાન અપ્રસન્ન થાય તો તેનું સુખ જતું પણ રહે. સુખ અને દુઃખ પ્રભુને હાથ છે. તે ઇશ્વર ઇચ્છા ઉપર અવલંબે છે. જેણે પોતાનુ જીવન પ્રભુને અર્પી દીધું છે તેને કોઇ ચિંતાનુ કારણુ નથી. પ્રભુ સર્વ સમર્થ છે. કેટલીક વખત દુઃખ, તો શળીનો ઘા સોયે સરે, તેના જેવુ છે એ રીતે મહાન્ દોષની અલ્પ શિક્ષા રૂપે છે. પ્રભુ જીવના ત્યાગ માટેજ દુઃખ આપે છે અને તે જીવની કસોટીરૂપે છે તેનાથી શુદ્ધ થઇને જીવ ભક્તિમાર્ગને માટે અધિકારી બને છે

"ચાંડાળી રાજ પત્ની થઈ, બાકી શુ રહ્યું થવાનુ.
અપમાન જો કદાપિ થશે, રાણી પદ ના જવાનુ.

* *

આત્મ નિવેદન જેણે કર્યું રે, જ્ઞાને અથવા અજ્ઞાને,
તેને પછી કશી વેદના, મિથ્યા શોચે તે શાને ?

* *

પુષ્ટ સૃષ્ટિની ઉપરે વેદનુ બળ છે નહિ,
ઈશ્વર ઈચ્છાથી છે સઊ, બીજ કોઈ સંતાપે નહિ "

જેને જેનો કર ગ્રહણ કર્યો છે તેને કોઈ જાતનુ દુખ ... જે પ ... ત પતિ ... કર્યું છે તેને પોતાને કાઈ ... તેની બધી ચિંતાઓ

દુઃખો સાંભળીને પોતે ચિન્તનમાં પડી જતા. મનુષ્યઉપરનાં દુઃખ, તેનાં કારણ, અને તેના દૂર કરવાના ઉપાયનાં બે કાવ્યો તેમને ગુર્યાં. પહેલું કાવ્ય તે 'ચિંતા ચૂર્ણિકા.' દરરોજની સત્સંગ મંડળની બેઠકમાં એક દિવસે તેમણે તે વિષય-ઉપર, વ્યાખ્યાન કર્યું. તેમણે કહ્યું. આજે હું 'ચિન્તા ચૂર્ણિકા' નામનું કાવ્ય લાવ્યો છું. તે તમને સૌને ગમશે. કારણકે સૌને કોઈને કોઈ પ્રકારની ચિંતા થાય છે. એ ચિંતા કેમ દૂર કરવી તેનો ઉપાય એમાં દેખાડ્યો છે. શારીરિક રોગ દૂર કરવાને માટે જેમ વૈદ્ય કોઈ ઔષધનું ચૂરણ આપે તેવી રીતે ચિંતારૂપી માનસિક રોગ દૂર કરવાને માટે આ 'ચિંતા ચૂર્ણિકા' નામના કાવ્યરૂપી ચૂર્ણ હું તમને આપીશ. એ ચૂર્ણનું યોગ્ય રીતે સેવન કરશો તો તમારી કોઈ ચિંતાઓ રહેશે નહિ અને તમામ ક્લેશ દૂર થશે. આ ચૂર્ણ શ્રી વલ્લભાચાર્યજીએ તૈયાર કરેલું છે અને એમના 'નવરત્ન નામના ગ્રંથ'માં તે વિષે જણાવ્યુ છે. તમામ ચિંતાનું કારણ માનસિક હોય છે. મનુષ્યો મોટી મોટી ઇચ્છાઓ કરે છે અને તે જ્યારે ફળીભૂત થતી નથી ત્યારે ચિંતાઓ તેને સતાવે છે. મનુષ્યો એમ માની લે છે કે પોતે જે જે કોઈ યોજનાઓ ઘડે તે સ્વપ્રયત્ન અગર બળથી તે પૂર્ણ કરી શકશે. પણ આ તો એમનું અભિમાન છે. જીવની શક્તિ મર્યાદિત છે. ભક્તિમાર્ગમાં જીવોએ તો એમજ માનવું જોઇએ કે કર્તા હર્તા ઇશ્વર છે. તેની ઇચ્છા વગર તણખલું પણ હાલી શકતું નથી. જે જીવે પરમાત્માને આત્મ નિવેદન કર્યું છે, તેણે ચિંતા ન કરવી જોઇએ. એમ કરવાથી તો ઇશ્વરમાં અશ્રદ્ધા થાય છે. ભગવાન ધારે તો તે જીવનું ગમે તે રીતે કલ્યાણ કરે છે. ચાંડાલીને પણ 'રાજા ધારે તો પોતાની રાણી બનાવે અને રાજમહેલના વૈભવો ભોગવાવે છે પણ જો તેના ઉપર રાજા કોપાયમાન થાય અને ...વમાંથી ... તો પણ તે રાણીએ શોક કરવો જોઇએ ... ચાંડાળીજ હતી. રાજાની કૃપાથી

જરૂર રહેતી નથી. ધર્મ ભાવનાની પાછળ નીતિ દેહની પાછળ છાયા જાય તેમ આવે છે. એટલે ધર્મ એ મુખ્ય અને નીતિ એ ગૌણ છે અને જ્યાં સુધી ધર્મ એટલે ઇશ્વરની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી ધર્મ અધૂરો છે. ધર્મની પૂર્ણતા પ્રભુ પ્રાપ્તિથી થાય છે. દેશ સેવા કે સમાજ સેવા ઉત્તમ તો છેજ પણ પ્રભુ સેવા એ સર્વોત્તમ છે. સમાજ સેવા કે દેશ સેવામાં મનુષ્યના દેહના સંબંધનો વિચાર કરવામાં આવ્યો છે. જ્યારે પ્રભુ સેવામાં આત્માના સંબંધનો વિચાર છે. સમાજ સેવા કરનાર પણ ભગવાન નિમિત્તે તે સેવા કરતો હોય તો તે પ્રશંસનીય છે; બાકી પ્રભુને ભૂલી જઈને કેવળ સમાજ સેવા પાછવાડે જીવનને અર્પી દેવું તે દયારામભાઈની દૃષ્ટિએ સર્વોત્તમ જીવન ગણાય નહિ. જો કે સમાજ સેવાને પણ આદર્શ તેમણે સ્વીકારેલો છે. દરેક વ્યક્તિએ પોતાની પાસે જે શક્તિ હોય તેનાથી સંજોગો પ્રમાણે સર્વજનની સેવા કરવી જોઇએ. દયારામભાઈએ, કાવ્ય શક્તિ દ્વારા માનવીઓનાં જીવન, જ્ઞાન અને ભક્તિના સંસ્કારોથી ઉન્નત કર્યાં હતાં.

દયારામભાઈના ડભોઈ નિવાસ દરમ્યાન ઘણા દુખિયારા માણસો તેમની આગળ દુઃખ રડતા, કોઈને ધનનું દુઃખ હોય તો, કોઈને સંતાનનું દુઃખ, કોઈને પત્નીનું દુઃખ, કોઈને વહેપાર ધંધામાં પડેલી ખોટનું દુઃખ, તો કેટલીક વિધવાઓનું દુઃખ, એમ જુદાં જુદાં દુખિયાંઓ દયારામભાઈની પાસે આવતાં. એ કોઈ મહાન્ સિદ્ધ પુરુષ છે એમ માનીને તેમનાં દુઃખોના નિવારણ માટે દૂર તેમની પાસે આવતા. દયારામભાઈ એ બધાની વાત સાંભળતા. પોતાની પાસે ખાસ ધન નહોતું કે જેથી કરીને ધનની મદદ કરે. આમ છતાં બની શકે એટલી ગુપ્ત રીતે ધનની મદદ પણ કરતા. તેઓ આવનારને મધુર વાણી, વિનય ભર્યું વર્તન અને ધાર્મિક ઉપદેશ આપતા. ઈતિહાસ અને પુરાણોમાંથી અનેક દૃષ્ટાંતો આપીને દુઃખ સહન કરવાને સૌ કોઈને બોધ આપતા. સંસારીઓમાં

દુઃખો સાંભળીને પોતે ચિન્તનમાં પડી જતા. મનુષ્યઉપરનાં દુઃખ, તેનાં કારણ, અને તેના દૂર કરવાના ઉપાયનાં બે કાવ્યો તેમને સ્ફુર્યાં. પહેલું કાવ્ય તે 'ચિંતા ચૂર્ણિકા.' દરરોજની સત્સંગ મંડળની બેઠકમાં એક દિવસે તેમણે તે વિષય-ઉપર વ્યાખ્યાન કર્યું. તેમણે કહ્યું. આજે હું 'ચિન્તા ચૂર્ણિકા' નામનું કાવ્ય લાવ્યો છું, તે તમને સૌને ગમશે. કારણકે સૌને કોઈને કોઈ પ્રકારની ચિંતા થાય છે. એ ચિંતા કેમ દૂર કરવી તેનો ઉપાય એમા દેખાડ્યો છે. શારીરિક રોગ દૂર કરવાને માટે જેમ વૈદ્ય કોઈ ઓષધનું ચૂરણ આપે તેવી રીતે ચિંતારૂપી માનસિક રોગ દૂર કરવાને માટે આ 'ચિંતા ચૂર્ણિકા' નામના કાવ્યરૂપી ચૂર્ણ હું તમને આપીશ. એ ચૂર્ણનું યોગ્ય રીતે સેવન કરશો તો તમારી કોઈ ચિંતાઓ રહેશે નહિ અને તમામ ક્લેશ દૂર થશે. આ ચૂર્ણ શ્રી વલ્લભાચાર્યજીએ તૈયાર કરેલું છે અને એમના 'નવરત્ન નામના ગ્રંથ'મા તે વિષે જણાવ્યુ છે. તમામ ચિંતાનું કારણ માનસિક હોય છે. મનુષ્યો મોટી મોટી ઇચ્છાઓ કરે છે અને તે જ્યારે ફળીભૂત થતી નથી ત્યારે ચિંતાઓ તેને સતાવે છે. મનુષ્યો એમ માની લે છે કે પોતે જે જે કોઈ યોજનાઓ ઘડે તે સ્વપ્રયત્ન અગર બળથી તે પૂર્ણ કરી શકશે. પણ આ તો એમનું અભિમાન છે. જીવની શક્તિ મર્યાદિત છે. ભક્તિમાર્ગમા જીવોએ તો એમજ માનવુ જોઇએ કે કર્તા હર્તા ઈશ્વર છે. તેની ઇચ્છા વગર તણખલું પણ હાલી શકતુ નથી. જે જીવે પરમાત્માને આત્મ નિવેદન કર્યું છે, તેણે ચિંતા ન કરવી જોઇએ. એમ કરવાથી તો ઈશ્વરમાં અશ્રદ્ધા થાય છે. ભગવાન ધારે તો તે જીવનું ગમે તે રીતે કલ્યાણ કરે છે. ચાંડાલીને પણ 'રાજા ધારે તો પોતાની રાણી બનાવે અને રાજમહેલના વૈભવો તેને ભોગવાવે છે પણ જો તેના ઉપર રાજા કોપાયમાન થાય અને રાજવૈભવમાથી તેને ચ્યુત કરે તો પણ તે રાણીએ શોક કરવો જોઇએ નહિ કારણકે મૂળમા તો તે ચાંડાળીજ હતી. રાજાની કૃપાથી

તેને રાણી પદ મળેનુ. જીવે પણ તે રીતે વિચાર કરવાનો છે સ્વભાવથી જીવ દુષ્ટ છે પણ ભગવાન તેનુ વરણ કરે તો તે સુખનો અધિકારી બને છે પણ પોતાના દોષને લીધે જો ભગવાન અપ્રસન્ન થાય તો તેનુ સુખ જતું પણ રહે સુખ અને દુ:ખ પ્રભુને હાથ છે તે ઇશ્વર ઇચ્છા ઉપર અવલંબે છે જેણે પોતાનુ જીવન પ્રભુને અર્પી દીધુ છે તેને કોઇ ચિંતાનુ કારણ નથી. પ્રભુ સર્વ સમર્થ છે કેટલીક વખત દુ:ખ, તો ધણીનો ધા ગોચે સરે, તેના જેવુ છે એ રીતે મહાન્ દોષની અલ્પ શિક્ષા રૂપે છે પ્રભુ જીવના સારા માટેજ દુ:ખ આપે છે અને તે જીવની કસોટીરૂપે છે તેનાથી શુદ્ધ થઈને જીવ ભક્તિમાર્ગને માટે અધિકારી બને છે

"ચાડાળી રાજ પત્ની થઈ બાણી શુ રહ્યુ થવાનુ,
અપમાન જો કદાચિ થશે, રાણી પદ ના જવાનુ

*  *  *

આત્મ નિવેદન જેણે કર્યુ રે, જ્ઞાને અથવા અજ્ઞાને,
તેને પછી કશી વેદના, મિથ્યા ગોચે તે શાને?

*  *  *

પુષ્ટ સૃષ્ટિની ઉપરે વેદનુ બળ છે નહિ,
ઇશ્વર ઇચ્છાથી છે સઉ, બીજુ કોઈ સંતાપે નહિ"

ભગવાને જેનો કર ગ્રહણ કર્યો છે તેને કોઈ જાતનુ દુ:ખ હોયજ નહિ જે પત્નીનુ પતિએ વરણ કર્યુ છે તેને પોતાને કાંઈ ચિંતા કરવાની હોયજ નહિ તેના પતિનેજ તેની બધી ચિંતાઓ કરવાની હોય છે તેજ પ્રમાણે ભક્તની ચિંતા ભગવાનનેજ છે. તેની ઇચ્છા પ્રમાણે સૌ કાંઈ થાય છે

"આદ્યથી તે અંત લગી પ્રભુ ધારી મૂકયુ છે તાહારૂ;
તેજ રીતે રહેજો પણ થશે નિશ્ચે નરસુ કે સારૂ"

છેલ્વે કવિ કહે છે.

"આત્મ નિવેદન જીવને કૃતિ કરવી જે ચારુ;
ચિંતામણિ મૂકયો પેટીમાં, ધ ધો શોભાને સાર."

માણુસે પોતાની ફરજ બજાવવી, પોતાની ચિંતા પ્રભુને સોપી દેવી, અને પ્રભુને જે યોગ્ય લાગશે તે પ્રમાણે કરશે. ભગવાનની ગતિ અકળ છે. આપણું ધાર્યું નથી પણ થતું, પણ એટલુ તો નક્કીજ છે કે પ્રભુ પોતાના જનનું રુડુ જ કરે છે. તેનો ત્યાગ કરતા નથી. એવી સમજણ આત્મનિવેદન કરનારાએ રાખવી જોઈએ અને પોતાનો વહેવાર ચલાવવો જોઈએ. એમ કરવાથી કોઈ ચિંતા નહિ રહે. ચિન્તા દૂર કરવાનો આ સાચો રામબાણ ઉપાય છે. આ ચૂર્ણનુ દરેકે સેવન કરવુ જોઈએ.

"અકળ ગતિ દયાનાથની, સમજુ સમજે ને ચૂકે;
પણ એટલુ તો નિશ્ચે ખરૂં, હરિ કર ગ્રહીને ના મૂકે."

આ ચૂર્ણ તમને ગમ્યુ કે નહિ ? જો ગમ્યુ હોય તો રણછોડ પાસેથી ઉતારી લેજો. તેણે આ કાવ્ય ઉતારી લીધુ છે." આવુ જ બીજુ કાવ્ય "ક્લેશ કુઠાર" નામનુ રચ્યુ છે કુઠાર એટલે કુહાડો. કલેશરૂપી કાટાવાળા ઝાડને કાપવાનો અથવા દૂર કરવાનો ઉપાય આ કાવ્યમા જણાવ્યો છે. આ કાવ્ય વ્રજભાષામા લખેલુ છે. દયારામભાઈની વ્રજભાષામા કાવ્ય લખવાની સારી હથોટી જામી હતી. તેમણે અષ્ટ છાપના સૂરદાસ વગેરે કવિઓનાં વ્રજભાષાના કાવ્યોનો સારો અભ્યાસ કર્યો હતો. વળી વ્રજયાત્રાના સમય દરમ્યાન વ્રજભાષા ઉપર તેમનો કાબુ ઠીક ઠીક આવ્યો હતો. આથી તેમણે અત્યાર અગાઉ વ્રજભાષામાં પણ કાવ્ય લખવાની શરૂઆત કરી હતી. એમનુ 'સતસૈયા' અને 'વસ્તુવૃન્દ દીપિકા' તેમજ 'રસ પ્રદાયસાર' તથા 'ભક્તિ વિધાન' 'રસિક રંજન' એ વ્રજભાષાની કાવ્ય રચનાના અને તે પણ શાસ્ત્રીય વિષયની ચર્ચા કરનારા ઉત્તમ ગ્રન્થો ગણાય. 'ક્લેશ કુઠાર' કાવ્ય ઘણુ લાબુ કાવ્ય છે. શ્રી વલ્લભાચાર્યના

નવરત્ન ગ્રન્થ તેમજ શ્રી હરિજીના 'શિક્ષાપત્ર'ના દોહનરૂપે આ ગ્રન્થની રચના થએલી છે. શરૂઆતમાં કેટલુંક ગદ્યમાં પણ લખાણ છે. 'ચિંતાચૂર્ણિકા' કાવ્યમાં આપેલા વિચારને વિસ્તારથી આ ગ્રન્થમાં રજુ કર્યો છે. ચિંતાની નિવૃત્તિ માટે લાખ વાતની એક જ વાત કવિ કહે છે.

"શ્રીન કૃષ્ણ ઇચ્છા વિના, ડોલે નહિ કંઈ પાન,
એહી દૃઢ ચિત્ત રાખીયો, લક્ષ બાતકી બાત."

કવિ નળરાજા, ભરત, વગેરે મહાપુરુષોને ભોગવવાં પડેલાં દુઃખો વિસ્તારથી વર્ણવે છે અને જણાવે છે કે ચિંતા દૂર કરવાને માટે મુખ્ય કારણ ભગવાનના નામનું સ્મરણ છે. ગમે તેવું કષ્ટ આવી પડયું હોય તો પ્રભુના નામનું સ્મરણ કરવું. સ્મરણ માત્રથી તમામ સંકટ દૂર થાય છે.

"સબ સંજોગ તેસો જુરે, જેસો હોનો હોય,
નહિ હો તબ કરિ ના શકે, કોટી જતન તેં કોય."

જે કાળે જે થવાનું હોય તે કાળે તેવો સંજોગ આવી મળે છે. અને જે નથી થવાનું પ્રભુએ નીર્માણ કર્યું હોય, તે કરોડો ઉપાયો કરવા છતાં નહિ જ બને.

"સુખદુઃખ લાભઅલાભ રાખ, સહજ હોય મત રોય,
લીખી રાખ્યો નંદલાલ, સોતે મેટી સકે ન કોય."

મનુષ્યની સ્થિતિ એક સરખી હોતી નથી. કોઈ સમયે મનુષ્ય સત્તાધીશ બને છે અને રાજાઓ તેને પગે પડે છે અને કોઈ સમયે તે પુરુષને નીચ પુરુષની લાત ખાવી પડે છે. કોઈ વખતે પુષ્કળ પૈસો હોય, કોઈ વખતે ભીખ માંગીને અન્ન ખાવું પડે.

"કાહુ સમે નૃપ પાઉં પરે, કબુ નીચ કરે પદ પ્રહાર સુસિચ્છા;
કાહુ સમે લછમી દસહૂ બિધિ, કાહુ સમે અન આદર ભિચ્છા."

પ્રભુની શી ઇચ્છા છે તે કોઈને સમજ પડતી નથી. જો મનુષ્ય ભાવીને સમજી શકતો હોત તો યુધિષ્ઠિર ધૂત રમત? ઇન્દ્ર કોપાયમાન થઈને ગિરિરાજ ઉપર અતિ વૃષ્ટિ કર? દુર્વાસા ઋષિ અંબરીશ ઉપર ક્રોધ કરત? કામદેવ શિવ ઉપર પોતાના પાંચ બાણ ફેંકત? રાવણ સીતાનું હરણ કરત? વાલી પોતાના ભાઈની પત્નીને રાખત? આ બધા ડાહ્યા સમજદાર માણસો હતા; છતાં તેમના હાથે મોટા દોષો થયા છે. ઇશ્વરેચ્છા એજ નિયામિકા છે. તે ઉલટાનું સુલટું કરે, સુલટાનું ઉલટું કરે. બગડેલી બાજીને સુધારે પણ છે.

"સુલટી સો ઉલટી કરે, ઉલટી સુલટ બનાય,
જો ચાહે સોઈ કરે, સમર્થ શ્રી વ્રજરાય."

દુઃખનાં કારણ જણાવતાં કવિ કહે છે કે દુઃખના હેતુ અહંકાર, મમતા, અસહિષ્ણુતા, વિતંડાવાદ, એટલે વધારા પડતું મિથ્યા ભાષણ કરવું તે, અનીતિ, સાંસારિક સુખને માટેનો પ્રેમ, ભગવાનનું ભજન કરવું તે, અને અસત્ પુરુષોનો સંગ કરવો તે છે.

"અરે મમ અસરન જલ્પ અતિ, અનીતિ હરિ ન અનુકુળ,
પ્રપંચ રતિ હરિ ભજનના, દુઃસંગનો દુઃખ મૂલ."

× + × ×

"જ્યાં જ્યાં કરે તું કરન દે, સબ સમજત મજનાથ,
ઈક કાટા ઈક કતરની, દોઉ હરીકે હાથ"

સૌ જે કાળે જે કરે છે તે સારું કરે છે. પોતાના ભક્તને જે કોઈ આપવું હોય તે ધર્મનો કાંટો હાથમાં રાખીને પ્રભુ આપે છે અને તે આપતી વખતે જો કોઇ વધારે અપાઈ ગયું હોય તો તે ભક્ત અભિમાનથી છલકાઈ ન જાય એટલા માટે પ્રભુ કાતર પણ રાખે છે; એટલે વધારાનું સુખ લઈ લે છે. છેવટ પોતાનો સિદ્ધાન્ત કવિ પોતે જણાવે છે કે શ્રી કૃષ્ણનું નામ સ્મરણ કરવું. તેથી બધાં દુઃખ ભાગી જાય છે.

"દુઃખ દુરીન સબ કલેશ હરે નામ શ્રી કૃષ્ણ ધ્રુવ,
મંગલ મોદ અશેષ પૂર્ણકામ માધો મિલે."

મનુષ્યના ભાગ્યમા મૃત્યુ નિર્માણ થયેલુ છે. કોઈ લાબુ જીવે છે, કોઈ થોડુ જીવે છે. સામાન્ય રીતે માણસને મૃત્યુ ક્યારે આવશે તેની ખબર પડતી નથી. તેનુ જ્ઞાન કરાવવા કવિએ "કાળ જ્ઞાન સારાશ" નામનુ કાવ્ય લખ્યુ છે એમા વૈદક શાસ્ત્રની દૃષ્ટિએ જુદા જુદા રોગના શારીરિક લક્ષણો આપ્યા છે અને તે લક્ષણો શરીરમા દેખાય ત્યારે મૃત્યુ ક્યારે આવશે તેની સમજણ આપી છે. અમુક લક્ષણો હોય ત્યારે એક વરસ પછી, અમુક લક્ષણો હોય તો ૭ માસ પછી, અમુક લક્ષણો હોય તો એક માસ પછી, પદર દિવસ પછી, અઠવાડીઆ પછી, ત્રણ દિવસમા, કે એક દિવસમા મૃત્યુ આવશે, તે શારીરિક લક્ષણો ઉપરથી મનુષ્યે પોતાના મૃત્યુનો દિવસ નક્કી કરી લેવો જોઈએ અને તેની તૈયારી કરવી જોઈએ. એ બાબતની ખબર પડતા અન્ય સર્વ વિચારો છોડીને મનુષ્યે ઈશ્વરનુ ચિંતન કરવુ

'દુર્લભ મનુષ્ય દેહ છે આવે કોઈક વાર,
તે પામ્યાનો લાભ એ, ભજવા નદકુમાર–"

મરણ વખતે જેવી મતિ તેવી ગતિ થાય છે.

"પણ અન્તે સઘળુ તજી ભજવા શ્રી નજરાય',

જેણે પોતાની જીદગીમા ભગવાનનુ ભજન કર્યુ નથી તેની જીંદગી વ્યર્થ ગઈ છે. પણ જો છેલ્લી ઘડીએ પ્રભુનુ સ્મરણ કરે તો જીદગી સુધરી જાય છે

"આયુષ્ય એળે સહુ ગયુ, ભજ્યા ન ક્ષણ ભગવત;
તેનુ પણ કલ્યાણ છે જો સમરે હરિઅત"

આમ દરરોજ જુદા જુદા કાવ્યો બનાવીને કવિ ઉપદેશક તરીકે ડભોઈવાસીઓને બોધ આપે છે અને તેમને જીવનનો મર્મ સમજાવે છે સસારના વહેવારમા કેમ વર્તવુ તે ઉપદેશે છે અને દુ:ખ સહન કરવાની તાકાત તેમનામા મૂકે છે.





## પ્રકરણ ૮ મું

## ફીલસુફ તરીકે દયારામભાઈ.

દયારામભાઈ તત્ત્વજ્ઞાની પણ હતા. તેમની સત્સંગ મંડળીમાં ત્વજ્ઞાનની પણ ચર્ચાઓ ચાલતી. તેમનુ તત્ત્વજ્ઞાન તે વલ્લભાચાર્યનુ ત્વજ્ઞાન હતું. શ્રીવલ્લભાચાર્યનુ તત્ત્વજ્ઞાન શુદ્ધાદ્વૈત અગર તો બ્રહ્મવાદના ામથી ઓળખાય છે. શ્રીવલ્લભાચાર્યે 'બ્રહ્મસૂત્ર' ઉપરના અણુભાષ્ય' અને ભાગવત ઉપરના 'સુબોધિની' તથા 'તત્ત્વદીપ નિબંધ' ગેરે ગ્રન્થોમાં શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો સારી પેઠે સમજાવ્યાં . તે મૂળ ગ્રન્થો સંસ્કૃત ભાષામાં રચાયેલા છે. દયારામભાઈએ ા મૂળ ગ્રન્થોનો સંસ્કૃત દ્વારા અભ્યાસ કર્યો હશે કે કેમ તે ાટે ચોક્કસ નિર્ણય થઈ શકે નહિ પણ તેમને સંસ્કૃત ભાષાનો રિચય તો હતોજ. વડોદરાની પાઠશાળામાં જઈને સંસ્કૃતનો ભ્યાસ વધારવાની તેમની ઘણી ઈચ્છા હતી; પણ તેમના પિતા ને માતાના ગોલોકવાસ થવાથી તે ઈચ્છા સફળ થઈ શકી નહિ. ામ છતા સંસ્કૃત ભાષાના પ્રેમને લીધે તેમણે ઉપનિષદો, ાગવતાદિ પુરાણો, ગીતા, અને સ્મૃતિ ગ્રન્થો અવલોકેલા. કવિ ત્યદેવના સંસ્કૃત 'ગીત ગોવિન્દ'ની નકલ ભરૂચમા પોતે પોતાને ાટે ઉતારી હતી. બનવા જોગ છે કે તે પુસ્તકોના ગુજરાતી કે હિન્દી ભાષાન્તરોની મદદથી તેમણે જાતે તે ગ્રન્થોનો અભ્યાસ ર્યો હોવો જોઈએ. શુદ્ધાદ્વૈતનું વિશેષ જ્ઞાન તેમને તેનતલાવ ાગળ ઈચ્છારામ ભટ્ટજી પાસેથી મળેલુ અને કવિશ્રીએ યાત્રાઓમા ી વલ્લભાચાર્યના ગ્રન્થોનો અભ્યાસ કરવા માંડયો. યાત્રા પૂર્ણ કર્યા

પછી ડાકોરમાં ભટ્ટજીની સાથે કેટલોક સમય તેમણે ગાળ્યો. તે સમયે શુદ્ધાદ્વૈતના ગ્રન્થોનું રહસ્ય ભટ્ટજી પાસેથી તેમને જાણવા મળ્યું. કવિશ્રીની યાદશક્તિ એટલી બધી તીવ્ર હતી કે તે તત્ત્વજ્ઞાનના દરેક મુદ્દાની ચર્ચા શાસ્ત્ર ગ્રન્થોમાં અને શ્રીવલ્લભાચાર્યના ભાષ્ય સાહિત્યમાં અને શ્રી ગુંસાઇજીના વિદ્વન્મંડનમાં કયે સ્થળે અને કેવી રીતે થઇ છે તે બરાબર કહી શકતા. પોતે પુષ્ટિમાર્ગના ચુસ્ત અનુયાયી હોવાથી અને ભક્તિમાર્ગને પણ જ્ઞાનની જરૂર છે એમ દૃઢતાપૂર્વક માનતા હોવાથી, શુદ્ધાદ્વૈતનું સંપૂર્ણ જ્ઞાન તેમણે મેળવ્યું. સામાન્ય લોકોમાં એવી સમજ છે કે તત્ત્વજ્ઞાન એટલે શંકરાચાર્યનો માયાવાદ. તે મતની માન્યતા પ્રમાણે બ્રહ્મ નિર્ગુણ અને નિરાકાર છે. જગત્, માયાને લીધે ઉત્પન્ન થયું છે અને તે અસત્ય છે. જીવપ્રતીતિ એ ભ્રમ છે. બ્રહ્મનું જ્ઞાન થતાં અવિદ્યા દૂર થાય છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધાન્તો તેમને ગ્રાહ્ય નહોતા. કવિ ભક્તિમાર્ગમાં શ્રદ્ધા ધરાવતા હતા. એટલે ઇચ્છારામ ભટ્ટજીની પ્રેરણાથી શ્રીવલ્લભાચાર્યના 'બ્રહ્મવાદ' તરફ તેમની ખાસ રુચિ હતી.

અગાઉ જણાવ્યા પ્રમાણે ઇચ્છારામ ભટ્ટજી તે જમાનાના મહાન્ પંડિત હતા. તેમણે તમામ ભાષ્યકારોના ભાષ્યોનો અભ્યાસ કર્યો હતો અને શ્રી વલ્લભાચાર્યના અણુભાષ્ય તરફ તેમનું વિશેષ આકર્ષણ હતું. તેમનું એવું માનવું હતું કે 'બ્રહ્મસૂત્રો' યથાર્થ અર્થ શ્રીવલ્લભાચાર્યેજ 'અણુભાષ્ય' માં સમજાવ્યો છે. આ 'અણુભાષ્ય' ઉપર ઘણી ટીકાઓ લખાયેલી છે. તેમાં શ્રી પુરષોત્તમજીની 'પ્રકાશ' નામની ટીકા અને તેના ઉપર ગોપેશ્વરજીની 'રશ્મિ' ટીકા વિદ્વત્તાપૂર્ણ લખાએલી છે. વળી 'શુદ્ધાદ્વૈત માર્તણ્ડ' ના કર્તા શ્રી ગિરિધરજીએ પણ 'વિવરણ' નામની ટીકા લખેલી છે. તે બધી ટીકાઓનો ભટ્ટજીએ અભ્યાસ કરેલો અને પોતે 'પ્રદીપ' નામની ટીકા લખેલી આવા શુદ્ધાદ્વૈતના સમર્થ વિદ્વાન ઇચ્છારામ ભટ્ટજી પાસેથી શુદ્ધાદ્વૈતનું

શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત કરવાનો લાભ તેમને મળ્યો હતો અને કવિએ શુદ્ધાદ્વૈતનું તે જ્ઞાન હિન્દી ભાષામાં અને ગુજરાતીમાં કાવ્યદ્વારા જનસમાજના લાભ માટે ઉતાર્યું. ગુજરાતી કવિઓમાં અખા કવિએ શાંકર વેદાન્તને 'અખે ગીતા' અને 'અનુભવ બિન્દુ' માં રજુ કરેલું છે અને દયારામભાઈ એમ માનતા કે શંકરાચાર્યનો માયાવાદ તે શાસ્ત્રાનુસાર નથી; પણ તેમનો પોતાનો કપોલ કલ્પિત છે. માયાવાદીઓ જ્ઞાનને મોક્ષનું સાધન માને છે. તેમનું ધ્યેય તેથી જ્ઞાનમાર્ગે વિશેષ આગળ નથી, તેઓ ભક્તિને ગૌણ માને છે. તથા તેઓ સંન્યાસ જીવનનો આદર્શ સ્વીકારે છે. આ ભ્રમ દૂર કરવાને માટે અને ભક્તિમાર્ગનું જ્ઞાન મેળવીને મનુષ્યો ભગવત્પ્રાપ્તિ કરે, એ હેતુથી તેમણે શુદ્ધાદ્વૈતનું જ્ઞાન આપનારી નીચેની કૃતિઓ રચીઃ—

(૧) રસિક વલ્લભ, (૨) સંપ્રદાય સાર, (૩) શુદ્ધાદ્વૈતનો ગરબો, (૪) સિદ્ધાન્ત સાર, (૫) તત્ત્વ પ્રબન્ધ, (૬) મન મતિ સંવાદ. આ ઉપરાંત છુટક છુટક કેટલાક પદો પણ રચ્યાં છે. આ બધા ગ્રન્થોમાં 'રસિક વલ્લભ' એ મોટો શ્રેષ્ઠ ગ્રન્થ છે. અને તે ગુજરાતી ભાષામાં લખાયેલો છે. એકંદરે ૧૦૯ પદો અને દરેક પદમાં સોળ સોળ પંક્તિઓ રચેલી છે. આ ગ્રન્થ 'ગુરુ શિષ્યના સંવાદ' રૂપે રચેલો છે. આ ગ્રન્થનું નામ 'રસિક વલ્લભ' નીચેના કારણોથી રાખેલું છે.

(૧) સામાન્ય રીતે તત્ત્વજ્ઞાનનાં કાવ્યો શુષ્ક અને કંટાળા ભરેલાં હોય છે. પણ કવિએ એવી હૃદયંગમ શૈલીમા લખેલું છે કે પ્રત્યેક વાંચનારને તે રસિક અને પ્રિય થયા વગર રહેશે નહિ.

(૨) આ ગ્રન્થના શ્રોતાને રસિક કહેતાં શ્રી કૃષ્ણ, વલ્લભ એટલે પ્રિય, થાય છે એટલે કે શ્રોતા કૃષ્ણ ભગવાનનેજ પ્રિય માનશે. તમામ દેવોમાં કૃષ્ણનેજ તે મુખ્ય ગણશે.

(૩) 'રસિક' ભગવાન અને 'વલ્લભ' કહેતાં વલ્લભાચાર્યના

શ્રવણથી એ બન્નેના સ્વરૂપનું જ્ઞાન આ કાવ્યના શ્રવણથી થાય છે, માટે 'રસિકવલ્લભ' કહેવાય છે.

(૪) 'રસિક' એટલે રસિક ભક્તો, ગોપીજનોના વલ્લભ એટલે વહાલા એવા શ્રી કૃષ્ણચંદ્રની ભક્તિ આ ગ્રન્થના શ્રવણથી પ્રાપ્ત થશે એ અર્થનું સૂચન પણ 'રસિકવલ્લભ' સંજ્ઞાથી થાય છે. શુદ્ધાદ્વૈતના બ્રહ્મવાદના મુખ્ય સિદ્ધાંતો નીચે મુજબ તેમાં જણાવેલા છેઃ—

(૧) બ્રહ્મ એ સાકાર અને નિરાકાર ઉભયરૂપે છે. સચ્ચિદાનંદ રૂપે ઉપનિષદોમાં જણાવેલ છે. વળી શ્રુતિ એમને રસ રૂપે કહે છે. જેનું બીજું નામ કૃષ્ણ એ બ્રહ્મનો પર્યાય શબ્દ છે. અક્ષર બ્રહ્મ એ ગણિતાનંદ છે. પણ કૃષ્ણ પરબ્રહ્મ એ અગણિતાનંદ છે.

(૨) બ્રહ્મમાં લૌકિક ધર્મો નથી માટે તેમને નિર્ગુણ કહેલ છે પણ તેમાં અલૌકિક ધર્મો હોવાથી તે સગુણ કહેવાય છે. અર્થાત્ બ્રહ્મ બન્નેય રૂપે છે.

(૩) જગત્ એ બ્રહ્મનો સત્ અંશ છે અને તે બ્રહ્મની કૃતિ છે અને તેથી તે સત્ય છે.

(૪) જીવ એ બ્રહ્મનો ચેતન અંશ છે. જીવો અનેક છે. જીવ અને બ્રહ્મની વચ્ચે અંશ અને અંશીનો સંબંધ છે.

(૫) જગત્ અને સંસારમાં ભેદ છે. જગત્ એ સત્ય છે અને સંસાર એ મિથ્યા છે. જગત્ એ બ્રહ્મની કૃતિ છે. સંસારનું કારણ જીવનું અજ્ઞાન છે. અહંતાને લીધેજ તેનો સંસાર છે.

(૬) ભકિત એ બ્રહ્મ પ્રાપ્તિનું સાધન છે. ભક્તિના બે પ્રકાર છે. સાધનરૂપ ભક્તિ અને પ્રેમલક્ષણા ભક્તિ. પુષ્ટિ માર્ગની ભક્તિ એ પ્રેમલક્ષણારૂપી ભક્તિ છે.

(૭) જીવાત્માને પરમાત્માની પ્રાપ્તિ થાય તો સંસાર ટળી જાય છે. એ સ્થિતિને સાયુજ્ય મોક્ષ કહે છે.

(૮) માયા એ ભગવાનની શકિત છે અને તે શકિતદ્વારા ભગવાન સૃષ્ટિનું સર્જન કરે છે.

ઉપરના બધા સિદ્ધાંતો કવિએ 'રસિકવલ્લભ' ગ્રન્થમા ચર્ચ્યા છે. અને શ્રુતિના તથા શ્રી વલ્લભાચાર્યના ગ્રન્થોના આધાર આપ્યા છે. ભક્તિના જુદા જુદા પ્રકારો–મુક્તિ અને ભજનાનંદનો ભેદ, ભક્તિના અન્તરાયો, સત્સંગનો પ્રભાવ વગેરે અનેક પ્રશ્નોની ઝીણવટભરી ચર્ચા આમા કવિએ કરી છે. કવિના મતે કૃષ્ણ એજ પરબ્રહ્મ છે.

"પ્રાકૃત સકલસૂર બૃહત્ ગણિતાનંદ ભાખ્યું બ્રહ્મ,
જનદયા પ્રીતમ પૂર્ણાનંદ શ્રી કૃષ્ણ પુરુષોત્તમ."

રસિકવલ્લભ ૮૧–૮

તમામ દેવો પ્રાકૃત છે. બૃહત્ કહેતાં અક્ષર બ્રહ્મ એ ગણિતાનંદ છે. પણ પૂર્ણ પુરુષોત્તમ અને પૂર્ણાનંદ તે તો શ્રી કૃષ્ણજ છે. માટે મનુષ્ય જીવનનું સાર્થક કરવાને માટે શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ દરેકે કરવી જોઈએ.

'સિદ્ધાન્ત સાર' તેમજ 'સંપ્રદાય સાર' તથા 'તત્ત્વ પ્રબંધ' કાવ્યોમાં આ સિદ્ધાન્તનો વિશેષ વિસ્તાર કર્યો છે. વેદાન્તીઓ 'તત્ત્વમસિ' એ મહાવાકયને લઈને જીવ અને બ્રહ્મની અભેદતા જણાવે છે. દયારામભાઈ કહે છે કે જીવ કદી પણ બ્રહ્મ થઈ શકતો નથી. એને માટે 'સિદ્ધાન્ત સાર' મા નીચે પ્રમાણે લખે છે.

"સૌની સમ શ્રી કૃષ્ણ સદા, પણ કૃષ્ણની સમ નહિ કોયજી,
તરંગ સમુદ્ર સમો કહાવે, પણ સમુદ્ર સમ નહિ હોયજી;
જળ થકી પરપોટા થાયે, માટે જળનું રૂપજી,
તદપિ જળ સમ નહિ પરપોટા, એમ બ્રહ્મ અનૂપજી;
કાયા થકીજ છાયા થાયે, કાયાનું રૂપ છે છાયાજી,
છાયા સ્વતંત્ર કરવા નહિ સમર્થ, શ્રેષ્ટ ગણાયે કાયાજી;

સાગરની છોળો કહેવાયે, છોળો નહિ સમ સાગરજી,
વિવિધ રત્ન સમુદ્ર પ્રકટ્યો, પણ તે નહિ રત્નાકરજી;
+ + +
બ્રહ્મનો અંશ જીવ અણુ છે, અંશી રૂપ પરમાત્માજી."

જે લોકો 'અહં બ્રહ્માસ્મિ' નો ઉચ્ચાર કરે છે તેમણે આ પંક્તિઓ અવશ્ય વિચારવી જોઈએ.

એક વખત એક વેદાન્તીની સાથે સાકાર નિરાકારની ચર્ચા ચાલી તેના ઉત્તરમા કવિએ જણાવ્યું કે બ્રહ્મ સાકાર છે કે નિરાકાર એ બાબતની ચર્ચા ખોટી છે. જેમને ઉપનિષદોનો અભ્યાસ નથી. તેઓજ આવો વાદ કરે છે. વેદની શ્રુતિઓમાં તો બ્રહ્મને સાકાર અને નિરાકાર બન્ને કહેલા છે. માયાવાદીઓ જ માત્ર બ્રહ્મને નિરાકાર કહે છે પણ વેદશાસ્ત્રના આધારે તો બ્રહ્મ બન્નેય સ્વરૂપે છે, ભક્તિમાર્ગનું સુખ જોઇતું હોય તો, એટલે ભગવાનનાં પ્રત્યક્ષ દર્શનનો આનંદ મેળવવો હોય તો, બ્રહ્મને સાકાર.રુપે ભજવા જોઇએ. એમ કહીને નીચેનું પદ તેમને સંભળાવ્યું.

"પ્રકટ મળે સુખ થાય શ્રી ગિરિધર, પ્રકટ.મળે સુખ થાય;
અંતર્યામી અખીલમાં છે તેથી, કહો કોનું દુઃખ જાય.
શ્રી ગિરિ૦

તૈલ વિના સ્ફુટ તિલ પુરેથી, દીપક કેમ પ્રકટાય;
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટે, શી પેરે શીત શમાય.
શ્રી ગિરિ૦

પૃથ્વી ચાટે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણુ સ્પર્શથી, કો કહે જ્વાળા જણાય.
સુરભિ પેટમાં પટ તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માખણ તાવે, સર્પિ ભક્ષણ સુખદાય.
વ્યાપકથી વાતો નવ થાયે, તે વિના જીવ અકળાય;
રસિયા જન મનરંજન નટવર, દયા પ્રિતમ વ્રજરાય."

આ કાવ્યમાં કવિ કેટલાક દષ્ટાંતો આપીને ભક્તિનું સુખ મેળવવાને સાકાર બ્રહ્મને ભજવા જોઈએ એમ પ્રતિપાદન કરે છે. તલમા તેલ છે. પણ એ તેલના રુપમાં પ્રકટ ન હોય તો એકલા તલથી દીવાનો પ્રકાશ મળતો નથી. તલમા રહેલા તેલને જો પ્રકટ કરવામાં આવે, બહાર કાઢવામાં આવે તોજ દીવાનો પ્રકાશ થાય છે. લાકડાની અંદર અગ્નિ છે પણ જ્યાં સુધી તે અગ્નિ બહાર ન નીકળે ત્યા સુધી તે ટંઢીને દૂર કરી શકે નહિ. પૃથ્વીના અતર પટમા પાણી ભરેલું છે પણ એનાથી તરસ છીપતી નથી. કોઈ પૃથ્વીને ચાટે તો એની તરસ છીપાય નહિ પણ જ્યારે એ પાણી પૃથ્વીની બહાર દેખાતું હોય, જેમ કુવા વગેરેમાં છે તેમ, તોજ તે જળ તરસ છીપાવે છે. દિવાસળીની અદર અગ્નિ રહેલો છે પણ એને પેટીની સાથે સ્પર્શ કરવામા આવે તો એ અગ્નિ પ્રકટ થઈ જ્વાળા રુપે ઉપયોગી થાય છે. ગાયના પેટમા દૂધ છે અને તેમા ઘી રહેલું છે. પણ તેથી કોઈ ગાયને પુષ્ટિ મળતી નથી પણ એ ગાયના આચળોમાથી દૂધ બહાર કાઢે અને મન્થન કરી, તેમાથી માખણ કાઢ્યા પછી, એમાંથી ઘીને પ્રકટ કરે તોજ એ ઘી ખાવાથી પુષ્ટિ મળે છે એ પ્રમાણે ઈશ્વર અંતર્યામી તરીકે સ્થાવર જગમમાં વ્યાપેલા છે પણ જ્યા સુધી તે પ્રકટ ન થાય ત્યા સુધી સુખ મળતું નથી. ગોપીજનોએ ઉદ્ધવને પણ એજ જવાબ આપ્યો હતો.

"હમ સાકાર ઉપાસી રે, સબ ગોકુલકે બાસીરે."

આ પદનો અર્થ હુ તમને કહી સભળાવું છું. ઈત્યાદિ પાછળથી તમે સમજી લેજો. ગોપીજનો ઉદ્ધવને કહે છે કે તમે બ્રહ્મને નિરાકાર કહો છો અને જગતના કર્તા કહો છો. તો અમે પ્રશ્ન પૂછીએ છીએ.

"જગ કર્તા તે રુપ નહિ તો, જગદ્ કહા તે આયા;
કારન જૈસા કારજ હોવે, ન્યાય શાસ્ત્રને ગાયા."

તર્કશાસ્ત્ર પ્રમાણે પણ બુદ્ધિથી વિચાર કરતા કારણ વગર કાર્ય થતુ નથી અને જેનુ કારણ તેનુ કાર્ય. કાર્ય જો સાકાર હોય તો કારણ પણ સાકાર હોવુ જોઇએ માટીનો ઘડો કાર્ય રુપે સાકાર છે તેમજ તેનુ કારણ માટી પણ સાકાર છે. જે લોકોને આ સાચી સમજણ નથી, બ્રહ્માનુ જ્ઞાન જેમને નથી, ભગવાનના સાક્ષાત્કાર જેને થયો નથી, તે લોકોજ બ્રહ્મને નિરાકાર કહે છે. પણ જે ભગવાનની નિકટ છે તેમને મન તો તે સાકારજ છે.

"રુપ બિના કતૃત્વ બને નહિ, દિવ્ય રુપ શ્રુતિ ગાય,
કર મુખબિન કયા બસી બજાઇ. પાઉં ન કયા ધાયા."

શ્રુતિ પણ કહે છે કે બ્રહ્મને હાથ પગ નથી છતા તે દોડે છે તેમજ વસ્તુઓ ગ્રહણ કરે છે. એક બાજુએ બ્રહ્મને અચિન્ત્ય વગેરે નિષેધાત્મક વિશેષણોથી વર્ણવેલ છે. જ્યારે બીજી બાજુએ બ્રહ્મને હજાર હાથવાળા, હજાર મોઢાવાળા કહેલ છે કોઈ કોઈ શ્રુતિમા વિશ્વતોમુખ, વિશ્વત પાદઃ, વિશ્વત પાણિ એટલે ભગવાનના મુખ સર્વત્ર છે, પાદ પણ સર્વત્ર છે. એમ કહેલ છે શ્રુતિના આ વાકયોને આધારે એવુ ફલિત થાય છે કે બ્રહ્મ નિરાકાર અને સાકાર ઉભય છે. નિરાકાર એટલા માટે કહેવાય છે કે તે આકાર પ્રાકૃત લૌકિક નથી પ્રાકૃત ઈન્દ્રિયોથી ગ્રાહ્ય નથી; સાકાર એટલા માટે કે તે આકાર અલૌકિક છે અલૌકિક આકાર એટલે રસરૂપ આનદ સ્વરૂપ છે. ખાડનો આકાર પૂતળી ખાડ રુપે હોય છે તેમ પરમાત્મા તે આનદરૂપે, રસરૂપે છે એ જ કૃષ્ણ છે. કૃષ્ણ એટલે પ્રેમનુ પ્રકટ ,સાકાર સ્વરૂપ જ્ઞાનીઓ વ્યાપક સ્વરૂપને અક્ષર બ્રહ્મને સેવે છે જ્યારે ભક્તિમાર્ગવાળાઓ પ્રેમ સ્વરૂપને સેવનામા ભક્તિને આનદ અનુભવે છે. આજ બબત ગોપીઓ ઉદ્ધવને કહી બતાવે છે.

'તમારો તો હરિ સઘળે રે, અમારો તો એક સ્થળે,
તમો રીઝો આદરશે રે, અમો રીઝુ ચન્દ્ર મળે;

ઇન્દુને અવલોકી રે, ચકોરનું ચિત્ત ચળે,
તે પ્રકાશને પેખી રે, તેને સંતોષ વળે."

હિન્દુ શાસ્ત્ર પ્રમાણે ધાર્મિક જીવન માટે કર્મ, જ્ઞાન અને ભક્તિના ત્રણ જુદા જુદા માર્ગો બતાવ્યા છે. દયારામભાઈ કર્મના મર્મ વિષેના પદમાં જણાવે છે કે ધાર્મિક જીવન માટે કર્મની આવશ્યકતા છે પણ તે કર્મો નિષ્કામ રીતે કરવા. વેદમા નિષિદ્ધ કહેલાં કર્મોનો ત્યાગ કરવો જોઈએ. કર્મનું પ્રયોજન ચિત્તની શુદ્ધિ માટે તેમજ અવિદ્યાની નિવૃતિ માટે છે.

" ચિત્ત શુદ્ધિ થાવાને માટે, ભાખ્યા કર્મ સંસ્કારજી,
અવિદ્યા અજ્ઞાન કાઢવા, ભવનિધિ તરવા પારજી."

આમ કર્મની પણ આવશ્યકતા સ્વીકારે છે. પણ કવિ કહે છે, કર્મ જાતે જડ છે અને કર્મના ફળનું દાન પ્રભુજ કરે છે. માટે જે કાંઈ કર્મ કરવામાં આવે તે પ્રભુ પ્રીત્યર્થ કરવાં જોઈએ.

"કર્મે કરીને અવિદ્યા ટળતા, ઉદય થશે શુ જ્ઞાનજી,
પંકે લેપ્યું અંગે ધોવાએ, જો હોય ભક્તિ જ્ઞાનજી."

કર્મ કરવાથી અવિદ્યા જાય છે અને ભક્તિ માટેનુ જ્ઞાન ઉદય પામે છે.

" કદમ લેપ્યુ અંગ શુદ્ધ હોવે, જો નિર્મળ ભક્તિ હોયજી. '

સંસારના કર્મો તો કાદવ સમાન છે. કાદવ શરીરને અડકતાં અગ મલિન થાય છે. કર્મની મલીનતા દૂર કરવાને ભક્તિરૂપી જલથી સ્નાન કરવું જોઈએ. આ દૃષ્ટિએ કર્મ કરવા જોઈએ. મીમાસકો કર્મને જ માને છે. તેઓ ઈશ્વરમા માનતા નથી. પણ તેઓ જડવાદી છે. કર્મજ તેમની માન્યતા પ્રમાણે ફળ આપે છે પણ આપણે અનુભવથી જોઈએ છીએ કે મનુષ્યો કર્મ કરે છે, છતાં ધાર્યા કરતાં કોઈ વખત જુદુજ ફળ મળે છે. આથી કર્મનાં ફળ સુખ દુઃખ એ પ્રભુના હાથમાં છે એમ સમજીને કર્મ કરવાં.

"કર્મ જડવાદી ના થાવું, ન થવું શુષ્ક વેદાન્ત ક્યારેજી;
દયો કહે કર્મ કરનારા, તે આ મર્મ વિચારેજી."

જ્ઞાનની આવશ્યકતાને કવિશ્રીએ જ્ઞાનના મર્મમાં સમજાવી છે. જેમ કર્મની જરૂર છે તેમ જ્ઞાનની પણ જરૂર છે.

"પાક સામગ્રી સિદ્ધ કરવાને, તર્પણુ અગ્નિ બન્નેજી;
ત્યમ હરિ પ્રાપ્તિ થાવા ઉભયે, સદા સજ રાખો મને જીરે."

કર્મને જ્ઞાનની જરૂર છે. ક્યાં કર્મ કરવાં અને ક્યાં ન કરવાં અને શા માટે કરવાં ? અમુક કર્મ કરવાનું ફળ શું ? એ સમજવાને માટે જ્ઞાનની જરૂર છે. પણ તે જ્ઞાન ગમે તે વિષયનું નહિ. પણ બ્રહ્મના જ્ઞાનનું. શાસ્ત્રોમાં બ્રહ્મ વિષે જે જ્ઞાન આપ્યું છે તેનું.

"અજ્ઞાન તિમિરને ટાળવા માટે, બ્રહ્મજ્ઞાનની જરૂરજી."

જ્ઞાનની સાથે વિજ્ઞાનની (અનુભવ જ્ઞાન)પણ જરૂર છે. તે જ્ઞાન સાથે ભક્તિ પણ ભળવી જોઈએ તો બ્રહ્મના સર્વત્ર–દર્શન થઈ શકે.

"શુદ્ધ જ્ઞાને બ્રહ્મ એક ભાસે, પરા ભક્તિ હોય જેનેજી;
શરદ ચન્દ્ર વીણુ જળ અચળ થાય, એ લક્ષ રહે તેનેજી."

સાચું જ્ઞાન એ હૃદયને શુદ્ધ કરે છે, શરદ ઋતુનાં જળ જેમ મલીનતા દુર કરે છે તેમ સાચું જ્ઞાન હૃદયને શુદ્ધ કરે છે. સાચું જ્ઞાન એટલે શુદ્ધાદ્વૈતનું જ્ઞાન. આ નામ રુપાત્મક જગત્ એ પ્રભુનું ક્રીડાંગણુ છે. અને તેમાં પ્રભુ અનેક રુપ' ક્રીડા કરે છે. એવું જ્ઞાન તે સાચું જ્ઞાન છે. સુવર્ણના અલંકારના ઘાટ જુદા જુદા હોય પણ બધામાં સુવર્ણરુપ તો એકજ છે.

"જ્યમ ધાતુથી પ્રથક નહિ તે, એમ હરિ છે એકજી,
એક છતાં અનેક તે થાયે, તદપિ એક અનેકજી."

આ પ્રકારનું જે જ્ઞાન એટલે શુદ્ધાદ્વૈત જ્ઞાન એજ સાચું જ્ઞાન એજ જ્ઞાનથી જીવો બ્રહ્મ સાથેનો. સંબંધ પ્રાપ્ત કરીને

તેનો સાક્ષાત્કાર કરી શકે છે. પ્રભુની પ્રાપ્તિ કરાવી આપે તે સાચું જ્ઞાન છે. જે જ્ઞાનથી પ્રભુ વહાલા ન લાગે, પ્રભુના દર્શન માટે ઉત્કટ ઇચ્છા ન થાય એ જ્ઞાન જ નથી. એ જ્ઞાન શુષ્ક છે, લૂખુ છે. સાચુ જ્ઞાન તે તો રસથી પૂર્ણ ઘેબર જેવુ છે વેદાન્તીઓનું જ્ઞાન તે ઘી વગરના 'રોટલા જેવુ લૂખુ' જ્ઞાન છે એનાથી આનદ શો? વેદાન્તીઓ બ્રહ્માનદની વાતો કરે છે પણ તેઓ ખરેખર બ્રહ્માનદ ભોગવી શકે છે? તેમની મુક્તિ એટલે જેમ મીઠું પાણીમા ભળી જાય તેમ જીવનુ સ્વરૂપ બ્રહ્મમાં ભળી જાય એ છે. આનો અર્થ એટલોજ કે જીવનો લય થઇ ગયો. આનદનો ઉપભોગ કરનામા ભોક્તા રૂપી જીવ રહવો જોઈએ. તોજ ભોગ્ય બ્રહ્માનંદનો અનુભવ થાય. પણ વેદાન્તીઓ ભોક્તા અને ભોગ્યનો વિચાર કરતા નથી એટલે એમને બ્રહ્માનદ મળતોજ નથી. જો કે બ્રહ્માનદની તેઓ વાતોજ કરે છે. એ આત્મ પ્રતારણા છે.

'જીવ બ્રહ્મ થાયે નહિ, થાએ તો બ્રહ્માનદ કોહોને"

ભક્તિમાર્ગમાજ ભક્તને સાચો આનદ મળે છે. એમાજ પ્રભુ પ્રકટ થાય છે અને ભજનાનન્દનુ સુખ ભક્તને આપે છે. જેનાથી પ્રભુ માટે વધારેને વધારે ઉત્કૃષ્ટ પ્રેમ થાય તે માટે ભગવાનના સ્વરૂપનુ અને ભક્તિનુ જ્ઞાન મેળવનુ જોઈએ. આ રીતે બ્રહ્મજ્ઞાનનુ રહસ્ય શ્રોતાઓને સ ભળાવ્યુ.

એક વખત દયારામભાઈ આસોપાલવના મહોલ્લામા આવેલા ઘરમા રહેતા હતા ત્યારે ત્યા આગળ બ્રાહ્મણ, જનમેદની વચ્ચે મોઢામાથી દોરા કાઢીને લોકોને આશ્ચર્યમા ગરક કરતો હતો. તે માતાનો ભક્ત હતો. મોઢામાથી લાબા લાબા નાડાછડીના દોરડ કાઢે જતો હતો. દયારામભાઈ આ દશ્ય તે વખતે જોઈ રહ્યા હતા. તે જોઈને એમને એક કલ્પના સ્ફુરી આવી કે ઈશ્વર કેવો મહાન જાદુગર છે. પછી એની ઉપર એક કાવ્ય રચ્યુ અને તે કાવ્ય

મ ડળી સમક્ષ વાચી બતાવ્યુ અને બધા સાભળીને આશ્ચર્યથી ચકિત થઈ ગયા. તેમણે કહ્યુ કે આજે પેલો માતાનો ભગત મોઢામાથી, લાબા લાબા નાડાછડીના દોરડા કાઢતો હતો તે જોઈને તમને એમ લાગ્યુ કે આ કેવો જાદુગર છે પણ તમે જાણો છો કે મોટામા મોટો જાદુગર તો ભગવાન છે. એના જેવી જાદુઈ કળા કોઈનામા નથી પછી નીચેની લીંટીઓથી શરૂ થતી કવિતા વાચી

"કે વારિ જાઉં રે નાગર નટુવા, ધરે વિવિધના વેશ;
કલા રૂપે થઈ ક્રીડા કરે, ન્યારો નાયક રૂપે શેષ,
બાજીગર બાજી સસારની, તે ભલે રચી છે ભાઈ;
મોહન મોર વજાડી મોહિની, સુણી સૌ ગયુ મહોનાઈ."

આ મહાન્ ઈશ્વિર કેવા જાદુગર છે. તે ઉલટાનુ સૂલટુ બનાવે છે અને સૂલટાનુ ઉલટુ પણ કરે છે દેખતા છતા લોકો એમની લીલા સમજી શકતા નથી. આ બધુ તેની માયાથી કરે છે એ માયાને કોઈ સમજી શકતુ નથી મોટા મોટા પડિતો પણ માયાથી ફસાય છે

"તાહારી નટણી માયા જોર છે, કળા કામરૂ દેશની પૂર,
અજીત પર ઉસ્તાદના જોરથી, બાધી લીધા પડિત સુર."

તે માયા એટલે પ્રકૃતિ તે ત્રિગુણાત્મિકા છે. સત્ત્વ, રજ અને તમઃ એ ત્રણ એના ગુણો છે. સત્ત્વ એટલે ધોળા રગનુ દોરડુ, રજ એટલે લાલ રગનુ અને તમ એટલે કાળા રગનુ. એ ત્રણ દોરડાઓ એટલે ત્રણ ગુણો પ્રકટ કરીને સૃષ્ટિનુ કાર્ય કરે છે

"કાહાડયા મુખ થકી ત્રણ દોરડા, રગ કાળો ધોળો અને લાલ,
તેહનો પાર ન આવે એ ચતા, તે ત્રણેના જુજવા ખ્યાલ"

એ ત્રણ ગુણના ત્રણ પુરુષો—બ્રાહ્મણ, યોગી અને ગૃહસ્થ એટલે બ્રહ્મા, શિવ અને વિષ્ણુ. એ ત્રણેમા વિષ્ણુ એ મોટા દેવ છે બ્રહ્મા સર્જન કરે છે, વિષ્ણુ પાલન કરે છે અને શિવ સહાર કરે છે

"પહેલે વિપ્રે રચ્યાં બહુ પૂતળાં, પૂર્યાં ગૃહસ્થે મન અભિલાખ,
જોગીએ અગ્નિ કાઢયો આંખ્યથી, રાફ્રૂ બાળીને કીધું ખાખ."

આ બાજીગરની માયામાં બધા ફસાય છે. પણ હે જાદુગર ઈશ્વર! તું મને એવો મંત્ર શીખવાડ, એવી જડીબુટ્ટી આપ કે માયાથી હું મોહ ન પામુ.

"તાહરો મંત્ર શીખવજે તુ મુજને, હું ચેલો તારો થાઉં;
એવી જડીબુટ્ટી મને આપ્ય તું, તો હરી નટણીથી ન મોહેવાઉ."

કવિ કહે છે કે આ બાજીગરે મારી પ્રાર્થના સાંભળી અને મને મંત્ર શીખવાડયો કે તું હરિનું નામ લેજે અને મને ભક્તિરૂપી જટીબુટ્ટી આપી અને કહ્યું કે આ જડીબુટ્ટી તારી પાસે રાખીશ તો આ માયારૂપી નટીના મોહમાં તું ફસાઈશ નહિ.

"શરણ જાતામા આવી ભક્તિ જડી, દીધો મંત્ર હરિ નિજ નામ,
એ સાધે માયાથી મોહેવાશ નહિ, એમ કહે દયારામ."

આપણે બધા સંસારની માયામાં ફસાયા છીએ અને ભગવાનની લીલા સમજી શકતા નથી. તમે બધા પણ હરિ નામનો મંત્ર અને ભક્તિરૂપી જડીબુટ્ટી પાસે રાખશો તો એ માયાનું બળ કશું ચાલશે નહિ. આ કાવ્ય ત્યા હાજર રહેલા કેટલાક પંડિતોએ જ્યારે સાંભળ્યું ત્યારે કવિના તત્ત્વજ્ઞાનની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા. આમા સાંખ્યોના પ્રકૃતિવાદનું તેમજ માયાવાદનું પણ ખંડન કાવ્યની ભાષામાં કવિએ કર્યું છે. સાંખ્યવાદીઓ પ્રકૃતિને જગતનું કારણ માને છે પણ અહીં તો કવિ કહે છે કે જગતરુપી જાદુના ખેલ કરનારા નાગર નટુવા એટલે ભગવાનજ છે. અને પ્રકૃતિ એટલે માયા તો એની નટણી છે. તે જાદુગરની ઇચ્છાને આધીન રહીને સત્વ, રજ અને તમગુણોનો પોતાનામાંથી, વિસ્તાર કરે છે અને જગતનું સર્જન, પાલન અને સંહારનાં ત્રિવિધ કાર્યો તે પણ એ

પ્રકૃતિ કરે છે, જાદુગરની ઈચ્છા પ્રમાણે નટણીને ખેલ કરતાં જોઈને જોનારાઓ મોહાય છે. એ ખેલને સાચો માને છે પણ જીવો પ્રભુના ભક્ત છે તે જે જાણે છે કે આ બધી લીલા કે કળા ભગવાનની છે અને તેથી તેઓ આ જાદુ તરીકે દેખાતા સંસારમાં ફસાતા નથી. આ નાનકડા કાર્યમાં તત્ત્વજ્ઞાનનું ઉંડું રહસ્ય જાદુગરની કલ્પનાથી રજુ કરેલું સાંભળીને તમામ શ્રોતાઓ આનંદિત થયા.

એક વખતે કોઈએ કવિને એમ પ્રશ્ન કરેલો કે મનુષ્ય મનથી અમુક કરવા ઈચ્છે છે અને બુદ્ધિ એથી જુદું કરે છે. મન અને બુદ્ધિ વચ્ચે સંઘર્ષ ચાલે છે. એક બાજુ ભગવદ્ ગીતા એમ કહે છે મન એજ મનુષ્યના સુખ દુઃખનું કારણ છે. બીજી બાજુએ પંડિતો એ કહે છે કે જે જે કાર્ય મનુષ્ય કરે તેમાં બુદ્ધિનું માર્ગદર્શન લેવુ જોઈએ. આ પણ એક તત્ત્વ જ્ઞાનનો મોટો કોયડો છે કે મન મોટું કે બુદ્ધિ? મન કહે તે પ્રમાણે માણસે કરવું કે બુદ્ધિ કહે તે પ્રમાણે. મન તો અનેક ઈચ્છાઓ કરે છે–સારી કે ખોટી. અને તે શકય પણ હોતી નથી. તો બુદ્ધિના આદેશ પ્રમાણે કરવું કે કેમ? માનસ શાસ્ત્રનો આ મોટો કોયડો છે. ફ્રોઈડ નામના માનસશાસ્ત્રીએ એક નવીન શોધ કરી છે કે મનુષ્યના મનમાં જે જે ઇચ્છાઓ થાય તે પૂર્ણ કરવાને માટે સમાજે સરળતા કરી આપવી જોઈએ. ખાસ કરીને માબાપોએ બાળકના મનની તમામ ઈચ્છાઓને પૂર્ણ કરવી જોઈએ. જો તે ઈચ્છાઓ પૂર્ણ ન થાય તો નાની વયમાંજ બાળકના અજ્ઞાત મનમાં કેટલીક માનસિક ગ્રંથિઓ બંધાઈ જાય છે અને તેનું પરિણામ એ આવે છે કે તે બાળકોના મનમા માનસિક વિકૃતિઓ ઉત્પન્ન થાય છે. કાંતો હીસ્ટીરીયા જેવા માનસિક રોગોથી તે પીડાય છે કે ગાંડપણના ભોગ થઈ પડે છે. વાત સાચી છે કે તમામ ઈચ્છાઓ પૂર્ણ કરવાનું શકય બને નહિ તેમ છતાં તેને દાબી તો દેવીજ જોઇએ તે ઈચ્છાઓને બીજી દિશામાં વળાંક આપવો અથવા ઉર્ધ્વીકરણ કરવું.

આવો મન અને બુદ્ધિના સંબંધને લગતો પ્રશ્ન દયારામભાઈએ સાંભળીને કહ્યું કે તેનો ઉત્તર હું મંડળીમાં આપીશ કે જેથી બીજા શ્રોતાઓને પણ લાભ મળે, એમ કહીને તેમને વિદાય કર્યા. પછી પોતે પ્રભુના નામનું સ્મરણ કરીને એ વિષયનું ચિન્તન કર્યું અને તેમાંથી × 'મન મતિ સંવાદ' નામનું ૧૩૨ લીટીઓનું કાવ્ય ગુંથ્યું. એ કાવ્યની રચના સંવાદરૂપે થએલી છે. મન મતિ એટલે બુદ્ધિને પ્રશ્ન કરે છે. બુદ્ધિ તેનો ઉત્તર આપે છે. છેવટે કવિ તેનો નિર્ણય કરે છે. એ કાવ્યનું વ્યાખ્યાન કરતાં કવિએ કહ્યું.

આ કાવ્યનો સાર આપતા કવિએ નીચે પ્રમાણે કહ્યું. મન પ્રશ્ન કરે છે કે હે બુદ્ધિ ! હું બહુ દુઃખમાં છુ. હું સમજું છુ કે વિષયનું સુખ ખોટુ છે અને હરિનું ભજનજ મુખ્ય છે. તો મારાથી હરિનું ભજન કેમ થતું નથી ? બુદ્ધિ એનો જવાબ આપે છે કે જ્યાંસુધી તારી તૃષ્ણા જશે નહિ ત્યાંસુધી તારાથી પ્રભુ ભજન થશે નહિ. પણ મન એનો જવાબ એ આપે છે કે કોઈપણ વસ્તુનો પૂરેપૂરો ભોગ ન થાય ત્યાસુધી મનને શાન્તિ થાય નહિ, માટેજ મારી વિષય સુખની તૃષ્ણા વધતી જાય છે. બુદ્ધિ એનો જવાબ આપે છે કે સુખનો પૂરેપૂરો ઉપભોગ કરવાથી વિષય વાસના દૂર થતી નથી પણ અગ્નિમા ઘી હોમવા જેવુ બને છે. મહાભારતમાં એના ઘણા દાખલા છે. મન કહે છે, બુદ્ધિ તેં સાચી વાત કહી. ભુખી કૂતરીની માફક મારૂં મન ગમે ત્યા ભમે છે. [illegible] કોઈ જગ્યાએ એંઠા રોટલાનો ટૂકડો પડયો હોય તો ખાવાનું [illegible] કરે છે. કોઈ માર મારે તો પણ તે ખસતું નથી. હું બહુ [illegible] પ્રયત્ન કરું છુ પણ મારું મન અટકતું નથી. મતિ એને [illegible] આપે છે કે ભલે મારૂં મન તારા કબજામાં ન હોય પણ તનને તો કાબુમાં રાખ.

"પણ તનને તો ખાસ, બીગાડ ધર્મો નવ [illegible]

× (જુઓ 'કાવ્ય મૂક્તિમાળા' ભાગ–૩ જો [illegible]

૧

લક્ષ્યને વિધવું હોય તો કામઠીમાં તીર ચઢાવવુંજ જોઈએ એટલે પ્રયત્ન તો કરવો જોઈએ. એને માટે સારા પુરુષોનો સંગ કરવો જોઈએ. મન તેનો જવાબ આપે છે કે મનુષ્યો સારા પુરષોનો સંગ કરે છે પણ જેટલો વખત સત્સંગ હોય તેટલો વખત મન શાંત થાય છે, પછી એનુએ. હાથીનુ અંગ પાણીમા રહે ત્યાં સુધી ચોકખું પણ બહાર નીકળે એટલે કાદવથી ખરડાયેલું થાય છે. મનની પણ એ સ્થિતિ થાય છે. મતિ મનને આશ્વાસન આપતાં કહે છે કે મનની આ ઘણા વખતની ટેવ છે તે એકદમ ન જાય. ઘણા વખતનો રોગ શરીરમા પેઠો હોય તો એકદમ જતો નથી. તેમ મન એકદમ અંકુશમા આવી શકે તેમ નથી. મોટા મોટા ઋષિ મુનિઓ પણ તેનાથી હારી ગયા છે છતાં સત્સંગ ચાલુ રાખવો, પ્રભુનું નામ સ્મરણ કરવું અને હરિકૃપા મળતા ધાર્યું સિદ્ધ થશે.

"લાખ વાતની વાત કહુ, મન સાભળ સાચી,
કૃષ્ણ નામ રટ અચળ, વાત રાક જાણી કાચી."

પ્રભુનો આશ્રય કરનારને મન સતાવી શકેજ નહિ. સિંહ આગળ શિયાળનું શુ જોર ? આ પછી મન ધન લાલસા વિષે પ્રશ્ન પૂછે છે અને મતિ તેનો જવાબ આપે છે. ધન તે પણ મનને ભ્રષ્ટ કરે છે. એનાથી સાચું સુખ મળતુ નથી. ધન મેળવવામા પણ ચિંતા થયા કરે છે અને એના રક્ષણ માટે તમામ ધનની ઈચ્છાઓ દૂર કરીને પ્રભુનું દાસત્વ સ્વીકારવું, અને પ્રભુના નામનું સ્મરણ કરવું, સત્સંગ કરવો. આ એકજ ઉપાય મન વશ કરવાનો છે. આ રીતે કવિએ મન અને મતિ એ બન્નેનો સબંધ સ્પષ્ટ કર્યો.

કવિએ આ પ્રમાણે ડભોઈમાં ભક્ત જનોના જીવનને પાકો રંગ ચઢાવ્યો કે જેથી તેઓ ભક્તિમય જીવનનું રહસ્ય સમજી શકે.

卐



## પ્રકરણ ૯ મું

### ભક્તિસિદ્ધાન્તના પ્રચારક તરીકે દયારામભાઈ

દયારામભાઈએ પોતાના જીવનના ધ્યેય તરીકે ભક્તિમાર્ગ અને તેમાં પણ શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગની ભક્તિને સ્વીકારી હતી. જન્મથીજ તેમને ભક્તિના સંસ્કારો માતાપિતા તરફથી વારસામાં મળ્યા હતા. એમનું બાલ્યવય ભક્તિના વાતાવરણમાંજ પસાર થયું હતું. ચાંદોદ એ તીર્થધામ તરીકે જાણીતું હતું. ત્યાં અનેક ભાવુક ભક્તો અને સાધુ સન્તો, શ્રી શેષસાયિ ભગવાનના દર્શનાર્થે આવતા. એ તીર્થધામમાં ભજન મંડળીઓ ભેગી મળતી. ભાગવત પુરાણ વંચાતું. ભક્તિરસથી તરબોળ કીર્તનોની રમઝટ ચાલતી. ચાંદોદના તીર્થધામમાં ભક્તિનો ગુંજારવ વ્યાપ્યો હતો. નર્મદાના તટ ઉપર બેસનાર તેની પવનની લહરીઓનો અનુભવ કરનાર, કે તેના જલમાં સ્નાન કરનાર, તે દરેક ભક્તિનાજ સંસ્કાર મેળવતા. ભક્તિ સિવાય બીજો કોઈ ધ્વનિ ત્યાં સંભળાતો નહોતો. જ્ઞાનીઓ કે વૈરાગીઓ પણ ભક્તિ ભાવનાથી રંગાયલા હતા. દયારામભાઈના કુટુમ્બનું બહારનું વાતાવરણ પણ ભક્તિથી નીતરતું હતું. તમામ સત્સંગ મંડળીઓ કે ભજન મંડળીઓ કે કથાકારોની કથાઓમાં એ પોતે હાજરી આપતા. અને એ બધાની છાપ એવી પડી કે તેથી તેમનું મન ભક્તિ તરફ આકર્ષાયું. આ ઉપરાંત જાતેજ પુરાણો અને ભગવદ્ ગીતા વાંચતા. અને તેને લીધે ભક્તિ તરફનું એમનું વલણ વધારે દૃઢ થતું ગયું. ઈશ્વર પ્રાપ્તિ માટે ભક્તિ, એજ ખરૂં સાધન છે એવી પ્રતીતિ એમને બાલ્યાવસ્થામાંજ થઈ હતી. અને એ કારણથી તેમનો વિવાહ થએલો હોવાં છતાં અને માતા પિતાનો દૃઢ આગ્રહ હોવા

છતા લગ્નમય જીવનનો તેમણે ઈન્કાર કર્યો અને પોતે દઢ સકલ્પ કર્યો કે પરણવુ તો શામળિયાની સાથે પરણવુ ભગવાન કૃષ્ણને પતિ બનાવવાની નૈસર્ગિક ઈચ્છા તેમનામા ઉત્પન્ન થઈ અને નિત્ય ગોપીભાવનુ સ્મરણ તેમને થતું તે સમયે પુષ્ટિમાર્ગનુ ચોક્કસ વલણ નહોતુ નામ નિવેદનનો સસ્કાર નાની ઉમ્મરમા થયો હતો પણ જ્યારે તેનતળાવ આગળ પુષ્ટિમાર્ગના રહસ્યને સમજનાર ઈચ્છારામ ભટ્ટજીનો મેળાપ થયો ત્યારથી પુષ્ટિ ભક્તિ તરફ મનનુ વલણ વિશેષ ઢળવા લાગ્યુ ઈચ્છારામ ભટ્ટજી દ્વારા પુષ્ટિ ભક્તિનુ રહસ્ય તેઓ સમજ્યા અને પછી તો તેમણે બ્રહ્મ સબધ લીધુ પછી શ્રીનાથજી અને કાકરોલીની યાત્રા કરી, યમુના પાન કર્યુ વ્રજયાત્રા કરી અને વૃન્દાવનમા કૃષ્ણ ભગવાનની લીલાના સ્થળોના દર્શન કર્યા એટલે પુષ્ટિ ભક્તિનો તેમને પાકો રગ લાગ્યો ભક્તિ સપ્રદાયના ખરા આચાર્ય શ્રીવલ્લભાચાર્યજી છે એવી એમની દઢ પ્રતીતિ થઈ પુષ્ટિ જીવન એજ તેમને માટે આદર્શ જીવન હતું એવો નિર્ધાર તેમણે કરી લીધો હતો

ઈચ્છારામ ભટ્ટજીની પાસે ભક્તિ સપ્રદાયનુ સાહિત્ય જેમકે શ્રી વલ્લભાચાર્યજીના, શ્રી ગુસાઈજીના અને શ્રી હરિરાયજી વગેરે આચાર્યોના ગ્રન્થોનો અભ્યાસ પણ અત્યાર પહેલા તેમણે કર્યો હતો વળી પહેલા મન મરજાદ લીધી હતી હવે જ્યારે પુષ્ટિ ભક્તિ તરફ તેમની આસક્તિ વધતી ગઈ ત્યારે તેમણે પાકી મરજાદ લીધી કવિશ્રીએ પોતાની મેળે તો પુષ્ટિ ભક્તિનુ ધ્યેય સ્વીકાર્યુ હતુ પણ બીજાઓ તે માર્ગના સિદ્ધાન્તો સમજીને તે પ્રમાણે તેને આચારમા મૂકે તે માટે ભક્તિ સિદ્ધાતને લગતા ઘણાક કાયો રચ્યા તે જેમા ભક્તિ એજ પ્રભુ પ્રાપ્તિનુ મુખ્ય સાધન છે એમ જણાવ્યુ આ કાવ્ય ગ્રન્થોમા મુખ્ય ગ્રન્થો નીચે પ્રમાણે છે

(૧) ભક્તિ પોષણ (૨) ભક્તિ વિધાન, (૩) ભક્તિ દઢાવ, (૪) ભક્તિ દઢાવનો ગરબો, (૫) હરિભક્તિ ચન્દ્રિકા, (૬) હરિદાસ

મણિમાલા. આ ઉપરાંત ભકિતને લગતા પ્રકીર્ણ પદો, તદ્ઉપરાત પુષ્ટિ ભકિતને લગતાં પુષ્ટિપથ મર્મ, પુષ્ટિપથસાર, પુષ્ટિ ભકત માલિકા વગેરે કાવ્યો તેમણે રચ્યા છે. આમા ભક્તિ પોષણ મહત્વનું કાવ્ય છે. તે ભક્તિનુ શાસ્ત્ર ગણાય તેમા કવિ એક સ્થળે ભક્તિને નૌકા સાથે સરખાવે છે. તે પવિત્ર અને પાપીઓનો ઉદ્ધાર કરે છે. અન્ય સાધનો તુમડા જેવા છે તે કોઈ વખત ડુબાડી દે.

"ભક્તિ નૌકા તારે સર્વને, જે કોઇ શરણે આવે શુચી પાપી;
અન્ય સાધન દારૂ તુમ્બિકા, ગ્રહે સમય તરે કો કદાપિ."

ભક્તિને કવિ મણિ સાથે સરખાવે છે અને જ્ઞાનને દીવાની સાથે સરખાવે છે. મણિનો પ્રકાશ અને દીવાનો પ્રકાશ બને અંધકાર દૂર કરે છે ખરા પણ દીવાના પ્રકાશને પવનથી બુઝાઈ જવાનો ભય રહે છે. જ્યારે મણિને તે ભય નથી એમ કહીને કવિ ભકિતને જ્ઞાન કરતાં ચઢિયાતું અને નિર્ભય સાધન ગણે છે. વળી નીચેની પંકિતમા ભકત માયામાં ફસાતો નથી તેને માટે કવિ સરસ કલ્પના કરે છે.

"ભક્ત તે ભક્તિ સ્વરૂપ છે, તેને માયા ના પાડે લેશ;
તે થકી સ્ત્રી મોહાય નહિ, મોહ પામે પુરુષને વેશ."

માયા એ સ્ત્રી જાતિ છે. ભકિત એ પણ સ્ત્રી જાતિ છે. ભકત એ ભકિતનુ સ્વરૂપ છે એટલે તે સ્ત્રી રૂપ થઈ. સ્ત્રી રૂપ ભકતને સ્ત્રી માયા લલચાવી શકે નહિ મોહના ફંદામા ફસાવી શકે નહિ. પણ જ્ઞાન, વૈરાગ્ય અને યોગ્ય એ પુરુષ જાતિના છે તેવી માયા તેમને ફસાવી શકે છે. ભકિત વગરનું જીવન નિરર્થક અને ભાર રૂપ છે. મહા પંડિત હોય પણ જો ભકત થયો ન હોય તો એનુ જીવન નકામુ છે.

"ભકિત વિના શ્રમ એ ફળ ભાર, જેમ રાસભ વહે ચંદન ભાર"

બીજી એક કલ્પનામાં કવિ કહે છે માયા ઘંટી છે અને ભગવાન હરિ તે ખીલો છે. તેમાં જીવ રૂપી અન્નના દાણા પીસાય

છે. પણ ખીલા પાસે જે દાણા પડેલા હોય તે ઘંટીમાં પીસાતા નથી. તે સહી સલામત રહે છે પણ જે દાણો ખીલાથી સ્હેજ આઘો ખસ્યો તે માયા રૂપી ઘંટીના ચક્કરમાં પીસાઈ જવાનો એટલે તેનો વિનાશ થવાનો. કેવી સુંદર કલ્પના ?

"માયા છે ઘંટી ખીલડો હરિ તેમાં જીવ ચરાચર અન્ન;
જે પડ્યુ તે પીસાય છે તુ જોને પ્રગટ લોચન.
લોચને જો, એક બચે છે તેહ, ખીલા સમીપે રહે છે જે;
જે અણુ ત્યાંથી ખસ્યો પણ આઘો તે તત્કાળ દળાવા લાગ્યો."

આવુંજ ઉત્તમ ભક્તિ સિદ્ધાન્તનું કાવ્ય 'ભક્તિ દ્રઢાવ' નામે લખેલું છે અને તે શ્રી દયારામ કાવ્યામૃતમાં પ્રસિદ્ધ થયું છે. એકંદરે લગભગ ૩૩૦ લીટીનું આ કાવ્ય છે. તે પણ તેમણે આદોદમાં લખેલું છે. આ કાવ્યમાં ભાગવત, પદ્મપુરાણ, સ્કંધપુરાણ, લિંગપુરાણ, આદિપુરાણ, બૃહન્નારદીય પુરાણ, વાયુપુરાણ સ્મૃતિઓ મહાભારત, નારદભક્તિ સૂત્ર તથા ભગવદ્ ગીતા વગેરે ગ્રન્થોનો આધાર લીધો છે. આ ઉપરાંત શ્રીધર અને વેદાન્તાચાર્યના આધારો પણ ટાંક્યા છે. તંત્ર શાસ્ત્ર પ્રમાણે તેમાં ભક્તિનો અર્થ કવિ નીચે પ્રમાણે સમજાવે છે.

"તંત્રશાસ્ત્રે કર્યો ભક્તિનો અર્થ રે, જાણો અમૂલ્ય અતિ એ ગર્થ રે.
'ભ' અક્ષર ભવમોચન રે, 'ક' અક્ષર કલ્યાણ વચન રે,
'તિ' અક્ષર જ્ઞાનને આપે રે, અજ્ઞાન તિમિર સહુ કાંપે રે;
ત્રણે અક્ષરનો એ સમુદાય રે, પૂર્ણ ભાવ એ ભક્તિ કહેવાય રે."

કાવ્યના આરંભમાં, કવિ શા માટે ભક્તિને મુખ્ય સાધન માને છે તેનું કારણ કહે છે.

"હોય ભક્તિ વશ ગિરિધારી રે, તેથી લાગી મને ઘણી પ્યારી રે,
સૌ ધર્મનું ફળ તેજ રે, હરિ આરાધન એજ રે.",

છેવટે કવિ કહે છેઃ—

"શ્રી હરિની ભક્તિ સર્વથી શ્રેષ્ઠ રે,
એ વિણુ સર્વે સમજુ તેષ્ટ રે."

કવિએ જેમ 'શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત'નો ગરબો લખેલો છે તેમ ભક્તિનુ સ્વરૂપ સમજાવનારો 'ભક્તિ દ્રઢાવ'નો એક ગરબો લખેલો છે તે દયારામ કાવ્યામૃતમા છપાએલો છે દયારામભાઈના પહેલા ગુજરાતી સાહિત્યમા, વલ્લભ ધોળાના ગરબા ખૂબ પ્રસિદ્ધ હતા "પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે" એ ગરબો હજુ પણ નવરાત્રિના દિવસમા ગુજરાતની સ્ત્રીઓના કઠે ગવાતો આપણે સાભળીએ છીએ ભક્તિ સિદ્ધાન્તનો પ્રચાર કરવાને માટે અને તેનુ સ્વરૂપ લોકો જલદીથી સમજી શકે તેટલા માટે દયારામભાઈએ ગરબાની આ શૈલી પસદ કરી છે આ બધા ગરબા પ્રસિદ્ધ થએલા છે. આ ઉપરાત 'ભક્તિ સિન્ધુ' ભક્તિસુધા તરગિતણી, ભક્ત્યામૃત સિચીની, ભક્તિ જીવન, ભક્તિ પ્રકાર, ભક્તિપ્રકાશ કલ્પદ્રુમ વગેરે કાવ્યો લખેલા છે. જાણવા મુજબ આ કાવ્યો અપ્રસિદ્ધ છે.

ભક્તિના બે પ્રકાર છે—સાધન ભક્તિ અને સાધ્ય ભક્તિ. સાધન ભક્તિ એટલે શ્રવણથી–આત્મનિવેદન સુધીના નવ સાધનોવાળી અને સાધ્ય ભક્તિ એટલે પ્રેમલક્ષણા ભક્તિ સાધન ભક્તિ એટલે મર્યાદા ભક્તિ સાધ્ય ભક્તિ એટલે પુષ્ટિભક્તિ. જે ભક્તિથી ભગવાનનો અનુગ્રહ થાય તેનુ નામ પુષ્ટિભક્તિ પુષ્ટિભક્તિ એટલે અનુગ્રહ શ્રીવલ્લભાચાર્યજીનો ભક્તિ માર્ગ તે પુષ્ટિભક્તિનો માર્ગ ગણાય છે દયારામભાઈએ પુષ્ટિ ભક્તિને અપનાવી છે ઘણા વિદ્વાનો દયારામભાઈના પુષ્ટિ ભક્તિનુ રહસ્ય સમજી શકયા નથી અને તેથી તેમને હાથે દયારામભાઈના કાવ્યો સમજવામા અન્યાય પણ થયો છે સ્વર્ગસ્થ ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા શાત પ્રકૃતિના સાક્ષર પણ દયારામભાઈના અક્ષરદેહના

અવલોકનમા પણ ભકિતનુ સ્વરૂપ સમજી શકયા નથી અને તેથી દયારામભાઈના ભકિત વિષયક અને પ્રેમ ભકિતના કાવ્યોને યોગની ભાષામા સમજાવવાનો પ્રયત્ન તેમણે કર્યો હતો પણ યોગ અને ભકિત તે બન્ને જુદા સાધનો છે યોગ એટલે ચિત્ત વૃત્તિનો નિરોધ એમ પતજલિ કહે છે અને એ સિદ્ધ કરવાને માટે યમ નિયમાદિ અષ્ટાગ યોગની પ્રકિયા પતજલિના યોગ શાસ્ત્રમા સ્વીકારી છે ભકિત માર્ગમા ઉલટુ ચિત્ત વૃત્તિઓનો નિગ્રહ કરવાનો નથી પણ તેમને પ્રભુ તરફ વાળવાની છ દયારામભાઈએ પ્રેમરસગીતા' મા યોગ અને ભક્તિનુ વૈલક્ષ્યણ્ દેખાડયુ છે

> ' છે અગમપથ સ્નેહનોરે, ઓધવજી તે નથી દીઠો,
> ત્યા લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ છે મીઠો
> જોગ તો તેને જોઇએ રે, જેનુ મન જગમા ભમે,
> તે તો અચળ અમારૂ રે, ચિત્ત રસિયાયા રમે
> જેનુ મન માને રે, જોગ સુખેથી ગૃહો,
> અમો તો એહ માગુ રે, પ્રીતમજી શુ પ્રીત રહો ”

દયારામભાઈએ પણ જોગની ઝ ખના કરી નથી પણ પ્રભુના પ્રેમનીજ ઝ ખના કરી છે તેમને યોગ શાસ્ત્રમા દર્શાવેલી સિદ્ધિઓ મેળવવી નથી પણ ગોપીજનોની માફક ભગવાનના રસાત્મક સ્વરૂપનો સાક્ષાત્કાર તથા રાસક્રીડાનો આન દ અનુભવવો હતો અને જીવનમા તેનો અનુભવ પણ તેમને થએલો જે જે સમય જે અનુભવ થયો તે તેમણે ' અનુભવ મ જરી ' મા વર્ણવ્યો છે તેમજ જુદા જુદા ગરબાઓમા ગોપી ભાવે અભિવ્યક્ત કરેલ છે દયારામભાઈની કવિતાની ભકિતને યોગની પરિભાષામા સમજાવવી તેનો અર્થ એ કે રાજાની કુવરીને બાવાની પુત્રી તરીકે ઓળખાવવી એના જેવુ છે

ભકિતની વ્યાખ્યા 'નારદ ભકિત સૂત્રો' અને 'શાડિલ્ય ભકિત સૂત્ર' માં આ બન્ને છે વ્યાખ્યાઓમા થોડોક ફેર છે નારદના

' ભક્તિ સૂત્રો ' પ્રમાણે પરમાત્માના મહાત્મ્ય જ્ઞાન પછી જે સર્વથી ઉત્કૃષ્ટ અને સુદૃઢ સ્નેહ પરમાત્મા માટે થાય તેનું નામ ભક્તિ. શાંડિલ્યના જણાવવા પ્રમાણે ભક્તિને માટે જ્ઞાનની જરૂર નથી. ભક્તિની વ્યાખ્યા તે એવી કરે છે કે ઈશ્વરમાં અતિશય અનુરાગ થાય એનું નામ ભક્તિ, અનુરાગ એટલે રાત અને દિવસ પરમાત્મા માટેનો પ્રેમ, ભક્તના જીવનમાં વહેવો જોઈએ. શ્રી વલ્લભાચાર્ય પ્રથમ ભક્તિને સ્વીકારે છે. ભક્તિ માટે કર્મ અને જ્ઞાનની પણ જરૂર છે. કર્મ પણ ચિત્ત શુદ્ધિને માટે છે. તે નિષ્કામભાવે પ્રભુ પ્રીત્યર્થ કરવાનું છે અને પ્રત્યેક કર્મ પ્રભુને નિવેદન કરવાનું છે. જ્ઞાન એટલે પ્રભુના સ્વરૂપનું સાચું જ્ઞાન. એટલે ભગવાન એ પ્રેમ સ્વરૂપ છે. રસાત્મક છે રમરૂપ છે. એવું જ્ઞાન. એ જ્ઞાન થાય તોજ ભક્તિ થઈ શકે છે. ભક્તિ એટલે ભગવાનને માટેનો નિઃસીમ પ્રેમ. પ્રેમ લોક કે શાસ્ત્રને પણ ગણતો નથી. કોઈ અંતરાયોથી તે અવરોધાતો નથી. હિમાલયમાંથી વહેતાં ગંગાના જલની માફક ટેકરા કે ઝાડાઓ માર્ગમા આવવા છતાં, વિના અવરોધે જેમ સમુદ્ર તરફ ગતિ કરે છે તેમ સાચી ભક્તિ એટલે ભગવાન માટેનો પ્રેમ. ગમે તેવી મુસ્કેલીઓ હોવા છતા પણ ભગવત્પ્રાપ્તિ થતા સુધી ચાલુજ રહે છે. એવા ભક્તને કોઈ ઐહિક કે આમુષ્મિક સિદ્ધિ મેળવવાની નથી. તેને નથી જોઈતા લૌકિક વૈભવો, કે નથી જોઈતી કીર્તિ, કે નથી જોઈતી રાજસત્તા, કે નથી જોઈતી યોગની સિદ્ધિ, કે નથી જોઈતો પુનર્જન્મનો અભાવ. કે નથી જોઈતું સ્વર્ગ, કે નથી જોઈતું પરમેષ્ટિનું પદ, કે નથી જોઈતી મુક્તિ. એને તો માત્ર જોઈએ છે પ્રભુ, સ્વ ઈન્દ્રિયોથી પ્રભુના દર્શન અને સ્પર્શનું સુખ.

દયારામભાઈએ ઉપર જણાવેલાં અનેક કાવ્યોમા ભક્તિ વિષેના પોતાના વિચારો દર્શાવ્યા છે. તેમ ભક્તિ પોષણું ઘણુંજ અનિ

પ્રસિદ્ધ કાવ્ય છે. ૧૦૧ ચન્દ્રાવળા છંદમાં એ કાવ્ય રચાયું છે. આ કાવ્યની રચના ચાંદોદમાં થઈ હતી. જેમને પુષ્ટિ ભક્તિ સમજવી હોય તો તેમને માટે આ એકજ ગ્રન્થ પુરતો છે.

કૃષ્ણ ભક્તિ એ દયારામભાઈના કાવ્યનો આત્મા છે. એ લઈ લો તો એમાં ખાસ કાંઈ છેજ નહિ. કવિએ જે કાવ્યો લખ્યાં છે તે કવિ તરીકે ખ્યાતિ મેળવવા માટે નહિ પણ પોતાની કાવ્ય શક્તિનો વિનિયોગ પ્રભુના ગુણગાન ગાવામા અગર તો તેની પ્રેમ પ્રાપ્તિ માટે દયારામ પ્રથમ ભક્ત અને પછી કવિ છે. એમની કવિત્વ શક્તિ ઉપયોગ ભક્તિનો મહિમા ગાવામાં તેમણે કર્યો છે. આથી તેમનાં કાવ્યોનું મૂલ્યાંકન કવિ દયારામ તરીકે નહિ, પણ ભક્ત કવિ દયારામ તરીકે કરવુ જોઈએ. અને તેનું યથાર્થ મૂલ્યાંકન કરી શકાય એટલા માટે દયારામભાઈના વિવેચકે 'ભક્તિ પોષણ' અને ભક્તિ સિદ્ધાંતનું પ્રતિપાદન કરનારા, તેમના પ્રકીર્ણ પદો ખાસ અવલોકવાં જોઈએ. 'ભક્તિ પોષણ' ની ભાષા બહુ સરળ છે અને કવિએ પોતાના સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવામાં ઘરગથ્થુ દાખલાનો ઉપયોગ કર્યો છે. તેઓ કહે છે શ્રીકૃષ્ણ ભગવાનને છોડીને અન્ય દેવની ઉપાસના કરનાર તે કામદુધા ગાયને છોડીને પાડીને દોહવા જાય છે. અથવા ગંગાને કીનારે ઉભેલો તરસ છીપાવવા ખાડો ખોદે તેના જેવો મૂર્ખ છે. ભક્તિ અનન્ય ભાવવાળી અને અવ્યભિચારિણી હોવી જોઈએ. ભગવાનને છોડીને અન્ય દેવોની ઉપાસના કરનાર માટે કવિ લખે છે.

"આશા કરે તરવા દધિપૂર, શ્વાનનું હાથ ગ્રહી લંગુર,
તે જેવો પામશે સાગર પાર, તરશે તેવો હરિ વિમુખ સંસાર."

જગતરૂપી વૃક્ષનું મૂળ ભગવાન છે. મૂળનું સિંચન કરવાથી વૃક્ષની વૃદ્ધિ થાય છે. પણ તેને બદલે ડાળીઓને પાણી સિંચવાથી

વૃક્ષની વૃદ્ધિ થતી નથી અને મહેનત નકામી જાય છે. તેમ ભગવાનને બદલે અન્ય દેવોની ઉપાસના કરવાથી ફળ મળતું નથી.

> "જગત વૃક્ષ તેનુ મૂળ હરિ. મળ પોષે વૃક્ષ પોષાયે,
> પ્રતિ શાખા જળ સીંચીએ, તેથી તરુ તૃપ્તિ નવ થાયે."

વળી કહે છે કે રેતી પીલતાં જો તેલ નીકળતું હોય, પાણીનું મંથન કરવાથી માખણ નીકળતું હોય અને મૃગજળથી તરસ છીપતી હોય—એવું બને તો પણ ભક્તિ વગર કોઈનું કલ્યાણ થતું નથી.

> "વેળુ પીલતાં જો તેલ નીકળે, જળ મથ્યે નવનીત હોય,
> મૃગજળથી જો તૃષા ટળે, તોય ભક્તિ વિના ભદ્ર ન હોય."

તે કાવ્યમા સાધન ભક્તિના નવ પ્રકારો અને પ્રેમ લક્ષણા ભક્તિના દશ પ્રકારો અને તે કોને કોને સિદ્ધ થઈ તે જણાવવામાં આવ્યું છે. ભક્તિનો મહિમા દર્શાવતાં કવિ કહે છે.

> "ભક્તિ તારે ચંડાળને, જેમાં કો[illegible] ન શુભ આચરણ,
> શું પછી કહેવુ તેહનું, ઉદ્ધારે [illegible]ધમ અન્ય વર્ણ."

આવુંજ બીજું કાવ્ય 'ભક્તિ દ્રઢાવ' [illegible] છે. તે ગરબાની શૈલીમાં લખાયલુ છે. આ કાવ્યની પ્રેરણા દયારામભાઈને શ્રીવલ્લભાચાર્યજીના ભક્તિવર્ધિની ગ્રન્થમાંથી મળી છે. તેમાં ભક્તિની ત્રણ અવસ્થાઓનું વર્ણન આપવામાં આવ્યું છે, સ્નેહ આસક્તિ અને વ્યસન. શ્રીવલ્લભાચાર્યના ગ્રંથને આધારે 'ભક્તિવર્ધિની' ના. કવિએ આ સ્વતંત્ર ગરબો રચેલો છે. તેમાં કલ્પના કવિની પોતાની છે. ભક્તિને કવિ કલ્પવૃક્ષની સાથે સરખાવે છે અને બીજથી માંડીને અંકુર, થડ, શાખા, પેટા શાખાઓ, પાંદડાઓ, પુષ્પો અને ફળ પર્યંતની ભક્તિ રૂપી કલ્પવૃક્ષની સ્થિતિ આમાં વર્ણવી છે. આ ગરબો કવિએ ભક્ત મંડળીમાં ગાયેલો તે ભક્તમંડળીમાં અનેક સ્ત્રી જનો પણ આવતાં. તેમને આ ગરબો ઘણોજ ગમી ગયો હતો. એ ગરબો પોતાને શીખવાડવ

માટે તેમણે દયારામભાઈને વિનંતી કરી. દયારામભાઈ તો સંગીતના જાણકાર હતા. એટલે બ્હેનોને તે ગરબો કેમ ઉપાડવો અને ગાવો તેનું માર્ગદર્શન આપ્યું. અને પછી તો તે ગરબો અનેક ભાઈઓ અને બહેનોના મોઢે ગવાવા લાગ્યો. આ ગરબાનો સાર ટૂંકમાં અહીંઆં આપવામાં આવે છે.

ભક્તિ રૂપી કલ્પવૃક્ષનું બીજ બ્રહ્મ સંબંધ છે. તે બીજનું જતન કરવા માટે વિવેક રૂપી વાડ કરવી જોઈએ, અને રત્નની માફક તેનું રક્ષણ કરવું જોઈએ. તેની આજુબાજુ શ્રદ્ધા રૂપી ઉંડા ખાડા ખોદવા કે જેથી કરીને તેને સીંચેલું જળ બહાર જતું ન રહે. એ છોડને થોડીક વાર પણ અરક્ષિત રાખવો નહિ, કારણકે વિષય રૂપી પવનથી એ કોમળ છોડ શરૂઆતમાં મરડાઈ જવાનો ભય રહે છે. માટે તેની આજુબાજુએ ધૈર્ય રૂપી ટેકો ધરવો જોઈએ અને કપટ કલેશ વગેર કચરો તેની આજુબાજુથી દૂર કરવો જોઈએ. એ છોડની પાસે અન્યાશ્રય નામનો વણછોડ હોય તો તેને દૂર કરવો જોઈએ અને કઠોરતા રૂપી કાંકરા વીણી લેવા જોઈએ. ક્રોધરૂપી ગ્રીષ્મનો તાપ તેને બાળે નહિ તેની સંભાળ રાખવી જોઈએ. મોહરૂપી ઉંદરથી ચેતતા રહેવુ જોઈએ. નહિ તો તેના મૂળને તે કોતરી ખાશે. ઈર્ષ્યારૂપી ઉધેઈથી સંભાળ રાખવી જોઈએ, અને શ્રીહરિપી મહાપ્રસાદને તેની આજુબાજુ વેરવો જોઈએ. વળી આશારૂપી બકરી તેને ઊંઘતો ખાઈ ન જાય તેની સંભાળ રાખવી જોઈએ. પરદ્રષ્ટિ રૂપી નોળીઓ, એને બગાડી ન નાંખે માટે સંતોષ રૂપી ચોકીયાત રાખવો જોઈએ. નિન્દા રૂપી નાગણ જો એ છોડવાને ચાટે તો તે કરમાઈ જશે. માટે તેનાથી પણ ચેતતા રહેવું જોઈએ. આળસરૂપી ભુંડ અને અધર્મરૂપી શિયાળને જ્ઞાનરૂપી લાકડીથી હાંકી કાઢવાં જોઈએ ને દુઃસંગરૂપી ગધેડાને તો વૈરાગ્યરૂપી લકુના મારથી હાંકી કાઢવો જોઈએ. ઇન્દ્રિય લોલુપતારૂપી ભેંસ અને અહંકાર રૂપી ઉંટ એને હેરાન ન કરે તેની પણ કાળજી

રાખવી. એ છોડવો જ્યારે મોટો થાય–વૃક્ષ બને ત્યારે એને નવધા ભક્તિરૂપી ૯ શાખાઓ પ્રકટશે અને તેમાંથી સેવારૂપી નાની ડાળીઓ ફૂટશે. તેમજ દયા, ક્ષમા અને સત્યરૂપી પાંદડાંઓ લાગશે. તે પાંદડાંની છાયા એવી ફેલાશે કે એ વૃક્ષની છાયા નીચે બેસનારના ત્રિવિધ તાપ દૂર થશે. ભક્તિનો વિરોધ કરનાર વાદીરૂપી હાથી આવે તો એને આવતાંજ સાંકળેથી બાંધી લેવો, જેથી તેનું જોર નરમ પડે. હવે કોઈ પશુનો ભય રહેશે નહિ ભક્તિ વૃક્ષ ફુલ્યું ફાલ્યું છે. પણ એક જણનો ભય હજુ ખરો અને તે લોભરૂપી વાંદરાનો તેને જ્ઞાનના ગોળાથી દૂર કરવો. હવે દીનતારૂપી ફુલો ડાળે આવે છે. અને મનોહર મહોર બાઝે છે ત્યાર પછી સ્નેહ રૂપી ફળ બેસે છે અને તે ધીમે ધીમે મોટાં થાય છે. રોમાંચ, અશ્રુધારા, ગદ્‌ગદ કંઠથી એ સ્નેહ રૂપી ફળની શોભા વધતી જાય છે ને થોડા દિવસોમાં તે રસાળ અને પુષ્ટ બને છે એમાં લાલાશ રંગ પ્રકટે છે. આ ફળ તે આસક્તિની સ્થિતિ છે. પછી તે ફળમાં મીઠાશ આવે છે. તે વ્યસન દશાની છે. આ પ્રેમ ફળના ભોગવનાર શુકદેવજી રૂપી શુક ત્યાં બેસે છે અને તેનો ભોગ કરે છે. ગોપી રૂપી કોકિલાઓ આ ભક્તિ રૂપી કલ્પરૂપી વૃક્ષની શોભા નીરખી રહે છે. અને તેનાથી ધરાતાં નથી. બીજા મુનિઓ રૂપી પક્ષીઓ પણ ત્યા ભેગો થાય છે અને સુંદર ગાન કરે છે. આ રીતે કવિ ભક્તિનું કલ્પ વૃક્ષ તરીકે વર્ણન કરે છે. બીજી પણ કલ્પના કવિ કરે છે. અને તે એ કે ભક્તિને મહારાણી કહે છે. ભક્તિ રૂપી મહારાણી વણ આભૂષણો ધારણ કરે છે. સ્નેહ એ નાકના [illegible] નયને સ્થાને છે. આસક્તિ એ મંત્રને સ્થાને છે. અને [illegible] એ શિષ ફળ રૂપે છે. આ રીતે ભક્તિનું વર્ણન આ [illegible] તેમણે કર્યું છે. 'સતસૈયા'માં એક દુહામાં ભક્તિને [illegible] સરખાવી છે.

"આગી તે બેઠી [illegible], [illegible] [illegible] [illegible]
શિર કે [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible]

ભકિત રૂપી વેલી એવી છે કે અગ્નિથી (વિરહ તાપથી) વધ છે જેમ વિરહાગ્નિ વધતા જાય તેમ ભકિત પણ વધે છે વિરહ રૂપી અગ્નિનું તેને સિંચન થાય છે પણ જો પાણી સિંચનામા ન આવે તો તે કરમાઈ જાય છે. એટલે સંયોગમા ભકિત વૃદ્ધિ પામતી નથી એનુ ફળ માથા સાથે મળે છે અર્થાત્ જેઓ પ્રાણની દરકાર કરતી નથી તેજ ભકિતનુ સુખ મેળવી શકે છે ને વળી એની ખૂબી એ છે કે તેનુ ફળ મોઢા વગર ખવાય છે અર્થાત્ અનુભવથી તેનો આનંદ ભોગવાય છે ભકિતની એટલી પ્રેમની બે અવસ્થાઓ–સંયોગાવસ્થા અને વિપ્રયોગાવસ્થા વિપ્રયોગાવસ્થા એ ઉચ્ચ પ્રકારની ભક્તિ છે પરમાત્માના રસાત્મક સ્વરુપનો આનંદ એ ભક્તિથી મળે છે પુષ્ટિ ભક્તિ એ આ પ્રકારની ભક્તિ છે જેનો ઉપદેશ તેમજ અનુભવ શ્રી વલ્લભાચાર્યે કર્યો હતો દયારામભાઈએ પણ એજ ભક્તિને અપનાવી હતી

જેમ નરસિંહ મહેતાએ "વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પર પીડાઈ જાણે રે" એ પદમા ખરા વૈષ્ણવના લક્ષણ આપ્યા છે તેવી રીતે દયારામભાઈએ નીચેના પદમા સાચા ભક્તના લક્ષણ આપ્યાં છે સાચો ભકત એટલે તાદૃશી જન વૈષ્ણવ એટલે પ્રભુનો ભકત એ પણ પ્રભુનુ સ્વરૂપજ છે એવા ભકતને માટે શ્રી હરિરાયજી કહે છે કે, "ભેગ તન કો કરૂં ખીછાના" દયારામભાઈ સાચા તાદૃશી જનના લક્ષણો સુંદર રીતે નીચેના પદમા આપે છે

પદ

તાદૃશી જન તેને જાણીએ રે, જેમા એવા ગુણ હોય રે,
નિંદા સ્તુતિ ના કરે કોઈની, સઘળે સમદૃષ્ટિ જોય રે તાદૃશી જન
દર્શન કરતા માત્રમા રે, ભૂલાવે પ્રપંચનુ ભાન રે,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનુ, નસાડે અઘ અજ્ઞાન રે તાદૃશી જન ૧
સકળ ચરાચરને વિષે રે, વસ્યા જૂએ ભગવાન રે,
ઇચ્છે સર્વ જગતનું, લેશ નહીં અભિમાન રે તાદૃશી જન ૨

ગુણ ગાતા ગોવિંદના રે, પુલકિત તનુ થાય રે,
નેત્ર પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રૂંધાય રે. તાદશી જન. ૩
પરદુઃખે દાઝે ઘણું રે, કરે કોઈનો ના દ્રોહ રે,
ઈંદ્રિયજિત સાચા સદા, ના પામે માયામાં મોહ રે. તાદશી જન. ૪
અકળ લીલા નંદલાલની રે, તેમા લગ્ન જેનું મન રે,
પ્રીત બહુ પર ઉપકારમા, સદા પ્રસન્ન વદન રે. તાદશી જન. ૫
નટવર ઝળકે નેત્રમા રે, કાન્તિ કરણા મધ્યે હોય રે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઈના ન જોય રે. તાદશી જન. ૬
વ્હાલા લાગે સહેજે સર્વને રે, અતિ ઉદાર જેનું ચિત્ત રે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિ વિત્ત રે. તાદશી જન. ૭
હરિ ગુરુ વૈષ્ણવને વિષે રે, જેને સદા અતિ વહાવ રે,
દૃઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ રે. તાદશી જન. ૮
સેવા સ્મરણ સત્સંગમા રે, જેની આસક્તિ અતિ રે,
કપટનો લેશ નહિ હૃદે હરિ ચરણે સદા મતિ રે. તાદશી જન. ૯
વ્યવસનાવસ્થા વિક્લેશ શું રે, સદા મુખે કૃષ્ણ નામ રે.
તે ભગવદીય તણા દાસનો, સદા દાસ દયારામ રે. તાદશી જન. ૧૦

જેઓ વૈષ્ણવતાનો દંભ કરે છે, તેમને ઉદ્દેશીને તેમણે નીચેનું પદ લખ્યું છે. તેથી સમજાશે કે તેઓ શુદ્ધ વૈષ્ણવી જીવનનેજ આદર્શ માનતા. સાચા વૈષ્ણવમા કામવાસના ન હોય, તેમ દ્રવ્ય (દામ) નો લોભ ન હોય, તેમ તે કદી પણ ક્રોધાયમાન થાય નહિ. તેનું હૈયુ પારકાના દુઃખે હમેશાં દાઝે, અને પારકાની નિન્દા ન કરે. આવા સાચા વૈષ્ણવજ દયારામભાઈને વ્હાલા હતા. અને તેઓએ પોતે પણ પોતાના જીવનમાં વૈષ્ણવના બધા ગુણો ઉતર્યાં હતા, તેથી તે વૈષ્ણવ સમાજમાં ખૂબ પ્રિય થઈ પડયા હતા, પુરુષો કે સ્ત્રીઓ સૌ કોઈને તેમની વૈષ્ણવતાને લીધે, તેમના પ્રત્યે વ્હાલ અને માન હતા.

પદ

વૈષ્ણવ નથી થયો તું રે, હરિજન નથી થયો તું રે, શીદ.
ભાઈ શીદ ગુમાનમા ઘુમે, સાધુ નથી થયો તુ રે વૈ૦ ટેક.
હરિજન જોઈ હૃદું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતા;
કામદામ ચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતા વૈ૦ ૧
તુજસંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તુ વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, ત્યા લગી તુ કાચો; વૈ૦ ૨
પરદુઃખ દેખી હૃદય ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વહાલ નથી વિઠ્ઠલશુ સાચુ, હઠે ના હું હું કરતો વૈ૦ ૩
પરોપકારે પ્રીત ના તુજને, સ્વારથ છૂટયો છે નહીં;
કહેણી તેવી રહેણી ન મળે, કયા લખ્યુ એમ કહેની, વૈ૦ ૪
ભજનારૂઢ નથી મન નિશ્ચે નથી હરિનો વિશ્વાસ;
જગતતણી આશા છે જ્યા લગી, જગત ગુરુ તુ દાસ વૈ૦ ૫
મન તણો ગુરુ મન કરશે તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખકે સુખમાન, પણ સાચુ કહેવુ પડશે વૈ૦ ૬

સાચો વૈષ્ણવ એ દુર્લભ છે કોઈક ભાગ્યશાળીનેજ તેના દર્શન મળી શકે છે એવા ભગવદિયના દર્શન માત્રથીજ બીજાઓના પાપ જતા રહે છે એવી કવિની માન્યતા હતી અને એ માન્યતા તેમણે એક પદમા પ્રકટ કરી છે

તે ભગવદીયના દર્શન દુર્લભ, જેનુ ભાગ્ય હોય તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘમાસે પાપત્રી વિધમા ભેટે રે

તે પદમા કવિ કહે છે કે આવા સાચા ભક્ત પ્રેમ ભક્તિમા રચ્યા પચ્યા હોય છે તેમના હૃદયમા પ્રભુજ બીરાજેલા હોય છે અને એમની બુદ્ધિ નિર્મળ હોય છે, તેનુ સર્વસ્વ ભગવાન છે

"સર્વસ્વ જેનુ શ્યામ સુંદર તેનુ નિશદિન ધ્યાન ન મૂકે રે,
શ્વાસ ઉચ્છવાસ શ્રી કૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચૂકે રે

સમાજ વહેવારમા તે સિદ્ધ હોય છે. ક્ષમા અને દયા રાખવી સત્ય માટે પ્રેમ, સંતોષ, સાત્વિકતા અને વિવેકના ગુણો

ભક્તિને શોભાવે છે. દયારામભાઈ આવા વૈષ્ણવના દાસના દાસ થવાની વાંછના કરે છે.

"તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મને કરજો રે;
દયો ભણે તેના ચરણની રજ, માહરા શિર પર સદા ધરજો રે."

એવા ભક્તના ચરણની રજ પોતાના મસ્તક ઉપર રહે એવું પ્રભુ પાસે માંગે છે.

દયારામ કવિએ જો કે ભક્તિ સિદ્ધાંતનો પ્રચાર કર્યો છે છતા તે પ્રચારક માત્ર ન હતા. તે પોતે સ્વીકારેલા સિદ્ધાતને આચરણમાં મુકતા. સામાન્ય રીતે પ્રચારકો અમુક સિદ્ધાન્તનો પ્રચાર કરે છે. પણ તે આચારમાં મુકતા નથી. વળી તેમના સિદ્ધાતના પ્રચારમાં સ્વાર્થ હોય છે. દયારામભાઈને એવો સ્વાર્થ નહોતો. એ કોઈ ધર્મગુરુ નહોતા. એમને કોઈ પન્થ ચલાવવા નહોતા. એમને કોઈ ગાદી પણ નહોતી. એમનું આખું જીવન ભક્તિરસમાં મગ્ન હતું. પ્રભુના ભજનાનદનોજ તેમને રસ હતો. એ સુખ બીજાઓ પણ કંઈક અંશે માણી શકે એ શુદ્ધ હેતુથી પોતાના કાવ્યમા ભક્તિ ભાવના તેમણે વ્યક્ત કરી છે; એટલે વાસ્તવિક રીતે એમને આપણે પ્રચારક કહી શકીએ નહિ. પરંતુ ભક્તિરસના અનુભૂતિ કરનાર તરીકે આપણે તેમને ઓળખાવી શકીએ છીએ. સામાન્ય રીતે કવિઓનાં કવન અને જીવન નિરાળા હોય છે. પણ દયારામભાઈનું કવન એ એમના જીવનનું પ્રતિબિમ્બ છે. જેવું તેમનું જીવન શુદ્ધ હતું તેવુંજ તેમનું કવન પણ શુદ્ધ છે. જેને સંસારના વિષયોને નાની વયમાં ઠોકર મારી અને વિષ તરીકે માન્યા અને ગોપીજનોની માફક "संत्यज्य सर्वविषयान् तव पादमूलम्" કેવળ પ્રભુના ચરણ કમળનો આશ્રય કર્યો હતો તેવા ભક્તની વાણી-કાવ્ય પણ શુદ્ધજ હોય. છતાં જો કોઈ તેમાં દોષ જુએ તો તેમની દષ્ટિનો દોષ છે. ઉલૂક કહેતાં ઘુવડની દષ્ટિએ દિવસના પ્રકાશમાં પણ અંધારૂં દેખાય.



## પ્રકરણ ૧૦ મું

## પ્રેમ રસના મીમાંસક-દયારામભાઈ.

પાછલા પ્રકરણમા જણાવ્યું છે કે દયારામભાઈ આદર્શ ભક્ત હતા અને પ્રેમભક્તિમા શ્રદ્ધા ધરાવના હતા. જેમ શ્રીવલ્લભાચાર્ય અને કૃષ્ણ ચૈતન્ય પ્રેમ ભક્તિના ઉપદેશક અને પ્રચારક હતા. ગુજરાતના કવિ નરસિંહ મહેતા અને મીરાબાઈએ પ્રેમ ભક્તિના કાવ્યો લખ્યાં છે. દયારામભાઈએ ફક્ત પ્રેમભક્તિનાં અનુભવનાંજ કાવ્યો લખ્યા નથી. તેમણે પ્રેમની શાસ્ત્રીય મીમાંસા પણ કરી છે. એમની ગરબીઓ તેમના સ્વાનુભવને પ્રકટ કરે છે. એ ગરબીઓમાં કવિ કૃષ્ણ પ્રત્યે પ્રેમ વ્યક્ત થાય છે. વૈષ્ણવ શૈવસુફીમાં ઇશ્વરને પ્રેમ સ્વરૂપે વર્ણવેલ છે. એ પ્રેમ સ્વરૂપને પ્રાપ્ત કરવાને ભક્તોએ ગોપીઓનો ભાવ એટલે માશુકનો ભાવ કેળવવો જોઈએ. ભગવાન એ આશક છે અને પોતે માશુક છે. એ ભાવ ભક્તોના હૃદયમાં હોવો જોઈએ. સુફી કવિઓની ઇશ્વર પ્રત્યેથી ભક્તિમા પ્રેમનુંજ તત્ત્વ છે. પણ તેમા ઇશ્વરને માશુક અને ભક્તોને આશક તરીકે માનવામાં આવે છે. ખ્રીસ્તી ધર્મમાં બાઈબલના ( Sermons of the Mount ) માં જણાવ્યા પ્રમાણે, ક્રાઈસ્ટના અનુયાયીઓ Brides એટલે કુમારિકાઓ છે; અને ઈસુ એ Bridegroom એટલે વર છે. સેન્ટ બર્નાર્ડ પણ આજ પ્રકારની ભક્તિનું નિરૂપણ કરે છે. એના "A Fragment of a fragment" નામના પુસ્તકમાં પરમાત્મા પ્રત્યે ભક્તિ વિષેનો પોતાનો મત નીચે પ્રમાણે આપે છે.

"The love of God and of the soul can be expressed in no other way so perfectly as by the mutual love of Bride and Bridegroom—all being in Common between them and neither having any seperate possessions

Saint Bernand એ ખ્રીસ્તી ધર્મના મહાન ઉપદેશક હતા તેમના મત પ્રમાણે સાચી ભક્તિ એ પતિ પત્નીના ભાવવાળી હોય છે Ruybrock જે ખ્રીસ્તી સંત ૧૩મી સદીમા થઈ ગયા તેમણે Spiritual Nueptial એટલે આધ્યાત્મિક લગ્ન' નામનું પુસ્તક લખેલું છે તે પણ તેઓ જણાવે છે કે જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનો પ્રેમ તે પત્ની અને પતિ વચ્ચેનો હોવો જોઈએ છેલ્લી સદીમાં ઇંગ્લેન્ડના કવિ Covenentry Patmor પણ આ પ્રકારની ભક્તિમા માનતાં હતા તેઓ કહે છે Under the first dispensation, men were the Servants of God, under the second his sons, what if under a third 'The voice of a bride and the bridegroom be heard again in our streets? પ્રથમ અવસ્થામા ઈશ્વરની કૃપા જ્યારે જીવાત્મા પર ઉતરે છે ત્યારે જીવો ll પરમાત્મા પ્રત્યની ભક્તિ દાસરૂપ હોય છે પછીની અવસ્થામા જીવો પરમાત્માને પિતા માને છે અને પુત્ર તરીકેનો પ્રેમ પરમાત્મા પ્રત્યે દેખાડે છે પણ જ્યારે આ ભક્તિ વધારે વિકાસ પામે છે ત્યારે જીવાત્મા પોતે એમ માને છે કે તે પરમાત્માની પત્ની છે અને પરમાત્મા તેના પતિ છે તે અવસ્થામા એ જીવાત્મા પત્ની તરીકે પોતાનો પ્રેમ પરમાત્માને આપે છે છેવટે એજ કવિ કહે છે 'Every man's soul is as a woman before God" પરમાત્માની સમક્ષ દરેક જીવાત્મા એ. સ્ત્રી. છે ' Shri Vallabhacharya by M C Parikh page 397" ભારતવર્ષની પ્રેમ લક્ષણા ભક્તિ તે ગોપી ભાવવાળી છે, જે પતિ પત્નીના ભાવ કરતા ચઢીયાતી [illegible]

પ્રિય છે અને ભક્ત પ્રેયસી (ગોપી) છે. એ ભાવથીજ પરમાત્માની ભક્તિ કરવાની છે. ગોપીભાવને શ્રીવલ્લભાચાર્ય સ્રીભાવ કહે છે. જે કોઈ પુરષ કે સ્રી ભક્તમાં આ સ્રીભાવ હોય તે ગોપી છે. ગોપીઓના કૃષ્ણ પ્રત્યેના પ્રેમનુ વર્ણન ભાગવતના દશમ સ્કંધની રાસ પચાધ્યાયીમા કરેલુ છે. કાવ્ય શાસ્ત્ર પ્રમાણે જે કાવ્યમાં રતિનું વર્ણન કરેલું હોય, પછી તે વર્ણન પતિપત્નીના પ્રેમનું હોય કે પ્રિય પ્રેયસીના પ્રેમનું હોય, નાયકનો સ્વકીયા નાયિકા પ્રત્યેનો કે પરકીયા નાયિકા પ્રત્યેનો પ્રેમ હોય, તો પણ તે શૃંગાર રસથી ઓળખાય છે. સ્વકીયાના પ્રેમનુ વર્ણન એ ખરો શૃંગાર રસ મનાય છે. પરકીયાના પ્રેમનુ વર્ણન તે શૃગાર રસનો આભાસ કહેવાય છે ઈશ્વર પ્રત્યે પ્રેમ ભક્તિના કાવ્યોને આલકારિકો 'ભાવ' કહે છે. હમણા હમણા કેટલાક વિવેચકોવાળાં દયારામભાઈની ગરબીઓમાં કૃષ્ણ પ્રત્યેના પ્રેમ રસનું વર્ણન વાચીને તેમને શૃગારી કવિ કહે છે. હા, દયારામની ગરબીઓમા શૃગાર રસ છે પણ તે વિકારી શૃગાર રસ નથી. શુદ્ધ પ્રેમ છે. અને તે કોઈ લૌકિક પાત્રોની વચ્ચેનો પ્રેમ નથી. પણ પ્રભુ માટેનો પ્રેમ પ્રભુના પ્રેમના અનુભવની ભાષા તેમા જણાય છે. અર્થાત્ એ અલૌકિક પ્રેમનીજ કવિતા છે. આથી એ અલૌકિક શૃગાર રસ કહી શકાય. એને ભક્તિ સંપ્રદાયવાળા ભક્તિરસ કહે છે. અગર 'મધુરરસ' નામ આપવામા આવે છે. એ પ્રેમ લૌકિક કામ કે વિષય સુખનું વર્ણન નથી. એમા પ્રેમ રસના આસ્વાદનનુ વર્ણન છે. પણ તે નિર્વિકારી છે. તે રસનો અનુભવ કરનાર પ્રભુ ભક્તને નિરોધની સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને જ્યા સુધી એ અલૌકિક ન બને ત્યા સુધી તે ભક્તના દેહાદિમા પ્રભુ માટેનો સ્નેહ કે રતિ સ્ફુરતી નથી. અને દેહ ઈન્દ્રિયો તથા આત્મા રસ પ્રચુર બનતા નથી. વાસ્તવિક રીતે તે શૃગાર રસથી ઓળખાવી શકાયજ નહિ જેમ ગોલાને ગોલારાણા-રાજા-કહીએ છીએ તેમ આ અલૌકિક પ્રેમને શૃગાર રસ

હેવામાં આવે છે. સામાન્ય રીતે લોકમા ઓળખાતા શૃંગારરસ અને આ અલૌકિક પ્રેમરસ વચ્ચે મોટો ભેદ છે. દયારામભાઈની ગરબીઓ વાંચનારે આ વસ્તુ બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ. હવે આપણે પ્રેમ તત્ત્વની મીમાંસા દયારામભાઈએ કેવી રીતે કરી છે તે વિચારીએ. તેને માટે નીચેના ત્રણ પદો અહીં આપણે ઉત રીશું.

## પ્રેમ પદ-૧

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક૦
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ. ૧
સાકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિંધુનું માછલડું જેમ, મીઠા જળમા મરે. પ્રેમરસ. ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે,
વગળત શાને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ. ૩
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદાપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચચુ ના ભરે. પ્રેમરસ. ૪
એમ કોટિ સાધને પ્રેમવિના, પુરષોત્તમ પૂઠ ન ફરે
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર વર, પ્રેમભક્તિએ વરે. પ્રેમરસ. ૫

## પ્રેમપરીક્ષા પદ-૨

ઉદ્ધવજી છે અળગી રે, વાત એક પ્રેમતણી,
કોઈ અનુભવી જાણે રે, કહેતાં તો ન આવે બની. ૧
પ્રસુતાની પીડા રે; વંધ્યા તે શું જાણે?
જાણ્યું કેમ આવે રે, આપણાને પરમાણે. ૨
મૂગે સાકર ખાધી રે, ગુંગાને સ્વપ્ન થયું,
સરવે મન જાણે રે, બીજાને નવ જાય કહ્યું. ૩
ઘાયલના દુ:ખને રે, કાયર તે તો શું પ્રીછે,
એમાં જ્ઞાની લહે નહીં રે, રતિની ગતિ ; શી છે. ૪

નેમ સઘળા નાસે રે, પ્રેમ જ્યારે વ્યાપે,
જેને નિદ્રા આવી રે, તે ઉત્તમ કયમ આપે. ૫
આશક માશુકમા રે, રૂપ ગુણ સહુ દેખે,
જેવુ ભાસે છે તેહને રે, અવર તેવુ નવ પેખે. ૬
જેનું ચિત્ત જયહા ચોટયું રે, તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમા રે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવી રે, તેનુ સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યો રે, તેના અવગુણ આણે. ૮
સ્નેહ સુખથી ન વાધે રે. દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગી રે, વેલી તો ફરી ના લટે. ૯
શીખે સાભળે ન આવે રે, ઉદ્દવ ગતિ પ્રેમતણી,
કરવી નથી પડતી રે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીત બાઝે તો સહેજે રે, છુટે ના પછી છોડી,
મચ્છને દુઃખ દે છે રે, ગળ્યા પછી અકોડી. ૧૧
સાચી પ્રીત તો પ્રાણ લે રે, સાધારણ થાય પરી'
દાદુર જળવણ જીવે રે, માછનડા તો જાય મરી. ૧૨
મહોટી મનની મોહિની રે, પ્રીતથી બીજી ન મળે.
જડપણ જુઓ લોઢું રે, ચમકને દેખી ચળે ૧૩
છીપ રહે છે સાગરમા રે, ઇચ્છા સ્વાતી બુદતણી,
જુઓ દૃષ્ટિ ચકોરની રે, અચળ રહે છે ઇંદુભણી. ૧૪
લજ્જા સુધ બુધ સામર્થ્ય રે, પ્રેમીજનમા ન ટકે,
મધુકર વાસ કોરે રે, કમળ નવ ભેદી શકે. ૧૫
મૃગ સહેજે મરે છે રે પનાયન અભ્યાસી,
રાગ અનુરાગ પાશે રે, બાધ્યુ ન શકે નાસી. ૧૬
દૃષ્ટિ પ્રીતનો માર્યો રે, પતગ દીપકમા બળે,
જાય પ્રાણ પોતાનો રે, તોરે સ્નેહીનેરે મળે. ૧૭

રહે ચાતક તરસ્યો રે, સદા બાર માસ લગી,
પીએ સ્વાતીનુ વારિ રે, અવર સ્પર્શ ન ડગી ૧૮
વિષના વ્યસનીને રે, સાકર પણ સુખ ના કરે,
પય પાણીથી ઉત્તમ રે, મીન તેમા નાખે મરે. ૧૯
જેનુ મન જેશુ માન્યુ રે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂ રે, નાવે તેની આખ તળે ૨૦
બે વૈરાટના લોચન રે, ઈંદુ ભાનુ ભેદ કશો,
કજ કરમાય ચકે રે, ફુલે રવિ નેહ વસ્યો ૨૧
કઠે વળગી ના છુટે રે, એ પ્રેમતણી ફાસી,
કાચો હોય તો તૂટે રે, સુણી જગની હાસી. ૨૨
છે અગમ પથ સ્નેહનો રે, ઉદ્ધવજી તે નથી દીઠો,
ત્યા લગી જ્ઞાન ગોઠે રે, જોગ પણ લાગે મીઠો ૨૩
એના વચન સુણીને રે ઉદ્ધવજીની ભ્રાતિ ટળી,
જોગ જજાળ છુટી રે, ગયુ મન સ્નેહ મળી ૨૪
અભિમાન મૂકીને રે ઉદ્ધવ ગોપી પાય પડયા,
કહુ દયા પ્રીતમજી રે, નિશ્ચય એક તમને જડયા ૨૫

## પ્રેમનુ સુખ ? પદ-૩

સખી હુ તો જાણતી જે સુખ હશે સ્નેહમા, સખી હુ તો ટેક
હુ શુ જાણુ જે પ્રાણ પરવશ પડશે, અગ્નિ ઉઠશે આખા દેહમા-૧
પીડા પામે રે પૂરો થશે નન ભવે જાદુ્ડો એવો જે કાઈ એહમા-૨
રૂપ ને ગુણ સહુ તે તેમા દેખે, જેનુ મન માન્યુ જેહમા-૩
સ્વાધીનને પરાધીન કરી નાખે, નેહ વિના એહ બળ કેહમાં-૪
દુ દુખી અહિા ને વ્હાલો વિકાળ ત્યહા છે, સુખી ના મળે કોઈ બેહમા-૫
દયાના પ્રીતમ સદા સમીપ વસે તો ભીજી રહુ આનદ મેહમા-૬

પદ ૧ મા કવિશ્રી પ્રેમરસના યોગ્ય અધિકારીને જણાવે છે કે જન્મથીજ-પ્રેમનો અશ છે-જેને મૂળથીજ પ્રેમના સસ્કાર

મળેલા છે. અર્થાત્ માનસશાસ્ત્રની દૃષ્ટિએ, જે પ્રેમની સહજ વૃત્તિથી જન્મેલો છે, અને તેજ તેની મુખ્ય વૃત્તિ છે તેજ પ્રેમનો અધિકારી છે. તે પ્રેમ કરી જાણે છે. બીજાને પ્રેમ આપી શકે છે, અને તે પ્રેમને ભોગવી શકે છે. તે ભોક્તા તેમજ ભોગ્ય બંને છે. આના દાખલાઓ આપતાં કહે છે કે સિંહણનું દુધ, સિંહનું બચ્ચુજ પી શકે. તેજ તેને ઝીરવી શકે. વળી તે સોનાના પાત્રમાંજ ઝીલાય. બીજી ધાતુના પાત્રમાં નહિ, સક્કર ખોર સાકર ઉપર પોતાનું જીવન નભાવે છે. પણ ગધેડો સાકર ખાય તો મરી જાય. ખારા સમુદ્રનું માછલું મીઠા પાણીમાં રાખવામાં આવે તો તે તરફડીને મરી જાય. તે પ્રમાણે પ્રેમરસનો પણ ભોક્તા જેનામાં પ્રેમની સહજ વૃત્તિ હોય તેજ થઈ શકે. બીજો નહિ, અર્થાત્ પ્રેમી જન્મથીજ પ્રેમની સહજ વૃત્તિ સાથે જન્મે છે.

બીજા પદમાં ખરો પ્રેમ કેવા પ્રકારનો હોવો જોઈએ તે દાખલાથી જણાવ્યું છે. સાચો પ્રેમ તે સ્વસંવેદ્ય છે. જેને અનુભવ થયો હોય તેજ જાણી શકે. બીજો તેનું વર્ણન કરી શકે નહિ. તેમાં સુખ છે કે દુઃખ, તે પણ પ્રેમીજ કહી શકે, તેમાં દુઃખ પણ હોય છે. તે કેવું અને કેટલું છે તે પ્રેમીજ જાણે. પ્રસુતાની પીડા પ્રસુતાનેજ ખબર હોય, વંધ્યાને તેનો શો અનુભવ હોય?

વળી જ્યારે પ્રેમનો અનુભવ થાય છે, ત્યારે બહારના સમાજના કે શાસ્ત્રના નીતિ નિયમો તથા નિયંત્રણો અળગા થાય છે. પ્રેમી તે નિયમોની અવગણના કરીને પણ પોતાના પ્રેમપાત્રની સાથે પ્રેમ મેળવે છે. તેમાં ગમે તેટલા અન્તરાયો આવે, ગમે તેટલી મુશ્કેલીઓ હોય, ગમે તેટલી યાતનાઓ સહન કરવી પડે છતાં પ્રેમની ખાતર પ્રેમી એ બધું એ સહન કરે છે. આશકની દૃષ્ટિએ માશુક સર્વોત્તમ અને માશુકની દૃષ્ટિએ આશક સર્વોત્તમ હોય છે. દુનિયામાં તેમની નજરે બીજું કોઈ પોતાનું નથી. તેથી

તે એક બીજાને મેળવવાને હંમેશાં ઝંખે છે. અને તેને માટે સર્વસ્વનો ભોગ આપે છે, અરે મરી ફીટે છે.

પ્રેમ પાત્રમાં, નથી રૂપ જોતો, નથી ગુણ જોતો, નથી સંજોગ જોતો. ઉભયાં આત્માઓ એક બીજા પ્રત્યે નિસર્ગતઃ આકર્ષાય છે.

આ પ્રેમની રીત એવી છે, કે તે સુખ દુઃખમાં એકરૂપ હોય છે. સુખમાં પ્રેમમાં વધારો થતો નથી. તેમ દુઃખમાં ઘટાડો થતો નથી. આ પ્રેમ કોઈનો શીખવાડયો શીખવાતો નથી. પણ પોતાની મેળેજ અનુભવનો વિષય થાય છે.

સાચો પ્રેમ મૃત્યુનો પણ સામનો કરવાની તાકાત ધરાવે છે. પ્રેમી પ્રેમીના સુખથી, અને તેના દુઃખથી દુઃખી હોય છે. જો થોડોક સમય પણ પ્રેમ ન મળે, તો તેનું જીવન ટકતું નથી. પ્રેમ એજ એનું જીવન. પ્રેમનો અભાવ તે મૃત્યુ. માછલાંને પાણી ન મળે તો મરી જાય.

વળી પ્રેમી પ્રેમની ખાતર પોતાની જાતનું બલિદાન પણ આપતાં અચકાતો નથી. પતંગિયું દીપકના પ્રેમથી આકર્ષાય છે અને તેના પ્રેમ ખાતર દીપકમાં પોતાની જાતને હોમી દે છે વળી પ્રેમ હંમેશાં ટકેલો હોય છે. એક વખત અમુકને આપ્યો એટલે બીજાને નજ આપે. તે પ્રેમની પૂર્તિ પોતાના પ્રેમીથી ન થાય તો પણ બીજાને તે પ્રેમ આપેજ નહિ, ભલે તેને પ્રાણ ત્યાગ કરવો પડે. ચાતકનો પ્રેમ સ્વાતિ નક્ષત્રના જળ માટે છે. તે જળ મળે તોજ પાણી પીએ, નહિ તો તરસ્યો રહે છે.

પદ ત્રીજામાં પ્રેમીની દશાનું વર્ણન કરે છે. પ્રેમીઓ પ્રેમ[illegible] સુખ હશે એમ માનીને પ્રેમ કરે છે, પણ અનુભવથી સમ[illegible] કે તેમાં સુખ નથી, પણ દુઃખનો અનુભવજ છે.

નીચેના પદમાં કવિશ્રી જણાવે છે કે પ્રેમની રીત [illegible]

છે. પ્રેમ થવાનો ઉપાય છે, પણ એક વખત પ્રેમ ઉત્પન્ન થયો તો તે દૂર કરવાને કોઈ પણ ઉપાય જાણમા આવતો નથી. એક વખત પ્રેમ ઉત્પન્ન થયો કે તે વજ્રરેણુની માફક હૃદયમા ચોટી જાય છે. અને કરોડો ઉપાય કરવા છતા તે દૂર થતો નથી. જે પ્રેમ ફક્ત થોડા દિવસનો હોય તો તે પ્રેમજ કહેવાય નહિ તે કેવળ સ્વાર્થ સમજવો

## પ્રીતની વિચિત્ર રીત !

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી, પ્રીતડીની રીત,
થવાનો ઉપાય પણ જાવાનો જડે નહી વજ્રરેહણે જડી તે જડી;
પ્રીત ના કહેવાય તે તો સ્વાર્થ સમજવો, ચાર દિવસ પ્રગટીને મટી,
પીગના ભરેલી પ્રીત તોયે કરે પ કિન, દુઃખ પામે તોય જાય ના ઘટી.
શત્રુથી સંતાપ ઘણો સ્નેહથી મળે પણ તેજ માટે સૌ મરે મટી,
કહ્યા સમજ્યામા ન આવે એ વસ્તુ જાણે હોય વીતતી વટી,
દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા, ધમ લાજ ખોય ને મરે મટી.

'પ્રેમભક્તિ' કાવ્યમા પ્રેમ પ્રભુ માટેજ હોવો જોઇએ. અને તે પ્રેમ કેવો હોવો જોઈએ તેનુ બહુ સુદર વર્ણન કવિએ કર્યુ છે. ગુજરાતી સાહિત્યમા તે એક અનોખુ કાવ્ય ગણાય. અહીં થોડીક પંક્તિઓ દૃષ્ટાંત તરીકે રજુ કરવામા આવે છે. દયારામભાઈની પ્રેમભક્તિનુ સ્વરૂપ સમજવા માટે તો તે આખો કાવ્ય ગ્રથ અવલોકવો જોઈએ (જુઓ દયારામ કાવ્યમણિમાળા ભા. ૬) પ્રભુનો પ્રેમ એજ સાચો પ્રેમ છે. અને તે પ્રભુની પૂર્ણ કૃપા હોય તોજ મળે છે. તે પ્રાપ્ત કરવાને માટે હૃદયની શુદ્ધિ થવી જોઈએ તે માટે પ્રભુના અનન્યભાવ હોવો જોઈએ.

"પૂર્ણ કૃપાને પાત્ર થવાને, અનન્ય ભાવ ઉપાયજી;
વિશુદ્ધ ભક્તિ 'હરિ'સેવનથી પ્રસન્નતાએ કૃપાયજી." ॥

સાથે સાથે પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન પણ હોવું જોઈએ કે જેવી પ્રભુ એજ સાચા પ્રેમનો વિષય છે એમ સમજાય.

"આદ્યે મહાત્મ્યજ્ઞાન થયેથી, સુદૃઢ હોય હરિભાવજી;
સદા સૌ ભાવે રહેજે, ત્હેને હરિ વણુ અન્ય ન રહાવજી.
સિંહાત્મક ભક્તિ જ્ઞાનોત્તર પરમ પ્રેમની હોયજી;
એણે દુર્લભ પણુ સુલભ થઈને, મહદ્ અનુગ્રહ જોયજી."

એક વખત પ્રભુને માટેનો પ્રેમ હૃદયમાં પ્રકટ્યો એટલે એ ભાવમાં નિરંતર વૃદ્ધિ થતી જાય છે. સમુદ્રમાં જેમ ભરતી વખતે મોજાંઓના ઉછાળા થાય તેમ ભક્તના હૃદયમાં પ્રભુપ્રેમની ઉર્મિઓ ઉછળે છે.

"પરમ પ્રીતના આવે ઉભરા, લ્હેરવત હાર કતારજી,
ઉમડી ઉમડી ધુમરી થઈને, ન ફરે પાછા લગારજી;
સિંધુ છોળ તરંગ સદાયે, અષ્ટ પ્રહર દિન રાતજી,
તદવદ્ જન હરિ રસમાં ઝીલે, માણે રસિક સાક્ષાતજી."

એવા ભક્તના અંગમાં રોમાંચ ખડા થાય છે અને વિહ્વળતાને લીધે નેત્રમાથી અશ્રુધારા વહે છે, કારણકે પ્રભુના દર્શનની તે તીવ્ર વેદના અનુભવે છે.

"અંતર પ્રીતિ ઉમંગ અંગે, રોમ કંઠભર હોયજી,
વિહ્વળતા નેત્રજળ ધારા, પ્રેમ કહાવે સોયજી."

એવા ભક્તના પ્રેમને વશ થઈને ભગવાન્ અધરામૃતનું દાન કરે છે અને અધરામૃતનું પાન કરતા કરતાં તેની પ્રપંચ વિસ્મૃતિ થાય છે અને દેહનું અનુસંધાન રહેતુ નથી.

"દેહાનુસંધાન રહે નહિ, સર્વેન્દ્રિય પ્રાણુ અનાદિજી,
ચિત્ત અંતઃકરણુ લુબ્ધાય, રસિક રસ સમજે પાનરસ સ્વાદીજી"

એવા ભક્તના અંગમાં તેના પ્રત્યેક અવયવમાં પ્રભુનો પ્રેમરસ

ભરપૂરો વ્યાપી જાય છે અને પ્રભુનું સ્વરૂપ તેનાં નયનોમા નૃત્ય કરતું તે નિહાળે છે.

"રસ રૂપ રસાત્મક તેનો નયણોમા, કરે સદા નિવાસજી,
અત્યદ્ભુત અતિ દિવ્ય ચક્ષુએ, ઝળકે આનંદ રાસજી."

આ રસનું સુખ શીતળ ભાવવાળુ તેમ તપ્ત પણ હોય છે. સંયોગમા શીતળ ભાવવાળો અને વિયોગમા તે પ્રેમ તાપાત્મક બની જાય છે, આમ સંયોગ અને વિપ્રયોગની દશાનો એ પ્રેમ ભક્તિનુ લક્ષણ અનુભવ છે.

"ક્ષણમા સીત અને ક્ષણમા તપ્તી, લુહાર સાણસા પેરજી,
રસ સયોગ વિયોગે હોય, ઉઠે ગતિ રસ લહેરજી"

આ અનુભવમા દેહ દશાનો અનુભવ અલ્પકાલીન હોય છે પણ વિયોગમાં તે લાંબા સમયનો હોય એવો અનુભવાય છે.

"સ્નેહીને સયોગ કાળમાં, ક્ષણવત્ લાગે છોટોજી,
વિયોગમાં તેટલોજ સમય તે, લાગે અતિશે મોટોજી.
જેણે એકદા પ્રગટ પરોક્ષે, કર્યો એ રસ આસ્વાદજી,
તેને અન્ય રૂચે ના કદિએ, ફીકા લાગે સહુ સ્વાદજી.
કોઈ મરે જ્વર રોગ કારણે, અવસ્થાથી મરણ કો થાયજી,
પણ પ્રેમ વિયોગે જેહ મરે તે રસિક પ્રેમી કહેવાયજી.

એમની મીમાંસા કરતાં કવિ કહે છે.

"પ્રેમે પ્રાણ સ્થીર રહે છે, પ્રેમે પ્રાણજ જાયજી,
પ્રેમે પ્રાણ સમર્પણ થયે, પ્રેમે પ્રાણ રખાયજી.
× × ×
પ્રેમ ભુજંગ ડસ્યો જે જનને તે મત્ર ન માને કાયજી,
પ્રેમી વિયોગે જીવે તો, બહારગો તે હોયજી.
× × ×
વ્રત નિયમની શુદ્ધિ ન રહે, પ્રેમ વાધે ભરપુરજી
નિર્ભય અવિચળ સુખ માર્ગમાં, હઠની કયમ રહે જરૂરજી."

જ્યારે પ્રભુને પ્રેમ સપૂર્ણ રીતે સઘાત એટલે દેહ ચિત્તાદિમાં વ્યાપી જાય ત્યારે પ્રેમ સ્વરુપ પ્રભુ હૃદયમા બીરાજે છે

'રસાવિર્ભાવે રસ વેષ્ટિત થઈ, રસાત્મક રહે દૂરજી,
રસનય પરમાનન્દ વ્યાપતા, રમ સ્વરુપ નહિ દૂરજી"

કવિ પોતે એ કાયના ઉપસહારમા જણાવે છે કે આવો શુદ્ધ પ્રેમરસ ગોપીજનોમા હતો અને તે ભાગવતની અદર વર્ણવવામાં આવ્યો છે એ પ્રેમ તમામ પ્રેમોમા સર્વોત્તમ છે અને તેથી કવિનુ મન તેમાજ પરોવાયલુ રહ્યુ છે. અર્થાત્ પોતે પણ ગોપીની માફક પોતાનો સર્વ પ્રેમ ભગવાન્ કૃષ્ણને આપે છે અને તે સિવાયના બીજા બધા પ્રેમ તેમને ફીકા લાગે છે.

'વિશુદ્ધ રસ રહ્યો ભગવત ધર્મે, તેમા મુખ્ય જે પ્રેમજી
તેમા દામ દયે મન પ્રોયુ, સુકર અનુગ્રહ ક્ષેમજી"

દયારામભાઈએ પ્રભુ પ્રત્યે પ્રેમભક્તિ અને તે પણ અવ્યભિચારિણી ભક્તિ, અનન્યભાવનાળી ભક્તિનેજ અપનાવેલી તે રસિક ભક્ત હતા ગોપીભાવ એ એમનો આદર્શ હતો એ આદર્શનુ સ્પષ્ટીકરણથી શ્રીવલ્લભાચાર્યજીના ભાગવત ઉપરની સુબોધિનીજીની કારિકાઓમાં આપવામા આવેલ છે સભવ છે કે તેનુ હાર્દ ઇચ્છારામ ભટ્ટજી પાસેથી દયારામભાઈએ ગ્રહણ કર્યુ હોય

'શ્રી મહાપ્રભુજીએ શ્રી સુબોધિનીમા કારિકાએ મર્મ જણાવ્યોજી,
શ્રીગુરુદેવે કૃપા કરીને મુજને ભણાવ્યોજી"
(રસિક ભક્ત—દયારામ કાવ્યામૃત)

પ્રભુનો સાચો રસિક ભક્ત પ્રભુ સિવાય બીજા કોઈની ઇચ્છા કરતો નથી પ્રભુ એજ તેનુ સર્વસ્વ છે પ્રભુની પ્રાપ્તિમાજ તેના સર્વ મનોરથોની સિદ્ધિ છે

"રસિક ભક્ત" નામના કાવ્યમા વિસ્તારથી આ વસ્તુ કવિએ જણાવી છે.

'રસિક ભક્ત રસ નિધિને વ્હાલા, અગણિત અદ્ભુત પ્રીતેજી,
રસિકરાયના લોભી સ્વાદી, અનુભવીયા આ બહુ રીતેજી"

લોકમા સમજાતો પ્રેમ અને ભક્તોનો પ્રેમ એ બન્ને એક બીજાથી જુદા પ્રકારના છે પ્રભુ માટેનો પ્રેમ એજ પ્રેમ; અને દુનિયાના પ્રેમ તે 'કામ' છે પ્રેમ અને કામવાસના પરસ્પર વિરોધી છે પ્રભુ માટેના પ્રેમમા કામ રહી શકેજ નહિ કામ અને પ્રેમ વચ્ચેનો ભેદ શ્રીવલ્લભાચાર્યજીએ સુબોધિનીજીમા સમજાવ્યો છે વળી નિરોધ લક્ષણ' નામના ગ્રન્થમા તેઓ લખે છે —

विपयाक्रान्तदेहाना, नावेश सर्वथा हरे ।

જેઓનો મન કામવાસનાથી ભગ્ન હોય તેમનામા ભગવાનનો આવેશ આવતો નથી. વળી તેઓ કહે છે

ससारावेशदुष्टानाम् इन्द्रियाणा हिताय वै ।
कृष्णस्य सर्वं वस्तूनि, भूम्नो ईशस्य योजयेत ॥

સસારાવેશથી દુષ્ટ થયલી ઇન્દ્રિયોના હિતને માટે ભોગ્ય વસ્તુઓનો વિનિયોગ કૃષ્ણ ભગવાનમા કરવો જોઈએ આ લોકમા પ્રેમ ઈશ્વરનેજ અર્પણ કરવો જોઈએ એમ શ્રી વલ્લભાચાર્યજી જણાવે છે શ્રી હરિરાયજીએ પણ પ્રેમ અને કામનુ તારતમ્ય 'કામાખ્યદોષવિવરણ' નામના ગ્રન્થમા સમજાવ્યુ છે દયારામભાઈ કામને હેય (ત્યાજ્ય) ગણે છે તે આત્માની અવનતિ કરનાર છે એનુ બાહ્ય દૃષ્ટિથી જણાતુ સુખ મૃગજળના જળ જેવુ છે અને છેવટે તે વિષરૂપ નિવડે છે પ્રેમમા વિષય વાસનાની ગધ હોતી નથી

વિષય વાસના સ્વપ્ને ન ઉર, એવા નિર્ધારાત્મક થાવ '

ગોપીજનોનો ભગવાન માટેનો પ્રેમ એ કામ નહોતો પણ શુદ્ધ પ્રેમ હતો તેમા સસારના વિષયાનો ત્યાગ હતો અને પ્રભુ માટે સપૂર્ણ આત્મનિવેદન, તેમજ સર્વાત્મભાવ પુરેપુરા હતા તેમના દેહાદિ પણ અલૌકિક હતા આથી ભગવાને તેમને રાસનુ સુખ

આવ્યું હતું. ભગવાનની ગોપીઓ સાથેની રાસલીલા એ શુદ્ધ પ્રેમનું ઉજ્જવલ દૃષ્ટાન્ત છે. લૌકિક કામ તેનાથી હજારો માઈલ દૂર છે. તેમાનો શૃંગાર રસ અલૌકિક શૃંગાર રસ છે. રાસલીલા એટલે વેદની શ્રુતિનાં જણાવ્યાં મુજબ જીવાત્માનું પરમાત્મા સાથેનું રમણ છે. જીવાત્માની પરમાત્મા માટેની રતિ તેમાં છલકાય છે. કવિ કહે છે.

"રાસલીલાનું તાત્પર્ય જો સમજે, તો નિર્દોષતા ભાસેજી,
અલૌકિક રસરાજ શૃંગાર, તે ગાતાં કામ સહુ નાસેજી."

વાત્સાયન મુનિએ કામશાસ્ત્ર રચ્યું છે પણ કવિ કહે છે કે તેમનો એ ગ્રંથ લખવાનો ઉદ્દેશ એવું જણાવવાનો છે કે લૌકિક કામ ત્યાજ્ય છે અને પરમાત્મા માટેનો પ્રેમ એજ ગ્રાહ્ય છે. નહિ તો વાત્સાયન જેવા મુનિ સંસારી વિષયને લગતા પ્રેમ વિષે લખે તે માની શકાય નહિ.

"વાત્સ્યાયનાદિ ઋષી જે ભાવે, સૂત્રાદિકમાં વર્ણ્યોજી,
તે રહસ્ય સ્ફુટ સમજવા, એકાગ્રથી ધરજો કર્ણેજી."

સતસૈયાના ૩૯ મા દુહામાં કવિ કહે છે.

"નરવિહાર વરનન અશ્રે, રમે સ્વગતિદ શ્રીરંગ,
જ્યુંગ્રિધૃત જ્વરવર્હિ જિમિઅમી, હોઈ જ્યુસંકિસ સંગ."

મનુષ્યના વિહારનું વર્ણન કરવાથી અકલ્યાણ થાય છે. પણ ભગવાનના વિહારનું વર્ણન કરવાથી આત્માનું કલ્યાણ થાય છે કારણ કે તે નિર્મળ છે. જેમ કોઈ માણસ જ્વરથી પીડિત હોય એને ઘી આપ્યુ હોય તો તેને વિષરૂપ બને છે. પણ જો જ્વરાંકુશની ગોળી સાથે આપ્યું હોય તો તે અમૃત સમ બને છે એટલે કવિએ શૃંગાર રસનું વર્ણન કર્યું હોય તોપણ તે સાત્ત્વિક ભાવવાળું છે. તેમાં લૌકિક કામ (વિષય) ની ગંધ નથી. એ પ્રેમનું નિરૂપણ લૌકિક ભાષામાં કરવામાં આવ્યું છે એટલુંજ; કારણ કે તે સિવાય પ્રભુની સાથેના જીવનો રતિરસનો અનુભવ વર્ણવી શકાય નહિ. રસાનુભૂતિને

વ્યક્ત કરવાને માટે ગરબીઓમા લૌકિક નાયક નાયિકાના પ્રેમ વર્ણનની શૈલી યોજી છે પણ તે તો જેમ સોનાનો હાર બનાવવો હોય તો ઘાટ ઘડવાને માટે સોનામા તાણ (ગાંઠ) થોડુક મિશ્રિત કરવામા આવે છે અગર તો સોનાના કડામા લાખ પુરવામા આવે છે તેમ પરમાત્મા પ્રત્યેના પ્રેમભાવના વર્ણનમા લૌકિક કામની ભાષાનુ મિશ્રણ થાય છે પણ તે માત્ર બાહ્ય અભિવ્યક્તિને માટેજ છે કારણ પ્રેમ ભક્તિમા પ્રભુ ભકતના હૃદયમા આન્તર રમણ કરે છે તે આન્તર રમણનો અનુભવ કવિ જ્યારે પોતાના આનન્દને માટે કરે છે ત્યારે તે સ્નેહની અભિવ્યક્તિ શબ્દોમા પ્રકટ થાય છે કવિના આ શબ્દોમા પણ પ્રભુના પ્રેમનુ નિરુપણ છે પ્રભુ પ્રેમનુ વર્ણન કરનાર કાવ્યના શબ્દો તથા અર્થ પણ પ્રભુ રૂપેજ છે એટલે કવિની શૃગાર રસની કવિતા બાહ્ય શબ્દ રૂપે અને અભ્યતર અર્થ રૂપે—ઉભય રૂપે પ્રભુનાજ રસાત્મક સ્વરૂપની અનુભૂતિનુજ વર્ણન કરે છે એ અર્થમા દયારામભાઈ એ અલૌકિક શૃગાર રસના પણ કવિ છે અને તે વર્ણન કરનાર કવિ પોતાનુ કવિ સ્વરૂપ ભુલી જાય છે અને પોતે ગોપી છે એમ માનીને પ્રભુરસમા તન્મય બની જાય છે પ્રેમની કસોટી પ્રભુ રસમા તન્મય બની જવુ એ છે પ્રભુનો સાચો પ્રેમી ભક્ત એ તન્મયતાની અવસ્થાનેજ ઝખે છે

પ્રમતત્ત્વની મીમાસા કરતી વખતે, દયારામભાઈએ માનસ શાસ્ત્રીય દૃષ્ટિએ પણ તે પ્રશ્નને બહુજ સુદર રીતે 'લોચન મનનો રે ઝગડો' એ ગરબીમા રજુ કર્યો છે માનસશાસ્ત્રમા આ પ્રશ્ન એ રીતે ચર્ચાયો છે કે કોઇ પણ ઉર્મિ કે ભાવનાના પ્રકટીકરણનુ કારણ માનસિક વ્યાપાર કે શારીરિક વ્યાપાર હશે? જેમ્સ તથા લેગ નામના માનસ શાસ્ત્રીઓએ શારીરિક વ્યાપારને ભાવનુ કારણ માન્યુ છે. તેઓ કહે છે કે ધારો કે એક માણસ જગલમા જાય છે.

અચાનક તે વાઘને દૂરથી જુએ છે. તે જોતાં પ્રથમ તે દોડવા માંડે છે. એટલે શારીરિક વ્યાપાર કરે છે. અને પછીથી તેના મનમાં ભય અગર ગભરાટ ઉત્પન્ન થાય છે. એટલે ભય નામની લાગણીનું કારણ તેના મત પ્રમાણે શારીરિક વ્યાપાર છે, માનસિક નહિ. તેજ પ્રમાણે અન્ય લાગણીઓ પ્રેમ, ક્રોધ વગેરેની બાબતમાં સમજવું. બીજા માનસ શાસ્ત્રીઓ આ મત સાથે સંમત થતા નથી, તેઓ લાગણીને માનસિક માને છે. મનનો વ્યાપાર એજ તેનું કારણ છે. દયારામભાઈ માનસશાસ્ત્રી નહોતા પણ એ પ્રશ્નને બહુજ ખૂબીથી તેઓ નીચેની ગરબીમાં રજુ કરે છે. પ્રશ્ન એ છે કે પ્રભુમાં પ્રીતિ ઉત્પન્ન થવાનું કારણ મન કે નેત્ર? નેત્રે પ્રભુના સુંદર સ્વરૂપનાં દર્શન કર્યાં; તેથી દૃગ્રુચિને લીધે મનની પ્રીતિ પ્રભુમાં થઈ કે પ્રથમ મનમાં પ્રેમ ઉદ્ભવ્યો તેને લીધે પ્રભુનાં દર્શનની ઝંખના નેત્રો કરે છે? નયનથી દર્શન કરે છે. આ પ્રશ્નનો ઉકેલ કવિ "લોચન મનનો રે ઝઘડો" એ શીર્ષકવાળા કાવ્યમાં આપે છે. મન કહે છે કે ભગવાનમાં પ્રેમ ૩ક્ષ્મ ઉત્પન્ન થાય છે. પ્રીત કરીને પ્રભુના મુખદર્શનનું સુખ મેળવ્યું અને પછી મને તેને ભક્ત બનાવ્યો ત્યારે નયન કહે છે કે 'ના, હે મન પ્રથમ પ્રેમ તો તેંજ કર્યો. હું તો મનનું વાહન છું. તેં પ્રેમ કર્યો તો મને પ્રભુના સુખદર્શનની ઈચ્છા થઈ, એ બન્નેની ચર્ચાનું નિરાકરણ બુદ્ધિ કરે છે. તેણે સમાધાન કર્યું. 'મન લોચનનો પ્રાણ તું, લોચન તું મન કાય.'

રાગ રામગ્રી.

લોચન મનનો રે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનો રે, કે ઝગડો લોચન મનનો.
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ.
નટવર નીરખ્યા નેનં તેં, સુખ આવ્યું તુંજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગાન લગાડી આગ.

સુણ ચક્ષુ હું માગણું, તૂં મ્હારું વાહન;
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠાવના ગયું મન.
ભલું કરાવ્યું મેં તને, સુંદરવર સંજોગ;
મને તજી તૂ નિત મળે, હું રહું દુઃખવિજોગ.

વનમાં વ્હાલાજી કને, હું ય વસૂં છું તેણ;
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન
ર્‌હેન નથી મન કયમ તને, ભેટે સ્યામ શરીર;
દુઃખ મ્હારે જાણે જગત, રાત દિવસ વહે નીર.

મન કહે ધીકું હદે, ધુંત્ર પ્રગટ ત્યાં હોય;
તું તુજને લાગે જે નેન, નેહ થકી તૂં રોય.
એ બેહુ આવ્યા બુધીકને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તૂ, લોચન તૂ મન કાય.
મુખથી સુખ દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રી કૃષ્ણ શું, બેહ વડેથી પ્રીત.

મનને સુખ તો નયનને સુખ, અને મનને દુઃખ તો નયનને દુઃખ. મન અને નયન–માનસિક વ્યાપાર અને શારીરિક વ્યાપાર ઉભય એક બીજા સાથે જોડાયલા છે. પ્રેમ તત્ત્વને પણ એ નિયમ લાગુ પડે છે પ્રેમની લાગણી રતિ રૂપે મનમાં ઉદ્દભવે છે. પણ તે અનુભાવ અને સંચારી ભાવ રૂપે શારીરિક વ્યાપાર અને માનસિક વ્યાપાર રૂપે ઝ્રુગયમાન થાય છે પ્રેમ એ માનસિક લાગણી છે, પણ તે શરીરનેય અસર કરે છે આ છે દયારામભાઈની પ્રેમ તત્ત્વની ફીલસુફી





## પ્રકરણ ૧૧ મુ

### 'ગોપી દયારામ'

ગત પ્રકરણ ઉપરથી સમજાશે કે દયારામભાઈના પ્રેમરસના–પ્રેમભક્તિના–શૃગાર રસના કાવ્યો ગોપી ભાવમાથી ઉદ્ભવ્યા છે અને તે કાવ્યો ગરબીઓના નામથી ઓળખાય છે દયારામની ગરબીઓ દયારામ કાવ્ય સગ્રહમા પ્રસિદ્ધ થયેલી છે તેમ 'કાવ્ય મણિમાલા'મા ૩ અને ૪ થા ભાગમા પણ પ્રસિદ્ધ થયેલા છે એમા ગોપીભાવે કવિ ભગવાન્ કૃષ્ણને માટે 'રતિ' પ્રગટ કરે છે એ રતિભાવની મસ્તીમા કવિના હૃદયમા વિવિધ ભાવો ઉછળે છે કોઈ વખત ભગવાનના શ્રીમુખના દર્શન કરવાનો તલસાટ દેખાડે છે કોઈ વખતે કૃષ્ણની સાથે રીસ કરી નિશ્ચય કરે છે "હવે હુ કૃષ્ણ શ્યામ હોવાથી કોઈ પણ શ્યામ રંગ પાસે જઈશ નહિ" "શ્યામ રંગ સમીપે ન જાઉ" તો મુખથી કહેવાનુ પણ મન શ્યામ રંગ રહી શકતુ નથી કોઈ વખત એ ગોપી કૃષ્ણને નિમત્રણ આપે છે

> આવો ને મારે ઘેર માણવા રંગીરાજ આવો મારે ઘેર માણવા
> પ્રેમરસ પ્યાલો એ પીવાને પાવા જોબન તુરીને પતાણવા"

ગોપી દયારામ' ને ભગવાન્ પ્રેમરસનુ પાન કરાવવા ઇચ્છે છે અને એ પ્રેમરસના આસ્વાદ વગર પોતાનુ યૌવન વહ્યુ જાય એ તેને પસદ નથી કોઈ વખતે પ્રભુને ઉપાલભ આપે છે કે તમે આજે કોની સાથે પ્રેમરસ ભોગવતા હતા?

"રાતલડી કોની સંગે જાગ્યા, ઘાયલ છોજી નેણુ બાણુ કોઈનાં વાગ્યા."

આનો ઉત્તર કૃષ્ણુ આપે છે—

"મર્મના વચન ગો બોલે રે હો માનની, મર્મના વચન ગો બોલે,
મારે તો આ ગોકુળિયામાં, કોઈ નથી તારે તોલે."

અન્ય ગરબીમા ગોપી ઈર્ષ્યા વ્યક્ત કરી કૃષ્ણુને ઉપાલભ આપે છે.

"કઈ સંગે લપટાણા વાલમજી, કઈ સંગે લપટાણા ?"

કૃષ્ણુ પણુ ચતુર છે, તેમને રાધિકાનો પ્રેમ ગુમાવવો નથી, કારણુકે તેઓ રાધિકાને ખૂબ ચાહે છે. એટલે ઉત્તર આપે છે કેઃ—

"તારે પ્રેમે હુ મોહ્યો, રાધિકે તારા સરખો પ્રેમ કદી ના જોયો."

આમ કૃષ્ણુ સમજાવે છે, છતા રાધાનુ રુસણુ છૂટતું નથી. સખી શ્રી સ્વામિનીજીને પૂછે છે.

"શ્યામા તુ તો શીદને રિસાઈ રે, કાંઈ એ કારણ મુજને કહેની."

કૃષ્ણુ લલિતાને રાધા પાસે કારણુ પૂછવા મોકલે છે. રાધા કહે છે 'જોને આ કૃષ્ણુ મને શશીવદની કહે છે તો શુ મારું મોઢુ ચન્દ્ર જેવુ છે? શુ મારા પ્રેમમા વધઘટ થાય છે? મને ચન્દ્રવદના કહીને હલકી પાડી. માટે હુ તો કોઈ પણુ ઉપાયે કૃષ્ણુની પાસે જવાની નથી.' લલિતા કૃષ્ણુને હકીકત જણાવે છે રાધા તો મને એમ કહે છે કેઃ—

"હાવા હુ સખી નહિ બોલુ રે, કદાપિ નન્દકુવરની સાથે,
મુને શશીવદની કહી છે રે, ત્યારની દાઝ લાગી છે મુજને"

લલિતા કૃષ્ણુને કહે છે કેઃ—

"લલિતા કહે શરો સ્વામી રે, હઠીલી હઠ ન ત્યજે હુ હારી,
કહ્યુ એ તો કોઈનુ ન માને રે, આપ મનાવો પોતાની પ્યારી"

કૃષ્ણ–રાધાજીને મનાવવા માટે રાધાનું સ્વરુપ ધારણ કરે છે અને પછી રાધાને પ્રસન્ન કરે છે.

"છૂટયું માન એક રસ થઈ પોઢયા, આનદ ઉર ન સમાયે રે,
કે દમ્પતિની દાસી થવાને, દાસ દયો ગુણ ગાય."

રાધા અને કૃષ્ણના માનભાવની ઘણી ગરબીઓ પણ કવિ લખે છે. કોઈ વખતે હૃદયમાં કૃષ્ણની મનોમન બસીના નાદ સુણે છે અને 'ગોપી દયારામ' પ્રભુને મળવાની તાલાવેલી વ્યક્ત કરે છે.

"વહાલો મારો કુંજમા વાય છે વાંસળી રે લોલ,
નાદે વેધી છે પાસળીઓ મારી રે લોલ;
હું તો સુણતા ભૂલી સહુ ચાતુર્ય રે લોલ,
મળવા થઈ છુ અતિ ચાતુરી રે લોલ."

કોઈ કોઈ વખત કૃષ્ણ ગોપીને યમુનાજીના ઘાટ ઉપર રોકી રાખે છે. એ ભાવથી કવિ ગાય છે કે:—

"શ્રી જમુનાજીના ઘાટમા રે લોલ, રોકી રાખી છે મુને વાટમાં રે લોલ."

કોઈ કોઈ વખતે પ્રભુનો વિરહ સાલે છે અને પ્રભુના મિલન માટે તલસાટ અનુભવે છે. પ્રભુને નિમંત્રણ મોકલે છે.

"માણિગર આવો મારે મહોલે માણીગર આવો,
વહાલા શાને લોચન લલચાવો મારે મહોલે."

પ્રભુ પધારે છે, તે સમયનો આનંદ નીચેની પંક્તિમાં વ્યક્ત કરે છે.

"આવ્યાં વહાલો ફુલી અલબેલી, વહે દુઃખ નાખ્યુ છે રેલી."

ભક્ત જેમ પ્રભુને મલવાને ઉત્સુક હોય છે તેમ પ્રભુ પણ ભક્તને મલવા માટે ઉત્સુક હોય છે. તે ભાવ ઘણી સુદર રીતે નીચેની પંક્તિમાં જણાવ્યો છે.

"હું શું જાણું રે, વહાલે મુજમાં શું દીઠું,
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું."

'ગોપી દયારામ' કહે છે કે મને તો કૃષ્ણના પ્રેમનીજ લગની લાગી છે.

"લાડીલા લાલ બિહારીજી મને લેહ લાગી તમારીજી,
રાજ મોહન જોવુ જોઈને કાળજામા કંઈ કંઈ થાય,
મારા ચિત્તની ચેતવણી મેં મુખડે નવ કહેવાય."

પ્રભુનો પ્રેમ 'ગોપી દયારામ'ને ઘેલી બનાવે છે. એને પ્રભુ માટે ઘેલછા લાગી છે, તેથી કહે છે કે.—

"ઘેલી કીધી છે, ઘેલી કીધી નદલાલા, તેં તો ઘેલી કરી રે,
આ ગીરીધારિ તે તો ઘેલી કરી, કોણ જાણે કે તું મા કામણ છે કે;
તારી છબી છે કામણ ભરી......................"

એક વખત આ ગોપી, કૃષ્ણ ઉપર કોપાયમાન થાય છે અને કૃષ્ણને ચેતવે છે કેઃ—

"નેન નચાવતા નંદના કુંવર, પાધરે પથે જા."

દયારામભાઈની ગરબીઓમા પ્રભુ પ્રત્યેની રતિના વિવિધ ભાવો વ્યક્ત કરવામા આવ્યા છે. પ્રભુના સૌંદર્યનું વર્ણન નીચેની ગરબીઓમા કેટલા થોડા અને ચુનંદા શબ્દોમાં વર્ણવે છે!

૧

શોભા સલુણા શ્યામની, તું જોને સખી, શોભા૦
કોટિ કંદર્પને લજાવે એવું મુખડં, ફીકી પડે છે કળા કામની;
સદ્દગુણસાગર નટવર નાગર, બલિહારી હું એના નામની,
કોટિ આભૂષણનું એરે ભૂષણ, સીમા તે છે એ અભિરામની.
જે ઓળખે તેને તો સાર સર્વનો બીજી વસ્તુ નથી કામની,
અનુપમ એ અલબેલો રસીયો, જીવનમૂળી **દયારામની.**

૨

અલમેલાજી પ્રાણ આધાર રે, તમ પર વારી રે,
તમારે નયને શ્રીનંદકુમાર રે, મોહી વ્રજનારી રે ૧
તમ સંગે રંગીલા લાલ રે, લાગ્યો છે નેડો રે,
નહીં મેલું શ્રીનટવર નંદ રે, કાન તારો છેડો રે. ૨
છોગાવાળા મનોહર છેલ રે, નંદજીના લાલો રે,
ગુણવંતા આવોને મારા ઘેર રે, વ્રજપતિ વહાલા રે ૩
છબી જોઈ અલૌકિક શ્યામ રે, મોહ્યું મન મારું રે,
દયા પ્રીતમના તન મન ધન રે, તમ પર વારું રે ૪

૩

આજ ગઈતી કાલિંદીને તીર રે, ભરવાને પાણી રે,
તીરે ઉભા શ્રી હલધરવીર રે, સારંગ પાણી રે. ૧
શોભે ફૂલડાનો તોરો શીષ રે કસુંબલ રેંટો રે,
ઉભો ડોલરીયો દીલદાર રે, રંગીલો ઓઢયો રેંટો રે ૨
કર્યાં તિલક કેસરના ભાલ રે, ફૂલડાની માલા રે,
વા'લો ચાલે છે હંસગતિ ચાલ રે, લાગે છે રૂપાળા રે ૩
શોભે સર્વે ગોવાલીયાની સાથ રે, ઉભા અલમેલા રે,
જેણે જોયો દયાનો નાથ રે, રસરૂપ રેલો રે ૪

૪

મારા જન્મ સંગાથી જદુરાય રે, ગિરિવર ધારી રે,
ત્હારી મૂર્તિ વસી છે ઉરમાય રે, ન મેલું ઘડી ન્યારી રે ૧
તમ સંગે રંગીલા લાલ રે, બાંધી છે વેલી રે,
હવે હેતે ઝાલ્યો છે મારો હાથ રે, મા દેશો મેલી રે, ૨
મારા પ્રીતમ જીવન પ્રાણ રે, જીવું છું જોઇને રે,
તમ સંગે કરી છે ઓળખાણ રે, લોકલાજ ખોઇને રે. ૩
રસીયાજી મારે ઘેર રાત રે, આવીને રહેજો રે,
દયાપ્રીતમના દીલડાની વાતો, એકાંતે આવી કહેજો રે. ૪

૫

ત્હારી' નવલ છબી નંદલાલ રે, પ્રીતમ પ્યારા રે,
હું તો નિરખીને થઈ છુ નિહાલ રે, જીવન મારા રે. ૧
વહાલા લાગી છે તમશું લગન રે, તે તો ક્યહાં કહીયે રે,
હું નિપટ નિર્લજ અજાણ્ રે, અબલા કેવૈયે રે. ૨
વાલા શોભે સોનેરી પાગ રે, કાનમાં છે મોતી રે,
રઢીયાળા રસીયા નાથ રે, હુ તો નિત્ય નિત્ય જોતી રે. ૩
મારા હૈડાના નાથ હમેશ રે, દર્શન દેજો રે,
દયા પ્રીતમના સ્નેહની રીતે રે, સુખડા દેજો રે ૪

રતિ રસથી છલકાતી દયારામભાઈએ ઘણી ગરબીઓ લખેલી છે અને એ કવિતાનો જોટો શુ સાહિત્યમા અન્યત્ર મળશે નહિ. શબ્દ લાલિત્ય, અર્થની ચારુતા, અને સગીતની માધુરીના કારણે દયારામભાઈની ગરબીઓ ઘણી જાણીતી છે સ્વ નાનાલાલ કવિએ દયારામભાઈ ઉપરના એક જયન્તી વ્યાખ્યાનમા એની સારી પ્રશ સા કરી છે તેઓ લખે છે કે, "'Lyrics' ગોધવા કયા વનવનમા ભટકવુ પડે એમ છે. ગુજરાતની ગરબીઓ સમા લીરીક્સ 'Lyrics' જગતભરમા નથી, આવડે તો લખો. સ્વામીનારાયણના વરાગ્યની ભાષામા એ મધુરપ છે. પણ એ કલ્પનાની ભભક નથી એટલે મધુરપ અદ્‌ભૂત છે પણ ચળકાટ નથી"

સ્વામીનારાયણીની ગરબીઓની મધુરપમા અને પ્રસાદમા કલ્પનાની વીજળીની ભભક પૂરાય એટલે દયારામની ગરબી.

દયારામ એટલે **મીઠપ** અને વિહ્વળતાની ઝડપ. આ તો નાનાલાલભાઈએ ગરબીને એક સાહિત્યના **પ્રકાર** તરીકે ગણી દયારામભાઈની ગરબીઓએ એક કવિની નહિ પણ ગોપી હૃદયની

કૃષ્ણ સાથેની રતિ રસની અનુભૂતિની અભિવ્યક્તિ છે. એ દૃષ્ટિએ આ ગરબીઓનું મૂલ્યાંકન કરવું જોઈએ. વાત સાચી છે કે ગુજરાતના નારી સમાજમા એને અગ્રસ્થાન મલ્યું છે, સંસ્કારી નારીઓનાં કંઠમાં આ ગરબીઓનું સંગીત ગૂંજન કરે છે. પણ તેનું ખરૂં મૂલ્ય એ ગીતના પ્રકાર તરીકે, તેની સંગીત માધુરીને લીધે નહિ પણ દયારામભાઈની ગોપીભાવને લીધે છે. એ ભાવની મસ્તીઓની એ ગરબીઓ છે અને એ મસ્તી એટલે પરમાત્માની સાથેના અલૌકિક પ્રેમની મસ્તી. એ રીતે આ ગરબીઓને સત્કારવામાં જો આવે, અને તેનું રહસ્ય સમજવામાં આવે તો એ ગરબીઓનો આસ્વાદ કરનારાઓનો પોતાના જીવનને અલૌકિક અથવા દિવ્ય બનાવી શકશે. દયારામભાઈએ જેમ પ્રેમભક્તિનાં પ્રાકૃત ગીત ગાયા છે, તેવાં ગુજરાતી સાહિત્યમા નરસિંહ અને મીરાંએ બીજી રીતે ગાયાં છે. પણ દયારામભાઈની ગરબીનો પ્રકાર એ અનોખો છે અને તે એમનુ આગવું સ્વતંત્ર સર્જન છે. સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ પ્રેમાનંદ સખી વગેરેએ આવો "પ્રેમરસ" વર્ણવ્યો છે.

ભૂતકાળમા કેટલાક વિવેચકો દયારામભાઈને અંગ્રેજ કવિ બાયરન સાથે સરખાવે છે. આ રીતે દયારામભાઈની સરખામણી કરવી તે એ વિવેચકોનું દયારામભાઇના ભક્તિતત્ત્વનુ ઘોર અજ્ઞાન બતાવે છે "કયા ગજા ભોજ અને કયા ગાંગો તેલી?" બાયરનની કવિતા એટલે વિષય વાસનાની, કામના વિષયની, સાંસારિક કવિતા છે. ત્યારે દયારામભાઈની કવિતા એટલે, અલૌકિક, દિવ્ય, પ્રભુ પ્રેમની કવિતા છે. દયારામભાઈને બાયરન સાથે સરખાવવા એ દયારામભાઈનું ઘોર અપમાન કરવા બરાબર છે. એક સ્વકીયા નાયિકાને, સામાન્ય નાયિકાની કોટીમાં મૂકીએ, તેના જેવું છે. વળી કેટલાકો કવિ હાફીઝની સાથે દયારામભાઇની ગરબીઓ સરખાવે છે. (દિવાન બહાદુર કૃષ્ણલાલભાઈએ પોતાના વ્યાખ્યાનમાં એ પ્રમાણે સરખામણી કરી છે.), આ સરખામણી પણ બરાબર નથી. દયારામભાઈની કવિતામા શૃંગારરસ છે

તે શૃંગારરસ, લૌકિક રસ જેવો નથી, એ. પાછલા પ્રકરણમાં જણાવ્યું છે. એ બાબતનું પિષ્ટ પેષણ કરવાની જરૂર અહીં નથી. કારણકે આ જીવનચરિત્રને લગતું પુસ્તક છે.

ભક્તિ માર્ગમાં સ્ત્રી ભાવનું પ્રાધાન્ય છે. " હું ભાવ " અને "પુંભાવ" નો ત્યાગ કરવાનો છે. પુરૂષ અને ભકતો એ સ્ત્રીઓ છે. શરણાગતિનો સ્વીકાર થતા સ્ત્રી ભાવથીજ ભક્ત હૃદયમા ભગવાનને પુરુષ રૂપે-કાન્ત રૂપે ધારણ કરે છે. આ ભાવને લીધે ભક્તની વાણી પણ નિર્મળ બને છે, અને સંયોગ તથા વિરહની અવસ્થાનો અનુભવ થાય છે. તેવા ભકતના હૃદયમા ભગવદ્દભાવ ભરપૂર હોય છે. મુખ પર ભગવત્ તેજ ઝળકે છે. કૃતિ પણ ભગવાન્ માટેજ હોય છે. ગોપીભાવ એટલે સ્ત્રી ભાવ અને સ્ત્રી ભાવથીજ ભક્તિ સિદ્ધ થાય છે.

સ્ત્રી ભાવથી જ્યારે જીવન ભગવદ્ ભાવમય થતા વિરહાત્મક કક્ષાએ ભક્ત પહોંચે છે ત્યારેજ ખરો ગોપીભાવ ઉદય પામે છે.
सत्यज्य सर्वैविषयांस्तवपादमूल प्राप्ताः

ગોપી ભાવથી પ્રભુના પ્રત્યક્ષ અનુભવ જેને સાક્ષાત્કાર કહેવામાં આવે છે તેની સ્થિતિ પ્રાપ્ત થાય છે તેવા મહાનુભાવી ભક્ત કવિશ્રી દયારામભાઈના કાવ્યો ગોપીભાવથી ભરપૂર છે. એટલેજ "ગોપી દયારામ" યથાર્થ થાય છે.





## પ્રકરણ ૧૨ મું

### 'વૈરાગ્ય' ના કવિ-દયારામ

ગત પ્રકરણમા દયારામભાઈના ગોપી ભાવથી લખાયેલા કાવ્યોનો નિર્દેશ કરવામા આવ્યો હતો હવે અહીંઆ તેમના વૈરાગ્ય વિષેના કાવ્યોનો નિર્દેશ કરીશુ સામાન્ય રીતે એવી માન્યતા છે કે શૃગાર રસના કવિના કાવ્યોમા વૈરાગ્ય હોયજ નહિ આ લેખક કવિ જીવન પર્યંત અવિવાહિત હોવા છતા સસારમા રહ્યા હતા એમણે સન્યાસનો ભગવો અચળો ઓઢયો નહોતો છતા એમનુ હૃદય વૈરાગ્યથી પૂર્ણ હતું તે માનતા હતા કે વૈરાગ્ય વગર પ્રભુ પ્રત્યે પ્રેમ ભક્તિ સભવી શકેજ નહિ સસારના વિષયોમાથી પ્રેમને ખેચી લઈને પ્રભુ પ્રત્યે તે પ્રેમ વાળવો અને એ પ્રેમની પ્રાપ્તિ માટે ચિત્ત, ઈન્દ્રિયો વગેરેને પ્રભુમા પરોવવા તેનુ નામજ સાચો વૈરાગ્ય છે સાચા વૈરાગ્યમા સસાર પ્રત્યે વિમુખતાની સાથે પ્રભુસમુખતા હોવી જોઈએ સસારના વિષયોને તુચ્છ ગણીને પત્ની પુત્ર સગાસબધીઓ વિત્ત વગેરે ત્યજી દઈને કેવળ ભગવા કપડા પહેરવાથી અગર અન્યત્ર નિવાસ કરવાથી સન્યાસની સિદ્ધિ થતી નથી દયારામભાઈની વૈરાગ્ય વિષેની ભાવના શ્રી વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તને અનુસરીને હતી 'સન્યાસ નિર્ણય' નામના ગ્રથમા શ્રી વલ્લભાચાર્યજીએ જણાવ્યુ છે કે ભગવાનથી જીવાત્માને થયેલ વિરહના અનુભવ માટેજ સન્યાસ છે અને તેજ સન્યાસ પ્રશસનીય છે એ માટે બાહ્ય વેષ અગર તો આડબરની

જરૂર નથી. એ સંન્યાસ, કર્મમાર્ગમાં કે જ્ઞાનમાર્ગમાં શકય નથી, તેમજ સાધનરૂપ ભક્તિમાર્ગમાં તે શકય નથી, એ તો પ્રેમલક્ષણા ભક્તિ માર્ગમાંજ શકય છે. પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત કરવાને માટે **गृहं सर्वात्मना त्याज्यं** એ સિદ્ધાન્ત શ્રીવલ્લભાચાર્યજીનો છે. ગૃહત્યાગ આવશ્યક છે પણ એ ગૃહત્યાગ દેહથી નહિ, પણ મનથી. તે આ કળિયુગમા બહુ દુષ્કર છે.

એમાં બાહ્ય વાતાવરણ તથા અન્ન પણ મનને દુષિત કરે. તેમજ વિરહના અનુભવને માટે એકાન્તતા મળવી મુશ્કેલ છે. આથી શ્રી વલ્લભાચાર્યજીએ એવો આદેશ આપ્યો છે. " **तद् चेद् त्यक्तुं न शक्यते, कृष्णार्थंतद् प्रयुंजीत** " તે એટલે ગૃહ જો ત્યજવાની શક્તિ ન હોય તો તેનો કૃષ્ણ માટે વિનિયોગ કરવો. અર્થાત્ ગૃહસ્થાશ્રમનો વિનિયોગ પ્રભુની સેવા દ્વારા પ્રેમભક્તિનું સુખ મેળવવા માટે છે. શ્રી વલ્લભાચાર્યજીના સંપ્રદાયમા ગૃહસ્થાશ્રમ દ્વારા વૈરાગ્યભાવના કેળવવાની છે, અને વૈરાગ્યનો હેતુ પ્રભુની પ્રેમભક્તિથી સરે છે. ભગવાન્ પ્રેમરૂપ છે. એ સિદ્ધાન્ત શ્રી વલ્લભાચાર્યનો હોવાથી ભગવાનની સૃષ્ટિને પણ જીવાત્માએ પ્રેમથી ચાહવી જોઈએ. આથી પતિ કે પત્ની. સંતતિ તથા સાંસારિક ઈતર સંબંધીઓનો, પ્રભુનો ભક્ત, કદી પણ તિરસ્કાર કરતો નથી. ઉલટું એ બધાને તે ચાહે છે–કારણ કે પત્ની વગેરે સંબંધીઓ પણ પરમાત્માના ચિદંશો છે, અને બાહ્ય જગત્ એ પરમાત્માના સદંશ છે. પરમાત્માએ ક્રીડા કરવાને માટે અનેક રૂપે ચેતન અને જડ સૃષ્ટિ સર્જી છે. સૃષ્ટિનું આદિકારણ એ પ્રેમરૂપ પરમાત્મા છે. તેની માત્રા સર્વત્ર વ્યાપેલી છે આથી પરમાત્માનો સાચો ભક્ત એ પરમાત્માની સૃષ્ટિનો અનાદર કરતો નથી. તેમ તેનો તિરસ્કાર પણ કરતો નથી. એ બધામાં પરમાત્મા છે એમ સમજીને તેમને પ્રેમ [illegible] ચાહે છે, અને એમને સાથે રાખીને પ્રભુ સેવામાં પોતાનું જીવ[illegible] વ્યતીત કરે છે. શ્રીવલ્લભાચાર્યજીએ સેવાને સંન્યાસ માટેનું

સાધન કહ્યું છે. તે સેવા, દેહથી અને વિત્તથી કરતા કરતાં માનસીની સ્થિતિએ પહોંચાય છે. તે ઉત્તમ સેવા છે. એજ સાચો સંન્યાસ છે. અને તેમાં ભક્તને પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. તેમજ પ્રભુ તેને ભજનાનંદનું દાન કરે છે. આ સેવા પણ બે રીતે થાય છે. ખરી રીતે તો અવ્યાવૃત્તિથી સેવા કરવી જોઈએ.

" अव्यावृत्तो भजेत् कृष्णं "–'भक्ति वर्धिनी'–એમ કરવાથી પ્રભુ પ્રત્યેનો પ્રેમ આસક્તિનું સ્વરૂપ પકડે છે. પ્રથમ સ્નેહની દશામા સેવા કરતી વખતે સાંસારિક રાગોનો સંપૂર્ણ નાશ થાય છે. (स्नेहाद् रागविनाशः स्यात्) પછી આસક્તિની દશામા गृहारुचिः એટલે ગૃહાદિ તરફ અરુચિ થાય છે. પછી વ્યસનની અવસ્થા સિદ્ધ થાય છે. " यदा स्यात् व्यसनं कृष्णे कृतार्थः स्यात् तदैव हि. " વ્યસનની અવસ્થા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે તે કૃતાર્થ બને છે અને એ સ્થિતિએ પ્રાપ્ત થયેલાનો 'ઘરમાં રહેવાથી નાશ થાય છે. માટે તેણે ગૃહનો ત્યાગ કરવો અને વૈરાગ્ય ગ્રહણ કરવુ. પણ તેનો હેતુ પ્રભુ પ્રાપ્તિ માટે છે. વૈરાગ્યમાં મન પ્રભુમાં પરોવવાનું છે. (त्यागं कृत्वा यतेत् य. तु तदार्थार्थिकमानस) આ અવસ્થામાં સર્વથી અધિક સુદૃઢ ભક્તિ મેળવવી જોઈએ અને એવી રીતે રહેવુ જોઈએ કે દુઃસંગ કે અન્નદોષ કે બીજા કોઈ દોષો બાધક નીવડે નહિ. જ્યાં પ્રભુના સાચા ભક્તો રહેતા હોય તેમની સાથે જ્યાં પ્રભુ બિરાજતા હોય એવા સ્થાનમાં (કાતો પોતાનું ઘર કે અન્યત્ર) જે દૂર કે નજીક જતા એવી રીતે રહેવુ જોઈએ કે ચિત્ત દૂષિત થાય નહિ, એટલે મન સાંસારિક વિષયો તરફ વળે નહિ. આ માટે જો ત્યા ન બની શકે તો કથામાં આસક્તિ રાખવી. જ્યા ભગવાનના ગુણસેવા થતા હોય ત્યાં હંમેશા જવું અને સત્સંગમા મન પરોવવું. આવી રીતે મૃત્યુ પર્યંત ભક્તિ માર્ગીય આચાર પ્રમાણે વર્તનારનો કદી પણ નાશ થતો નથી. આનું નામ વૈરાગ્ય છે. ઘરમાં જો ભક્તિ માર્ગમાં અન્તરાયો નડે તોજ ઘર છોડી દઈને

એકાન્તમા રહેવુ જોઈએ અને પ્રભુમાં શ્રદ્ધા રાખવી કે ઘરમા કે અરણ્યમા પ્રભુજ રક્ષા કરનાર છે દયારામભાઈનો વૈરાગ્ય એજ અર્થમા વૈરાગ્ય હતો. એમનો વૈરાગ્ય ભક્તિમાર્ગીય હતો. આથી સસારમા અદર રહીને તેમણે સેવાદ્વારા વૈરાગ્ય કેળવ્યો હતો પાકી મરજાદ લીધેલી હોવાથી કોઈ પણ બહારની અસમર્પિત વસ્તુ તે લેતા નહિ બહારની કોઈ પણ વસ્તુ વસ્ત્ર વગેરેનો પણ ભગવાનને અગીકાર કરાવ્યા સિવાય ઉપયોગ કરતા નહિ ફળ, મેવો વગેરે પણ વૈષ્ણવના ઘરના ઠાકોરજીને અગીકાર કરાવેલા હોય તેજ પ્રસાદીરૂપે લેતા પોતે સ્વય પાકી હતા એટલે બીજાના હાથની તૈયાર કરેલી સામગ્રી લેતા નહિ આ એક પ્રકારનો આત્મસયમ હતો એવો આત્મસયમ થોડા સન્યાસીઓમા જોવામા આવે છે આ એક અસિધારા વ્રત છે એટલે તરવારની ધાર ઉપર ચાલવા જેવો કડક વૈરાગ્ય છે એ વૈરાગ્યનુ પાલન આજીવન તેમણે કર્યું હતુ વૈરાગ્ય શબ્દનો અર્થ સસાર તરફનો રાગ હોવો નહિ તે અને ભગવાનને માટે વિશેષ રાગ હોવો તે વિરાગ ઉપરથી વૈરાગ્ય શબ્દ આવ્યા છે તેમા વિ ઉપસર્ગના બે અર્થ થાય છે (૧) અભાવ અને (૨) વિશેષપણુ એટલે અધિક્ય એટલે સસાર તરફ રાગનો અભાવ અને તેજ રાગ પરમાત્મા તરફ વિશેષ હોય તેનુ નામ વૈરાગ્ય જ્ઞાન માર્ગના વૈરાગ્યમા સસાર તરફના રાગનોજ અભાવ છે એટલે ત્યા મનનુ નકારાત્મકજ વલણ રહે છે જ્ઞાન માર્ગમા ઈશ્વરને સાકાર સ્વરૂપે ભજવામા આવતા નથી એમના મતે તો ઈશ્વર નિર્ગુણ અને નિરાકાર છે, એટલે ઈશ્વર પ્રત્ય પ્રેમ ત્યા નથી તે માર્ગમા ભગવાનના રસાત્મક સ્વરૂપની અનુભૂતિનો આનદ નથી એટલે એ અધુરો એકાગી વૈરાગ્ય છે સાચો વૈરાગ્ય એ ભક્તિમાર્ગીય છે. અખા કે ધીરાએ વૈરાગ્યના પદો ગુજરાતી ભાષામા લખેલા છે પણ તે જ્ઞાનમાર્ગીય વૈરાગ્યના પદો છે. દયારામભાઈના વૈરાગ્યના પદો ભક્તિમાર્ગીય વૈરાગ્યના છે

અત્યાર સુધી જે વિવેચકોએ દયારામભાઈની ગરબીઓજ વાંચીને તેમના શૃંગાર રસ વિષે જે ભ્રામક અભિપ્રાય બાંધ્યો છે તે મુજબના એક પક્ષીય, ઉતાવળીઆ અને ઉપરચોટીયો છે. તેમણે દયારામભાઈના જ્ઞાન અને વૈરાગ્યના કાવ્યો ઉપરની દ્રષ્ટિએ વાંચ્યા હોત તો તેમના હાથે દયારામભાઈને અન્યાય થાત નહિ. કવિશ્રી નર્મદાશંકરે કાવ્યસંગ્રહમા દયારામભાઈના પદો પ્રસિદ્ધ કર્યા છે. એ પદો ઉપરથી પણ દયારામભાઈના માનસનો નર્મદાશંકર કવિએ જો અભ્યાસ કર્યો હોત તો 'નર્મ ગદ્ય' મા દયારામભાઈ માટે જે વિધાનો કરેલાં છે તે કરત નહિ, નર્મદાશંકરભાઈ માટે એટલુંજ કહેવું જરૂરી છે કે તેઓ દયારામભાઈની કવિતાના ગ્રાહક હતા; પણ તેમને પુષ્ટિમાર્ગ સામે પૂર્વગ્રહ હતો. દયારામભાઈ પુષ્ટિમાર્ગના કવિ એટલે કે જાણે અજાણે તેમના હાથે અન્યાય થયો છે. તેમણે પોતે જે કંઈ માહિતી મેળવેલી તે કર્ણપરંપરા મેળવેલી. કવિશ્રીની સાથે એમનો મિલાપ થયો નથી. તેમ ડભોઈ કે ચાદોદ જઈને કવિ સંબંધી માહિતી મેળવી હોય એમ જણાતુ નથી. ઉલટું દયારામના મિત્ર ચીમનલાલે નર્મદાશંકરનું લખાણ વાચીને, તેમને ઠપકો આપેલો. નર્મદાશંકરને તેઓ લખે છે.

"તમારૂ નર્મગદ્યનુ પુસ્તક વાંચતા ને મારા અંતરંગ મિત્ર દયારામભાઈનું જીવન વાચતા મને જે અનિવાર્ય ખેદ થાય છે તે દર્શાવી શકતો નથી. એક પરમભક્ત, રસિકજન, ચાતુર્યની મૂર્તિ, એવી કવિની વર્તણુક પર જે કેટલીક ટીકા કરી છે તે જો તમને દયારામભાઈને મળવાનો પ્રસંગ થયો હોત અથવા તો મારી પાસેથી હકીકત સારી રીતે જાણી હોત તો નહિ થાત."

વિશેષ ખેદની વાત તો એ છે કે નર્મદાશંકરે પોતાના સુધારા સંબંધીના વિચારોને પાછળથી બદલેલા અને તે 'ધર્મવિચાર' નામના પુસ્તકમા રજુ કર્યા હતા. તેમા પણ આ બાબત - ઉપર

તેમણે પ્રકાશ નાખ્યો નથી. નર્મદાશંકરે દયારામભાઈને સમજવામાં જે ભૂલ કરી તેને પછીના સાક્ષરોએ સત્ય વસ્તુ તરીકે સ્વીકાર કર્યો અને તેનીજ ભૂલ પછીથી કરવાનું ચાલુ રાખ્યું. આમાં તો વિશેષ આશ્ચર્યની વાત તો એ છે કે સ્વર્ગસ્થ ગોવર્ધનરામભાઈ જેવા રસિક, સંસ્કારમૂર્તિ, સૌજન્યશીલ, સંયમશીલ અને ન્યાયની તુલા સાચવવામા પ્રવીણ, એવા વિદ્વાન્ સાક્ષરને હાથે પણ તેમના 'અક્ષરદેહ' ના અવલોકનમાં ભૂલ થઈ છે. દયારામભાઈના અક્ષરદેહનું અવલોકન કરતા પૃષ્ઠ ૮૦ મા નીચે પ્રમાણે લખે છે.

"જે ઉચ્ચ દષ્ટિથી કવિએ નવધા ભક્તિઓના સ્થૂળ સ્વરૂપની જાળ ભેદી તેમનાં સૂક્ષ્મમર્મ પ્રકાસ્યાં છે તેજ દષ્ટિનો ત્યાગ તે નવધા ભક્તિના શિખરરૂપ પ્રેમ સમાધિના વિષયમા કવિ ઉક્ત ચેષ્ટા પ્રત્યયોને સ્વીકારીને કરતા હોય તો ત કવિને વિષે આપણે એવુંજ કહેવું પડે કે કવિ મહાસાગર તરી જઈ ખાબોચીયામાં ડુબ્યા અથવા He passed from the sublime to the ridiculous." આ ગોવર્ધનભાઈના વિધાન માટે એટલુંજ કહીશું કે તે સત્યથી વેગળું, અને દયારામભાઈના સાહિત્યના પૂર્ણ અવલોકનનો અભાવ અને પુષ્ટિમાર્ગીય ભક્તિના સ્વરૂપનું અજ્ઞાન જણાવે છે. દયારામભાઈના કાવ્યો—જ્ઞાન, વૈરાગ્ય, નવધા ભક્તિ કે પ્રેમ ભક્તિના એ બધા કાવ્યોને એક બીજાથી નિગળાં પાડવાથી દયારામભાઈની વૈરાગ્ય ભાવના સમજી શકાતી નથી. એ બધાં કાવ્યોમા એ કાવ્યોના અર્થમાં એકવાકયતા છે. કૃષ્ણ ભક્તિ એ તેમનો આત્મા છે. પદો વિગેરે કે જેમાં જ્ઞાન અને વૈરાગ્યનો દયારામભાઈએ બોધ આપ્યો છે, તે તો દયારામભાઈની કવિતાનું બાહ્યરૂપ છે. તે તો એની કાયા સમાન છે પણ એનો સાચો આત્મા તો ગરબીઓ છે. જેમ દેહ અને આત્મા ઉભય મળીને જીવન ચાલે છે તેમ જ્ઞાન વૈરાગ્ય સાથે પ્રેમ તત્ત્વ મળે તોજ ભક્તિમય જીવન પ્રાપ્ત થાય છે. દયારામભાઈમાં વૈરાગ્ય

ભાવના હતીજ અને એ ભાવના પ્રભુ ભક્તિના સાધનરૂપે એમણે વ્યક્ત કરી છે કે જેથી કરીને આ સંસાર તેમજ જીવનનો હેતુ સમજી શકાય અને જીવ પોતાના કર્તવ્યના સાચા રાહે પ્રગતિ કરી શકે. અહીંઆં દયારામભાઈનાં થોડાક પદો તેમની વૈરાગ્ય ભાવના સમજવાને માટે રજુ કરીએ છીએ.

૧

તારો અમુલખ અવસર જાય રે, ગોવિંદ ગારે,
ગોવિંદ ગા ગોપાળ ગા, ગોપીજનવલ્લભ ગારે;
જેણે ક્ષણે ક્ષણે હાનિ થાય, ગિરિવરધારી ગારે. ટેક૦
મૂરખ તું સમજે નહીં, આયુષ ઓછું થાય;
જ્યમ સરોવરની માછલી, સમજે નહીં સલિલ સુકાયરે. ગો૦ ૧
તેનું તે ભાસે તુંને, ભોર બપોર શરીર;
વહી જાતું જાણે નહીં, જ્યમ નદીઓ કેરૂં નીર રે. ગો૦ ૨
અમુલખ લટકું લાભનું, ચેત્યા તે પામ્યા પાર;
ચાર દિવસની ચાંદની, જાતાં નહિ લાગે વાર રે. ગો૦ ૩
માયાની મધલાળથી, કોણ ધરાયું તું ધરાશ;
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશે રે. ગો૦ ૪
ઠાલાં થોથાં કૂટતાં, ખુટયું દીપક તેલ;
મનના મનોરથ રહી જશે, ઓચિંતો તૂટી જાશે ખેલ રે. ગો૦ ૫
માયા મેવો મીઠડો, જ્યમ જ્વર માંહે ઘીજ;
હરિ રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજ રે. ગો૦ ૬
વૈભવ તુજને મૂકશે, કે તું મૂકી જાશ;
એ જૂઠા કેરા સંગથી, તું સાચાં ગોથાં ખાશ રે. ગો૦ ૭
પ્રભુ પાખે હે પ્રાણિયા, કયહુ માં પ્રીત કરીશ;
તારૂં દાંકયું અંતર ધીકશે, ટટળીને તલખી મરીશ રે. ગો૦ ૮
અંતે આવી પજ નહિ પળે, જો કરે કોટિ ઉપાય;
વિચાર વિઠ્ઠલ વણ ભજે, વૃથા વહ્યું સહુ જાય રે. ગો૦ ૯

તને લક્ષ વાતની એ જ કહું, મમ ખાઈ માણાપ;
દયા નામ શ્રીકૃષ્ણ થકી, સમને સહુ પરિતાપ રે. એ૦ ૧૦

૨.

હરિ હું શું કહું રે, માગે માયા ન મૂકે કેડો. ટેક૦
કોટિ કલ્પ લગી એણે ભમાવ્યો, ભમુ હજુ નહિ છેડો;
મુજથી ન છૂટે ન આપ છોડાવો, મારો કીયે કાળ નિવેડો. હરિ૦ ૧
સેવા સમરણ કયમ કરૂં, મારો ક્ષણ એ ન છાડે કેડો;
શું ગજું મારૂં જે હું છુટતી અવિદ્યા, કરૂં ચરણકમળમાં નેડો. હરિ૦ ૨
આપ વિના એના સહુ ચેલા, તે કોને કહું દુખ ફેડો;
દાસ તમારી જાય પ્રેરો ત્યાં, પાછી ફરે જ્યારે તેડો. હરિ૦ ૩
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડયો ન ખસેડો;
માયાકાળ અગ્નિથી બળે દયો, કૃષ્ણ કૃપાજળ રેડો. હરિ૦ ૪

૩

સાચું તે સગપણ રે, સમજ મન સ્વામ તણું;
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામ તણું; ટેક૦
માત તાત સુત ભ્રાત ને ભગિની, સગા સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્ર ને જ્ઞાતિ, એમાં તારૂં તે છે નહીં કોઈ,
સગું એ તો સરવે રે, કામ ને દામ તણું. સાચું તે૦ ૧
જનની જનક એમ કર્યાં કેટલા, તે જેટલી ધરી દેહ;
હરેણાદેણીનો સંબંધ છૂટયો, ત્યારે મૂકી ગયા સહુ તેહ,
કોઈએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશરામતણું. સાચું તે૦ ૨
જેની આ હરિવણ હેત ધરીને, કોણ આપે મનુષ અવતાર;
પશુ પક્ષી કેડીને આપ્યો, તને ભજન તણો અધિકાર,
ભજે તેને આપે રે, પદ નિજ ધામ તણું. સાચું તે૦ ૩
અણુ આસક્તિ કયહુ મા ગપ્પીશ; માયા મનથી છોડ;
નિશ્ચિન્ત થઈ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજી શું જોડ,
દયા દિન રજની રે, રટણ કર રામ તણું. સાચું તે૦ ૪

પદ ૧ માં—જીવનનો સદુપયોગ કરવા ભગવાનનાં ગુણગાન ગાવાનો ઉપદેશ કવિશ્રી આપે છે. આ જીવન અનિત્ય છે. જીવનની પ્રત્યેક ક્ષણ જેમ જેમ પસાર થાય છે તેમ તેમ જીવનનો હ્રાસ થતો જાય છે. સરોવરમાં રહેનારી માછલીને ખબર પડતી નથી કે સરોવરનું જળ સૂકાતું જાય છે, અને તેની સાથે તેના પણ જીવનનો અન્ત આવશે. જીવનની ક્ષણો પસાર થતી જાય છે. છતાં મનુષ્ય તો એમજ માને છે, કે તેનો અન્ત આવવાનો નથી. સૂર્ય ઉગે, બપોર થાય, સાંઝે આથમે–પછી રાત્રિ આવે; છતાં આપણને એમ લાગે કે એ બધું સરખું છે. પણ તેમ નથી. સંધ્યા સમયે સૂર્યનો અસ્ત થતાં રાત્રિનો અંધકાર આવવાનોજ છે, તેમ દરરોજ પળે પળે જીવન વહી જાય છે. અને છેવટે તે જીવન બંધ થઈ જશે. નદીઓનાં જળ સુકાઈ જાય તેમ જીવન એટલે ચાર દિવસનું ચાંદરણું. તેનો ચમત્કાર થોડોક વખતજ રહેવાનો. જીવન અનિત્ય છે. વિનાશી છે. એક વખત તેનો અંત આવશે, ત્યારે પોતાની બધી સમૃદ્ધિ, વૈભવ, કીર્તિ, સત્તા, મૂકીને માણસે અહીંથી ચાલ્યા જવાનું છે. એ બાબતનું ભાન મનુષ્યને રહેતું નથી. પણ માયાની મધલાળમાં લોભાય છે. તેનાથી તેને તૃપ્તિ થતી નથી. માયાનાં સુખ તેને 'મીઠા મેવા' જેવું લાગે છે. અગર તાવમાં ઘી જેવું છે. તે પીડાકારી છે. તેમાંથી બચવા પ્રભુના ગુણગાનરૂપ રસાયણનો ઉપયોગ કરવો જોઈએ. બાકી છેલ્લો દિવસ આવવાનો છે. ત્યારે કાંતો સંસારનો વૈભવ તને મૂકી જશે. અગર તારે તેને મૂકવા પડશે.

પદ ૨–માં 'માયા' વિષે કવિ લખે છે. પ્રભુને ઉદ્દેશીને કવિશ્રી કહે છે કે 'હે પ્રભો ! હું શું કરું ? માયા મને સતાવે છે. મને લવલેશ ઝંપવા દેતી નથી. અત્યાર સુધી અનેક જન્મો મારે લેવા પડ્યા, તે માયાને લીધેજ; હજુ કેટલા જન્મો મારે લેવા પડશે તેની મને ખબર પડતી નથી. મારું બળ તેની આગળ ચાલતું નથી. આપ મને તેનાથી મુક્ત કરતા નથી. હવે હું શું કરું ?

માયારૂપી અગ્નિથી હું બળી રહ્યો છું. આપની કૃપારુપી જ
સિંચન કરવામાં આવે તોજ તે અગ્નિ શાન્ત થાય."

પદ–૩ માં કવિ કહે છે કે દુનિયાના તમામ સંબંધો એ
છે. સાચું સગપણ પ્રભુ સાથેનું છે. દુનિયાના કોઈ સગા સંબંધી
કે મિત્રો આપણા નથી. એ બધા કામ અને પૈસાના સંબંધી
છે. સ્વાર્થીઓ છે. જ્યાં સુધી આપણી સાથેના સંબંધમાં તે
કામવાસના અને દ્રવ્યની કામના પૂર્ણ થાય ત્યાંસુધીજ સં
રહે છે. અને જેવી તે કામના પૂર્ણ થઈ કે તુર્તજ તેઓ આપ
સાથેનો સંબન્ધ ફગાવી દે છે. જાણે કે તે આપણને ઓળખ
ન હોય, તેમ આપણી તરફ વર્તે છે. માટે સંબંધ રાખવો તો
સાથેનોજ. તેજ સાચો સંબંધ છે. તે સંબંધ અખંડ રહે
દાસભાવથી પ્રભુનું એકવાર શરણ સ્વીકાર્યું હોય તો પ્રભુ
છોડતા નથી. પોતાનો જાણીને તેને બિરદાવે છે. તેના સુખ દુઃખ
સાથી પોતે બને છે.

નીચેના પદમાં કવિ કહે છે કે આ મનુષ્ય દેહ મોંઘો છે.
ફરીથી મળવાનો નથી. મનુષ્ય દેહરૂપી મણી તને ભગવાનની કૃપ
મળ્યો છે, તો તેને વ્યર્થ ફેંકી ન દેતાં, પ્રભુ ભજનમાં તેનો ઉપ
કરો. બાકી મનુષ્યની સંપત્તિ, વૈભવ કે ડહાપણ કશા ખ
આવતી નથી.

## જીવન નિષ્ફળતા.

પદ.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડયો,
મનુષ્યા દેહરૂપી રે, ખોયો મણિ હાથે ચડયો. ટેક
શું થયું જો સંપત્તિ ઘણી મેળવી, શું થયું મોટ ઘરબાર,
નિશ્ચલ થઈ હરિને ના ભજ્યા, ભુંડા ધિક્ તારો અવતાર,
ધિક્ તારૂં જીવ્યું રે, દૈવે તને શાને ઘડયો. ફુલ્યો

કાળો થઈને દુનિયામાં ફર્યો તું, તેને શું સર્યું તારૂં કાજ?
તું શે ન જાણે જે જાવું પલકમાં, ત્યાં કયમ રહેશે ત્હારી લાજ?
ડહાપણ તારૂં ત્યારે રે, જ્યારે જમને કર ના ચડયો. કુલ્યો૦ ૨

વરણાગીમાં વાટજ ઉડી, જ્યારે નર્ક નિવાસ ઠર્યો;
મિથ્યા જનુની ભારે રે મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો,
માટે જોની જાગી રે, અવસર આવી અડયો. કુલ્યો૦ ૩

સમજ માન્ય મન મારી શિખામણ, મમતા મૂકી પરી;
સ્મરણ કર પરબ્રહ્મ પુરષોત્તમ, રાધાકૃષ્ણ શ્રી હરિ,
દયો ત્યારે જાણે રે, તું સૌથી સરસ નિવડયો. કુલ્યો૦ ૪

નીચેના પદમાં હરિભક્તિ વગરના જીવનની નિષ્ફળતા કેવી અસરકારક રીતે કવિ જણાવે છેઃ—

પદ.

ગર્ભવાસ રાખ્યો રે, કૃપા તને બહુ કરી;
સદા સુખ આપ્યું રે, તેને કેમ ગયો વિસરી. ટેક૦

દશ પંદર સુધી પૂરણ પાળ્યો, પરણાવ્યો બહુ પેર,
તોયે એક ઘડી ઈશ્વર ના ગાયા. મનમાં ન આણી કાંઈ મ્હેર;
વિશે વહ્યો પૂરો રે, હૈયામાં ન લાગ્યો હરિ. ગર્ભ૦ ૧

વરણાગીમાં વાંકો હીંડે છે, પચ્ચીસ થયાં પરમાણ,
છેલાઈમાં તું છાકી ફરે છે, અહંકાર ને અભિમાન;
ત્રીશે મોહ્યો સ્ત્રીને રે, ઘણા ઘણા નેહ ભરી. ગર્ભ૦ ૨

નાત જાતમાં નામજ કાઢ્યું, કુબુદ્ધિ જાત કઠોર;
ધનને કાજે ધૂતતો ફરે છે, જેમ હરાયું ઢોર;
ચાળીશે તું ચાલી રે, છતમાંહિ રહ્યો છકી. ગર્ભ ૩

ઘરધંધામાં ઘેલો ફરે છે, ગાયા નહિ જગપાળ,
પરાક્રમ તાગનો પાર ના આવે, પૂંઠે બહુ થઈ જંજાળ;
પચાસે જઈ પહોંચ્યો રે, ઠેકાણે ન બેઠો ઠરી. ગર્ભ ૪

દયા દાન ને પુણ્ય ન લાવ્યો, જ્ઞાન અને ગરીબાઈ,
અહંકારમાં તું ગયો અફળાતો, લોભ લાલચમાં લેવાઈ;
સાઠે બુદ્ધિ નાઠી રે, તારણ કંઈ ન આવ્યું તરી. ગર્ભ૦

સિત્તેર થયાં ત્યારે શુદ્ધ ના રહી, ભાગ્યો પોતાનો ભાર,
કુટુંબ કબીલો કોઈ નવ માને, તોયે ન મેલે અહંકાર;
સુમારગ ન ચાલ્યો રે, ડગલું નવ મેલ્યુ ડરી. ગર્ભ૦

એંસી થયાં ત્યારે આંખે ન સૂઝે, થરથર ધ્રુજે તારી કાય,
કાયામા કંપવાયુ પ્રગટયો, તોએ ભજન નહિ થાય;
મૂરખ નવ ચેત્યો રે, માયાએ તને લીધો ઘેરી. ગર્ભ૦

ઘરડો થયો ત્યારે ગતજ ભાગી, ગાયા નહીં પરબ્રહ્મ,
દાન પુણ્યનુ નામ ન જાણ્યુ, સમજ્યો નહીં કાંઈ મર્મ;
મારૂં મારૂં કરતો રે, વર્ષ નેવું ગયાં વહી. ગર્ભ૦

કુકર્મના બહુ બંધન છુટવા, આપ્યો મનુષ અવતાર,
સોએ વર્ષે તારી અવધજ આવી, ભર્યો ભુંડાઈનો ભાર;
ભૂલ્યો બાધા ભવમાં રે, ફોગટનો ફેરો ફરી. ગર્ભ૦

ઈશ્વરને અંતર નવ ધાર્યા, જાણ્યા ન જગદાધાર,
અંત્યસમે જ્યારે બાંધીને આણ્યો, પડયો કરશે પોકાર;
દારુણ દુઃખ દેખી રે, રોશે બહુ નયણાં ભરી. ગર્ભ૦

સત્ય પુરુષે સિદ્ધિમાં જોયું, તારૂં પાનું પુસ્તક નિરધાર,
ખાતામાં ઘણી ખોટજ દીઠી, નાખો નરક મોઝાર;
પાપી એ છે પૂરો રે, પૂછો એને ખોટી ખરી. ગર્ભ૦

કાયર થયો ત્યારે કાલાવાલા, કરવા માંડયા અપાર,
હરિ હવે ભજન નવ ચૂકું તારૂં, એકવાર કાઢોને બ્હાર;
દાસ દયારામને રે, હરિ હાથે ઝાલો ફરી. ગર્ભ૦

નીચેના પદમાં કવિ નિર્વેદ અનુભવે છે અને પ્રભુને વિન(તિ)
કરે છે. "અરેરે મેં મારૂં આખું જીવન વ્યર્થ જવા દીધું. પ્રભુ

ભક્તિ થઈ નહીં. હવે મારી મૃત્યુની પળો કેવી જશે ? તે વખતે પ્રભુ મારો ત્યાગ કરશો નહિ."

પદ.

મ્હારે અંત સમય અલબેલા, મુજને મૂકશો માં;
મ્હારા મદનમોહનજી છેલા, અવસર ચૂકશો માં. મા૦ ૧
હરિ હું જેવો તેહેવો તમારો, મુજને મૂકશો મા;
શ્રીગુરુ સોંપ્યો સંબંધ વિચારો, અવસર ચૂકશો માં. મા૦ ૨
મ્હારા દોષકોષ સંભારી, મુજને મૂકશો માં;
શરણાગત વત્સલ ગિરિધારી, અવસર ચૂકશો માં. મા૦ ૩
હરિ મ્હારે ધરમ નથી કોઈ સાધન, મુજને મૂકશો માં;
નથી સતસંગ સ્મરણ આરાધન, અવસર ચૂકશો માં. મા૦ ૪
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો માં;
મ્હારા પ્રાણજીવન પુરુષોત્તમ, અવસર ચૂકશો માં. મા૦ ૫
સમરથ કરુણાસિંધુ શ્રીજી, દયાને મૂકશો માં;
મ્હારે ઓથ નથી કોઈ બીજી, અવસર ચૂકશો માં. મા૦ ૬

નીચેના પદમાં મનની મુસાફર તરીકે કલ્પના કરીને કવિ સર્વેને બોધ આપે છે.

પદ.

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઈ છે ઘણી. ટેક૦
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઈ;
ફરીને આ મારગ મળવો છે નહી, એહેવી તો છે અવળાઈ;
સમજીને ચાલો સુધા રે, ના જોશો ડાબા કે જમણી. મનજી૦ ૧
વચ્ચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બે બેચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહીં ભાર;
મળ્યો છે એક ભેદુ રે, બતાવી ગતિ સહુ તે તણી. મનજી૦ ૨

માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ના કશુ અટકાવ;
આપણો કરતા જોખમ આવે, ને ફાવે દાણીનો દાવ,
એટલા સારૂં રે, ના થાવુ વહોરતનો ધણી. મનજી૦ ૩
જો જો જુગતથકી જાવુ છે, કરજો સંભાળીને કામ,
દાસ દયાને એમ ગમે છે, હવાં જઈએ પોતાને ધામ;
સુઝે છે હાવાં એવું રે, અવધ થઈ છે આપણી. મનજી૦ ૪

નીચેના પદમા કવિ કહે છે સાચા સગા ભગવાનજ છે.

પદ.

સાચા સગા સમરથ ગિરિધર, કોઈ સમે નવ મૂકે;
આફત વેળા સહુ રહે અળગું, કોઈ ન આવે ઢૂકે રે. સાચા૦ ટેક

સહુથી વહાલ ઘણું માતાનું, વેદ પુરાણે વાચ્યું;
ગદે રોગે તેહેનુ હેત પણ, મે દીઠું છે સાંચ્યું રે. સાચા૦ ૧
પુત્ર પિતાનો આત્મા કહાવે, લખ્યું વેદને પાને;
અન્યાય અનળ અતિસેં કરે ત્યારે, તે પણ કર દે કાને રે. સાચા૦ ૨

પુત્રી પુત્ર બેન ને બંધુ, તું જાણે મુજ બેલી;
મારૂં તારૂં તંત કર્યાંથી, તે પણ મૂકે ઠેલી રે. સાચા૦ ૩
સહુથી વહાલી ઘરધણિઆણી, જે માટે સહુ છે !;
પુરુષાર્થ પૈસો ન હોય ત્યારે, તે પણ કરડવામા રે. સાચા૦ ૪

તેમ પત્નીને પતિ પણ સ્વાર્થ, સધે તાહા લગી પાળે;
કદા કુરૂપણી ટળી કામથી, પછે સામું નવ ભાળે રે સાચા૦ ૫
કોઈથી સાચો સ્નેહ હોય, જેનો વિશ્વાસ ન છૂટે,
કુવ્યસન કપટ લોભ દેખાડે ત્યારે, તેહેનુ હેત પણ તૂટે રે. સાચા૦ ૬

જ્ઞાતિ જગજન રાજજનાદી કોઈનુ હેત રખે મન ધારે;
ચોરી હત્યા અન્યાય થાય કદી, સર્વ શ્રુતીઓ મારે રે. સાચા૦ ૭
ધનમાં પણ મન ઘણું ન સાૈં, પરિણામે દુઃખદાતા;
પ્રાણ ખોય કે પ્રેત કરે કદી, કલેશ સુહૃદ પિતુ ભ્રાતા રે. સાચા૦ ૮

એ સર્વે અવસ્થામાં થાય સંગી, વાત કહુ છુ વીતી;
અરે દયા તું તે પ્રભુ મૂકી, શીદ કરે કયહુ પ્રીતિ રે. સાચા૦ ૯

આમ સંસાર તરફ વૈરાગ્ય દેખાડીને જીવનના સાફલ્ય માટે કવિ નીચેના પદમા ભક્તિમાર્ગીય જીવનનો આદર્શ આપે છે.

પદ.

જેનુ ધન્ય ભાગ્ય ભવમા, જેણે વ્રજ મંડળ જોયુ,
જેણે વ્રજરજમા તન રોળ્યુ, તેણે જનમ મરણ ખોયુ. જેનુ ૦ ટેક.
શ્રીવૃંદાવન રાસરમણ સ્થળ, જેણે નયણે નિરખ્યુ,
તેના ભાગ્યમા કેટલુક સુખ છે, તે કોઈએ ન જાય પરખ્યુ. જેણે૦ ૧
શ્રીજમુના જળ સ્નાન પાન સહેજે. તેહેને નૂતન તનુ મળિયુ,
કદાપિ કુત્સિત કર્મ બને તોએ, જમપુરી જાવુ ટળિયુ. જેણે૦ ૨
ચોરાશી કોશની પરિક્રમા કીધી, તેને ચોરાશી નથી ભમવુ;
વન ઉપવન જોઈ આનંદ આવ્યો, તેને હરિ સંગે ઠર્યું રમવુ. જેણે૦ ૩

પ્રભુ પ્રેમમાજ પ્રાપ્તિ જીવનનુ રહસ્ય છૂપાયલુ છે. આ જીવનમા પ્રભુના દર્શન કરવા, તેમાજ તેની ધન્યતા, તેજ સાચો વૈરાગ્ય.

પદ

ગાજે ગાજે રે, ગોવિંદ ગુણ નિત્યે ગાજે. ટેક.
હસ્ત વડે કરજે હરિ સેવા, ચરણે, હરિદરશન ધાજે રે. ગાજે૦ ૧
નેત્રે નિરખે નંદનંદનને, હરિજશરસ શ્રવણને પાજે રે. ગાજે૦ ૨
ઘ્રાણને પુષ્પપ્રસાદી તુળશી, પ્રભુનો પ્રસાદ સાધુસંગે ખાજે રે ગાજે૦ ૩
નમન કરે શિર હરિહરિજનને, તીર્થના તીર્થમા નિત ન્હાજે રે. ગાજે૦ ૪
મન મધુનત પદકમળે ગળે, દાસદાસ હરિનો થાજે રે. ગાજે૦ ૫
સત સંગ વિના પલક એ શ માં, દુષ્ટ સંગથકી દૂર જાજે રે. ગાજે૦ ૬
દેહધારી સહુપર દયા રાખી, હરિ ગુરુ હરિજનસમ રહાજે રે ગાજે૦ ૭
સાચો સ્નેહ રાખ કૃષ્ણ સાથે, છળકરીને વિશ્વને મા વ્હાજે રે. ગાજે૦ ૮
દયો કહે જો એ સધી આવે તો, વણશ્રમે વૈકુંઠ જાજે રે. ગાજે૦ ૯

હવે નીચેનું પદ અવલોકો. કવિ પોતાના મનને રખડતા ઢોર સાથે સરખાવે છે. ગીતા મનને ચંચલ કહે છે, કવિએ તે વિચારને કેવી સરસ કલ્પનાથી રજુ કર્યો છે. મન પ્રભુને સોંપાય તોજ તે વશ થાય છે.

મ્હારૂં ઢણકતું ઢોર ઢણકે છે સહુ નગ્રમાં, સીમખેતર ખળું કાંઈ ન મૂકે;
ના જાવું જાય ત્યાંહાં ના ખાવું ખાય તે, રખડવું નિત્ય તેહેમાં ન ચૂકે.
મ્હારૂં૦ ટેક.

વાળી લાવું ઘેર ને ગોતું માંડું ગળ્યું, લીલું નીરૂંછ પણ તે ન સુંઘે;
કોહેલાં રાડાંઓ ઘાસ કયહું કુસકા, માર ખાઇને પણ તેજ ઢુંગે.
મ્હારૂં૦ ૧

હેડલો હોડેરડો મ્હારો માન્યો નહીં, થયું હરાયુ હાવાં હું તો હાર્યો;
વશ મ્હારે નથી તદપિ મ્હારૂં કહાવ્યું માટે, રહું છું ભયભીત ચિંતાનો
માર્યો. મ્હારૂં૦ ૨

**હે ગુરૂગોપાળ મેં અરપ્યુંએ આપને, વશ કરી રાખો**
**નિજપાસ માગું;**
**સાધુપણું શીખવી વૃંદાવન ચારજો, કલેવ મ્હારા ટળે**
**પાય લાગું.** મ્હારૂં૦ ૩

જીવનની ધન્યતા પ્રભુ પ્રાપ્તિમાં છે એ વિચાર એમના અનેક પદોમાં વારંવાર વ્યક્ત થાય છે. સાંસારિક વિષયોમાંથી રાગ જતો રહે અને તે પ્રભુ તરફ વળે અને પ્રભુ પ્રાપ્તિ થાય તે માટે મનથી દૃઢ સંકલ્પ થવો જોઈએ. કારણ કે પ્રભુ ભક્તાના દૃઢ સંકલ્પમાં રહે છે. એનું વર્ણન કેવી સરસ રીતે નીચેના પદમાં કહ્યું છે, તે સમજવાથી, દયારામભાઈની ભક્તિના ઉચ્ચ આદર્શનો પણ ખ્યાલ આવશે. 'આમાં એક રૂપક યોજ્યું' છે. સત્સંગ નામના દેશમાં, ભક્તિ નગરમાં આવેલી પ્રેમની પોળમાં, પ્રભુનો નિશ્ચયનો મહેલ આવેલો છે. પ્રેમની પોળમાં પ્રથમ પ્રવેશ કર્યા પછી, તે મહેલની અંદર જતાં પહેલાં વિરહતાપરૂપી પોળીઆઓને મળવું જોઈએ.

(વિરહ તાપનો અનુભવ કરવો જોઈએ) પછી સેવાની સીડી ઉપર ચઢવું. (સેવા કરવી) અને મહેલની અંદરના ભાગમાં જ્યાં પ્રભુ બિરાજે છે ત્યાં જવું. ત્યાં દીનતાના પાત્રમાં મનરૂપી મણિ મૂકીને પ્રભુને ભેટ કરવી. (મનને પ્રભુમય તન્મય બનાવવું) 'હું' ભાવ અને 'પું ભાવ'નું નોછાવર કરવું. (પુંભાવ એટલે પોતે પુરુષ છે એ ભાવ) આમ કરવાથી પ્રભુરૂપી વર પ્રાપ્ત થાય છે. પણ આ બધાનું કારણ પ્રભુની ઇચ્છા છે. તેમની ઇચ્છા હોય તોજ નિશ્ચયના મહેલમાં પ્રવેશ કરવાનું ભાગ્ય ફળે. તે પ્રભુની કૃપા મેળવવા પ્રભુ કહે છે કે શ્રીવલ્લભાચાર્યનું શરણ સ્વીકારવું.

### પ્રભુનો મહેલ

નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો, વસે વ્રજલાડીલો રે,
જોરે જાયે તે ઝાંખી પામે જીરે;
ભૂલા ભમે તે બીજા સદનમાં શોધિરે, હરિ ના મળે એકે ઠામે રે.
સત્સંગ દેશમાં ભક્તિ નગર છેરે, પ્રેમની પોળ પૂછી જાજો રે;
વિરહતાપ પોળીઆને મળી મહેલે પેસજોરે, સેવા સીડી ચડી ભેગા થાજો રે.
દીનતા પાત્રમાં મનમણિ મૂકીને, ભેટ ભગવંતજીને કરજો રે;
હુંભાવ પુંભાવ નોછાવર કરીનેરે, શ્રીગિરિધર વર તમો વરજો રે.
એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે, કૃપા વિના સિદ્ધિ ન થાયે રે;
શ્રીવલ્લભશરણ થકી સહુ પડે સહેલું રે, દૈવી જન પ્રતિ દયો ગાયરે.

"વૈરાગ્ય ભાવના" કવિ હૃદયમાં સતત હોવાથી સાંસારિક બાબતોથી અલગ રહેતા નહોતા. જ્ઞાતિના સામાજીક પ્રસંગોમાં પણ હાજરી આપતા. કવિશ્રીનાં આખ્યાનોમાં તે વખતના સામાજિક જીવનનું પ્રતિબિમ્બ જોવામાં આવે છે. 'શ્રી રુકિમણી વિવાહ' 'શ્રી સત્યભામા વિવાહ' 'નાગ્નજીતી વિવાહ' 'અષ્ટપટરાણી વિવાહ' રુકિમણી સીમંત, 'કુંવરબાઈનું મામેરું' 'શ્રીકૃષ્ણ ઉપવીત', 'મીરાં ચરિત્ર', 'પંદર તીથિઓ', 'રાધાજીનો વિવાહ ખેલ', 'વ્હાલાજીના મહિના',-'પારણું', 'રાધિકાજીનું સ્વપ્ન', રાધાજીનાં વખાણ-વગેરે કાવ્યોનાં વિષય સાંસારિક છે. છતા કવિએ ભાગવતના આધારે,

તેને કૃષ્ણના રુકિમણી, સત્યભામા, તથા નાગ્નજીતી સાથેના વિવાહનાં, કાવ્યોમાં કન્યાના લગ્ન માટે કુટુંબના વડીલોની ચિન્તા, વિવાહવિધિ, વરરાજાનો જાનૈયા સાથેનો વરઘોડો, તે જોવાની જનતાની જીજ્ઞાસા, પીઠી ચોળવી, વરઘોડા સાથે વાજાં વગાડવાં, કંસુવો પીરસવો, પોંખવાની વિધિ, ઈંડીપીંડીથી ઓવારણાં લેવાં, સાસુથી વરરાજાનું નાક તાણવાની રુઢિ, કન્યાના શણગાર, કન્યાદાનની વિધિ, જ્ઞાતિના ભોજનમાં પીરસાતી જૂદી જૂદી વાનગીઓ, પહેરામણીની રીત, કન્યાને વરને ત્યાં વળાવતી વખતની વિધિ, દોરડાં છોડવાં, વહુનું મોં જોવું વગેરેનું વર્ણન ઘણી રસિક રીતે કવિએ કરેલું છે. સ્ત્રીઓમા લગ્ન પ્રસંગે ફટાણાં ગાવાનો રિવાજ હતો, તે તરફ કવિને નફરત હતી. તેથી તેમણે બહેનોને માટે 'વિવાહ' વિષેનાં આખ્યાનો લખ્યાં હતાં. તે બહેનોમાં બહુજ પ્રચલિત થયાં. કવિ પોતેજ આ આખ્યાનો ગાઈ બતાવતા. ડભોઈના લગ્ન ઉત્સવોમાં તે વખતે આ વિવાહ વિષેનાં આખ્યાનોજ સંસ્કારી વર્ગમા ગવાતાં. લગ્ન જેવોજ સીમન્તનો પ્રસંગ હિન્દુ સમાજમાં વિધિ પૂર્વક ઉજવાય છે. તે પ્રસંગને લગતાં પણ તેમણે કાવ્યો લખ્યાં છે. તેમાં સીમન્ત પ્રસંગની વિધિ વર્ણવી છે. પણ આ કૃષ્ણના–પરમાત્માના સંબંધથીજ, સાંસારિક ભાવથી નહિ.

હરખ સીમંતનો આવિયોરે. કદલી સ્થંભ તોરણ બાંધ્યાં બાર,
આનંદ મારે અતિ ઘણોરે.

તે પ્રસંગે સ્ત્રીને પીઠી ચોળવામાં આવે છે. એને 'ઘેણ' કહેવામા આવે છે.

પીઠી ચોળી ઘેણને નવરાવિયાં રે,
વસ્ત્રાભૂષણ ધરિયા શુભ શણગાર;
ભુસહિયો ઘેણના ખોળામાં બેસતો,
ભુસહિયો અભિમન્યુ આવી ખોળે બેઠો રે.
કુમકુમ કર પીળી ભુસડ થાળી,

સીમન્ત વખતે પિયેરિઆં તરફથી મામેરું ભરવામાં આવે, તેનું વર્ણન કવિએ કુંવરબાઈના મામેરામાં કર્યું છે. બાળકને પારણામાં

સૂવાડતી વખતે, હાલરડા ગાવાનો રિવાજ બહુજ પ્રચલિત છે. 'કવિએ માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે' એ કાવ્યમા, કૃષ્ણ પારણામા સૂતા છે અને માતા ઝૂલાવે છે, તે વખતે ગોપીઓ ત્યા આવે છે, અને તેમનો હર્ષ માતો નથી

માતા જશોદા ઝૂલાવે પુત્ર પારણે,
ઝૂલે લાડકડા પુરુષોત્તમ આનદ ભેર,
હરખી નીરખીને ગોપીજન જાયે વારણે,
અતિ આનદ શ્રી નંદાજીને ઘેર. માતા૦ ૧
હરિના મુખડા ઉપર વારૂ કોટિક ચદ્રમા,
પકજ લોચન સુદર વિશાળ કપોળ,
દીપક શિખા સરખી દીપે નિર્મળ નાસિકા,
કોમળ અધર અરુણ છે રાતા ઓળ ૨

માતા પારણુ ઝૂલાવતા ગાય છે —

મારા કહાનાની સમાણી કન્યા લાવશુ,
મારા લાલને પરણાવીશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઈ ઘોડે બેસશે,
મારો કહાનો કરશે સદાય લીલા લ્હેર

માતાના તો ઓરીઆ એજ હોય, કે બાળક મોટો થાય તેને લાયક કન્યા મળે, મોટે ઘેર તેનુ લગ્ન થાય, અને સદાય લીલા લ્હેર કરે એમ આ કાવ્યમા માતાના ભાવને પણ આબેહૂબ વ્યક્ત કરેલ છે.

કન્યાઓને નાની વયમા પરણવાના કોડ થાય છે, તે ભાવ શ્રી રાધિકાજીના સ્વપ્નમા વ્યક્ત કરેલ છે રાધાને આવેલુ સ્વપ્ન માતાને કહી બતલાવે છે

"માતાજીરે આજ આનદ મારે અ ગે રે, શ્રીકૃષ્ણ પરણ્યા મારી સ ગેરે"

આવા અનેક કાવ્યો સાસારિક વિષયોને લગતા પણ કવિએ લખ્યા છે. તેથી તે 'લોકકવિ' પણ હતા સમાજ કૃષ્ણભક્તિ તરફ વળે તેજ તેમનો ઉદ્દેશ હતો.





# પ્રકરણ ૧૩ મું

## જીવન પરાગ

દયારામભાઈની જીવન દૃષ્ટિ કેવા પ્રકારની હતી તેનો ખ્યાલ પાછલા પ્રકરણો ઉપરથી આવી શકશે સાહિત્યકારો કે લેખકો તેમના સાહિત્યની અંદર જે આદર્શો કે ભાવનાઓ રજુ કરે છે, તે આદર્શો કે ભાવના પ્રમાણે તેમનું જીવન હોય એવું સર્વથા બનતું નથી જીવનની વાસ્તવિકતામાંથી તેમની ભાવનાઓ દૂર ને દૂર સરકી જાય છે પણ ભક્ત કવિઓના જીવન તેમની ભાવના પ્રમાણેજ હોય છે તેમના કાર્યો એમના જીવનનું પ્રતિબિંબ પાડે છે તેમના હૃદયનો કાવ્ય અરીસો છે જેટલો અરીસો શુદ્ધ હોય એટલું જ પ્રતિબિંબ ચોકખું હોય છે દયારામભાઈને બાલ્યાવસ્થાથીજ માતાપિતાના શુદ્ધ સંસ્કારો મળ્યા હતા વળી તેમની આજુબાજુ ભક્તિમાર્ગનું વાતાવરણ હતું રેવા નદીના તટ ઉપરના તીર્થધામનું શાંતિમય અને આધ્યાત્મિક વાતાવરણ તથા કિનારા ઉપરની સૌમ્ય રમણીય અને આહ્લાદક ઈશ્વરના સ્વરૂપનો પ્રત્યેકપળે ભાન કરાવનારી પ્રકૃતિની પ્રેરણાનો પણ લાભ તેમને ઠીક ઠીક મળ્યો હતો તે બધા તત્વોએ એમના ભાવિ જીવનના ઘડતરમાં અસર કરી છે

કોઈ પણ મનુષ્ય ગમે તેવી મહાન્ વ્યક્તિ હોય પણ એને જીવનનું મૂલ્યાંકન તેના ગુણોથીજ કરવામાં આવે છે તે મનુષ્યનું સામાજીક ચારિત્ર્ય અગર વર્તન, એ તેની મોટી કસોટી છે સમાજમાં રહેનારો કોઈ પણ વ્યક્તિનું વર્તન સમાજ જીવનને

અનુરુપ હોવું જોઈએ. તેમ સુસંસ્કારોથી સમૃદ્ધ અને બીજાઓને અનુકરણીય તેમજ આકર્ષક હોવુ જોઈએ. સામાજીક જીવન એટલે વ્યક્તિઓ વ્યક્તિઓ વચ્ચેનો મીઠો સંબંધ. ગમે તો એ વ્યક્તિ સાંસારિક જીવન જીવતો હોય કે આધ્યાત્મિક, પણ તેનો સમાજમાં અન્ય વ્યક્તિઓ સાથે સ્નેહ ભર્યો વર્તાવ હોવો જોઈએ. તોજ તે સમાજમાં પ્રેમ અને માનને પાત્ર બને છે. અને તેનો પ્રભાવ અન્ય ઉપર પણ પડે છે. મનુષ્યમા ગમે તેટલી બુદ્ધિ ચાતુર્ય હોય, વાક્‌પટુત્વ હોય, કાર્ય કરવાની ઉંચી શક્તિ હોય, કોઇ પણ પ્રશ્નનો વ્યવહારિક રીતે ઉકેલ કરવાની કળા તેણે પ્રાપ્ત કરી હોય, છતાં જો પોતાના હૃદયના ગુણુ જેવા કે વિનય, ક્ષમા, ઉદારતાથી જો તે બીજાઓને આકર્ષી શકતો ન હોય, અગર સમાજમાં બધાઓની સાથે પ્રેમનો સંબંધ રાખી શકતો ન હોય, તો સમાજમાં મહાન્ વ્યક્તિ તરીકે જે કીર્તિને પ્રાપ્ત કરે છે અગર સ્થાન મેળવે છે, તે અલ્પજીવી હોય છે. એના મરણ પછી તે લોકસ્મૃતિમાંથી વીસરાઈ જાય છે. સાચા સંતો કે ભક્તો કે પયગબરોના નામ ઈતિહાસનાં પાનામા દીર્ઘકાળ પર્યંત સુવર્ણાંકિત રહે છે અને જે સંસાર સાગરના યાત્રીઓની જેમ જીવન નૌકાઓ તોફાનોમાં અટવાઈ જવાના ભયવાળા છે, તેમને માટ તેઓ દીવાદાંડી સમાન હોય છે. જગતની તવારીખમા આવા ઘણાય મહાન્ પુરષો થઈ ગયા છે. તેઓ કેવળ તેમના ગુણોથીજ અમર બન્યા છે. આપણા દયારામભાઈની ગણના પણ એક મહાન્ પુરુષ તરીકે આપણે ગણીએ છીએ.

દયારામભાઈ ગુજરાતની જૂની પેઢીના મહાન્ કવિ હતા. એટલુંજ નહિ પણ તે મહાન્ ભક્ત હતા. સાથે સાથે સંસારીઓને માટે જીવનનું દર્શન કરાવનાર, વ્યવહાર અને નીતિ બતાવનાર, તેમની મુશ્કેલીઓમાં આશ્વાસન આપનાર, અને જેમને તમામ વર્ગના પુરષો અને સ્ત્રીઓ, નાનાંઓ તથા મોટેરાંઓ,

ઘણા પ્રેમથી ચાહતા હતા અને માન આપતા હતા એવા એ પ્રાતઃસ્મરણીય અને વિભૂતિ રૂપ હતા એમણે પોતાના ગુણોથી એમના સંપર્કમાં આવનાર ઘણાઓને પોતાના તરફ તેમણે આકર્ષ્યા છે. તેમના સુખ દુઃખમા રસ લીધો છે. તેમની વ્યવહારિક ગુચો પણ ઉકેલવામા માર્ગદર્શન આપ્યુ છે. અનેક વિધવાઓના અશ્રુઓને લુછ્યા છે પતિતોના જીવનો અજવાળ્યા છે. કેટલાક કથિર જેવા જીવોને સુવર્ણરૂપ બનાવ્યા છે. કેટલાકના ઉજ્જડ વેરાન જેવા ગૃહજીવનને રસ સમૃદ્ધ બનાવી, સુંદર પુષ્પોથી મઘમઘતી વાટિકાઓ બનાવી છે. પોતે ભક્ત, હોવા છતા સાસારિક બાબતોમા રસ લેતા. તે અંગત સ્વાર્થ માટે નહિ પણ બીજાઓના દુઃખીયારા જીવનને સુખી બનાવવાને માટે; સમાજને કલ્યાણના માર્ગ તરફ દોરવાને માટે.

એમનુ મોટા ભાગનુ જીવન પ્રાત.કાળમા સેવામા પસાર થતુ. બપોરના સમયે ગ્રન્થો વાચવા, નવા કાવ્યો સર્જવા અને જેઓ એમની પાસે શંકાઓ લઈને આવે એના યોગ્ય ખુલાસાઓ કરતા અગર તો દોરવણી આપતા. સાયંકાળ પછી રાત્રિના સમયે પોતાને ત્યા સત્સંગ મંડળીમા ભજન કીર્તન કરતા અને ઉપદેશ આપતા. આમ સામાન્ય રીતની નિત્ય ચર્ચા થતી હતી. સમાજની એક વ્યક્તિ તરીકે પણ પોતાને ફરજ બજાવવાની છે એ વાત ભક્ત હોવા છતા ભૂલ્યા નહોતા. પોતાની જ્ઞાતિમાં કે ગામમાં કોઈ ઝગડાઓ થાય કે કુસંપો હોય કે સંઘર્ષણો થાય તે તેમને પસંદ નહોતું. એમને પ્રેમ અને શાન્તિવાળું જીવન જીવી શકાય એવુ જ વાતાવરણ ગમતું અને એવું વાતાવરણ પોતાના ચારિત્ર્યથી તેમણે ઉત્પન્ન કર્યું હતુ. દયારામભાઈ એટલે પ્રેમની મૂર્તિ. ઈશ્વરી પ્રેમ કે માનવ પ્રેમ, ઉભય પ્રકારનો પ્રેમ એમનાં નયનોમા ઝળકતો હતો. એમની વાણીમાથી માધુર્ય ઝરતું હતું. એમના પગલે પગલે સભ્યતાની સુવાસ ફેલાતી હતી. એમનું પ્રત્યેક વર્તન કે કાર્ય

મનોહર હતુ. તેઓ ભગવદ્‌ગીતામા વર્ણવેલા દૈવી ગુણોથી સુશોભિત હતા એટલે દયારામ આદર્શ ભક્ત હતા. એટલુજ નહિ પણ આદર્શ માનવ હતા.

એમને આદર્શ માનવ કહેવાનો અર્થ એટલોજ છે કે તેમણે મન અને વાણીથી તેમના સપર્કમા આવનાર બધાને પ્રેમનુ અમૃત પાયુ છે તેમની વણસતી કે કરમાઈ જતી જીવન વલ્લરીઓને પ્રેમ ચિન્તનથી પ્રફુલ અને નવકુસુમ પલ્લવિત કરી છે જો કે તેમણે જગતના પયગમ્બરોની માફક કે રાજનીતિજ્ઞ પુરુષોની માફક કે સમાજ સુધારકોની માફક સમાજના કાર્યમા સક્રિય ભાગ લીધો નથી પણ એમણે માર્ગદર્શક તરીકે અગર ભોમિયા તરીકે ભૂલા પડેલાઓને માર્ગનુ દિશા સૂચન કર્યું છે. સાચા ભકતો સાસારિક બાબતોમા પડતાજ નથી અને તે બરાબર છે. તેમના જીવનનુ ધ્યેય પ્રભુ પ્રાપ્તિ હોય છે. સાસારિક કાર્યોમા જીવનની શક્તિ વેડફી દેનાર તે ધ્યેય પ્રાપ્ત કરી શકે નહિ. દયારામભાઈનુ જીવનધ્યેય પ્રભુ પ્રાપ્તિ છે એટલે એમનો મુખ્ય જીવન પ્રકાર ભકત તરીકે હતો પોતાનાઆધિદૈવિક જીવનને વ્યવહારિક જીવનમાથી વિકસાવવાનુ હતુ. પંકજ કાદવમા જન્મે છે એટલે કાદવમાથી જન્મ પામ્યા છતા તે સાચુ કમળ બને છે અને તે પોતાના ગુણોથી બધાને આકર્ષે છે તેમનુ જીવન, જેમ પકજ જલથી અલિપ્ત રહે તેમ, સસારમા તેમનો જન્મ થયો અને તેમાજ તેમના જીવનના ઉછેર અને વૃદ્ધિ થયા છતા, તેઓ સંસારથી અલિપ્ત હતા

" સસારમા સગ્ગો રહે અને મન મારી પાસ "

એ ઉક્તિનુ યથાર્થ પાલન તેમણે કર્યું હતુ. અર્થાત્ સસારમા રહેવા છતા તે સસારથી પર હતા.

સસારથી પર હોવા છતા તેઓ એકલવાયા કે સ્વાર્થી નહોતા. સંન્યાસીઓની માફક જન મેદનીથી ડરતા ન હતા. પ્રભુ પ્રેમની સાથે માનવ પ્રેમ પણ તે ધરાવતા. તેમણે સાસારિક સુખ

શોધ્યુ નથી કીર્તિની અપેક્ષા કરી નથી અયાચક વ્રત જીવનભર આદર્યું હતુ અપરિગ્રહ અને સતોષ એ એમનો જીવનમંત્ર હતો 'ચિત્ત તુ શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવુ હોય તે કર," આ શ્રદ્ધા છતા વિત્ત એમને ચરણે આવીને પડતુ અને કીર્તિ સામેથી વરમાળા તેમને પહેરાવતી છતા, એ નથી વિત્ત કે કીર્તિથી મોહાયા તેમને નહોતી વિત્તૈષણા કે નહોતી સાસારિક કામના નહોતો જોઈતો એમને મોક્ષ એમને તો પ્રભુના પ્રેમરસનુ પાન કરવુ હતુ અને બીજાઓને કરાવવુ હતુ એ સુખ ઇચ્છતા હતા પણ તે સાસારિકોનુ સુખ નહિ સાસારિકોનુ સુખ તો મરીચિકા જલથી તૃષા છીપાવવા સમાન છે એ ખરુ જલજ નથી પણ જલાભાસ છે તૃષાતુર મૃગલાઓ દૂરથી મૃગજલને જોઈને તે તરફ દોડી જાય છે પણ આખરે તેઓ છેતરાય છે અને પાણી વગર તરફડીને મરી જાય છે સસારીઓ એ સુખ ને અર્થપ્રાપ્તિ, કીર્તિ, સત્તા કે વૈભવમા શોધે છે એ સુખ મેળવવા સોના જેવી કીમતી ધાતુનો સગ્રહ કરે છે ભવ્ય મહેલો જેવા નિવાસ સ્થાનો બાધે છે અને અપ્સરાઓ જેવી સુન્દરીઓના મોહ પાછળ ગાડાતુર થઈ જાય છે એ છે સસારીઓનુ કહેવાતુ સુખ તે પણ કેવુ ? ઝાકળની માફક અગર જલમા ઉત્પન્ન થતા બુદ્બુદોની માફક ક્ષણવારમા ઉડી જાય તેવુ તે તો છે વર્ષા ઋતુમા થોડો સમય મનને રજન કરનારા મેઘધનુષ્યોના રગો જેવુ તે રગો જોત જોતામા અદૃશ્ય થઈ જાય છે આવા સુખમા નથી હૃદયનો આનદ કે આત્માની શાન્તિ આ જીવનનુ રહસ્ય દયારામભાઈને ઈશ્વરકૃપાથી જીવનની બાલ્યાવસ્થામાંથીજ સમજાયેલુ અને તેથી એમણે જીવનભર તે પ્રમાણે આચર્યું સતોષ આત્મસયમ અને પ્રભુ શ્રદ્ધા એમણે કેળવ્યા હતા જીવનની કોઈપણ ગુચ પ્રભુ શ્રદ્ધાથી ઉકલી જાય છે એમ તે હૃદયપૂર્વક માનતા

દયારામભાઈ વ્યવહાર કુશળ પણ હતા તમામ વ્યવહાર પણ પોતે કરતા અને તમામને સતોષ આપતા જ્ઞાતિના ઝગડાઓ પણ

પતાવતા એમણે 'ચેતવણી' નામના કાવ્યમા મનુષ્યે સસાર વહેવારમા કેમ વર્તવુ એ જણાવ્યુ છે એમા જે આચાર દર્શાવ્યો છે તેજ તેમના જીવનનો આચાર હતો સિદ્ધાંતસાર કાવ્યમા નીચેની પક્તિઓમા પોતે કેવા વહેવાર કુશળ હતા તે સમજાવે છે સસાર વહેવારના કાર્યો કરવા પણ સમાજમા ટીકાને પાત્ર ન થવાય અને જે રુઢી અને આચાર સમાજે નક્કી કર્યા છે તે પ્રમાણે વર્તવુ જોઈએ એમ તેઓ જણાવે છે

> "નિસ્વાર્થ માટે દુર્બળને દુઃખ આપે છે જેહજી,
> અન્યાય અધર્મે પ્રાપ્ત કરેલુ અનર્થ મૂલક જેહજી,
> દેવ બ્રાહ્મણના વૃત્યર્થે અર્પેલી સહુ વસાજી,
> દાન કરેની વસ્તુ ઉપર સ્ટ્રી ન કરવો હસ્તજી,
> કન્યાદાન સાલકૃત દેવુ સુપાત્ર કરવો જમાઈજી,
> કેવળ કુળ કે દ્રવ્ય જોઈને કરવી નહિ સગાઈજી;
> ગોદાન સત્પાત્રને કરવુ ધરા શક્તિવત એગ્જી,
> સપત્તિ અનુસારે સેવા કરવી ભુલવુ ન કદિ નેકજી

આમા પોતે જણાવે છે કે પોતાના અગત સ્વાર્થને માટે નબળાઓને દુભાવવા નહિ અને અન્યાય તથા અધર્મથી કોઈ પણ વસ્તુ મેળવવાની ઇચ્છા કરવી નહિ વળી જે દ્રવ્ય ધર્મ નિમિત્તે અલગ કાઢેલુ છે તેના ઉપર પોતાનો અધિકાર રાખવો નહિ, તેમ પોતા માટે તેનો ઉપભોગ કરવો નહિ દયારામભાઈ પોતે પરણેલા નહોતા છતા લોકાચાર જાણતા હતા તેમના વખતમા કન્યા વિક્રય થતો અને ગમે તેના વરને કન્યા પરણાવવામા આવતી કેટલાક કુળને જોઈને, અને કેટલાક દ્રવ્યને જોઈને કન્યા આપતા કદાચ એમની પોતાની જ્ઞાતિમા પણ આવુ બનતુ હશે તેથી દયારામ કહે છે કે કન્યાદાનમા કન્યાવિક્રય નહિ કરવો એટલુ જ નહિ, પણ કન્યાના પિતાએ એને અલકાર આપવો એટલેથી જાણનારીને એનુ દાન આપવુ અને એને લાયક વરની સાથે પરણાવવી કુળની

મોટાઈ અગર તો દ્રવ્યની મોટાઈ જોવી નહિ. દયારામભાઈના વખતમાં સંસાર સુધારાની પ્રવૃત્તિ શરૂ થઈ નહોતી છતાં દયારામભાઈએ સંસાર સુધારાની પ્રવૃત્તિ, આ પ્રકારની લગ્ન સંસ્થામાં સુધારાનો પ્રચાર કર્યો હતો, કે જેનો નર્મદ વગેરેએ પાછળથી કર્યો હતો કન્યાનો વિક્રય જેમ વર્જ્ય છે તેમ ગામનો કે ભૂમિનો વિક્રય પણ કરવો જોઈએ નહિ દ્વિજ માટે તેનો નિષેધ છે અહીંયા ઉપરની પંક્તિઓમાં વેદનો પણ વિક્રય નહિ કરવાનું કહે છે વેદથી ભાગવત મહાભારત ઈત્યાદિ પુરાણોનો અર્થ પણ સમજવાનો છે એમના વખતમાં, અને અત્યારે પણ વેદનું અધ્યયન કરાવનારા કે પુરાણની કથા કરનારાઓ દ્રવ્ય પ્રાપ્તિના સાધન તરીકે તેનો ઉપયોગ કરે છે દયારામભાઈએ પોતાની વાણી તથા કથા વાર્તા કે સત્સંગદ્વારા કોઈ દિવસ અર્થ પ્રાપ્તિ કરી નથી સૌ કોઈને માટે તેમની વાણી અને કથા વાર્તા ખૂલ્લાં હતાં દરેક પોત પોતાના અધિકાર પ્રમાણે તેનો લાભ મેળવતા પોતે સત્સંગ મંડળીમાં આવનારાઓને કદીપણ દ્રવ્યની ભેટ લાવવાની મનાઈ કરી હતી હા, અંગત સંબંધથી જો કોઈ ખાનગી રીતે એમને જરૂરી ચીજ ભેટ તરીકે આપે તો તેમના આગ્રહથી તે સ્વીકારતા પણ પોતાની કથા વાર્તાના મૂલ્ય તરીકે નહિ એ બાબત માટે એમને અત્યંત ઘૃણા હતી એમને ભગવાનમાં પૂર્ણ શ્રદ્ધા હતી એટલે પોતે યોગક્ષેમની ચિંતા કરતા નહીં તેમનું હૃદય કોમળ અને દયાથી ભરેલું હતું તેથી તમામ પ્રાણીઓ પ્રત્યે દયા દેખાડતા હતા એક ગરીબ ભિખારી તેમને આગળ આવ્યો હોય અને પોતાની પાસે કંઈ પણ ન હોય તો પણ બને તો પ્રસાદની કણિકા કે મીઠી વાણીથી સત્કાર કરતા કોઈના પ્રત્યે તોછડાઈ દર્શાવી નથી 'સિદ્ધાન્ત સાર' માં લખે છે

> "દયા રાખવી સર્વ જીવ પર, લઘુ દીર્ઘ સમ જાણીજી,
> યથાવિધિ સૌને સંતોષે, સૌમાં હરિ મતિ આણીજી
> સમદૃષ્ટિ રહે પરોપકારે, કરે સર્વનું હિતજી,
> વૈષ્ણવ કેરા લક્ષણ સમ્યક્, અહિંસા ધર્મે પ્રીતિજી"

વળી તમામ પ્રાણીઓ, નાનાં કે મોટાં પ્રત્યે સમાન દૃષ્ટિ પોતે રાખતા એમ પોતે સમજતા. આ સિદ્ધાન્ત તેમણે પોતાના જીવનમા ઉતાર્યો હતો. સાચો વૈષ્ણવ તેજ છે કે જેનું હૃદય તમામ પ્રત્યે દયાથી છલકાઈ જાય છે અને તમામ પ્રત્યે પોતાની શક્તિ અનુસાર પરોપકાર કરે છે. જેનામાં દયાભાવ નથી તે વૈષ્ણવ નામને લાયક નથી એમ એમણે પોતાના દૃષ્ટાંતથી સમજાવ્યુ હતું.

દયારામભાઈને દંભ પ્રત્યે ઘણો તિરસ્કાર હતો. જેમના હૃદયમાં અજ્ઞાન છે તેઓજ દંભ કરે છે. બહારથી સાધુ સંત હોવાનો અગર મહાન વૈષ્ણવ હોવાનો બાહ્યાડંબર કરનાર તે તરફ તેમને તિરસ્કાર હતો. 'સિદ્ધાન્તસાર' મા પોતે લખે છે.

'વિશુદ્ધ ઉર કરી ના ગેયું, હરિ શું જેણે મનજી,
વસ્ત્ર બહાર રંગ્યાથી, પ્રભુજી કદી ન થાય પ્રસન્નજી;
હૃદયે અર્થ અવિદ્યાપુરી, બાહ્ય વેષ કર્યા સન્તજી,
તૃષ્ણામા રહે અંતર ફેર્યું, તો તે નહિ મહન્તજી.
દ્રવ્યાદિ લાભ વિષય ચિત્ત કાજે, કે પ્રતિષ્ઠા સન્માજી,
બાહ્ય જગત આડંબર દાખે, ઉભય લોકે હાનજી;
ઉપર ઉજ્જવળ અંતર કાળ, દમ્ભાદિ કરે પાખંડજી,
કપટ ભાવની જાસ પાયરે, અધર્મી લહો પ્રચંડજી.

આવા દંભીઓ દ્રવ્ય કે પ્રતિષ્ઠા મેળવવાને બહારથી સાધુ હોવાનો ઢોંગ કરે છે અને જગતને છેતરે છે. આથી તેમનો લૌકિક અર્થ સિદ્ધ થતો નથી; તેમ પારલૌકિક પણ સિદ્ધ થતો નથી કારણકે તેમના દંભનો અંચળો વહેલો મોડો ખુલ્લો થઈ જાય છે અને જગત્ એવા દંભીઓને ઝટ પરખે છે. ખોટો રૂપિયો થોડા વખત લોકોના અજ્ઞાનતાને લીધે સાચા રૂપિયા તરીકે ચાલે; પણ તે લાંબો વખત ટકી શકે નહિ. આવા પુરુષોનો દંભ જ્યારે પ્રકટ થઈ જાય છે ત્યારે સમાજમા તેની પ્રતિષ્ઠા રહેતી નથી.

વૈષ્ણવોને પણ તેઓ સાચા વૈષ્ણવ થવાનો ઉપદેશ આપતા, અને દંભી વૈષ્ણવોથી ચેતતા રહેવાનું મોંતે કહેતા. પ્રભુને સાચા વૈષ્ણવો વહાલા હોય છે. એ સાચા વૈષ્ણવોનાં લક્ષણ એમણે "તે ભગવદીઓનાં દર્શન દુર્લભ" તથા "તાદૃશી જન તેને જાણીએ" એ બે પદોમાં આપ્યાં છે.

આન્તર શુદ્ધિ એ સાચા વૈષ્ણવનું લક્ષણ છે. તેનું હૃદય જેવું શુદ્ધ, તેવુંજ બાહ્ય વર્તન હોવું જોઈએ. એવો બોધ તેમણે "વૈષ્ણવ નથી થયો તું રે શીદને ગુમાનમા ઘુમે" એ પદમાં આપ્યો છે. દયારામભાઈના ભક્તિમય જીવનના વિકાસમા આત્મ સંયમ એ મુખ્ય છે. ઘણા માણસો અમુક પ્રકારનું જીવન જીવવાનો નિશ્ચય કરે છે પણ દૃઢ સંકલ્પના અભાવે તેઓ તેમના નિર્ણયને અમલમાં મૂકી શકતા નથી. દયારામભાઈનો ભક્તિમય જીવન ગાળવાના આત્મનિર્ણય લઘુ વયમાંજ લેવાયો હતો અને એ નિર્ણયના પ્રેરક ભગવાનજ હતા, એવી એમને આન્તર પ્રતીતિ હતી. આત્મ સંયમ વગર એવો નિર્ણય અમલમા મુકવાનું કામ બહુ દોહ્યલું છે એવા પુરુષનું ચારિત્ર્ય સો ટચનું સોનું હોવું જોઈએ. નહિ તો જગત એને કથિર માનીને ફેંકી દે. આ ચારિત્ર્ય શુદ્ધિ પણ પ્રભુના અનુગ્રહ વગર શકય નથી. પણ દયારામભાઈને પ્રભુમાં પૂર્ણ શ્રદ્ધા હતી. તે સ્વબળે પોતાના નિર્ણયને અમલમાં મૂકવાની ઇચ્છા કરતા નહતા; પણ એમને દૃઢ વિશ્વાસ હતો કે પ્રભુ જરૂરથી એમને ચારિત્ર્ય શુદ્ધિમાં સહાય કરશે. પ્રભુમાં દૃઢ શ્રદ્ધાને આધારે તેઓ પોતાનું વિવાહિત કન્યા સાથેનું સગપણ તોડી નાખીને આત્મસંયમનું પાલન કરી શકયા હતા.

> "સાચું તે સગપણ રે, સમજ મન સ્યામ તણું."
> "એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો."

એ પદોમાં જણાવ્યા પ્રમાણે પોતાનો પ્રેમ પ્રભુને અર્પણ

કર્યો અને પ્રભુના રક્ષણ નીચે પોતાનો આત્મસંયમ છેક સુધી જાળવી શકયા. પોતે લખે છે.

"અતિ ચચલ મન વાયુવત બલ, વશ શી પેરે થાય રે,
અલ્પ અભ્યાસ બતાવ્યો, તે કરી થાકયા બહુ મુનિરાય રે;
ઘણા કાલ મુનિ ધ્યાન સમાધિ, તપ સાધે વન માહે રે,
ક્ષણમાં અપરાધ ભંગ કરે, તે મન સ્થિર થયુ કહો કયા હે રે."

મન ચંચળ છે, વાયુ જેવું દુસ્સાધ્ય છે. 'ગીતા' મા અર્જુને કૃષ્ણ ભગવાનને મન કેમ વશ કરવુ તેવો પ્રશ્ન પૂછયો છે તેના ઉત્તરમા ત્યાં જણાવવામા આવ્યુ છે કે કોઈ સાધનથી મન વશ થઈ શકે તેવું નથી. કેવળ કૃષ્ણની કૃપાથીજ તે વશ થાય છે.

"સાધનથી મન વશ નથી થાતુ, કૃષ્ણ કૃપાથી થાય રે
કૃષ્ણ કૃપા પણ નથી ઉપાય, વશ એકજ દૈન્ય ઉપાય રે;
દીનતા પણ હરિ આપી આવે, મહજન મર્મ બતાવ્યા રે,
જોતા સૌ દીઠુ હરિ હાથે, જન શ્રમ કામ ન આવ્યો રે"

કવિ પ્રભુમા શ્રદ્ધા રાખીને પોતાનો આત્મ સયમ અગર તો બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરે છે અને એ બ્રહ્મચર્ય વ્રત પાળવાને નીચેનો નિયમ નક્કી કરે છે.

"માન બડાઈ ઈર્ષ્યા કયાં લગી, હોય ન હરિનો ભક્તજી,
હરિ સબધ વણ અન્યે પ્રીતિ તેહજ વિષયાસકતજી;
સધવા વિધવા હરકોઈ નારી, અન્યાસકત તે થાયજી,
મનથી ભ્રષ્ટ થતા માત્રમા વ્યભિચારી કહેવાયજી."

સાચો બ્રહ્મચારી, કોઈ પણ સ્ત્રી, ભલે તે સધવા હોય કે વિધવા હોય પણ તે સાથે વિષય ભોગવવાનો, મનથી પણ ઈચ્છા કરે નહિ. આવા વ્યભિચારીઓ દંભિલાઓ હોય છે ભક્તિમાર્ગને માટે તે નાલાયક છે. એઓ બહારથી ભક્ત હોવાનો કે સાધુ હોવાનો આડંબર કરે છે. આ વ્યભિચારીઓને દ્રવ્યની લાલસા હોતી

નથી પણ પરસ્ત્રીની સાથે વિષયભોગ જોઇએ છે. તેઓ સ્ત્રીઓના રૂપથી, કે વયથી, કે વાણીથી, અગર તો દ્રવ્ય વગેરેથી તેમના તરફ આકર્ષાય છે. તેઓ બહારથી સારા દેખાય છે પણ એ તો ચિત્રની આકૃતિ જેવા છે તેઓ ખોટા મનુષ્યો છે. તેમનુ ખરૂ પોત પાછળથી ઉઘાડુ પડી જાય છે અને સમાજમા હડધૂત થાય છે. ભક્તિમાર્ગમા આવા વેશધારીઓ, જેમ ગર્દભનુ ચામડુ ઓઢીને શિયાળ ખેતરમા ઘુસી જતું હતું તેમ પોતાના બાહ્ય ભક્તપણાને લીધે અગર તો સાધુ સતપણાના અચળા નીચે નારી સમાજમા ઘુમી જાય છે

> "ચિત્ર સિપાઈ યુદ્ધ કરવામા, લેશ ન આવે કામજી;
> તેમજ વેશધારી સાધુનુ પોકળ, સમજો તમામજી
> ચિત્ર હસ્તિ સવારી કરવામા ઉપયોગી ના થાયજી;
> રચમાત્ર ત્યાથી ના ચાલે વેશધારી પર ખાયજી
> ચિત્ર તણી ધેનુના દુઝે, ચિત્ર સિહ ન ખાયજી,
> ચિત્ર અશ્વ દોડે નહિ કદીયે, દષ્ટાતે સમજાયજી"
>
> (સિદ્ધાતસાર ૧ ૯-૧૨૧)

આત્મસયમ વગર સાચો ભક્ત બનતોજ નથી એ ચિત્રની આકૃતિ જેવા બનાવટી છે અગર ખોદલો રૂપિયો છે. એ રૂપિયાનો રણકાર થતો નથી દયારામભાઈની સત્સગ મંડળીમા અનેક ભાવિકો આવતા તેમા સ્ત્રીઓ પણ હતી સધનાઓ પણ આવતી રતનબાઈ જેવી વિધવાઓ પણ આવતી કુમારીકાઓ પણ આવતી છતા દયારામભાઈનો આત્મસયમ દઢ રહ્યો હતો એમનુ મન અગ્નિની પાસે ઘીની માફક કે તાપની પાસે બરફની માફક ઓગળતું ન હોતું. સ્ત્રી સમાજને પણ એમની મધુર વાણી ગમતી. એમનુ સગીત આકર્ષક હતુ. તે બધા એમની પાસે આવતા. દયારામભાઈને તેઓ ચાહતા અને દયારામભાઈ પણ તેમને ચાહતા પણ એ પ્રેમ નીર્વિકારી હતો. તેઓ દયારામભાઈની પાસે જોય

સેવા આવતા. દયારામભાઈ પોતાનાં પદો તેમને સભળાવતા. નવી, નવી, રાધાકૃષ્ણની પ્રેમની ગરબીઓ તેમને સંભળાવતા અને તેઓને પણ ખૂબ રસ પડતો. સ્ત્રી શ્રોતાઓમા દયારામભાઈ માનીતા થઇ પડયા હતા. તેમને નવા નવા ગરબાની ચીજો ગાઈ સભળાવતા. લગ્ન પ્રસગે ગાવાને 'રાધિકાના વિવાહ' જેવી વિવાહ ખેલ, ગીતો તેમને રચી આપતા અને તેમને ગવડાવતા. એટલુજ નહિ પણ કઈ ઢબથી ગાવું તે પણ શીખવાડતા. અને તે પુરષોની ભરચક હાજરીમા. એમના નયનોમાથી સ્ત્રી વર્ગ માટે પ્રેમ ટપકતો; પણ તે પ્રેમ શુદ્ધ અને નિર્વિકારી હતો. તે શ્રોતાઓના હૃદયમા સરકી જતો અને જેમ તળાવના મલીન જલમાં નિર્મળી નાખવાથી તે જળ શુદ્ધ થઈ જાય છે, તેમ તેમના હૃદય શુદ્ધ થતા બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવા છતાં, દયારામભાઈ સ્ત્રી વર્ગથી અલગ રહ્યા નથી; પણ તેમાં ભળ્યા છે. દયારામભાઈએ તેમને પણ આત્મ સયમનો પાઠ શીખવ્યો છે. એમણે સૌ કોઈને નીચેનો બોધ આપ્યો છે.

"જીવ જાણી લે જાર પ્રીત જગદીશ વિના નવ સારી."

જાર કર્મ તરફ કવિને પોતાને તિરસ્કાર હતો. તે સાચો પ્રેમજ નથી. સાચો પ્રેમ પ્રભુ માટે હોવો જોઈએ. સ્ત્રીઓને પણ ગૃહસ્થ જીવનમા રહ્યા છતા પતિ પત્ની તરીકેના પ્રેમનો વહેવાર કરીને પણ ભગવાનનો પ્રેમ કેમ પ્રાપ્ત કરે તે તેમણે સમજાવ્યુ હતુ આથી ઘણી સ્ત્રીઓના જીવન શુદ્ધ અને પવિત્ર બન્યા હતા. સ્ત્રી કે પુરુષના જીવનમા પ્રેમ તત્ત્વ અગત્યાને હોય છે. તે પ્રેમ તત્ત્વને કચરી નાખવાનુ નથી. એના ફુવાઓને ફેરી દઈને એનો રસ જીવનમા ઉતારવાથી જીવન વધારે સાત્વિકભાવોથી પુષ્ટ બને છે. એ શુદ્ધ પ્રેમનું તત્ત્વજ્ઞાન દયારામભાઈએ પોતાના બ્રહ્મચર્યના પાલનથી, સમકાલીન પુરુષો અને સ્ત્રીઓને શીખવ્યું હતું. દયારામભાઈ પોતાને માટે પ્રભુ પાસે પ્રેમ રસની યાચના કરતા કહે છે.

'પાઓ પ્રેમરસ પ્રાણ જીવનરે, દીન થઈને જાચુ રે.
મુક્ત મારગીને આપજો જ્ઞાન રે, હુ તો નવ રાચુ ર"
+ + +

વિના લાલચનુ લાલ મુને વહાલ રે, અચલિત આવો રે,
વિષયવાસના પ્રપચની પ્રીત રે, કૃષ્ણ મારા કામો રે

વિના લાલચનુ વહાલ, નિઃસ્વાર્થ પ્રેમ દયારામભાઈ પ્રભુ પાને માગે છે, અને તે તેમને મળ્યો છે. એ નિઃસ્વાર્થ પ્રેમ તેમના સપર્કમા આવનાર સૌ કોઈને ગરીબ કે તવગર, નાના કે મોટા–પુરુષ કે સ્ત્રી સર્વેને વિના ભેદે આપ્યો છે એ છે ખરેખર એમના અખડ બ્રહ્મચર્ય વ્રતનો વિજય. જે બ્રહ્મચર્યની આગળ તપસ્વીઓના તપ, અને ઋષિ મુનિઓના વ્રતો પણ ડોલી જાય છે, જેની આગળ ઈન્દ્રની અપ્સરાઓના રૂપોનુ અભિમાન ગળી જાય છે અને કદર્પના શસ્ત્રો નાકામીયાબ બને છે. તેનુ કારણ શુ? તે એકજ કે પોતાના પ્રેમનુ તેમણે ઉર્ધ્વીકરણ કર્યું હતુ તેમા પ્રભુની કૃપા હતી તેમણે પ્રેમને કચરી નાખ્યો નથી પણ એ પ્રેમના રસનુ પોતે પાન કર્યું છે, અને બીજાઓને પણ પાયુ છે. જેથી એ રસનુ પાન કરનારાઓના મનનીરોગી અને તાકાતવાળુ થાય ઉપનિષદમા એક શ્રુતિ છે

"नायमात्मा बल हीनेन लभ्य"

બળ વગરનારાઓ તાકાત વગરનાઓ પ્રભુને મેળવી શકતા નથી શૂર પુરુષો પ્રભુને મેળવી શકે છે જીવાત્માનુ બળ ભગવાન મારેના શુદ્ધ રસના પાનમાથી પ્રાપ્ત થાય છે. એક અનુપમ રસાયન છે તે રસનુ પાન કરનારાઓના માનસિક રોગો દૂર થાય છે ભગવત્પ્રેમ અને તેઓ નવી તાકાત મેળવે છે પ્રભુ પ્રેમ એજ આત્માનુ સાચુ બળ છે અને જેનામા એ નથી તે પ્રભુને પ્રાપ્ત કરી શકતો નથી. પ્રભુપ્રેમનુ બળ દયારામભાઈએ આ જીવનબ્રહ્મચર્ય વ્રત પાળીને મેળવ્યુ હતું અને તેથીજ—ભગવત્પ્રાપ્તિ તેઓ કરી શક્યા હતા.

પ્રભુપ્રેમ સાથે માનવપ્રેમ-પણ દયારામભાઈના હૃદયમાં છલકાતો હતો. પ્રભુનું વિરાટ્ સ્વરૂપ ચેતન-અચેતન સર્વમાં બિરાજે છે. નામરૂપના વિવિધ પદાર્થો પણ તે પ્રભુનું સ્વરૂપ છે. એક ન્હાનામાં ન્હાના રજકણથી માંડીને બ્રહ્મા પર્યન્તના તમામમાં પ્રભુનું ચૈતન્ય સ્વરૂપ રહેલું છે. સાચો ભક્ત પ્રભુની સર્જેલી સૃષ્ટિને પ્રેમથી ચાહે છે. એ કોઈ વૃક્ષની ડાળીને કે પાદડાંને પણ તોડશે નહિ. તેને મન તો પત્થરમા પણ ચેતન છે. અને એ સમગ્ર ચેતનમાં પ્રભુનું પ્રેમ સ્વરૂપ તે નિહાળે છે. માનવપ્રેમ વિષેની દયારામભાઈની આ દૃષ્ટિ હતી. કોઈ પણ મનુષ્ય ગમે તે કોમનો, ગમે તે દેશનો, ગમે તે ધર્મનો, હોય પણ એ મનુષ્ય છે એમ સમજીને તેના પ્રત્યે પ્રેમ રાખવો જોઈએ, અને તેના દુઃખમાં ભાગ લેવો જોઈએ. 'ભક્તિ પોષણ' ની નીચેની પંક્તિઓમાં આ વિચાર પ્રકટ કરેલ છે.

જીવ સર્વ હરિઅંશ છે, ત્હેના વિચિત્ર ભાતી સ્વભાવ,
સર્વથી હળીમળી ચાલિયે, આ તો છે સંજોગ નદી નાવ.
નાવ તરંગ નદી એમ જાણો. કોથી ના બિગાડીશ
એ દિવસનો પ્રાહુણો,
સહુને સદા એક સ્થળ નથી રહેવું, કડુક વચન માટે
કોઈને ન કહેવુ.

તમામ જીવો પ્રભુના અંશ છે. તેમના સ્વભાવો જુદા જુદા હોય છતા, તેમની સાથે સંપથી રહેવું જોઈએ. નદીની નૌકામા જેમ મુસાફરો ભેગા થાય છે, તેમ જૂદા જૂદા મનુષ્યો એક બીજાના સમાગમમાં આવે છે. અને પાછા પોતાના જવાના સ્થળે પહોચ્યા એટલે છૂટા પડી જાય છે. મનુષ્યે સમજવુ જોઈએ કે કોઈ માણસ અમરપટો લઈને આવ્યો નથી. બે દિવસનો-થોડા સમયનો આ દુનિયાનો તે પરોણો છે. જો આમજ છે, તો શા માટે એક બીજાની સાથેનો સંબંધ બગાડવો? તેથી દયારામભાઈ કહે છે કે

ાઇને પણ કડવું વચન ન કહેવું. બીજું કાંઈ ન બની શકે તો પણ
બધાની સાથે પ્રેમનાં વચનો બોલવાં.

બધાની સાથે પ્રેમથી વર્તવું અને મીઠી વાણી બોલવી, તેનો
અર્થ એવો નહિ કે અસત્યને ટેકો આપવો. તે સત્યના પણ
આગ્રહી હતા. *સત્યં બ્રૂયાત પ્રિયં 'બ્રૂયાત'* એ સૂત્ર પ્રમાણે તેઓ
સત્ય વચન બોલતી વખતે કદી પણ કડવાશ વાપરતા નહિ, પણ
સભ્યતાથી સસ કહેતા આથી તેમનામા સ્પષ્ટ વક્તૃત્વનો ગુણ
પણ આગળ પડતો હતો. ગમે તે વ્યક્તિ, ભલેને તે મોટી હોય,
જ્યાં પણ દયારામભાઈને એમ લાગે કે તેમનું વર્તન બરાબર
નથી, તો સ્પષ્ટતાથી એમને તે જણાવવામાં અચકાતા નહિ.

એક વખત એમની ભગવદ્દવાર્તામાં એક ઉત્તમરામ નામના
વહિવટદાર આવેલા. તે દિવસે ભગવદ્દવાર્તા દરરોજ કરતાં વધારે વખત
ચાલી. એ સંસ્કારી અધિકારી હતા તેથી તેમને ચટપટી થવા લાગી.
એટલે વારંવાર ઘડિયાળ કાઢે અને વખત જુએ, તેથી બધાનું ધ્યાન
તે તરફ જતું. દયારામભાઈનું પણ ધ્યાન વારંવાર ગયું. તેમની કથા
પ્રવાહમાં વિક્ષેપ પડયો. શ્રોતાઓને પણ તે ભાઈની સામે અણગમો
થયો. પણ એ હતા સરકારી માણસ. એમને કાંઈ કહેવાય નહિ.
દયારામભાઈ શ્રોતાઓની મૂંઝવણ સમજી ગયા. એમણે શ્રોતાઓને
પ્રશ્ન કર્યો કે 'તમને બધાને કંટાળો આવતો નથી ને?' આજની
થા કાંઈક લાંબી ચાલી છે. પણ એ કાંઈ મારા હાથની વાત નથી.
ભગવાનને કથાનો વિસ્તાર પણ કરવો છે અને સંકોચાવવો
પણ છે. કથા કહેનાર તો ભગવાનજ છે. હું તો નિમિત્ત માત્ર છુ.
તમને બધાને જો રસ ન પડતો હોય, અગર એમ લાગતું હોય
કે કથા બંધ કરવી, તો હું બંધ કરી દઈશ. અગર તો તમાગમાંના
થોડાઓને પણ સાંભળવી હશે તો પૂરી કરીશ. બોલો તમારી શું
ઈચ્છા છે? જેમને ઉંઘ આવતી હોય તે ચાલ્યા જાય," આ
સાંભળીને બધા વૈષ્ણવોએ કહ્યું. "અમને તો આજની કથામાં

બહુજ રસ પડ્યો છે. તે પૂરી સાંભળ્યા વગર અમે તો ઘેર જવાનાજ નથી. આપને પરિશ્રમ પડવો ન જોઈએ. અમને કોઈને નિદ્રા આવતીજ નથી. આપને જો પરિશ્રમ ન પડતો હોય તો અમારા ઉપર કૃપા કરીને કથા રસનું પાન કરાવશો." દયારામભાઈએ ઉત્તમરામ તરફ નજર કરીને કહ્યું. "ઉત્તમરામભાઈ, આજની કથા જરા લાંબી થઈ છે. તમને કંઈ કંટાળો આવ્યો છે એમ જણાય છે. પણ શ્રોતાઓની એવી ઇચ્છા છે કે મારે એ કથા પૂરી કરવી. તમને જો કંટાળો આવતો હોય તો તમે સુખેથી જશો. સંસારમાં સત્સંગના પ્રસંગ જવલેજ મળે છે. દુનિયામાં મરતાં સુધી માણસને કામ કરવાનું તો છેજ. સુરદાસજીએ પણ કહ્યું છે કે—"આજકામ, કાલકામ, પરસુકામ. કામમાં નિત્ય મરનો". સવારથી સાંજ સુધી કામ તો આપણા લલાટમાં છેજ. અને કામમાં જેટલી આસક્તિ તેટલી અશાંતિ. 'સત્સંગ મંડળી' માંજ કે ભગવદ્‌વાર્તામાં જ આપણને ખરી શાંતિ મળે છે. તેમાંથી જીવનનું રહસ્ય સમજતા થઈએ છીએ. તેમાંથીજ આપણે જીવનનું ભાથું બાંધીએ છીએ. આ ભગવતકથાઓ આપણા જીવનનું ધ્યેય નક્કી કરી આપે છે. આપણા સંસારિક કામોમાં કયા દોષો આપણે કરીએ છીએ તેનું જ્ઞાન આપણને આપે છે; અને નવા દોષોમાંથી આપણને ઉગારે છે. એમાંથીજ આપણને માયાના બંધનમાંથી મુક્ત થઈને પ્રભુ પ્રાપ્તિનો માર્ગ તેમાંથી જડે છે. આજની કથાનો વિષય, મનુષ્ય માયામાં કેવી રીતે ફસાય છે તેજ છે; અને કયો માણસ તેમાંથી બચી જાય છે? જરા લાંબુ થઈ ગયું છે. પણ તમને જો કંટાળો આવતો હોય તો તમે જઈ શકો છો. સંસારનાં બીજાં કામોમાં આપણે વખતને બરબાદ કરીએ છીએ પણ ભગવદ્‌વાર્તા શ્રવણ કરવામાં આપણે વારંવાર વખતનો વિચાર કરીએ એ બરાબર નથી. આ ઉપર સાંભળો આજે હું તમને એક પદ સંભળાવું. એમ કહીને નીચેનું પદ ગાઈ સંભળાવ્યું.

ધન્ય જેણે હરિ ગુણ ગાયા,
સસારમા ધન્ય જેણે હરિ ગુણ ગાયા (ટેક)
બાધા (સારા) સસારમા તે જન જીત્યા,
બીજા સહુ જાણજો વહવાયા રે સ ૧
જમના ઝપેટાથી નવ ચેત્યા,
ધૂળ મળ્યુ ડહાપણુ ડાહ્યા રે ...સ ૨
હુ ને મારુ એમા પડિત મોહ્યા,
કામદામમા લલચાયા રે સ ૩
હાથી ઘોડા ને સુખપાલ બેઠે શુ થયુ ?
શુ થયુ મેળવી ઘણી માયા રે સ ૪
કદસાહી જમ કહાડશે પલકમા,
દૂર રહેશે સગા વિત્ત માયા રે સ ૫
દયા નામ જપો નિત્ય નદકુવરનુ
સફળ થશે ધરી કાયા રે સ ૬

આ પદ સાભળીને ઉત્તમરામ કાંઈ પણ જવાબ આપી શકયા નહિ માત્ર એટનુ જ બોલ્યા મારો અપરાધ થયો છે મને આજની કથા લાબી લાગી દરરોજનો નિદ્રાનો સમય થઈ ગયો એટને મને એમ લાગ્યુ કે કથા સમાપ્ત થાય તો સારૂ આપને આગળથી એ વિષે કહેવાય તા નહિ એટને હુ વારવાર ઘડીયાળ તરફ જોતો હતો પણ આપે મારૂ મન પકડી પાડયુ કથામા વિક્ષેપ પાડવા મારે હુ માફી ચાહુ છુ" આ વખતે તમામ શ્રોતાજનો હર્ષિત થયા આ છે દયારામભાઈનુ અદ્દભૂત સ્પષ્ટ વકતૃત્વ કોઈને ખોટુ ન લાગે અને છતા સત્ય વસ્તુ હિંમતપૂર્વક કહેવાનો ગુણ બહુ થોડાજ માણસોમા હોય છે

કવિમા ઘણા અભિમાનપણાનો ગુણ હતો માણસોમા આ દોષ બહુ પ્રમાણમા હોય છે દુનિયામા કોઈ પણ કાર્ય મનુષ્ય કર્યુ હોય તો "મે" કર્યુ એમ ગર્વથી બીજાને જણાવે છે એની

પાછળનો હેતુ આત્મપ્રશંસા અગર તો બીજા પાસેથી પ્રશંસા મેળવવાની હોય છે અહંકારી માણસ તરફ તેમને તિરસ્કાર હતો તેને ધીમે ધીમે સમજાવતા કે અભિમાન કે હુંપદ એ માણસને શોભે નહિ રાવણ જેવાઓનો અહંકાર રહ્યો નથી મનુષ્ય જે કાર્ય કરે છે, તે તો પ્રભુની સહાય હોય તોજ કરી શકે છે પ્રભુની ઈચ્છા ન હોય તો મનુષ્યમાં એક તરણું પણ ઉપાડવાની શક્તિ આવતી નથી છતાં મનુષ્ય 'હું' પદમાં ઉન્મત્ત બને છે, અને બીજાઓનો તિરસ્કાર કરે છે 'હુંપદ અથવા અહંકાર ભલા ભલાને નીચે ગબડાવે છે પ્રભુ પ્રાપ્ત કરવાને માટે દીનતા એ ખરૂં સાધન છે દીનતા, હુંભાવ અને પુંભાવના ત્યાગ વગર સ્ફુરતી નથી જ્યાં સુધી મનુષ્યમાં લક્ષ્મી, કીર્તિ કે સત્તાનો મદ હોય ત્યાં સુધી તે આંધળો છે તેને જીવવાનો સાચો માર્ગ જડતોજ નથી 'હું'પદવાળા માણસની ચેષ્ટાઓ, સન્નિપાત જ્વરમાં મનુષ્યને થતી ચેષ્ટાઓ જેવી છે એક વખતે દયારામભાઈ પોતાના મકાનના માળીએ બેઠા હતા ત્યારે બહારથી કોઈ આવનારે મકાનનું બારણું ખખડાવ્યું દયારામભાઈએ ઉપરથી સાદ કર્યો કોણ છે ?" ત્યારે તે આવનાર ભાઈએ જવાબ આપ્યો 'હું છું' એટલે દયારામભાઈએ કહ્યું 'હું' કોણ છે? તેને આ ઘરમાં શું કામ છે? ઘરમાં 'હું' ને માટે જગ્યા નથી માટે તમારે આવવું હોય તો ભલે આવો પણ તમારા 'હું' ને બહાર રાખશો ભલા તમારૂં નામ કહેશો ?" તે ભાઈ તો સાંભળીને શરમીંદા પડી ગયા અને પોતાનું નામ કહ્યું. એટલે દયારામભાઈ માળીએથી નીચે ઉતર્યા અને બારણું ખોલ્યું તેમને અંદર દાખલ કર્યા અને કહ્યું 'ઉભા રહો મને જોવા દો તમે એકલા આવ્યા છો કે પેલા 'હું' ને સાથે લાવ્યા છો" એમ કરીને આવનાર ભાઈને ખૂબ વિનોદ કરાવ્યો જે કોઈ દયારામભાઈની સાથે વાતચીત કરતા 'હું' પ્રયોગ કરતા તેમને દયારામભાઈ બોધ આપતા અને 'હું' નો પ્રયોગ કરતા અટકાવતા

દયારામભાઈની ઉદારતા પણ એટલીજ જાણીતી છે તે નીચેના

પ્રમ ગયા સમજી શકાશે. એક વખત વડોદરામા દયારામભાઈના શિષ્યા ગિરિજાશંકર અને રણછોડભાઈની કથા ચાલતી હતી. તેઓ દયારામભાઈના પદો ગાતા હતા. તે સાંભળવાને માટે ઘણા શ્રોતાઓ ભેગા થયા હતા. એ કથામા હાજરી આપવાને માટે વડોદરાના ભાવીકોએ તેમને નિમંત્રણ મોકલ્યુ અને ગીરજાશંકર અને રણછોડભાઈએ પણ ખૂબ આગ્રહ કર્યો એટલે દયારામભાઈ ત્યા ગયા. દયારામભાઈ જાતેજ પોતાના પદો અને ગરબીઓ ગાઈ સંભળાવવાના છે એ વાત વાયુ વેગે શહેરમા ફેલાઈ ગઈ. તેથી રાત્રે ભગવદ્દવાર્તાનુ સ્થળ અસંખ્ય નરનારીઓથી ઉભરાઈ ગયું. તસુ જેટલી પણ જગ્યા બેસવાની ના રહી ઘણાઓને ઉભા રહેવુ પડ્યુ. દયારામભાઈએ પદ ગાવાની શરૂઆત કરી. ગિરીજાશંકર તબલા બજાવતા હતા અને દયારામભાઈના હાથમા તંબુરો હતો. શરુઆતમા ગિરિજાશંકરથી નરઘા વગાડવામા એક ભૂલ થઈ. એ વખતે સભામા એક બાવો બેઠેલો હતો. તેનુ ધ્યાન તે તરફ ગયુ. તે એકદમ ઉભો થયો અને ગિરિજાશંકરની ભૂલ કાઢી અને તેમને છોભીલા પાડતા બોલ્યા કે નરઘા બજાવનારની ભૂલને લીધે સંગીતના રસમા ક્ષતિ થાય છે. પોતાના શિષ્યનુ આ પ્રમાણે સભાની વચમા અપમાન થયું તેથી દયારામભાઈને ક્ષોભ તો થયો પણ તેમણે શાન્તિ જાળવીને બાવાને કહ્યુ કે "બાવાજી, ગિરિજાશંકરથી ભૂલ થઈ ગઈ છે તે ખરૂં પણ એ મોટી ભૂલ નથી. એથી સંગીતના રસમાં ક્ષતિ થતી નથી. અને 'મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે.' પણ બાવાએ તો મિજાજમા જવાબ આપ્યો "જે ઉસ્તાદ હોય તેનાથી ભૂલ કેમ થાય?" દયારામભાઈએ તેમને કહ્યુ "બાવાજી તમોએ આ ભૂલ પકડી તેથી હું માનું છુ કે તમે નરઘા બજાવનામા ઉસ્તાદ છો; કેમ ખરૂ ને?" બાવાએ જવાબ આપ્યો "હા, તેથી તો મેં ભૂલ કાઢી. કોઈ કળાકાર આવી ભૂલ કરે તો તે મારાથી સહન થતું નથી. માટે મે સભા વચ્ચે તેનો વિરોધ કર્યો." આ સાંભળીને દયારામભાઈએ હસતા હસતા



ભક્તકવિ શ્રી દયારામભાઈનુ સ્મારક મંદિર

ઠે મહાદેવગામમા ડભોઈના મકાનનુ પશ્ચિમદ્વાર

કવિશ્રીનુ મોસાળ



શ્રીદયારામભાઈનું સ્મારક મંદિર

ડભોઈમાં એમના હસ્ત લિખિત ગ્રંથોના કબાટમાં મુકેલા બંડલો તથા એમના પોતાના બે તંબુરાનો ફોટો (ડભોઈ)

બાવાજીને કહ્યું "બાવાજી! હવે ગિરિજાશંકરની જગ્યાએ તમે બેસો. હું તંબુરા ઉપર મારૂં સંગીત શરુ કરૂં. તમે બરાબર નરઘા બજાવજો. જો જો ચૂક ન થાય." એમ કહી બાવાજીને બેસાડયા અને પછી બાવાએ નરઘાં હાથમાં લીધાં. દયારામભાઈએ પોતાનું સંગીત શરૂ કર્યું. બાવો ખરેખર નરઘા બજાવવામા ઉસ્તાદ હતો. એણે બીલકુલ ચૂક વગર નરઘાં બજાવવા માંડયા. દયારામભાઈએ પણ ઉલટ સુલટ રાગો બદલ્યા પણ બાવાએ ભૂલ કરી નહીં. આમ લગભગ સવારના ચાર વાગવા આવ્યા. લોકો પણ બહુજ તલ્લીનતાથી સાંભળતા હતા અને અંદર અંદર વાતો કરવા લાગ્યા 'બાવો હોશિયાર તો ખરો, એણે નમતું આપ્યુ નહીં.' દયારામભાઈને ભય લાગ્યો કે આ બાવાજી માન મૂકાવશે તેથી એમણે એક નવો અટપટો રાગ પસંદ કર્યો અને ગાવા માંડયું. બાવાજીએ તો શરુઆતમાં તે રાગને નરઘાની સાથે બરાબર મેળવ્યો પણ અધવચમાં દયારામભાઈએ તે રાગને સ્હેજ બદલ્યો અને બાવાના હાથથી નરઘા બજાવવામાં ચૂક થઈ અને સાંભળનારાઓએ એકદમ તાળીઓ પાડી કે દયારામભાઈનો વિજય થયો અને બાવાજી હાર્યા. દયારામભાઈએ તે અવાજ સાંભળ્યા અને પ્રસન્નતાથી શ્રોતાઓને કહ્યું, "શાન્ત થાઓ. બાવાજી એ ખરેખર ઉસ્તાદ બજવૈયા છે; હુ તેમને શાબાશી આપું છું. મેં રાગમાં ગુંચવણ ઉભી ન કરી હોત તો બાવાજી હારત નહિ. આજે બાવાજીને જોઈને હું આનન્દિત થાઉં છુ અને તેમને ધન્યવાદ આપુ છુ. એની કદર તરીકે હુ મારા ગળામાંની સોનાની કંઠી તેમને બક્ષીસ આપુ છુ" આમ કવિએ પોતાના પ્રતિસ્પર્ધી પ્રત્યે પણ ઉદારતા દાખવી હતી.

આ પ્રસંગની બાબતમા પ. ભ. ગોવીંદલાલ છોટાલાલ પરીખ નીચેની હકીકત જણાવે છે.

દયારામભાઈ આમંત્રણથી ગયા નહોતા પણ ઓચિંતા ગુપ્ત રીતે સમાજમાં બેઠા હતા એવું સાંભળ્યુ હતુ. બાવાજીએ

ગિરિજાશંકરની ભૂલ કાઢી તે વખતે નથુછોટાભાઈ ગાઈ રહ્યા હતા. દયારામભાઈ ત્યાં હતા તે કોઈ જાણતું ન હતું. બાવાજીએ ભૂલ કાઢયા પછી દયારામભાઈ ઊભા થઈને ત્યાં ગયા. પછી પોતે નભુંગે લઈને ગાવાની શરૂઆત કરી અને બાવાજી નરઘાં વગાડતા હતા.

દયારામભાઈને શ્રીમદ્ભાગવત પુરાણ માટે બહુજ પ્રેમ હતો. દરરોજ તેઓ તેનુ વાચન તથા મનન કરતા, તેમજ જે ગામમાં કોઈ સારી પુરાણીની કથા ચાલતી હોય તો તેમાં પણ હાજરી આપતા હતા. તેમણે કૃષ્ણલીલાની અનેક ગરબીઓ તથા આખ્યાનો ભાગવત ઉપરથી લખ્યા છે. લોકોને ભાગવતમાં રસ લેતા કરવાને તેમણે 'અજામિલાખ્યાન' 'રુકિમણી વિવાહ' 'સત્યભામા વિવાહ' 'નાગ્નજીતિ વિવાહ' વગેરે આખ્યાનો પ્રેમાનંદની શૈલિમા લખ્યા છે. અને પોતે ભજન મંડળીમા તે આખ્યાનોની કથા કરતા. તે કથા શ્રવણ કરવાને ઘણાંઓ એકઠા થતા હતા. કેટલાક પુરાણીઓ પણ તેમા હાજરી આપતા હતા. પણ તેમને દયારામભાઈની ઈર્ષા થતી. તેઓ બહાર જઈને એવી ટીકા કરતા કે દયારામભાઈ સંસ્કૃત ભાગવતની કથા કરતા નથી. આ તો પોતાના આખ્યાનો રચીને ગાઈ સંભળાવે છે. આ ટીકા તેમને કાને સંભળાઈ તેથી નીચેનું પદ તેમણે રચ્યું અને મંડળીમા આવનાર પુરાણીઓ સમક્ષ વાંચી સંભળાવ્યુ, અને પછી ભાગવત પુરાણની મહત્તા કહી બતાવી.

પદ.

("જીવ તું સદાએ સજાઈ રાખ રે, અચાનક જાવુ થાશે," એ રાગ)

ભાગવત જાણીને શું કીધું ઓ ભાઈ રે, તે ભાગવત જાણીને શું કીધું;<br>
મારે જંતુ અહીમણિ અજવાળે, તેમ તે ઉદર પોષી લીધું રે. ઓ૦ ૧

પારસમણિનું પાત્ર હાથમાં, ઘેર ઘેર ભિક્ષા માગે;<br>
જ્યાં લગી વસ્તુજ્ઞાન ના ત્યાં લગી, દુઃખ દારિદ્રય ના ભાગે. ઓ૦ ૨

દૂઝણી ગાયને ગોતુ માંડીને, પય જેમ પર લેઈ જાય;
તેમ તું બોધ કરી પૂજા પામે, આપ ધાવ્ય કોઈ થાય. ઓ૦ ૩
જેમ મલિયાગર પોઠી લાધ્યો, તે સુગધી શુ જાણે;
જ્યા લગી સાર ના સમજ્યો, ત્યા લગી તુ પણ તે જ પ્રમાણે ઓ૦ ૪
રતિ કૃષ્ણની ધૈર્ય તો મન, દયા અખિલ પર આવે,
ત્યારે હુ જાણું ભાગવત ભણ્યો, ગર્વ ઈર્ષ્યા નવ આવે. ઓ૦ ૫
જર જશાદિ તૃષ્ણા મન જ્યા લગી, ત્યાં લગી હરિ નવ રીઝે;
આટલો ઉદ્યમ તેમા વધ્યો એક, સુણી સમજુ નવ ખીઝે. ઓ૦ ૬
દયા પ્રીતમ શ્રીજી શ્રીભાગવત, એક રુપ છે બધે;
નિઃસ્પૃહ અણુ અભ્યાસ કરેથી, જીવન મુક્ત નહીં સધે ઓ૦ ૭

આપણા શાસ્ત્રોમા વેદ, ગીતા, બ્રહ્મસૂત્રો અને ભાગવત એ ચાર મુખ્ય શાસ્ત્રો છે. વેદનો અધિકાર ત્રૈવર્ણિકોનો છે બ્રહ્મસૂત્રો ઉપનિષદોના જ્ઞાનનુ પ્રતિપાદન કરે છે એટલે તેનો અધિકાર ત્રૈવર્ણિકોનો છે અને જ્ઞાનીઓને માટે તે ગ્રથ છે. પણ ભાગવત તમામ વર્ણોને માટે છે. તેમા ભક્તિનુ શાસ્ત્ર છે તેના વાચનથી ભગવાનની ભક્તિ પ્રાપ્ત થાય છે. ભાગવત એ ભગવાનનુ સ્વરૂપ છે તેથી ભાગવતનુ વાચન તથા પાઠ દરેકે હમેશા કરવા જોઈએ ભાગવતમા કૃષ્ણ ભગવાનની લીલાઓનુ વર્ણન આવે છે તે લીલાઓના શ્રવણથી નિરોધ સિદ્ધ થાય છે. અને ભગવાનની પ્રાપ્તિ થાય છે. ભાગવત એ ભક્તિરસથી ભરેલું છે એને માટેનો અધિકાર સસાર માટે વૈરાગ્ય વાળાઓનો છે શ્રી વલ્લભાચાર્યજીએ ભાગવતનુ રહસ્ય સમજાવવાને માટે સુબોધિનીજી નામની ટીકા લખી છે અને 'ભાગવતાર્થ પ્રકરણ' નામનો જુદો ગ્રથ રચ્યો છે તેમણે ભાગવતની મહત્તા એટલી બધી આકી છે કે પૌરાણિકો કે કથાકરો ભલે ભાગવતની કથા કરે, પરંતુ તેનાથી આજીવિકા તેમને મળવી [illegible] નથી, પણ આપણા પુરાણીઓ આજીવિકા માટે ભ[illegible] જ્ઞાનનો ઉપયોગ કરે છે, તે બરાબર નથી. બીજું ભાગવત

પુરાણીઓ પણ તેમનું રહસ્ય સમજતાં નથી. રહસ્ય ન સમજે ત્યાં સુધી અને જો શ્રોતાઓ ન સમજે તો તે શ્રવણ કરાવવાનું ફળ–ભગવત્પ્રાપ્તિ મળતું નથી. સર્પને માથે મણિ હોય પણ એ મણિનો ઉપયોગ તેના પ્રકાશથી જીવજંતુઓને શોધી તેમનું ભક્ષણ કરવાનું જો હોય તો એનાથી કોઈ લાભ નથી. ઉલટું તે બીજાને નુકશાન કરનાર છે. અથવા ભાગવત જાણનાર તેનો ઉપયોગ પોતાના ઉદર માટે કરે તો તે સ્વાર્થીલો છે અને ભાગવતની વિદ્યા વાંઝણી રહે છે. કોઈ માણસના હાથમા પારસમણિનું પાત્ર હોય અને ઘેર ઘેર ભીખ માંગવા જાય તો એ માણસને અભાગિઓ કહેવો અથવા મૂર્ખ કહેવો. પોતાની પાસે પારસમણિ જેવી કિંમતી ચીજ હોવા છતાં તે ભીખ માંગવા જાય તો તે મૂર્ખ ગણાય. એ પ્રમાણે ભાગવત જેવા ગ્રંથનું જ્ઞાન પ્રભુભક્તિ સાધક હોવા છતાં પુરાણીઓ પોતાના ઉદર પોષણ મેળવવાને માટે તેને સાધન બનાવે તે ખરેખર કે પુરાણીઓનું કમભાગ્ય કહેવાય. એમની પાસે ભાગવતનું જ્ઞાન છે. એ જ્ઞાનથી તેઓ પ્રભુની ભક્તિ મેળવતા નથી પણ વિત્ત, પ્રાપ્ત કરવા ઇચ્છે છે. જેમ કોઈ માણસ દુઝણી ગાયને ગોતુ ખવડાવીને જાતે દુહે પણ દૂધ બીજાઓ પીએ, તે રીતે એ પુરાણીઓનું જ્ઞાન તેમના આત્માનું કલ્યાણ કરી શકતું નથી. એને તો માત્ર લોકો વાહ, વાહ કહે એટલુંજ. સભામાં જો સારી કથા કરતો હોય તો બધાં એની પ્રશંસા કરે અને કહે, "પુરાણી મહારાજ કેવી સરસ કથા કહે છે," એટલુંજ પણ એથી પોતાના આત્માનું કલ્યાણ થતું નથી. અને પોતે પ્રભુ ભક્તિનું સુખ મેળવતા નથી. આવા પુરાણીઓ પોઠીઆ જેવા છે કે જેમની પીઠ ઉપર મલયગિરિના ચંદનનો ભાર હોવા છતાં તે પોઠીઆઓ તેની સુગંધ લઈ શકતા નથી. માટે ભાગવતનું કેવળ જ્ઞાન બીન ઉપયોગી થઈ પડયું છે. ભાગવતનું જ્ઞાન સર્વને માટે છે. પંડિતો, તેમજ અબુધો માટે, સંસ્કૃત ભાષા જાણનારાઓને માટેજ નથી. સંસ્કૃત ભાષા જાણીએ તોજ ભાગવતનો અર્થ સમજાય એવું કાંઈ નથી. કોઈ પણ પ્રાકૃત ભાષા દ્વારા એનો અર્થ સમજી

શકાય છે. અલબત્ત સંસ્કૃત ભાષા દેવવાણી છે. મને પણ તેને
માટે પ્રેમ છે. એ ભાષાના ગ્રંથો પણ હું વાંચુ છું. પણ બધા
સંસ્કૃત ભાષામાં કથા સમજી શકે નહિ. એમને માટે તો એમની
ભાષા–ગુજરાતી–ભાષામા કથા કહેવી જોઈએ." આ પ્રમાણે
દયારામભાઈએ એમની ટીકા કરનાર પુરાણીઓને જવાબ આપ્યો,
અને ત્યારથી પુરાણીઓ ટીકા કરતાં બંધ થઈ ગયા.

એવી રીતે કવિશ્રીને શાસ્ત્રીઓ સાથે સંઘર્ષમાં ઉતરવુ પડતું.
એક વખત એવું બન્યું કે અવિધા પાલડીના એક સમર્થ શાસ્ત્રી
જયશંકર નામે ડભોઈ આવેલા. તેમણે પણ જાહેર સભામાં
દયારામભાઈની ગુજરાતી કવિતાની ઠેકડી કરી. તેમને સંસ્કૃત
ભાષાનું ઘણું અભિમાન હતું. સંસ્કૃત એજ ખરી ભાષા છે.
ગુજરાતી ભાષાની કિંમત નથી. "શું શા પૈસા ચાર," એમ ગુજરાતી
ભાષાની તો બહાર ઠેકડી થતી હતી. સંસ્કૃત ભાષા તો દેવ ભાષા છે.
ભારતવર્ષનાં ધર્મશાસ્ત્રો મહાભારત, રામાયણ, પુરાણો અનેક કાવ્યો
સંસ્કૃત ભાષામાં લખાયાં છે. માણુસ ગમે તેવો જ્ઞાની હોય છતા
સંસ્કૃત ભાષામાં વહેવાર ન કરી શકતો હોય તો તે વિદ્વાન્ ગણાય
નહિ. ખરા કવિઓ તો સંસ્કૃત ભાષામાં લખી જાણે. તેના સંસ્કૃત
ભાષાનું અભિમાન ઉતારવા માટે દયારામભાઈએ એક નીચેનું પદ
લખીને મોકલ્યું. તેમાં લખ્યું કે "જયશંકરભાઈ, તમે તમારી
જાતને સંસ્કૃત ભાષાના પ્રખર પંડિત ગણાવો છો અને તમે
અભિમાન કરો છો કે સંસ્કૃત ભાષાનો વહેવાર કરનારજ સાચો
વિદ્વાન્ છે. તમે બધા શાસ્ત્રો પણ ભણ્યા છો ઉપનિષદો અને
દર્શન શાસ્ત્રો તથા વેદાન્ત પણ તમે સારી પેઠે જાણો છો. તેની
ઉપર ભાષ્યની ટીકાઓ તમે વાંચી છે એમ કહો છો. તો હું તમને
નીચેના પદમાં જે પ્રશ્ન પૂછું છું. તે પ્રશ્નનો ઉત્તર આપી
શકો તોજ તમે સાચા પંડિત, અને સંસ્કૃત ભાષાના સાચા
જાણકાર. નહિ તો તમે આડબગી છો, તમે ભાષા ભણ્યા પણ

તેનુ રહસ્ય શુ છે તે સમજ્યા નથી કોઈ પણ ભાષા એ સાધન છે સાધ્ય નથી અને એના દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવાનુ છે તમારું સંસ્કૃત ભાષાનુ જ્ઞાન કેવુ તમને શાસ્ત્રોનુ રહસ્ય સમજવા ઉપયોગી થયુ છે તે આ પદમા લખેલા પ્રશ્નના ઉત્તર આપી મને જણાવશો '

## પદ—રાગ આસાવરી.

કરો મ્હારા પ્રશ્નનો ઉત્તર આપ પૂછુ પંડિત બુદ્ધ્યભિમાની, ટેક
હરિએ કરી નથી શી એક વસ્તુ ? શ્રીહરિ શુ નવ્ય જાણેજી ?
હરિના ઘરમા શુ નથી ? શુ ના નીપજે વિશ્વને રાણે ? કરો૦ ૧
શ્રીહરિ નામ કોને નવ તારે ? ધર્મ પાપ થાય કોહેનેજી ?
પાપ તે ધર્મરૂપ કહાવે કયહા ? જાણી જૂઠો શાથી સાધુ માને ? કરો૦ ૨
આહાર પોતાનો કોણ નવ જાણે ? કયાહા થાવો ધર્મ અધર્મજી ?
પ્રેત ઉદ્ધારના પરભક્ત કહા ? હરિભક્ત દ્રોહી કહા નર્મ ? કરો૦ ૩
સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ એ ત્રણમા કોણ છે આદિજી ?
દેહ પ્રથમ કે કર્મ પ્રથમ ? કહેતા સંભવે નહિ એ અનાદિ ? કરો૦ ૪
કરવુ જીવ કરે કે ઇશ્વર કરે નિશ્ચય બતાવો કાઇજી ?
જીવનુ કર્યું થાય તો, હરિમા ન્યૂનતા હોય કરો૦ ૫
હરિ કરી મૂકયુ છે તે ખરૂં કે કરશે તે ખરૂ કેહેનીજી ?
અકથ અકળ ગતિ દયાપ્રીતમ ન્યારી સર્વની કહેણીજી કરો૦ ૬

એવી રીતે કેટલાક વેદપાઠી કવિની ખ્યાતિ સાંભળીને તેમને મળવા આવ્યા તેઓ કવિની સાથે ચર્ચા કરવા લાગ્યા કવિને કહ્યુ કે તમે કયા શાસ્ત્રમા શ્રદ્ધા ધરાવો છો, કવિએ કહ્યુ 'હુ વેદ બ્રહ્મસૂત્રો અને ભાગવત આદિ પુરાણો તેમજ જે જે શાસ્ત્રો આ ચાર ગ્રંથને માન્ય કરતા હોય, એમને હૂં સ્વીકારુ છુ કારણ કે એ બધા શાસ્ત્રો પ્રભુ વિષેનુ જ જ્ઞાન આપે છે પણ એ બધા શાસ્ત્રોમા ભાગવતમાં મને ઘણી શ્રદ્ધા છે તેમા ભક્તિતત્ત્વનુ નિરૂપણ કરેલુ છે અને પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણ ભગવાનના રસાત્મક

એ ભાગવત રસનું પાન કરીને જ જીવું છું. એ રસનું પાન કરવાનું જો ન મળે તો હું કમભાગ્ય સમજું છું. ત્યારે વેદપાઠીઓએ કહ્યું 'વેદ એ જ મુખ્ય શાસ્ત્ર છે, ભાગવત વગેરે શાસ્ત્રો પાછળથી થયા, માટે તમારે વેદની ઋચાનો અભ્યાસ કરવો જોઈએ. એમ કહીને વેદની કેટલીક ઋચાઓ દયારામભાઈ આગળ સંભળાવી. દયારામભાઈએ પ્રસન્ન થઈને તેમને કહ્યું કે હાલના સમયમાં તમારા જેવા વેદપાઠી બ્રાહ્મણો વિદ્યમાન છે, એ જાણીને મને ખૂબ આનંદ થાય છે, તમે ખૂબ સરસ રીતે વેદના મંત્રોનું સહેજ પણ ભૂલ કર્યા વિના ઉલટાસુલટી રીતે પાઠ કરી શકો છો, તેથી હું તમને ધન્યવાદ આપું છું. પણ હું તમારી પાસેથી ગાયત્રી મંત્ર સાંભળવા માગું છું. તે મને સંભળાવો" વેદપાઠીઓએ ગાયત્રી મંત્ર તેમને સંભળાવ્યો. ત્યારે દયારામભાઈએ તેમને કહ્યું "તમે બહુ સરસ રીતે ગાયત્રી મંત્ર ઉચ્ચાર્યો, હવે તેનો અર્થ શો છે તે મને કહો." બ્રાહ્મણોએ તેનો અર્થ કરવા માંડ્યો પણ તે બરાબર કરી શક્યા નહિ. તેઓ તો વેદનો પાઠ જ કરી જાણતા, પણ અર્થ સમજતા નહોતા, એમાંના એકે અર્થ કર્યો પણ સૂર્ય ઉપર તેને ઘટાવ્યો અને કહ્યું કે આ મંત્રદ્વારા મંત્રનો પાઠ કરનાર સૂર્યને પ્રાર્થે છે 'હે સૂર્ય મારી બુદ્ધિને પ્રેરો કારણકે સૂર્ય ભગવાન મનુષ્યની બુદ્ધિના પ્રેરક છે.' દયારામભાઈએ આ સાંભળીને તે ભાઈને કહ્યું કે "તમે અર્થ તો કર્યો પણ ભૌતિક સૂર્ય ઉપર તેનો અર્થ ઘટાવ્યો છે, એ સાચું નથી. શ્રીવલ્લભાચાર્યે 'ગાયત્રી ભાષ્ય' લખ્યું છે તે તમારે વાંચવું જોઈએ. તેમાં એ અર્થ હજારો સૂર્યનો પ્રકાશ જેની આગળ ઝાંખો પડે છે અને જે અનેક બ્રહ્માંડોનો સર્જક છે અને જેનો રસ અખંડ છે એવા પરબ્રહ્મ આનંદ સ્વરૂપ રસાત્મક ભગવાનને જ ઉદ્દેશીને એ મંત્ર રચાયો છે, એમ જણાવ્યું છે. એ રસસ્વરૂપ પ્રભુ મનુષ્ય માત્રની બુદ્ધિના પ્રેરક છે. એના પ્રેમમય કિરણો પ્રભુ પ્રાપ્તિના અવરે અવિદ્યા અથવા માયાને દૂર કરે છે. અને તેજ વરણીય છે.

ચિંતન રાતદિવસ કરવું એવું એ મંત્રનું રહસ્ય છે તમારી પાસે એક જ સાચો મંત્ર છે તે "શ્રી કૃષ્ણઃ શરણં મમ." એમા બધા મંત્રો આવી જાય છે. એ અમારો ભાગવતનો મંત્ર છે અને એનો રાતદિવસ હું જપ કરું છું અને તમને પણ એનો જપ કરવાને માટે કહું છું. વેદનું પણ રહસ્ય "શ્રી કૃષ્ણઃ શરણં મમ" છે ગીતામાં પણ કૃષ્ણ ભગવાન્ અર્જુનને એનો ઉપદેશ આપે છે એમ કહીને કવિએ પોતાનું પહેલેથી રચેલું નીચેનું પદ તેમને સંભળાવ્યું.

## નામ મહિમા

નામ સાર છે રે નામ સાર છે, જીવ્હા જપોની શ્રીકૃષ્ણ નામ સાર છે ટેક

દામ ના લાગે ને હાડ ના ભાગે, જાવું પડે નહીં વન;
ખાતા પીતા ખુશી કરતા, તપવું ના પડે તન. નામ૦ ૧

સકળ ધરમ સકળ સાધન, નામેથી સુફળ થાય;
એહો ઉપગ્કર એને ના જોઈયે; સેહેનું સેહેજે ગવાય નામ૦ ૨

એથી ત્રેવિધિ તાપ ને પાપ ત્રિવિધના, સદ્ય સમૂળા જાય,
કાળ અવિદ્યાનો ભય ભાગે, કામાદિક પળાય નામ ૦ ૩

ત્રણ કરમ ને ચારો વિધિ ઋણ છૂટે દુઃખ સંસાર,
અષ્ટમાસિધ નવે નિધ હાજર, હાથમા મુક્તિ ચાર નામ ૪

રાધાકૃષ્ણ વસે હૃદયમા, બુદ્ધિ કદા નહીં વક્ર,
આગે ફરે નિત્યે રક્ષણ કરવા, ચતુરભુજનું ચક્ર નામ૦ ૫

જપ તપ તીરથ ધરમ નેમ વ્રત, જનમ અનેક મધાય,
તેનું ફળ એ કોઈ એક જનમે, નામે પ્રીતિ થાય નામ૦ ૬

કદાપિ કુત્સિત કરમ બને તો, જમ ના પૂછે જનામ,
કીર્તન સુણતા કેશર ઉભા, પાસે ભાગે પાપ. નામ૦ ૭

ચાર તથા ખટ અષ્ટાદશ, ઇતિહાસનો સિદ્ધાંત,
બાવન ઉપનિષદ બોલે પછે, ભ્રષ્ટ જે રાખે ભ્રાંત નામ૦ ૮

પ્રેમ લક્ષણા ભક્તિ પ્રગટે, પુરૂષોત્તમ પમાય,
આઠે પ્રહર આનંદમા વીતે, દયા ગુરુજન ગાય. નામ૦ ૯

દયારામભાઈનુ પ્રવચન સાભળીને તે વેદપાઠી બ્રાહ્મણો ખુશ થઈ ગયા. તેમણે કહ્યુ "અમે અત્યાર સુધી વેદશાસ્ત્રને મુખ્ય ગણતા અને વેદના મંત્રનેજ મુખ્ય માનતા. પણ તમારી પાસેથી ગાયત્રી મંત્રનુ રહસ્ય જાણીને અમે પણ 'શ્રી કૃષ્ણ શરણં મમ' એ મંત્રને સ્વીકારીએ છીએ. અમે અત્યાર સુધી ભાગવત શાસ્ત્રનો અનાદર કરતા, પણ હવે એવુ નહિ કરીએ, આજથી એ શાસ્ત્રને સ્વીકારશું."

દયારામભાઈના ભજનોની સુવાસ ડભોઈ બહાર ફેલાઈ જતી. જે જે ગરબીઓ ડભોઈના ચોકમા ગવાતી તે પવનની લહરીઓ ઉપર ગુજરાતભરમા પ્રસરી જતી. અને તેમના પદો કે ભજનો કે ગરબીઓ સાંભળનારનાં હૃદય સ્વભાવિક રીતે દયારામભાઈ પ્રત્યે આકર્ષાતા. અને કેટલાકો તો દૂર દૂરથી પણ દયારામભાઈનાં દર્શન માટે આવતા. એમા કોઈ કોઈ વખતે મુસ્લીમ ફકીરો પણ આવતા. તે સમયે ડભોઈની પાસે આવેલા સખેડા મેવાસમાં એક ઓલીયો ફકીર રહેતો હતો. તે દુનિયા તરફ વૈરાગ્યવાળો હતો. તે ઉન્મત્ત દશામા આમતેમ ભટકતો હતો. ખાવા પીવાની પણ તે દરકાર કરે નહિ અને એકલો રુદન કર્યા કરે. આથી ગામમા બધા એને 'રડતો' ફકીર કહેતા હતા. એક વખતે જ્યારે તે રસ્તા ઉપર પસાર થતો હતો ત્યારે સાયંકાલનો સમય હતો અને એક મકાનના અંદરના ભાગમાથી ભજન સુંદર કંઠે ગવાતુ હતું. ગાનારનો મધુરસ્વર અને એની અંદરના ભાવથી તેનું હૃદય આકર્ષાયુ અને રસ્તા ઉપર તે મકાનની બારી નીચે તે ઓલિયો બેસી ગયો. દયારામભાઈના ભજનો એક પછી બીજુ, પછી [illegible] સાભળ્યાં. એ ભજનની નીચે દયારામભાઈનાં [illegible] ઉપરથી તેણે જાણ્યુ કે કોઈ દયારામ નામના [illegible] છે. પહેલા ભજનની પંક્તિ નીચે પ્રમાણેની હતી

"અધગ દિવસ એક આવશે અલગેલાશ્રીજી ત્યારે સુધ લેજો માગી
તે વેળા સગા વહાના સૌ રહેશે અળગા,
જ્યારે જમના કિંકર ઝપટાવશે અલગેલાશ્રીજી"

બીજા ભજનની પંક્તિઓ આ નીચેની હતી

"ભટકતા ભરમા રે ગયા કામ કોટી વહી,
હદ થઈ હાના રે, રાખો હરિ હાથ ગ્રહી

ત્રીજું પદ નીચેની પંક્તિથી શરૂ થયું હતું—
"તારો અમુલખ અવતાર જાયરે"

જેમ જેમ આ ભજનના શબ્દો તે ઓલીયાના હૃદયમા પ્રવેશતા ગયા તેમ તેમ તેનુ હૃદય કોરાતુ ગયુ. અને ત્રણે ભજન પૂરા થયા એટને એ પોક મૂકીને રડવા લાગ્યો તેનુ હૈયુ કાબૂમા રહે નહિ અને લગભગ એક કલાક સુધી સરીયામ રસ્તા ઉપર રાત્રિના અંધકારમા રુદન કરવા લાગ્યો એને રડતો સાભળીને આજુબાજુના બધા લોકો ભેગા થયા અને ભજન ગાનાર પણ ઘરની બહાર નીચે આવ્યા તેને રડવાનુ કારણ પૂછ્યુ, ત્યારે એટલુ બોલ્યો, "આ ઉપરના ઘરમાથી જે ભજનો સંભળાતા હતા તે મારે ફરીથી સાભળવા છે" આથી આજુબાજુથી ભેગા થએલાઓને આશ્ચર્ય લાગ્યુ. કેટલાકોએ એમ માન્યુ કે આ ગાંડો ફકીર છે કેટલાકો એને ધક્કા મુક્કી કરવા લાગ્યા પણ જેણે ભજનો ગાયા હતા તે ભાઈ વૈષ્ણવ હતા. તે એનુ દર્દ સમજી ગયા અને એને કહ્યુ કે આવો તમારે ભજનો ફરી સાભળવા છે ને? હુ તમને સંભળાવુ એમ કરીને ઉપર લઈ ગયા તેમની પત્નીએ જળપાત્ર લાવી તેના અશ્રુભીના મુખને તેની પાસે લુછાવી નખાવ્યુ અને એની સમક્ષ ભોજનની થાળી પીરસી એટલે એણે કહ્યુ કે 'મારે તો પેલા તમે ગાતા હતા તે ભજનો સાભળવા છે, તે સંભળાવો" આથી તે ભજનો ફરીના સંભળાવ્યા અને ફરીથી તે ઓલીયો રડવા લાગ્યો. તે વૈષ્ણવ

ભાઈએ એને આશ્વાસન આપ્યુ અને ઓલીયા ફકીરે પૂછયુ "આ ભજનો બનાવનાર ભક્ત દયારામભાઈ કોણ છે? અને કયા રહે છે? મારે તેમના દર્શન કરવા છે" ત્યારે પેલા વૈષ્ણવભાઈએ તેને માહિતી આપી અને કહ્યું 'કે જરૂર અમે તમને તેમના દર્શન કરવાની વ્યવસ્થા કરી આપીશુ' આવુ આશ્વાસન મળતા તે રડતો બધ થઈ ગયો બીજે દિવસે આ વાત ગામના ઠાકોરને કાને પહોચી. તેમણે તે ઓલીયાને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું, ઓલયાજી તમારે દયારામભાઈના દર્શન કરવા છે ને? હુ એ કવિશ્રીને આપણા ગામમા આવવાને માટે નિમત્રણ આપુ છુ, તમારે એમના ગામ ડભોઈ જવાની જરૂર નથી અમારા નિમત્રણથી જરૂર કવિશ્રી અત્રે પધારશે કારણ કે અમે એમના શિષ્યો છીએ એમ કહીને ઠાકોરે એક માણસને ચિઠ્ઠી તથા વાહન સાથે ડભોઈ મોકલ્યા દયારામભાઈએ ઠાકોરની ચિઠ્ઠીવાચી અને તેમના ભજનોથી ઓલીયા ફકીરની માનસિક સ્થિતિનો ખ્યાલ મેળવ્યો અને વિના વિલમે પોતે સખેડા મેવાસ ગયા ઠાકોરના નિવાસ સ્થાનમા દયારામભાઈના ભજનો થયા. ઓલીયા ફકીર તેમને પગે લાગ્યો અને તેની આખમાથી હર્ષાશ્રુ વહ્યા. દયારામભાઈ એને ખૂબ સ્નેહથી ભેટયા અને તેને માટે ખાસ નીચેના ભજનો ગાઈ સભળાવ્યા. અને ફકીરે તે ઉતારી લીધા.

પદ રાગ લાવણી.

ગફલત રોટા બડા દિવાના, કયો ગફલતમે પડા દિવાના ટેક.

કર્મકૂટમે જન્મ ગવાયા,
કામદામસે ચિત ન અઘાયા;
સચ્ચા બોલી કૃષ્ણ ન ગાયા,
અચક ઝપાટા આય લગેગા, કાલ શીરપર ખડા; દિવાન૦ ૧

કરતાહે દુબનકા ધધા,
અપને હાથ જાત તું બધા;
અહેમક દેખ હોત કયોં અધા,
નીચ મીચતે કયો ઉભરેગા, મનમોહન નહીં ગાયા. દિવાના૦ ૨

સુનિયે જુ હરિ હરજત કે બદેકી અરજિહે,
ગોદલ હુઈ સબ શાદી સાહેબકી કયા મરજિહે. સુનિયે. ટેક.
જિસ કામકું ભેજાયા સો કુછ ભી નહિ કીયા,
મેં કયા કરું અકેલા કીસીને ન તન દીયા સુનિયે. ૧
મનાજી સુબેદાર સો દુશ્મનકું જા મીલા,
ઉમરાવ દસોં ઘે સો ઉસકી સંગમેં ચલા. સુનિયે. ૨
માના નહિ કીસીને એક હુકમ હમારા,
દગાબાજ હુઇ ફોજ કીયા કામ નકારા. સુનિયે. ૩
જોરા ગેવાસીકા હે કહોગે જુ ના કહા,
લૂટે જાતહેં પેશાન તોષાખાનમેં રહા. સુનિયે. ૪
કહે મુજને દામ ન દરબાર જાયગો,
ગુનેગારી ગુલામ બહોત માર ખાયગો. સુનિયે. ૫
દો બાતકા રુક્કા લિખકે મનાજી ફિરાવના,
નહિ તો હજૂર કદમ મેં દયાકું બુલાવના. સુનિયે. ૬

ચુ નામની પેટલાદ ગામની રહીશ, એક બાઈ હતી. પેટલાદની
ગર જ્ઞાતિના નાગરો રસિક હોય છે. સંગીત પ્રેમી પણ હોય છે.
હિત્ય માટેનો તેમનો પ્રેમ જાણીતો છે. નાગર સ્ત્રીઓ પણ
યનો રસ જાણી શકે છે. તેમના કંઠમા પ્રસગિંક માધુર્ય રહેલું
પેટલાદની ચુ સારી એક રસિક સંસ્કારી, અને સારી સંગીત
ણનારી અને ગાનાર તરીકે પ્રસિદ્ધ સન્નારી હતી. નવરાત્રિના
સોમાં તે પેટલાદના નાગર ચોકમાં અન્ય સ્ત્રીઓ સાથે ગરબાની
મટમાં આગળ પડતો ભાગ લેતી પોતે જે કોઈ નવા નવાં
ા શીખેલી હોય તે બીજી સ્ત્રીઓને સંભળાવતી. નવાં નવાં
ાઓની રસલ્હાણુ સ્ત્રીવૃન્દમા કરતી. પોતે ગરબાનો આરંભ
અને અન્ય સ્ત્રીઓ તેને ઝીલતી. તે સાંભળવાને માટે

સંસ્કારી વર્ગ સારી સંખ્યામાં હાજર રહેતો. આ બાઈના સાંભળવામાં આવ્યું હતું કે ડભોઈમાં દયારામ નામના એક સાઠોદરા નાગર રહે છે. તે સારા ભક્તકવિ છે. તે ઉત્તમ પદો અને ગરબીઓ તેમજ ગરબાઓ રચી જાણે છે. દયારામભાઈની કેટલીક ગરબીઓ તેણે સાંભળી હતી. એક ટેલીઓ બ્રાહ્મણ ફરતો ફરતો પેટલાદમાં આવેલો. તેની પાસેથી બાઈ ચુંએ નીચેની ગરબી સાંભળી હતી.

"એરી એરી યે" એંદિકા સવાર દીની યં,
લાડલી લાલ એંદા બીચ મૃગમદ.
"મદનમોહન" "પિયા હિય" હર્યો હવે. એરી યે૦
"બાલ બીંબ મધ્ય મિત્ર" જનુ અલા અલી બાલ બગ્યો.
સુસુમ (?) લછી સોતીન હિય ગરવ ગર્યો હવે. એરી યે૦
નખ શિખ પ્રતિ અતિ અંગરૂપ, માધુરી અકથિત અનુપમ,
લખ લજ્યો મનોજ ચંદ મંદ ઠર્યો યે. એરી યે૦
અતિ પ્રબીન જાનરાય, લલિત કહી ન જાય,
સો દયા પ્રીતમ તેરે ફંદ પર્યો વે. એરી યે૦

બાઈ ચુંએ આ ચીજ સાંભળી અને આમાં દયારામભાઈએ રાધિકાના કપાળમાં મેંદી એટલે કે ચાંદલાની ટપકીનું સુંદર વર્ણન કરેલું જાણીને, ખૂબ હર્ષમાં આવી ગઈ. એ ચીજ તેણે ઉતારી લીધી અને મોઢે કરી. પછી પેટલાદના સ્ત્રી સમાજમાં સુંદર રીતે ગાઈ બતાવી.

આવી સુંદર ગરબીના રચનાર કવિનાં પ્રત્યક્ષ દર્શન કરવાની ઈચ્છા થઈ. દયારામભાઈનાં અન્ય ગીતો અત્યાર સુધી મેળવેલા હતાં પણ આ નવું ગીત સાંભળીને એ મહાપુરુષના દર્શન કરવાની અસંત તમન્ના તેને થઈ અને તેથી તે પેટલાદથી ડભોઈ ગઈ. દયારામભાઈ તે વખતે ડભોઈમાં ન હતા. શેઠ

હરિભક્તિને ત્યા વડોદરે વર્ષાસન લેવા ગયા હતા તેમને ત્યા ખબર પડી કે પેટલાદના નાગર બ્રાહ્મણ બાઈ ચુ' તેમને મળવાને માટે ડભોઈ ગયેલ છે આથી કવિએ વર્ષાસન લેવાનુ મુલતવી રાખી એકદમ ડભોઇ પાછા ફર્યાં ચુ' બાઇનો પોતાને યેગ સત્કાર કર્યો. ચુ' બાઇએ વિનતિ કરી કે "હુ આપના દર્શન કરના આવી છુ. આપની "એરી એરી યે" એ ગરબી નને ખૂબ ગમી છે. એક ટેલિયા બ્રાહ્મણ પાસેથી મે સાભળી હતી એ ગરબીનો અર્થ આપની પાસેથી શ્રવણ કરવો છે તેમજ બીજા પદો કે ગરબી મારે ઉતારવા છે, બાઇ ચુ'ની આ વિનતી સાભળી દયારામભાઇ ખૂબ પ્રસન્ન થયા એ એક સ સ્કારી સ્ત્રી હતી એટલુજ નહિ પણ કૃષ્ણભક્ત હતી, એમ દયારામભાઈને પ્રતીતિ થઈ એટલેજ દયારામભાઈએ કહ્યુ. ઘણી ખુશીથી હુ તમને મારા ગીતો સંભળાવીશ વળી અહિઆ મારા ઠાકોરજીની નિત્ય સેવામા રતનબાઈ મને મદદ કરે છે તેમને પણ મારા ઘણા ગીતો કંઠે છે તે અમારી સત્સગ મડળીમા દરરોજ આવે છે. તેમની પાસેથી પણ તમને મારા ગીતો જાણવાના મળશે પણ તમારે અહિયા થોડા દિનસ નિવાસ કરવો પડશે" દયારામભાઈએ બાઈ ચુ'ને માટે રહેવાની વ્યવસ્થા કરી અને પછી નારી સમાજની યોજના કરી ગામમા ખબર પડી ગઈ કે દયારામભાઈને ઘેર એક સ સ્કારી, ભક્ત અને સ ગીતની રસિયણ ચુ' નામની બાઈ આવી છે તેને માટે દયારામભાઈએ નારી સમાજ રાખ્યો છે આ સમાજ બપોરનો દયારામભાઈના નિવાસ સ્થાને મળતો તેમા દયારામભાઈ પોતે પોતાના ગીતો ગાતા અને ગવડાવતા તેમા બાઈ ચુ પણ ભજનો ગાતી દયારામભાઈએ પોતાની "એરી એરી યે" એ ગીતનો અર્થ નીચે પ્રમાણે સમજા યો, તેમણે કહ્યુ "આ ગીતમા રાધિકાના કપાળમા બેદી એટલે ચાદલાની ટપકીનુ વર્ણન કર્યુ છે એક દિવસે રાધિકાએ, પોતાના કપાળમા મોટા લાલ ચાદલો કર્યો અને તેની વચ્ચે કસ્તુરીની ઝીણી શ્યામ રગની ટપકી

કરી હતી તે જોઈને લલિતા સખી રાધિકાને કહે છે 'હે રાધિકે તારા કપાળમાં ચાંદલાની ટપકી કેટલી બધી સુંદર શોભે છે! માથામાં કેવો સરસ ચાક તે મૂકેલો છે. તે સૂર્ય જેવો ઝગઝગ થાય છે. તારા કેશ તો જાણે ભમરાઓ ન હોય એટલા બધા શ્યામ છે આજે તારું રૂપ અવર્ણનીય છે તારા મુખનું દર્શન કરીને કામદેવ પણ લજ્જા પામે છે. અને ચંદ્ર પણ ઝાંખો પડી ગયો છે. તું ખરેખર ચતુર છે કોઈનાથી વશ ન થાય એવા તારા પ્રિયતમ કૃષ્ણને વશ કરવાને માટે કેવું ચાતુર્ય તે આ ટીપકી કરવામાં વાપર્યું છે આ એ કાવ્યનો અર્થ છે રાધિકા શ્રી કૃષ્ણને પોતાનાજ કરવા ઇચ્છે છે. આથી પોતાના મુખની શોભા વધારવાને માટે લાલ ચાંદલાની અંદર કસ્તુરીની શ્યામ ટીપકી કરી હતી." સાંભળનારાઓને કવિની વર્ણન શક્તિ માટે માન ઉત્પન્ન થયું એક સામાન્ય કપાળની ટીપકીનું કેવું સરસ વર્ણન કવિએ કર્યું હતું સામાન્ય રીતે સ્ત્રીઓ સૌભાગ્યના ચિન્હ તરીકે લાલ ચાંદલો (ચાંદનો) કપાળમાં કરે છે પણ કવિએ તો અહિંઆ મોટા લાલ ચાંદલાની વચમાં કસ્તુરીની કાળી બિંદીનું વર્ણન કર્યું છે લાલ ચાંદલો એ રાધાના પ્રેમનું સૂચક છે. અને કાળી ટીપકી એ શ્યામ એટલે કૃષ્ણના પ્રેમનું સૂચક છે કૃષ્ણનો વર્ણ શ્યામ છે શ્રી કૃષ્ણ શૃંગાર રસના અધિપતિ છે રસશાસ્ત્ર પ્રમાણે શૃંગાર રસનું વર્ણન શ્યામ છે એ શ્યામનો પ્રેમ મેળવવો મુશ્કેલ છે. પણ રાધિકા એટલે પ્રેમભક્તિ એ શ્યામના પ્રેમને પોતામાં સમાવી દે છે રાધિકા પ્રેમમાં શ્યામનો પ્રેમ મળતાં શોભામાં ઓર વધારો થાય છે બાઈ ચું, કવિને મુખેથી આ ગીતનું રહસ્ય સાંભળીને ઘણાં આનંદમાં આવી ગયાં પછી તેમણે કવિશ્રીને વિનંતી કરી કે હવે થોડાં નવાં ગીતો અમને આપો. કવિશ્રીએ પછી તેમને નીચેનાં ગીતો ગાઈ બતાવ્યાં. બાઈ ચું પણ અન્ય સ્ત્રીઓની સાથે ગાવા લાગી આમાં નીચે આપેલા પદ પહેલામાં વ્રજ ભૂમિનું મહત્ત્વ દર્શાવેલું છે. પદ બીજામાં વૃંદાવનની ભૂમિની દિવ્યતા

વર્ણવી છે કે જ્યાં રાધા અને કૃષ્ણ હમેશાં રાસ ક્રીડા કરે છે. જ્યાં સર્વ રસમય છે. વૃંદાવનમાં એકી સાથે તમામ ઋતુઓ સદાકાળ હોય છે. રાધા અને કૃષ્ણ ત્યા નિત્ય નવી નવી રાસલીલા કરે છે. સંસારીઓની ગતિ ત્યાં પહોંચતી નથી. ત્રીજા પદમા રાધા અને કૃષ્ણના સ્વરૂપનું વર્ણન કર્યું છે. તે ગરબીના પ્રકારનું છે. કૃષ્ણ અને રાધા એ બે જુદા નથી, પણ એક છે. એક ચણાના બે દળ હોય તેમ રાધા અને કૃષ્ણના બે જુદા સ્વરૂપો થયેલા છે. પણ તે એક બીજાથી જુદા નથી. તેઓ એક બીજાના આત્મારૂપ છે. કોઈ અધિક નથી કે ન્યૂન નથી. તેઓ એક બીજાને શોભા આપે છે. આ ગરબીમાં કવિએ રાધા અને કૃષ્ણનો સબંધ સમજાવવાને માટે સચોટ દષ્ટાંતો આપેલા છે. ચોથું પદ ગરબી છે. તેમાં બ્હેનોને ઉપદેશ આપ્યો છે કે તેમણે જ્ઞાન મેળવવું જોઈએ. પણ તે જ્ઞાન પ્રભુ માટે હોવું જોઈએ. પદ પાચમાં, જીવનનું સાર્થકય પ્રભુના પ્રેમરસની પ્રાપ્તિમાંજ છે એવું જણાવે છે. એ પણ એક ગરબીજ છે. પદ છઠ્ઠામાં પણ એજ અર્થ કહે છે. જેના હૃદયમા રાધા અને કૃષ્ણ બિરાજે છે, તેને બીજું કંઈ કરવાનું રહેતું નથી. પછી કવિએ " હાં રે વૃંદાવનમાં થનકાર થઈ થઈ " નામનો ગરબો ગાવા માંડયો. ત્યા હાજર રહેલી બ્હેનોની પાસે ગવડાવ્યો. બાઈ ચુ ગવડાવે અને બીજાં ઝીલતા હતા. આમ કવિએ પોતાની કાવ્ય રચનાઓથી નારી સમાજના હૃદયને રંજિત કર્યા; એટલુંજ નહીં પણ એમને ભક્તિરસમા તરબોળ કર્યાં. બાઈ ચુ તો ખૂબ આનંદમાં આવી ગયાં. એમને મન તો ડભોઈ એજ વૃંદાવન હતું. થોડા દિવસ પછી તો પેટલાદ ચાલ્યાં ગયાં અને ત્યાં કવિના ગીતોનો પ્રચાર કર્યો.

પદ—નૂર સારંગ.

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવુ,
ત્યાંહા શ્રી નંદકુંવર કયાથી લાવું. વ્રજ વહાલું રે૦ ૧
જોઈએ લલિત ત્રિભંગી મ્હારે ગિરિધારી, સંગે જોઇયે શ્રીરાધે પ્યારી,
તે વિના નવ આંખ્ય ઠરે માહારી વ્રજ વહાલું રે૦ ૨

ત્યાં શ્રીજમુના ગિરિવર છે નહિ, મુને આસક્તિ છે ઘણી એ બેની,
તે વિના મ્હારો પ્રાણ પ્રસન્ન રહે નહિ. વ્રજ વહાલું રે૦ ૩
ત્યાંહાં શ્રીવૃંદાવન રાસ નથી, વ્રજવનિતા રાગ વિલાસ નથી,
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ વહાલું રે૦ ૪
જ્યાંહાં વૃક્ષેવૃક્ષે વેણુધારી, પત્રે પત્રે છે હરિ ભુજ ચારી,
એક નજરજ ચોમુક્તિ વારી. વ્રજ વહાલું રે૦ ૫
જ્યાંહાં વસવાને શિવ સખીરૂપ થયા, હજુ અજ વ્રજ રજને તરસતા રહ્યા,
ઉદ્ધવ સરખા તે તૃણ ફૂંણ થયા. વ્રજ વહાલું રે૦ ૬
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું મને ન ગમે બ્રહ્મસદન અડવું,
ધિક્ સુખ જેને પામી પાછું પડવું. વ્રજ વહાલું રે૦ ૭
શું કહું શ્રીજી હું સાયુજ્ય પામી, એકતામાં તમો ના રહો સ્વામી,
મ્હારે દાસપણામાં રહે શી ખામી. વ્રજ વહાલું રે૦ ૮
વ્રજજન વૈકુંઠ સુખ જોઈ વળ્યા, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાં ભળ્યા,
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યા. વ્રજ વહાલું રે૦ ૯
ગુરુબળે ગોકુળવાસી થાશું, શ્રીવલ્લભ શરણે નિત્ય જાશું,
દયા પ્રીતમ સેવી રસ જસ ગાશું વ્રજ વહાલું રે૦ ૧૦

"દિવ્ય લીલાસ્થળી."

પદ—૨

શ્રીવૃંદાવન સુખકારી રે, સમરે નહાસે સહુ પીડા,
જ્યાંહાં શ્રી રાધા ગિરિધારી રે, સદા કરે છે રસક્રીડા. ૧
જ્યાંહાં રસમય ગિરિ ગોવર્ધન રે, રસમય શ્રીયમુના રાણી,
રસરૂપ વૃક્ષ ને વેલો રે, પૃથ્વી રસમય લો જાણી, ૨
રસરૂપ ચંદ્રમા અચલિત રે, રસમય છે દિવસ રેની,
રસરૂપ સર્વ સામગ્રી રે, યુગલ રૂપને સુખ દેની. ૩
જ્યાંહાં ષટઋતુ સદા વસે છે રે, જે મન ઈચ્છે તે થાયે,
છે સર્વ સમય હરિ સ્વાધીન રે, દિવસ રાત પણ થઈ જાયે. ૪
જ્યાંહાં પ્રવેશ નહિ કોઈ પરનો રે, નવ ચાલે કોઈની માયા,
ગોપી પણ તે સહુ ગોવિંદ રે, જેમ કાઈ સ્વરૂપ ને છાયા. ૫

જ્યહા પુરુષ એક પુરુષોત્તમ રે બાકી સર્વે વ્રજનારી,
તેમા લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય એહુની અધિકારી ૬
જ્યહા જુગલ કિશોર રમે છે રે, નવરસલીલા નિત્ય નવી,
અનુભવીનુ અ તર જાણે રે શકે વર્ણવી કેમ કવિ? ૭
જ્ઞાનીની ગતિ નવ પહોચે રે, પ્રેમરસ પ્રેમીને જરે,
જ્યમ દૂધ સિંહણી કેરૂ રે, સિહણુ સુત હોય તોજ ઠરે. ૮
એ પ્રેમ પરમ આનદરસ રે રખે વિષયરસ સમ આણે,
એમા શુક મુનિ ને શિવ છાકયા રે તે શુ કામી જન જાણે ૯
જેણે કામને મોહ પમાડયો રે તે પ્રભુ કામવશ કેમ થાયે,
શ્રીકૃષ્ણ રસક્રીડા ગાતા રે કામરોગ ઉરથી જાયે ૧૦
મહા અધમનો ઉદ્ધાર કરવા રે, ભૂતળ લીલા કરી નાથે,
જેમ ઘૃત વિષ જ્વરવાળાને રે, તેજ અમૃત ઔષધ સાથે ૧૧
હોય જીવની અવળી બુદ્ધિ રે, માટે એ શિક્ષા ભાખી,
સમજી અનુભવતા નિર્મળ રે, થાશો શ્રીભાગવત સાખી ૧૨
એ ભાવે હરિગુણ ગાતા, સુણતા હરિ વહાલા થાશે,
ભજે દાસ દયાના પ્રીતમ રે, સહુ સુખ સહજે થઈ જાશે ૧૩

### પદ—૩
### દ્વિદલાત્મક સ્વરૂપની ગરબી.

( ઓરો આવની સજુણા પ્રભુ શામળા જો" એ રાગ )

શ્રીમદ્રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દવી ભક્તોને સુખ યુગલ વપુ વિવેક છે જો શ્રીમદ્૦ ૧
આદ્ય એકરૂપ [1]બ્રહ્મ શ્રુતિ ગાય છે જો
તે એ બે મળીને એક કહેવાય છે જો શ્રીમદ્૦ ૨

---

૧ एकमेवाद्वितीय ब्रह्म । શ્રુતિ એમ કહે છે કે બ્રહ્મ એક અને અદ્વિતીય છે એક અને અદ્વિતીય એમ બન્ને વિશેષણની મતલબ એ છે કે, તે છે તો બે સ્વરૂપ પરતુ તેબન્નેમા ભેદ નથી.• બે મળીને એક છે

એમા અનુભવીને તો સુધી સમજણુ પડે જો,
તોપણુ અજાણ્યાને મન આશ્ચર્ય અડે જો. શ્રીમદ્૰ ૩

તે માટે કહું દષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાભળતામા સઘ સશય નાખે તોડીને જો. શ્રીમદ્૰ ૪

[1]ત્વચાસહ ચણો જેમ એક [2]ભાષ્યમાન છે જો,
અતરમા સમાન દ્વિદલ[3] વિદ્યમાન છે જો. શ્રીમદ્૰ ૫

હવે કહુ પૃથક્ પ્રકટ થવા તણી વિધિ જો,
ઘનશ્યામ થકી શ્યામા આનદના નિધિ જો. શ્રીમદ્૰ ૬

શ્રીજી સાગર ને લહરી [4]ભાનુનદિની જો,
[5]ઇંદુ અલમેલો અલબેલી ચારુ ચદિની જો. શ્રીમદ્૰ ૭

વિઠ્ઠલ વહ્નિને કીર્તિકન્યા જ્વાલિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો. શ્રીમદ્૰ ૮

રૂપ રસિકવર છબીલી છાયા તે તણી જો,
પુરુષ પુરુષોત્તમ રામા રાધિકા બની જો શ્રીમદ્૰ ૯

કૃષ્ણુ આત્મા રાધા, રાધા કૃષ્ણુનો સહી જો,
એમા અધિક ન્યૂન કોઈ કહેવાએ નહી જો. શ્રીમદ્૰ ૧૦

પરસ્પર શોભા એક એકની ભણુ જો,
એકલા ન શોભે કહું દષ્ટાત તે તણુ જો. શ્રીમદ્૰ ૧૧

[5]કેસરી અરણ્ય જેમ ચદ્ર જામિની જો,
શીષ કેશ દેહી દેહ, મેઘ દામિની જો. શ્રીમદ્૰ ૧૨

---

૧. ફોતરા સાથે ૨. કહેવાય છે. અનુભવાય છે. ૩. બે ભાગ—એકસરખા ૪ વૃષભાનના પુત્રી શ્રીરાધિકાજી. ૫ ચદ્ર; સરખાવો–
यथा व चन्द्रिका चन्द्रे प्रभा भानौ हुताशने । गन्ध. पृथिव्यामनव राधिकेयं तथा हरौ । इत्यादि વાક્ય સાથે ૫. સિહ વનથી. ચદ્ર રાત્રિથી શોભે છે. મસ્તક કેશથી, આત્મા દેહથી, મેઘ વિજળીથી.

પરસ્પર ઉભય એકેકમા વ્યાપી રહ્યાં જો,
પ્રીતમ પ્રિયા પ્રિયા પ્રીતમ સભવે કહ્યા જો. શ્રીમદ્૦ ૧૩
અનલ[1] દહનતા જેમ ઘંટા વિષે નાદ છે જો,
સલિલ શીતલતા સુધા વિષે જેમ સ્વાદ છે જો. શ્રીમદ્૦ ૧૪
એ વિધિ સ્વરૂપ લાલ લાડિલી તણુ જો,
એ બે થકી લીલા સર્વ અપર નહિ અણુ જો શ્રીમદ્૦ ૧૫
સદા રસમય સભોગી રસ રાસના જો,
યુગલરૂપ એ સર્વસ્વ દયા દાસના જો શ્રીમદ્૦ ૧૬

## જ્ઞાનની જરૂર.

પદ—૪

હો પ્રિય બહેની હરિજ્ઞાન વિના સસાર તો સર્વ અસાર છે;
જગમા જન્મી હરિ સ્વરૂપ જાણ્યાથી ભવનો પાર છે ટેક૦

પૂર્વે જો મૈત્રીયી નારી, મુનિ યાજ્ઞવલ્ક્યની સ્ત્રી સારી,
ગ્રહ્યુ જ્ઞાન પ્રપચને વિસારી હો૦ ૧

ગાર્ગી પણ સ્ત્રી જાતિ કહાવી, જેને અન્ય વાત ઉર ના ભાવી,
થઈ નિર્ભય પુરષપદે આવી. હો૦ ૨

વિધયાએ વિદ્યા જો ધારી, વરી ચદ્રહાસને ઉગારી,
અતે જો રુકિમણી ભણનારી. હો૦ ૩

ધન્ય ભક્તિવત મીરાબાઈ, અનન્ય ભક્ત શ્રી નજરાઈ
દ્વારકાધીશમા તેહ સમાઈ હો૦ ૪

દ્રૌપદી ચીર પૂર્યા બહુ હરિ, જયદેવની સ્ત્રી મુઈ જીવતી કરી,
ભક્તિએ કુતાધીન હરિ. હો૦ ૫

વિદ્વન ભક્તિવત મુક્તાબાઈ, જની છાણે વિઠ્ઠલધ્વનિ ગાઈ,
દલણુ દળિયુ વિઠ્ઠન રાઈ. હો૦ ૬

કરમાની ક્ષિપ્રા વ્હાલ વિચારી, જમીયા જગદીશ્વર ગિરિધારી,
શબરી ફળ ખાધાં અવધ બિહારી. હો૦ ૭

શતરૂપા દેવહૂતી ને સુનીતિ, વિંધ્યા વળી યજ્ઞપત્ની ને ગોપીજન પ્રીતિ,
ભાગવત પુરાણથી લ્યો પ્રતીતિ. હો૦ ૮

એવી અગણિત સતી કૃતિને ન્યાળી, સાચું સુખ લેવું મોહને ટાળી,
ગુણવંતી થશે અતિ ભાગ્યશાળી. હો૦ ૯

જ્ઞાન પ્રેમ જેનો પ્રભુ શું લાગે, તેનાં સર્વ દુઃખ સહેજે ભાગે,
દયો કરગરી એ કૃષ્ણ પાસે માગે. હો૦ ૧૦

### પ્રેમરસ યાચના.

પદ—૫

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઈને જાચું રે;
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે. ૧
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે,
અમો છું રાજના ખાસા ખવાસ, એ મુક્તિ મન આવે રે. ૨

નિસ નિરખીએ શ્રી નટવરરૂપ રે, હોંસ હૈયામાથી રે,
મન માન્યું મળે સહુ સુખ રે, એ એકતામા કયાંથી રે? ૩
દિવ્યરૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિ રે,
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરક નિવાસી રે. ૪

દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે,
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખ, એ સ્વપ્ને ન દેખે રે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે,
રચે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવો રે. ૬

વિના લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપો રે,
વિષયવાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માંગુ રે.
દયાપ્રીતમજી આપો મને એહ રે, પાયે લળી માગું રે. ૮

## કૃતાર્થતા.

પદ—૬

જેના હૃદયમા અખડ રસિકરૂપ, તેને કાંઈ નથી કરવુ રે
પૂર્ણ લીલા સહ ગધા નજભૂપ, તેને બાકી નથી તરવુ રે
જેને દૃઢ આશ્રય શ્રીવલ્લભદેન, તેને કાંઈ નથી કરવુ રે
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેન, તેને બાકી નથી તરવુ રે.
લૌકિક વૈદિક ત્યજી શુદ્ધ શ્રીજી મરણ તેને કાંઈ નથી કરવુ રે
દીનભાવ વિરહતાપ ગિરિધરણ તેને બાકી નથી તરવુ રે
ભજન સર્વાત્મા હરિ ગુરુ સત તેને કાંઈ નથી કરવુ રે
દૃઢ પ્રતીતિ ગુણગાન ગોપીકાત, તેને બાકી નથી તરવુ રે
સદા સુમતિ શ્રીકૃષ્ણ નામ જાપ, તેને કાંઈ નથી કરવુ રે
ભક્તદાસ દયા જગત અલગ પાપ, તેને બાકી નથી તરવુ રે

પદ—૭

હારે વૃન્દાવનમા થનકકાર થૈ થૈ
રાધા કૃષ્ણ રમે રાસ ગોપી લહિ લહિ લહી રે,
બીજુ નહિ નહિ નહિ રે વૃન્દાવનમા૦
હારે નૂપુર ચરણ કનકવર્ણ ઝાઝર જોડા,
હારે ઘુઘરીઆળો ઓપે અકોા તોડો
હારે મોર મુકુટ મણિ વાકડો અ બોડો,
હારે કુડળ કાન કુડળ કાન, ભ્રકુટિ બાન તિલક તાન,
નેનમાન કપમાન ફકા દેઈ દેઈ દેઈ દેઈ રે વૃન્દાવનમા૦
હારે વાગે તાલ તે કરતાલ મૃદગ તાલી
હારે કોઈ તબુરો ને કોઈ મૃદગવાળી;
હારે મોળ સહસ્ર ગોપિકા છે એક બાળી
હારે સૂર સળકે સૂર સળકે, ઘુઘરી ધમકે નાચે થનક,
થનક બલ બલ બલ ગોપી લઈ લઈ લઈ લઈ રે વૃન્દાવનમા૦

કે કર કટિએ દીધો છે વંકવાળી,
મદન ગાન મુખ્ય ગાય છે વનમાળી,
કે બોલે બેન બોલે બેન, અમૃત ચેન, સુધાસેન, મોહન નેન,
પ્રકટ ચેન, થકે નહિ હૃદય દઈ દઈ દઈ રે. ૠન્દાવનમાં૦

હારે મુકુટ માહે રૂપ દીઠું છે રાધાએ,
હારે મનમા માનની વિમાસણુ થાયે;
હારે હુંથી છાની રાખી છે મુકુટ માંહે,
હારે તે બહુ વહાલી હઠ ઝાલી, બેઠી બાલી ઉઠી ચાલી,
ઘુંઘરવાળી ભટ ભાળી, દયા પ્રભુ જો જો જો જો રે. વૃન્દાવનમાં૦

કવિશ્રીની કીર્તિ ગુજરાતભરમા તેમજ ગુજરાતની બહાર પણુ ફેલાયલી હતી. તેઓ ફક્ત ગુજરાતી ભાષામાંજ ઉત્તમ ગીતો રચતા એટલુંજ નહિ પણુ હિન્દી, ઉર્દૂ, મરાઠી, મારવાડી વગેરે ભાષામાં રચી શકતા. આ સમયે ગુજગતમા કવિઓની મીજલસો ભગતી. તેમા જુદા જુદા સ્થળેથી કવિઓ ભાગ લેવા આવતા. કોઈ કોઈ વખતે રાજાઓ આવી મીજલસો ભરતા. વડોદરામા એક વખતે મુસ્લીમ શાયરોની મીજલસ ભરવામાં આવી હતી. તેમાં ભાગ લેવાને દયારામભાઇને ખાસ આમત્રણુ ગયુ હતું. તેમાં તેઓશ્રીએ શૃંગારરસની ગઝલો, તથા ગીતોની વાનગીઓ લેતા આવે એવી વિનંતી કરી હતી. દયારામભાઈએ તેમાં ભાગ લેવાનું નક્કી કર્યું. અને તે પ્રસંગને ઉચિત શૃંગારરસના ગીતો રચ્યાં. અને વડોદરા ગયા. નક્કી કરેલા દિવસે મીજલસ શરુ થઈ, જૂદા જૂદા શાયરોએ ઉર્દૂમાં તેમની ગઝલો રજુ કરી. વડોદરાનો ભાવિક અને સંસ્કારી વર્ગ દયાગમભાઈની ચીજો સાંભળવાને બહુ ઉત્કંઠા ધરાવતો હતો., તે વર્ગ પણુ સારી સંખ્યામાં હાજર હતો. દયારામભાઈનો ગાવાનો સમય આવ્યો અને તેમણે શ્રોતાઓની શાન્તિ વચ્ચે, નીચેની શૃંગારરસની ચીજો રજ કરી. તેમાં તેમની કૃષ્ણ પ્રતિની પ્રેમભક્તિનીજ ભાવના હતી. ઉર્દૂ કવિઓએ રજુ કરેલી ગઝલોમાં ઇશ્વરને ઉદ્દેશીને

શૃંગારરસ ગાયા હતા. દયારામભાઈની ચીજોમાં પણ તેજ હતો. તેમાં લૌકિક સ્ત્રી પુરુષોના સંબંધી વિકારી પ્રેમ ન હતો. માત્ર ફેર એટલો કે સૂફી કવિઓ ઇશ્વરને માશુક અને ભક્તોને આશક કલ્પીને પ્રેમ પ્રકટ કરે છે, જ્યારે વૈષ્ણવ ભક્ત ઇશ્વરને આશુક માને છે અને ભક્તોને માશુક કલ્પે છે. માશુકનો ભાવ એ સર્વથી ઉત્તમ પ્રેમ છે. તેને ભાગવતકાર 'ગોપીભાવ,' અગર 'પ્રિયાભાવ' કહે છે. જે જીવાત્માઓએ સંસારના વિષયયોનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે, અને ઇશ્વરને આત્મ નિવેદન કર્યું છે અને ઇશ્વર વિષેજ સર્વાત્મભાવ પ્રાપ્ત કર્યો છે, તે ભાગવતકારની દૃષ્ટિએ અને વૈષ્ણવ આચાર્યોની દૃષ્ટિએ ગોપીઓ છે. આ ગોપીઓમાં મુખ્ય ગોપી રાધિકા છે તે સ્વામિની કહેવાય છે. પ્રેમ સ્વરૂપ ઇશ્વરના પ્રેમની તે 'અન્તર્ભૂત' શક્તિ છે. તેથી તે 'ઇશ્વર'ના આત્મારૂપ છે. તે બંને એક બીજાની સાથે સંયુક્ત છે. આ ભાવ નીચેના ગીતોમાં તેમણે વ્યક્ત કરેલો છે.

ગીત ૧ માં જણાવે છે કે ઇશ્ક એટલે પ્રભુ પ્રેમનો માર્ગ કઠિણ છે. તે બધાને માટે નથી. એતો કિલ્લો સર કરનારમાં જેમ પોતામા બલ હોવું જોઈએ, તથા શસ્ત્રો તેમજ સૈન્યની સહાય હોવી જોઈએ. નહિ તો પરાજય પામતાં દુનિયાની હાંસીને પાત્ર થાય છે તેમ આત્મબળ વગર પ્રેમ માર્ગે જનાર હાંસીને પાત્ર બનશે. જે પ્રભુ પ્રેમનો પ્યાલો પીવે છે, તેનું જીવન મસ્ત હોય છે. તેને કોઈ સતાવી શકતો નથી. તેને બીજું કાંઈ મેળવવાનું નથી. પ્રભુનો પ્રેમ તેનું સર્વસ્વ છે. તેને તો પ્રભુનાં દર્શનની રાત દિવસ ઝંખના હોય છે.

એ પ્રમાણે પ્રેમની ફિલસૂફી રજુ કરીને દયારામભાઈ પ્રભુને વિનંતી કરે છે કે હે આશક ! હુ તારી વિના મૂલ્યની દાસી બની છું. તારા દર્શનની મને પ્યાસ લાગી છે, માટે હે પ્યારા તું મારી એ પ્યાસને છીપાવ, તારી આ માશુકને તરફડાવ નહિ.

બીજા ગીતમાં જણાવે છે, કે ઇશ્વરરૂપ, ખૂબસુરત પ્યારાએ

તેમનુ ચિત્ત ચોરી લીધુ છે તે બીજો કોઈ નહિ પણ નંદનો લાલ-કૃષ્ણ છે, જ્યારથી તેણે મારું ચિત્ત ચોર્યું ત્યારથી મારા હૃદયમા વિપ્રયોગનો અગ્નિ સતાપે છે. તે કહે છે, કે જો તે મારો પ્યારો મને નહિ મળે, તો જરૂરથી મારો પ્રાણ જશે હું જીવી શકીશ નહિ

અનગ અડગ લગી ને તન જાત હે જલા,
જીવની ધગા જરૂર સૈયા સજનહિ મિલા.

માટે હે સખી ! જો મને જીવતી રાખવી હોય તો મારા પ્યારાને મારી સાથે મિલાવો એ સિવાય બીજી કોઈ મારી સલાહ નથી

મિલાઓ કોઈ મેહેબૂબ દુસરી ન હે સલા,
દયા કે પ્રીતમ બિના મરુગી મે કાટકે ગલા

એજ પ્રમાણે ગીત ૩ મા વિરહાવસ્થાની વેદના વ્યક્ત કરી છે ગોપી કહે છે 'હે સખી જેના ઉપર મારો પ્રેમ થયો તેજ મારુ જીવન છે. તેના આધારે હુ જીવુ છુ હવે સસારના વિષયો ઉપરથી મારુ મન હટી ગયુ છે સસાર એ મને ખારો લાગે છે'

ઈશ્ક મયે ઉસી પર હે આઈ મેરા જીવત,

હુઈ ખલ્ક સારી ખારી કુછ લગતા હે ન મન.

એવીજ રીતે ગોપી સખીને ગીત ૪ મા આતુરતાથી પૂછે છે મારા હૃદયમા પ્રેમનો ઊંડો ઘા પડયો છે. જ્યારે પ્રિયુ (પ્રભુ) આવે તોજ તે ઘા રુઝાય સખી, મને કહે તુ જાણે છે તે ક્યારે આવશે નીચેના ૧ થી ૪ ગીતો ઉર્દૂ ભાષામા રચ્યા હતા ગીત ૮ મા પ્રભુએ ગોપીને કેવી રીતે ઘાયલ કરી તેનુ તથા તેની ઘાયલ દશાનુ વર્ણન કવિ કરે છે ઘાયલ કરવામા બીજુ કોઈ પણ હથિયાર નહોતું; પણ નયનરૂપી કટારી હતી કવિ કહે છે કે પ્રભુના પ્રેમની કટારી મૂર્ખના હૃદયને ઘાયલ કરતી નથી પણ રસિક અને જ્ઞાનીનેજ ઘાયલ કરે છે.

રૂપ નગર કે બીચમેં, અહો ચલી ચશ્મ તલવાર,
મૂરખ હેં સો બચગયે, વહા ચતુર ખાયે માર.

પ્રભુના નયનરૂપી શસ્ત્રથી, પોતાના પ્રેમીભક્તને ઘાયલ કરવાની રીત તદ્દન જૂદી છે.

રસિક નૈનકે બાનકી, અહો અજબ અનોખી રીત,
દુશ્મનકું પરસે નહી, વે તો મારે અપનો મીત.

છેલ્લી લીટીઓમા પ્રભુના સૌંદર્યનુ વર્ણન કેવી રસિક રીતે કર્યું છે તે જુઓ—

છેલ છબીલોં સાવરે, નટવર નદકિશોર;
મૃદુ મુસકાનિ ચિત્તચોર લિઓ, મેરો ડાર્યો કલેજાકોર,
અંગ અગ પ્રત માધુરી, નખ શિખ છબી અતોલ;
**દયા કે પ્રીતમ તિહારી, બાનક ઉપર બીક ગઈ બિન મોલ**

દયારામભાઈ ઉર્દુભાષામા પણ સરસ ગઝલો લખી શકે છે, તે જાણીને ઉર્દુકવિઓએ તેમની ખૂબ પ્રશસા કરી. તેમણે તે ચીજો ઉતારી લીધી વળી તે મિજલસમાં બીજાં હિન્દીમા પણ ગીતો સભળાવ્યા અને મિજલસની પૂર્ણાહૂતિ વખતે હાજર રહેલાઓએ દયારામભાઈને પુષ્પની માળાઓથી સન્માન્યા.

આ મિજલસમાં નીચેનાં ગીતો દયારામભાઈએ ગાયાં હતા.

### ગીત—૧ રેખતો

પરો મત ઈશ્કકે ફંદા, પરે જગ સોઉ મતિ મંદા;
કઠિન હે ઈશ્કકા કિલ્લા, લેવે કોઉ જગતમે બિરલા. ૧
આગે સોં સિર અપના દેવે, સોઈ ગઢ ઈશ્કકા લેવે;
સહે સબ ખલકકી હાસી, સો તોડે દુઃખકી ફાસી. ૨
પિયા જીને પ્રેમકા પ્યાલા, સદા વે રહત મતવાલા;
ખુશીમેં દીન સબ રેહેના, માશુકકા દે સગન નૈના
મોહન મેહેબુબ તુંહી મેરા, ચશ્મ બીચ દીજીયે [illegible]
સજન તેરી સાવરી સુરત, માધો તેરી માધુરી

તુંહી સિરદાર મેરે સિરપર, તેરે દીલ ચાહે સો તું કર,
આશકકી યેહી હે અરજી, ન બુજીયે માશુકકી મરજી. ૫
ભઈ બીનમોલરી દાસી, પ્યારાકે દરસકી પ્યાસી,
નિભાવનારે તુમ યારી, દયા કે પ્રીતમ ગિરિધારી ૬

ગીત—૨

એક ખુબસુરત ગબરુ ગુલઝાર સાંવરા,
તારિફ કયા કરુ ઉસીકી હે સબ બાતસે ભલા. ટેક
ઈસ નગરકી ડગરમે મેરા ચિત ચુરા ચલા,
કેહેતીથી સબ આલમ યેહે નંદકો લલા. એક ૧
દેખી મુઝે નિઘાભર તબસો એ દુઃખ ફેલા;
ચિતવનમે કછુ ટોના કીઈ કછુ કેલા. એક ૨
અનંગ આગ લગી વે તન જાતહે જલા;
જીય જાયગા જરુર સૈયા સજ્જન નહિ મિલા એક ૩
બુઝતીજો મે ઐસા દર્દ બિરહ હે બલા;
તો મે ઉભી પલક જાય પકરતી પલા. એક ૪
મિતાઓ કોઈ મેહેબૂબ દુસરી ન હે સલા;
દયાકે પ્રીતમ બિના મરુગી મે કાટકે ગલા એક. ૫

ગીત-૩

મદનમોહન પ્યારે મેહેબૂબ મેરા હે;
દિદાર હુઆ જબસે દીયા દિલમે ડેરા હે. મદન ટેક
ફરિક જખ્મકી મારી ભઈ મે દીવાની,
કોઈ એલી નહિ સાહેલી શોધી દિલકી યે જાની મદન ૧
ખરક મયે ટસીપર હે ઓઇ મેરા જીવન;
હુઇ ખલક સારી ખારી કછુ લગતા હે ન મન મદન ૨
આવે યાદ મીઠી બતિયા, છતિયા ફટ જાતિ હે;
કછુ કહેમે નહિ આતા નેના ભરભર આતી હે. મદન. ૩
મતલબકે ગરજી આલમ સબ જાન કેહેનાતે હે;
દયા પ્રિતમ બેપરવાહી બલિહાર કેહેનાતે હે મદન. ૪

## ગીત-૪ રાગ રેખતો

લગી હે યાદ પ્રીતમકી, તલફકે જિયા જાવેગા;
મુઝે સો કહો સૈયાં મેરી, મેરા જાની કબ આવેગા. લગી. ટેક.
લગા મેરે કલેજેમેં ઇશ્કકા જખ્મ તો જુલ્મહેં,
દર્દ મેરા મેહેરમ માલુમ, આલમ સારા બેમાલુમહેં. લગી. ૧
ખિલા ગુલચમન જોબનકા, બેલીકા બહાર જાતાહેં;
મુદત તો ચલી ઔધે પર, દિલભરતો હજુ ન આતાહેં. લગી. ૨
ઉન્હોંને મુઝે હેમક બુઝી, કીધીં કીને ભરમાયા હેં,
કહેગી કમ ઝમાં મેરી, દયાકા પ્રીતમ ઘર આયાહેં. લગી. ૩

## ગીત-૫ રાગ સોહિણી

નવલ સ્નેહી ઘન સાંમલડો, જાદુગારો ધુતારો કછુ કર ગયો રે. નવ. ૧
દેખ દિવાની છેલ ગુમાની, વનમાલી મુરત ઉર ધારી ગયો રે. નવ. ૨
જીવનપ્રાન સુજાનહે હમારો, પ્રભુ વન ભુવન રસ ભર ગયો રે. નવ. ૩
કામનગારી છબી મતવારી, હસી હેત દેખાઇ ચિત્ત હર ગયો રે. નવ. ૪
દાસ દયાકો પ્રાનસનેહી, બ્રિજનારી મોરારી બસ કર ગયો રે. નવ. ૫

## ગીત-૬ રાગ લલિત

રસિયા રોષ તજો રે.
મેરે જોબન રસ ઝનકાય, રસિયા રોષ તજો રે;
પિયાજી મેરી સુખકી બહાર બેહેજાય, છેલાજી મેરી૦ રસિયા૦ ટેક.
તુમ મધુકર હમ કેતકી, પ્યારે સદા બન્યો સંજોગ;
કંટક દોષ બિચારિયે, તોવે કૈસેં બને રસભોગ? રસિયા૦ ૧
હમ કપૂર તુમ મીરચ મોહનરાય, તુમ બિન હમ ઉડ જાય;
હમ બિન તો તુમ સદાસુખી પ્યારે, કહીએ સો કહત લજાય. રસિયા૦ ૨
લલિત ત્રિભંગી છેલ છબીલે, નટવર નંદકિશોર;
ભઇ સો ભઇ અબ ન્હોત ન આછો, જુવતી જન કહા જોર. રસિયા૦ ૩
પિછલિ બાત પિયા ચિત્ત ના ધરિયો, અબલા હઠિલી હોય;
બિના મોલકી મેં દાસી તિહારી, યોં કહ દીનો રોય. રસિયા૦ ૪

દેખી દીનતા રતિ હટેકી, પ્રસન્ન ભયે બ્રજરાય;
દયાકે પ્રીતમ હસ દોરી અંક ભરી, અધર કપોલ છુવાય. રસિયા૦ ૫

## ગીત-૭ રાગ ધનાસરી

કારેને ડસી રે મા, કારેને ડસી,
નેન નોક હિયે ડંખ વિરહ દુઃખ, નખશિખ ગયો હેં ધસી રે મા. ૧
ઔખદ અંગ નહીં લાગેરી મોકું, કયોં જડી પાવત હો ધસી રે મા. ૨
દયા પ્રભુ મોહોરા મોકું છોવાતો, સબ દુઃખ જાવેગો નસી. રે મા. ૩

## ગીત-૮ રાગ ભૈરવી

તેરી ચલી ચશ્મ તલવાર, ઘાયલ મોહે કરડારી;
પરી નેંન કટારી હિયપાર, ઘાયલ મોહે કરડારી. ટેક૦
લાગે તબ જાને નહી, અહો રસિક નેંનકે બાન;
અબતો હિયબિચ ગડિગયે, વાકું એંચત નિકસે પ્રાન. ઘાયલ૦ ૧
રૂપનગરકે બીચમેં, અહો ચલી ચશ્મ તલવાર;
મૂરખ હેં સો બચ ગયે, વહાં ચાતુર ખાયો માર. ઘાયલ૦ ૨
સહજ ગતિ સુધી ચલે, તિરછે પર જિય લેંન;
ભયે બુદ્ધબલકે પદાતિ, અહો નંદકુંવર તેહારે નેંન. ઘાયલ૦ ૩
લોહબાન સો કુછ નહીં, વે તો સુધો ચહાય નિસાન;
નેંનબાન તિરછાં ચલેં, વે તો લાગત લેવે પ્રાન. ઘાયલ૦ ૪
રસિક નેંનકે બાનકી, અહો અજબ અનોખી રીત;
દુશ્મનકું પરસે નહીં, વે તો મારે અપનો મીત. ઘાયલ૦ ૫
રસિક નેંનકે બાનકું, લાગત લખે ન કોય;
જો મારે સો જાંનહી, કે જાને લાગે સોય. ઘાયલ૦ ૬
છેલછબીલે સાંવરે. નટવર નંદકિશોર;
મૃદમુસકાનિ ચિત્ત ચોર લિયો, મેરો ડાર્યો કલેજા કોર. ઘાયલ૦ ૭
અંગઅંગ પ્રત માધુરી, નખશિખ છબી અતોલ;
દયાકે પ્રીતમ તિહારી બાનક ઉપર, બીક ગઈ બિન મોલ. ઘાયલ૦ ૮

વડોદરામાં દક્ષણીઓના ગણપતિ ઉત્સવ વખતે મિજલસો થતી. તે માટે દયારામભાઈને પણ નિમંત્રણ મળતું. મરાઠી ભાષાનાં કાવ્યો ઉપર પણ દયારામભાઈની હથોટી ઠીક ઠીક થઈ હતી. તે વખતે વડોદરામાં શ્રીમંત ફત્તેહસિંહ ગાયકવાડ મહારાજા તરીકે હતા. તેમને કાને પણ દયારામભાઈની ખ્યાતિ પ્હોંચી હતી. તેથી જ્યારે તેઓ ડભોઈની મુલાકાતે ગયા. ત્યારે તેમણે કવિશ્રીને મળવાને તથા તેમનાં મરાઠી કાવ્યો સાંભળવાને ઇચ્છા વ્યક્ત કરી હતી. દયારામભાઈ હિરા ભાગોળે ફત્તેહસિંહ મહારાજને મળ્યા. મહારાજાને કવિને મળીને ખૂબ હર્ષ થયો અને કહ્યું કે, 'અમે અહિંઆં બે દિવસ રહેવાના છીએ તો કાલે અમને તમારા મરાઠી ભાષાના પદો સંભળાવજો. તમો મરાઠી ભાષામા પણ સારાં કાવ્યો લખ્યા છે, તે અમે સાંભળ્યુ છે.' કવિશ્રીએ કહ્યુ, "ઘણી ખુશીથી હું સંભળાવીશ. હુ મરાઠી ઉપરાત મારવાડી, તથા પંજાબીમાં પણ પદો લખુ છું. પ્રભુ મને જે ભાષામાં લખવાની પ્રેરણા કરે છે તે ભાષામા રચું છું. તો તે પદો પણ આપને સંભળાવીશ." પછી મહારાજાએ બીજે દિવસે તે માટે ખાસ બેઠક ભરી. ડભોઈના ગૃહસ્થો તથા સરકારી અમલદારોને પણ નિમંત્રણ મોકલ્યાં હતા. તેથી તેઓ બધા હાજર રહ્યા હતા. કવિશ્રીએ પ્રથમ મરાઠી ભાષામા પદો ગાયા, જે અહિંઆ આપ્યા છે. પદ ૧ મા નરસિંહ મહેતાના જીવનના પ્રસંગો મરાઠી ભાષામા રજુ કર્યા છે. તે સાભળીને શ્રોતાઓએ તેમને હર્ષનાદથી વધાવ્યા અને મહારાજાએ કહ્યુ "કવિશ્રી ધન્ય છે તમને, તમો પણ 'નરસિંહ મહેતા જેવાજ ભક્ત છો." દયારામભાઈએ એનો ઉત્તર આપ્યો નહિ. માત્ર આછુ સ્મિત કર્યું અને પછી પદ ૨ જું ખમાયચી રાગમા સંભળાવ્યુ અને પછી કહ્યુ કે હવે હું તમને બધાંને શ્રીરાધિકાજી વિષે પદ સંભળાવું. જ્યાં કૃષ્ણ હોય ત્યા રાધિકાજી તો હોયજને? એમ કહીને ઉંચા સાદે મધુર કંઠે 'વૃષભાનુ સુતા રાધિકા રહિત બાધકા' વાળું પદ મરાઠીમા ગાયુ.

## મરાઠી ભાષાના પદો.

### પદ—૧

પહાવે ભાગ્ય નરસિંહ મેહેતાચે, વલ્લભદેવાચે—ટેક
જીર્ણગઢવાસી વિપ્રજાતિ, નાગરચી જ્ઞાતિ,
ભેટીને ભગવત અદભુત ભાતી, અખિલવિશ્વ ખ્યાતિ;
રાસપાહીના પ્રત્યક્ષ હરિચા, ઘેગની દીપિના બનપ્રેમાચે     પાહાવે૦ ૧
એકદા કોણી આને તીર્થવાસી, પુસને વિપ્રાસી,
યેથે કોણી હુડી કરિતો ખાસી ત્યાની કેલી હાસી,
જા તુહ્મી લનકર ભક્તરાજકડે મોઠે કોટિક નગરાચ     પાહાવે૦ ૨
આને તો ગોષ્ટી એસી અર્જકુની મહિરે પુસુન,
કેને હરિભજન હરિચે દર્શન, બસને મમજૂન,
ન કળને કાપટ્ય બ્રાહ્મણાચે, મહાદુષ્ટ શત્રુ સતાચે     પાહાવે૦ ૩
મેહેતાજિસ કરની સમગ્ન ગોષ્ટ, ગોલને તે મિષ્ટ,
આનેત તુહ્મી આમુચે ભાગ્ય શ્રેષ્ઠ, ઝાહાનો સતુષ્ટ,
નના કરુ ચિંતા, આહ્મી હુડી લીહુન દેતો વર શામળચાચે     પાહાવે૦ ૪
મોજૂની ઘેતને રુપયે શતસાત, અરપિને જગતાત;
હુડી ત્યાના લિહુન દિની ક્ષણાત આલને તે પ્રાત
યેઊન દ્વારીકીં દેવા પાહિને ગોમતી મજ્જન મન ક્રમ વાચે. પાહાવે૦ ૫
પુસને મગ નાવ શામનશાચા, તો હુડીકરાચા
શામન કોણી નાહી સર્વ નગ્રાત, સર્વ હ્મણે વાચા;
એકુનિ વચન નિરાશ ઝાલે, વિકલ બોલલે, પન ઠગાચે. પાહાવે૦ ૬
વાણી હોઉની પરિગ્રહ્મ આલે ચોઘાના મીળાલે,
પુસને તુહ્મી જુનાગઢાહુની આલા શ્રીકૃષ્ન હ્મણાને,
હુડી દાવી પૈસે ધ્યાવે, આહ્મી શામળ ગુમાસ્તે નરસઈયાચે     પાહાવે૦ ૭
દિને રુપૈયે સાતશા ભર ત્યાવર ઝાલે મગ અદૃશ્ય વિશ્વ ભર,
ભક્ત સુખકર, યાત્રી આપુને દામ પાહિને
ન કળવે ચરિત્ર ચતુર્ભુજાચે. પાહાવે૦ ૮

પુત્રાચે લગ્ન કૃષ્ણે કરવીલે, મોસાળા દીધા,
વચનાસાઠીં પાઉસ પાડવિલા પિતુશ્રાદ્ધ કેલા;
દિલી દક્ષિણા મોહર સોન્યાચી, વિપ્ર તોષવિલે પૂર્ણ [illegible]. [illegible]૦ ૯

પુષ્પાંચી વિધલી માળ અવિનાશી, પાહાતાં [illegible],
પાણિ પાજિલે નિશા વ્રજવાસી, શ્રી [illegible];
મંડલીક આદિ સારે હરવિલે, કેલે સત્ય વાક્ય [illegible]. [illegible]૦ ૧૦

મેહેતાજીકે નિંદક નાગર, ફાર કેલા [illegible],
તેવ્હાં સગળે ઝાહલે માહાર, પાહા [illegible],
ઝાક માઉની જોડુનિ આલે કર, પડલે પાયીં નિંદક [illegible]. પાહાવેં૦ ૧૧

ઐસે કોટ્યાવધિ કેલે કામ, [illegible] કામ,
ઝાલે વશીભૂત સુંદરશ્યામ, [illegible] જન [illegible];
કાય સાંગું ભક્તિ નરસિંહાચી, [illegible]. પાહાવેં૦ ૧૨

શિન ધરીતો નિરંતર, તુજે રુપાચ્યા ધ્યાન;
શેષ કરીતો સદા, કૃષ્ણ કીર્તિચા ગાન શ્રી ગોપીજન૦ ૮
પદ્મા પદસેવન, કેની વૃદાનિ વાસ;
ચરણ શરણ તુઝે, આલે કોટ્યાવધ દાસ. શ્રી ગોપીજન૦ ૯
દેવ બ્રહ્મા સનકાદિક, નારદ કપીલ સુધ્યાની;
પ્રહ્લાદ વેદવ્યાસ, શુક પ્રેમસિંધુપાની શ્રી ગોપીજન૦ ૧૦
દેવા પરાશર પુંડરિક, વિભીષણ અબરીષ,
શૌનક ભીષ્મ પ્રથુ, ભજીતો જુગદીશ, શ્રી ગોપીજન૦ ૧૧
ધર્મ અર્જુન રુકમાંગદ વાલ્મિક ધ્રુવ વશિષ્ટ;
પ્રથા પાડવ ઉદ્દવ, આદિ કેવે કૃષ્ણ ઈષ્ટ. શ્રી ગોપીજન૦ ૧૨
સર્વાંચે હૃદયાંબુજ, તુમી કેલી શુભ ભક્તિ,
તે હાચ તુજવર, ત્યાલા ઝાલી આસક્તિ. શ્રી ગોપીજન૦ ૧૩
તૈસે માઝે હૃદયાંબુજ, અવિદ્યા કાઢાવે;
તીથે આપણ અસાવે, હેચ સંપત્તિ દ્યાવે, શ્રી ગોપીજન૦ ૧૪
તુ કરસીલતરી ન હેકાય, નજેશ નિર્માવે બ્રહ્માંડ,
અનંત કોટી નિમેષ, તેન્હા ઝાલે પ્રચંડ. શ્રી ગોપીજન૦ ૧૫
દક્ષ મહા સત્રયાસી આમ્હી કાય સીકવાવે,
બાળ મી તુ માઉલી, દોષ ક્ષમા કરાવે શ્રી ગોપીજન૦ ૧૬
દેના નકો પાહુ માઝી કરણી, પાહા બર્દ ને તુઝા;
અનાયાસ આત્મસાત, મલા કરૂ વીણ પૂજા શ્રી ગોપીજન૦ ૧૭
હેચ પ્રાર્થના રાધિકેશ, પૂર્ણ કરા વ્રજરાજા;
એકાદ સાગ માલા, દયા તુ દાસ માઝા શ્રી ગોપીજન૦ ૧૮

પદ–૩. ગત ચાલંત.

વૃષભાનુ સુતા રાધિકા, રહિત બાધિકા,
કૃષ્ણચંદ્રાચી પ્રાણવલ્લભા ચરણ કમળીં–
ચરણકમળીં માઝી મતિ લુભા– યા વૃષભા૦ ટે.
પરબ્રહ્મ અક્ષરાતીત સુબ્રહ્મ સ્તવિતે,
હોત જિથે મનવાણી પાંગુળે,

ગતિ જાઈ ન કદા કોણી કજે,
બ્રહ્માંડ કોટિ અધિપતિ. નિત્ય મહામતિ;
ત્રિગુણપર કાળઅજા થરથરી,
સ્વયંભુ સદાનંદ શ્રીહરિ;
સર્વેશ અનુપ સર્વાત્મા અપરિમિત મહાત્મા,
વિધિ શિવ જાચે પદ વંદિતે,
સહસ્ત્ર વદના વાણી ગુણ ગીતે,
ઐસે પ્રભુ શ્રીભૂષણ, વિજિત દૂષણ
મ્હણત શ્રીમુખ રાધે મમ શોભા–ચરણકમળીં
ચરણકમળીં માઝી મતિ લુભા– યા વૃષભા૦ ૧
ચંદ્રભાગા ચંપકલતા લલિત અમૃતા,
ચંદ્રિકા ચપલા ચતુરા રમા.
સુરભા શુભાનના સુખધામા,
મધુવીણા મણિકુંડલા મેના મંગળા,
માધવી માલતી મન આતુરી,
પ્રગલ્ભા પ્રિયા પ્રેમ મંજરી,
હંસા હરષા ભગવતી, સ્વરૂપારતિ,
કેતકી કમળા કૃષ્ણાવતી,
ગોપિકા રત્નારૂપા સતી,
ઇત્યાદિક વ્રજસુંદરી, વશ કેલેં હરિ,
હેતુ હા સકળ સ્વામિની આભા–ચરણકમળીં.
ચરણકમળીં માઝી મતિ લુભા– યા વૃષભા૦ ૨
મહારુપવતી ધન્યકા નાગકન્યકા,
ઉર્વશી રંભા તિલોત્તમા,
સામ્ય કોણી ના સાંગે આગમા,
દયમન્તી અરુન્ધતી તારા, રોહિણી સુદારા,
ઐસી શુધબુધ સુંદર નાયકા,
ઐસી અધિકી સાંગુ આયકા,

શચિ સાવિત્રી સરસ્વતી, ઉમા રેવતી,
રતિ દ્રૌપદી રમાદિક બાળા,
કીરતિજા સકળા શ્રીવર્યા, અતુલ સુદર્યા,
મ્હણુ મી કાય આતા તીચી પ્રભા—ચરણુકમળીં.
ચરણુકમળીં માઝી મતિ લુભા—            યા વૃષભા૦ ૩
શ્રીકૃષ્ણુ પ્રભાવતી સુતા, સકૃત વસ્તુતા,
રાધિકાજી અસુ અવિનાશીચે,
કૃષ્ણુ આત્મા શ્રી રાધિકાજીચે,
યુગ્મરુપ લીલાળા સાટી, ભક્તસુ પુરણુ ગોડ વાટી,
માલા ધાવી પ્રેમ દૃઢ ભક્તિ, વ્યસન આસક્તિ,
કરુની પ્રભુ શરણાગત આપુલ્યા,
અવિદ્યા રૂપી કાઢાવી બળા,
દાસાનુદાસ દયારામ, યુગલથા ગુલામ,
મ્હણે યશ દાર પૂઢે નિજ ઉભા ચરણુકમળીં,
ચરણુકમળીં માઝી મતિ લુભા—            યા વૃષભા૦ ૪

મરાઠી ભાષાના પદો સાભળ્યા પછી, કવિશ્રીએ મારવાડી તથા પંજાબી ભાષાના ગીતો રજુ કર્યા.

## મારવાડી તથા પંજાબી ભાષાનાં પદો.

### પદ—૧. રાગ રામકલી. ચાલતી ગત લાવણીની.

મીજાજેણુ અલમેલી હો રાધે, મદઘેલી હો રાધે,
ચાને મારો ગિરધર બોલાવે રે  મીજાજેણુ૦ ૧
ગીરધર બોલાવે રે, પ્યારી તું કયો નહીં આવે,
નીત ઉઠ રૂષણો કયો ભાવે, કયો તરસે કયો તરસાવે રે  મીજાજેણુ૦ ૨
લાખન લલના બનઠન ઠાડી, બાલમજીરી આગે દાય ન આવે રે,
તું બીન દુજી દીલ નહીં ભાવે, વેતો થારોઈ સીલણો માગે રે  મીજાજેણુ૦ ૩
શ્રી રાધે, શ્રી રાધે, રાધે, મોહન મુખ રટ લાગી,
ઉઠ ચલ હીલ મીલ પ્રાનપિયાસું, તો માનુ બડભાગી  મીજાજેણુ૦ ૪

દયારા પ્રીતમરી સ્નેહરી બાતાં, સુણુ ઉઠ બેગી ચાલી,
મીલી રસીકણી રસિકબિહારીસું, કાલજડામાં ઘાલી રે. મીજાજેણુ૦ ૫

### પદ—૨. હોરી–ગત દીપચંદી.

મત ડારો રે ગુલાલ આખડલાં ખટકે છે. મત૦ ટેક૦
આંખડલા ખટકે છે રંગત ચુંદલી ચટકે છે,
કેસર ભીની દેખી મોસું નાવલીઓ અટકે છે. મત૦ ૧

દુરજનિયાંરા ડરસો મોકો મન થોરો છટકે છે,
દયા પ્રીતમ હિયરો તો મોકો થાલારે ભટકે છે. મત૦ ૨

### પદ—૩ રાગ કાલીંગડો–ગત દાદરાની.

સળકે થારાં રે મીજાજી સળકે થારાં,
લોહણીયાળાં બાણુ માકા ઉરમાં. સળકે૦ ટેક.

લગત ન જાણે વારી ગડ ગયે ચિત્તમેં,
ઉંકાસત નિકસી આવે પ્રાણુ, માકા ઉરમાં. સળકે૦ ૧

ઇણી દરદરો રે કોઈ ઓખદ ન જાણે વારી,
એક થાં જાણાં છાં માકા મારુજી સુજાણુ, માકા ઉરમાં. સળકે૦ ૨

દયારા પ્રીતમ માકે મ્હોલે પધારે વારી,
રાવરી દાસી છાં મેં થાકો યહ આસાન, માકા ઉરમા૦ સળકે૦ ૩

### પદ—૪. રાગ કાલિંગડો–ગત ઠુમરીની.

થારા નેણુરો પાનીડો માને લાગડો રે. થારા૦ ટેક.
કાઈ કરે ઓખદ બૈદ બિચારો,
થારા બિરહડો લાગ્યો માને દાઘડો રે. થારા૦ ૧

કલ ન પરે પલ જીયો મોકો તલસે,
ઈસો પીડે થારો અનુરાગડો રે. થારા૦ ૨
દયારા પ્રીતમ થેં જીનાડા તો જીવાં,
થાકે હાથે માકો તાગડો રે. થારા૦ ૩

## પદ—૫. રાગ સોહણી.

શેં કોણ મંત્ર સાધ્યો રાધા પ્યારીજી. ટેક૦
દેવારા દેવપેં તું સેવા કરાવત, એસો દાન દેવ આરાધ્યો. રાધા૦ ૧
સિંધુસુતાકો મિલત નહિ મંત્ર એ, કોન ગુરુ સો થાને લાધ્યો. રાધા૦ ૨
દયારો પ્રીતમ પ્યારો અજીત થેં જીત્યો, રંગછેજી અબંધ થેં બાંધ્યો. રાધા૦ ૩

## પદ—૬. રાગ કાલંગડો–ગત દાદરાની.

રંગ છે થાને રે કેસરીયા રગ છે થાને રે,
મોહે જગ બજાડી બેન રે મોતી. રંગ છે.
બ્રહાવરી બાલા વ્રજરી ભર્ઈછા, દેખી થારાં નેણુ રે મોતી. રંગ છે.
બ્રહ્મા આદિ ભેદકે થારો, કોઉ ન પામે પાર,
સોં થેં પ્યારા સાંવરા થેં, દોરા ગોપી લાલ રે મોતી. રંગ છે.
શેષ મહેશ વિધિ સુર નારદ, પૂજે જાહિકે પાય,
સોંથેં થારી રાધિકાજીરો, કર જોરી શિર નામ રે મોતી. રંગ છે.
અકલ કલા જાય ન કલી, પહોચે નાહિ મન બાચ;
તાલીયા દેઈ આહિરણી ઉકાં, થેઈ નચાવે નાચ રે મોતી. રંગ છે.
નેહરે કારણુ નાયજી થાને, તોરી બેદરી રીત,
દાસ દયારા પ્રિતમજી થાને, પ્રાણમુ પ્યારી પ્રીત રે મોતી. રંગ છે.

## પદ—૭. રાગ રેખતો–ગત દીપચંદી.

મિલ જાવે તુંહિ સ્યામલડા પ્યારા, દોસ્તીકર રહેદા કયો ન્યારા,
તુંહિ હે જીવન હે સારા, તેરે બિના ખલ્ક સબી ખારા. મિલ૦ ૧
મેરા સબ સોહી મોહે તેરા, જીવની એક હે તુંહિ મેરા,
કિદા દિલ સોં કચકા ટેરા, હુવા દિલ કદમોદા ચેરા. મિલ૦ ૨
ઇશ્કદા દેશ હે દુરા, નહિ કોઉ બાતકા પુરા,
હોવે દિલ દરદી જ્યો સુરા, દેખે સોહી શિર બીના શુરા. મિલ૦ ૩
મેરા દિલ હે એસા દરદી, છુપે નહિ પ્રેમદી જરદી,
કરું જો ગુમાનદી ગરદી, મિલે મહેબુબ તો મરદી. મિલ૦ ૪

સુનો સબ ખલક કહું તુમકું, ઐસી જીયા જુદઈ હૈ હમકું,
કરું કુરબાન તન દમકું, ન છોડુંગી પ્રાન પ્રીતમકું. મિલ૦ ૫
ઈસ્ક ભગવાનકા સાચા, જગતકા ભુઝના કાચા,
એહી આગમ નિગમ બાંચા, સુનત દિલ દયાકા રાચા. મિલ૦ ૬

પદ-૮

નંદનંદન પ્યારે જું તેરી અખિયાંને મુઝે.
કયા ભુઝું તેં કયા કીતા;
તું સાંડે લેનાંને ચુરાય મેંડા, દિલ લીતા,
તું સાંઈ હુઈ દીલભર; તન મન ધન દીતા;
સદા દિદાર દાસભાવ માનું કર મીંતા. નંદનંદન. ૧
તેરી જુદાગી અબ મેં જાન પલકભર ભી ન સહૂંગી,
તેરે બિનમોલ દી જાની બંદીમેં હો રહૂંગી;
તેરે બિન કદમ પ્યારે ઓર સુખ સપનમેં ન ચહૂંગી,
તેરી સબ જહાંન કહે મેંભી અપને મુખ કહૂંગી. નંદનંદન. ૨
ઈસ્ક જખમકા દર્દ જિસકું લગા સોહી ભુઝે
લગન દા ઘાવ ઓર દવા દારુમેં ન રુઝે;
દિવાની હુઈ દિલભર તેરે દરસ બિના ન કુછભી સુઝે
કરું પુકાર મેહેર કયોં ન આતી હૈં એ તુઝે. નંદનંદન. ૩
તું સાંડે દરદદા દારુ મિલના હૈં તું સાંડા સજન,
યેહિ બંદી દી અર્જ હરકેં ટક બતા જા બદન;
તેરે બિન વેપ્પન મુઝે બહોત સતાતા હૈં મદન,
ચસ્માં હજૂર રેહેના દયાપ્રીતમ સુખકે સદન. નંદનનંદ. ૪

પદ-૯ રાગ ઝિંઝોટી ગત ટપ્પાની.

મેડા પ્યારા વે, મેડા સાંવરા સલુણા,
મેડા મોહના મીજાજી. હો મેડા પ્યારા૦ ટેક.
તુમરે દરસદી તો પ્યાસી મેરી આખિયા વે,
મોહન મોરલીવારા વે. હો મેડા પ્યારા૦ ૧

મન મહેબુબ દયાકે પ્રીતમ વે,
તુંહી ચસ્મોદા તારા વે. હો મેડા પ્યારા૦ ૨

### પદ-૧૦ રાગ કાફી-ગત ઠુમરીની.

મત છોડ વે અસાનું મરજાંદી વે,
સુન બનવારી વે. અસાનુ-મત૦ ટેક.

હુવા કયોં બેદરદી તું દરદવાલે દિલનું,
દયા સોઇ કયોં વે મહેર ના દેવે. સુન બનવારી. અ૦ ૧

### પદ-૧૧ રાગ કાફી-ગત ઠુમરીની.

સાંડે દિલદી મહેરમ સામલ જાનદા ભલા વે,
તોભી અર્જ બેરદી નહિ માનદા. સાડે૦ ટેક.

પેંડેદી દરદી પ્યાસી મેરે અખિયાનું,
નમાનિયાંનું કિ તરસાનદા ? સાડે૦ ૧

દયાકે પ્રીતમ ટુંક મહેરમ નિધા કર,
સાનું કયોંજી વે દરશ દિખાનદા ? સાડે૦ ૨

ગુજરાતી ભાષાનાં કાવ્યો જેવાંજ તેમા રસિકના પ્રાસાદિકતા તથા માધુરતા તેમાં હતાં. એક ગુજરાતી કવિ પરપ્રાન્તની ભાષાના કાવ્યો પણ એટલું સરસ માધુર્ય લાવી શકે છે, તેમ કઠનું સગીત વહાવી શકે છે, તે જાણીને સર્વ કોઇને આશ્ચર્ય થયું. મહારાજાએ કવિને ધન્યવાદ આપ્યા. "કવિ તમને ધન્ય છે! પ્રભુની પૂરેપૂરી કૃપા તમારા ઉપર છે. નહિ તો પરપ્રાન્તની ભાષામાં આવી સરસ રીતે ભક્તિનાં કાવ્યો લખી શકાય નહીં." એમ કહીને કવિને પુષ્પની માળા પહેરાવી. આ પછી ફત્તેહસિંહરાવ વડોદરા ગયા ત્યારે તેમણે પોતાના મોટાભાઈ સયાજીરાવ મહારાજની આગળ કવિની બહુ પ્રશંસા કરી. તેથી સયાજીરાવ પોતે સંવત ૧૮૭૭માં ડભોઈ ગયા ત્યારે કવિની મુલાકાત લીધી હતી, અને તેમની પાસેથી કેટલાંક ભજનો સાંભળ્યા હતાં. સયાજીરાવ મહારાજ પણ તેમની પ્રશંસા

કરવા લાગ્યા. તેમણે દયારામભાઈને વડોદરે આવવાનું કહ્યું અને જણાવ્યું કે "તમારા જેવા કવિને વર્ષાસન આપીને રાજ્યે કદર કરવી જોઈએ. માટે તમો જરૂરથી વડોદરા આવશો." એમ કહીને તે વડોદરા પાછા ફર્યા પણ કવિ તો નિઃસ્પૃહી હતા. તેમને વર્ષાસનની પડી નહોતી. તેઓ તો તેને એક પ્રકારનું પ્રલોભન માનતા, એટલે વર્ષાસન લેવા વડોદરા ગયાજ નહિ.

કવિશ્રી એમ માનતા કે કાવ્યશક્તિ, એ પ્રભુદત્ત છે. અને તેનો વિનિયોગ પ્રપંચ વિસ્મૃતિ અને ભગવત્પ્રાપ્તિમા થવો જોઈએ. આથી કવિની પ્રતિજ્ઞા હતી કે કવિતા લખવી તો પ્રભુ નિમિત્ત–કૃષ્ણ વિષયક લખવી આ પ્રતિજ્ઞા તેમણે જીવન પર્યન્ત પાળી છે. તેમણે કોઈ મિત્રની પ્રશસા માટે, કે કોઈ મોટા માણસના વખાણ કરવા, કે કોઈ નારીના સૌંદર્યનું વર્ણન કરવા, કે સાસારિક વિષયોનુ નિરુપણ કરના કે અન્ય દેવોની પ્રશસ્તિ માટે કવિતાનો વિનિયોગ કર્યો નથી. આ વખતે વડોદરામા ગોપાળરાવ મ્હૈરાવ નામના એક દક્ષિણી બ્રાહ્મણ હતા. તે કરોડપતિ હતા, તેમજ સરકારી હતા. ધર્મનિષ્ઠ પણ હતા. તેમને સાહિત્યનો પણ શોખ, કવિતા અને સગીત તરફ સારી રુચિ. તે મદ્રાસના વતની હતા. ગાયકવાડ સરકારને નાણાં ધીરતા સરકારના માનીતા પારેખ હતા. તેથી વડોદરામા આવીને રહેલા. રાજ્ય તરફથી તેમને કેટલાક ગામ મળેલા. તે ઉદાર અને દાનશીલ હતા. તેમ ગુણીજનની કદર કરે તેવા હતા પણ તે ગણપતિના ભક્ત હતા. તેમના મકાન પાસે ગણપતિનુ મોટુ દેવળ બધાવ્યુ હતુ. ત્યા દરરોજ સેકડો બ્રાહ્મણોને તેઓ ભોજન કરાવતા તેમના સાભળવામા આવ્યું હતું કે દયારામભાઈ સારા કવિ છે તે કૃષ્ણના સારા કાવ્યો લખે છે આથી તેમની ઈચ્છા તેમની પાસે થોડાક ગણપતિના કાવ્યો લખાવવાં. આ કાવ્યો ગણપતિ-ઉત્સવ યોજીને પદો ગવડાવવાના હતા. આથી દયારામભાઈને વડોદરે બોલાવવા ખાસ એક માણસને તેમણે

મોકલ્યો તે માણસે સદેશો કહ્યો. "કવિશ્રી, અમારા શેઠ ગોપાળરાવભાઈનો સદેશો છે કે આપ તેમને માટે ગણપતિના સારા ભજનો લખી આપો તેઓ તમારી કદર જરૂરથી કરશે તમને સારુ વર્ષાસન પણ બાધી આપશે" પણ આપણા કવિએ નમ્રતાથી જવાબ આપ્યો કે "તમારા શેઠ ગોપાળરાવને કહેશો કે દયારામભાઈની તો પ્રતિજ્ઞા છે કે તેની કવિતા કૃષ્ણ ભગવાન માટેજ છે બીજા કોઈની તે કવિતા કરતા નથી પ્રભુ કૃષ્ણ સિવાય જો બીજાની કવિતા કરૂં તો તે કવિતા વ્યભિચારીણી થાય મારે વર્ષાસનની લાલચમા પડવુ નથી મારે વર્ષાસનનુ શુ કામ છે?" એમ કહી થોડીકવાર ચિન્તનમા પડી ગયા અને પછી એક કાગળ લીધો તેમા નીચેનં પદ લખી મોકલ્યુ

પદ.

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો·<br>
નહીં સ્વામી બીજો રે મ્હારે નહીં સ્વામી બીજો ટેક<br>
અવર કોઈશુ કામ ન મ્હારે, રીઝો કે ખીઝો;<br>
કૃષ્ણ કરે તે પ્રમાણ મારુજ વણસો કે સીજો;<br>
પ્રાણ જાય પણ અન્ય કૃતિમા, મન રખે બીજો એક૦ ૧

સુખી દુખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં;<br>
વિના મૂલનો ઘર ગુનામ, વેચે ત્યા વેચાઉં,<br>
એજ ગમ્યો એથી મન માન્યુ બીજો નવ ચાહું,<br>
એના અતિ અવતાર હુ કોઈનો દાસ ન કેહેવાઉં એક૦ ૨

કૃષ્ણ વિના શિર અવર નમે, તો છેદનો દડ;<br>
નદકુવર વણ નામ જપે તો, જીહા કરૂ શતખડ,<br>
અવર દેવની આશ કરે, અધ ભજે બ્રહ્માડ;<br>
અન્ય અમર દરશન દોડે પગ, તો પાડુ પિંડ એક૦ ૩

હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હુ જખ હરિ વારી;<br>
હુ હારીલ કાડી હરિ દઢવત, ધારી તે ધારી;

અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીયે વ્યભિચારી;

શ્રીગુરૂદેવ નભવજ્રે કહે દયો, સદા ટેક મારી. એક૦ ૪

બહારની મિજલસો માટે જેમ દયારામભાઈને નિમંત્રણ મળતાં, તેમ વૈષ્ણવો તરફથી મળતા. ડભોઈમાં દયારામભાઈની સત્સંગ મંડળી તો હતી. પણ ઉત્સવોના દિવસોમા મંદિરના ચોગાનમાં ઉત્સવ સમારંભો થતા. તેમા કવિશ્રીના ભજનોની છોળ ઉડતી. ગોસ્વામી મહારાજશ્રીઓ પણ તેમની વાણી સાભળવાને ઉત્સુકતા ધરાવતા. કેટલાકો તો પોતાના મુકામે કવિશ્રીને ખાસ નિમંત્રણ આપીને તેમની પાસેથી તેમના પદો તથા ગરબીઓ સાભળતા. કવિ પુષ્ટિમાર્ગીય અને તેમાં પણ દૃઢ આસક્તિ ધરાવનારા, એટલે ગોસ્વામી મહારાજશ્રીઓને પણ તેમના માટે માન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે.

એક વખત અમદાવાદના શ્રી નટવરલાલજી મંદિરવાળા ગો. શ્રી. છોટાજી મહારાજની ડભોઈમા પધરામણી થઈ હતી. (સંવત ૧૮૮૭) તેમણે દયારામભાઈનું 'ભક્તિ પોષણ' તથા 'પુષ્ટિપથ' વાંચ્યાં હતા. તેમજ 'ભક્તિ વિધાન' ગ્રંથ, 'સંપ્રદાયસાર' કાવ્યો વિષે માહિતી મેળવી હતી. આ કાવ્યોમાં કવિ પુષ્ટિમાર્ગના ભક્તિ તત્ત્વને મર્મ તેમજ 'શુદ્ધાદ્વૈત વેદાન્ત' ને ઘણી સરસ રીતે સમઝાવી શકયા છે, અને તે વળી સરળ કાવ્યોની ભાષામાં. તે જાણીને મહારાજશ્રીને તેમને મળવાની તીવ્ર ઇચ્છા થઈ. ડભોઈમાં પોતે લગભગ ૨૫ દિવસ સુધી મુકામ રાખેલો. તે સમય દરરોજ દયારામભાઈને મળતા તથા તેમની સાથે ભગવદ્‌વાર્તા તથા સિદ્ધાન્ત ચર્ચા પણ કરતા. આ વખતે વૈષ્ણવો પણ હાજર રહેતા. તેઓ ડભોઈ ગયા કે બીજે દિવસે દયારામભાઈને ઘેર મળવા જાતે પધાર્યા. દયારામભાઈએ બહુજ ભાવપૂર્વક તેમનો સત્કાર કર્યો. અને વૈષ્ણવી રીત પ્રમાણે તેમનો ચરણસ્પર્શ કર્યો. એક વખત પોતાના મુકામ ઉપર ભજનની બેઠક કરાવી. અને દયારામભાઈ

પાસે 'ભક્તિપોષણ' ઉપર વિવેચન કરાવ્યું. જ્યાં સુધી શ્રી છોટાજી મહારાજ ત્યાં બિરાજ્યા ત્યાં સુધી ભજનની બેઠકો થતી. તેમાં કવિશ્રી નવાં નવા પદો ગાતા, દરરોજ પ્રશ્નો પૂછાતા. તેના ખૂલાસા દયારામભાઈ કાવ્ય દ્વારા આપતા.

એક વખત બેઠકમાં પ્રશ્ન પૂછાયો 'દયારામભાઈ, તમે પુષ્ટિમાર્ગને શા માટે સ્વીકાર્યો છે ?

આના ઉત્તરમા તેમણે 'પુષ્ટિપથ રહસ્ય' નામનું લાંબુ કાવ્ય સંભળાવ્યું અને તેના ઉપર વિવેચન પણ કર્યું હતું. 'પુષ્ટિમાર્ગનું લક્ષણો દર્શાવતાં કવિએ જણાવ્યું.

> "માર્ગ બીજા પણ ઘણા, ત્યાં સાધનનું કામ,
> અંગી જીવ કેવળ કૃપા, તે પથ પુષ્ટિ નામ."

અન્ય માર્ગોમા સાધનની જરૂર પડે છે. પણ પુષ્ટિમાર્ગમાં તો પ્રભુકૃપાજ ફલ આપે છે. પુષ્ટિનો અર્થજ અનુગ્રહ છે. તે માર્ગની માન્યતા પ્રમાણે જીવોના ત્રણ પ્રકાર છે પ્રવાહી, મર્યાદા અને પુષ્ટિ જીવો. તેમાં પુષ્ટિ જીવો-ઉત્તમ છે. તેઓજ પ્રભુની કૃપાને યોગ્ય છે. તેમની ઉત્પત્તિ પ્રભુના આનંદ સ્વરૂપથી ભગવત્સેવા અને રસાત્મક સ્વરૂપના રસાનંદની પ્રાપ્તિ માટે છે. તેમને કોઈક લૌકિક સિદ્ધિઓ મેળવવાની નથી. તેમને સ્વર્ગ પણ જોઈતું નથી, અરે મુક્તિ પણ જોઈતી નથી. તેમને જોઈએ છે પ્રભુનો પ્રેમ. પુષ્ટિજીવોનાં લક્ષણ શ્રીવલ્લભાચાર્યજીએ 'પુષ્ટિપ્રવાહ ગ્રંથ' માં તેમ શ્રીહરિરાયજીએ પણ સ્વતંત્ર ગ્રંથમાં આપેલ છે.

> શ્રીજીના શ્રીઅંગથી પ્રકટી પુષ્ટિ સૃષ્ટિ,
> પ્રભુ પ્રાપ્તિ ગુરુ કૃપાથી, ન મળે સાધન કષ્ટ;
> જે સાધન છે તેજ ફલ, સેવા શ્રીવ્રજભૂપ,
> પુરુષોત્તમ પ્રભુ આ પથે, તેજ થયા ગુરુરૂપ.

પુષ્ટિમાર્ગીય જીવે પ્રથમ ગુરુ પાસેથી નામ નિવેદન પ્રાપ્ત કરવું અને પછીથી બ્રહ્મસંબન્ધ લેવું. બ્રહ્મસંબન્ધ લીધા વગર

સેવા કરવાને યોગ્ય બનાતું નથી. માર્ગની રીતિ પ્રમાણે સેવા ભાવથી કરવી. બ્રહ્મ સંબન્ધથી તમામ પ્રકારના દોષો દૂર થાય છે. અને જીવ શુદ્ધ બને છે. જેમ ગટરનું જલ ગંગામાં મળતાં ગંગારૂપ થાય છે, તેમ દોષ યુક્ત જીવ પણ, બ્રહ્મ સંબન્ધથી નિર્દોષ થાય છે. પારસમણિ કથિરને પણ સુવર્ણ બનાવે તેમ બ્રહ્મસંબન્ધ જીવને શુદ્ધ કરે છે. ભક્તિમાર્ગ અગર પુષ્ટિમાર્ગમાં શુદ્ધ જીવાત્માનોજ પ્રવેશ થઈ શકે છે. જ્યાં સુધી દેહના સંબંધથી અહંતા અને મમતા હોય, મારુ તારું હોય, ત્યાં સુધી ભક્તિમાર્ગના દ્વાર બંધ હોય છે. 'બ્રહ્મ સંબંધ'ની દીક્ષા એ એક પ્રતિજ્ઞા છે. તે લેનારને અસમર્પિત વસ્તુ અને અન્યાશ્રયનો ત્યાગ કરવો જોઈએ.

અધમ ઉદક સુરસરિત્ સમાન સંબંધ તજે બળ,
તૂટી ધાર ગંગોદક ઠર્યું ધોવાય મૂત્ર જળ.

આત્મનિવેદન કરનાર પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે કોઈપણ પ્રકારની ચિન્તા કરવી નહિ. શ્રીવલ્લભાચાર્યના 'નવરત્ન ગ્રંથ'નો દરરોજ પાઠ કરનારને કોઈ ચિન્તા રહેતી નથી.

આ પછી દયારામભાઈએ પુષ્ટિમાર્ગમાં સેવ્ય શ્રીકૃષ્ણ છે, તેથી તેમના ધ્યાનનું નીચેનું ધોળ ગાયું.

## શ્રીકૃષ્ણના ધ્યાનનું ધોળ.

### ઢાળ, પદ-૪ થું.

પ્રથમ પ્રભાતે શ્રી કૃષ્ણનું સ્મરણ કરીયે રે,
વ્રજની લીલા સઘળી હરિની સંગે ધ્યાન ધરીયે રે. ૧

હરિનો મુગટ તે તો વૈકુંઠનો સાર લહીયે રે;
હરિના કુંડલ તે તો સાંખ્ય યોગ નિશ્ચે કહીયે રે. ૨

હરિને નાકે મોતી રાધિકાનું રૂપ છે રે;
ચંદ્રાવળી ચિબુક આભરણનું સ્વરૂપ છે રે. ૩

હરિનું હસવું તે તો મોહિની માયા કહેવાય રે;
મુરલી શિવજીનું સ્વરૂપ એવું વેદ ગાય રે. ૪
હરિનું તિલક શુદ્ધ પ્રેમને પ્રમાણીયે રે;
કૌસ્તુભમણિ હૃદે જીવ તત્ત્વ જાણીયે રે. ૫
શ્રીવત્સ લાછન તે મણિની છાય જાણજો રે;
વનમાળા ગુંજા છે ભક્ત ઉપર આણજો રે. ૬
માયા પીતાબર ને પછેડી બ્રહ્મરૂપ લહ્યું રે;
ઇંદ્ર શૃંગી મેઘ કેશનું સ્વરૂપ કહ્યુ રે. ૭
સંગે ગોપીજન તે શ્રુતિઓ છે વેદની રે;
ગોપ મંત્ર તેની વાત કહુ ભેદની રે. ૮
શ્રીરાધાજી કૃષ્ણ આત્મારૂપ પ્રેમભક્તિ રે,
નંદજી તો અક્ષરબ્રહ્મ જશોદા જાણો મુક્તિ રે. ૯
શ્રી ગોકુળ તે વ્યાપિવૈકુંઠ સાક્ષાત છે રે;
કરમાં કમળ વિશ્વરૂપ વેદે વાત છે રે. ૧૦
એવું ધ્યાન સદા શ્રી કૃષ્ણનું પ્રીતે ધરીયે રે;
વ્રજમાં વાસ મળે ભવસાગરને ક્ષણમા તરીયે રે. ૧૧
સરવે વિસ્તારીને કહેતા ગીત વધી જાય રે;
માટે દાસ દયો કાંઈ એક હરિના ગુણ ગાય રે. ૧૨

નીચેના ધોળમા પુષ્ટિમાર્ગનાં ૧૪ રત્નો જણાવ્યાં છે—

## ધોળ-૫ મું.

શ્રીમદ્વલ્લભકરુણારસસમુદ્રથી નિર્મળ રત્ન નિકળ્યા દશ ચાર,
કિયાં કિયાં છે વિવેકે વર્ણવું સાભળજો સહુ દૈવી જીવ નરનાર.
પહેલું તે રત્ન શ્રીનવનીતપ્રિયે, બીજું મથુરેશ નિર્મલ નામ રે,
ત્રીજું રત્ન શ્રી.વિઠ્ઠલેશરાયજી, ચોથે દ્વારિકેશ પૂરણકામજી.
પાંચમું રત્ન શ્રી ગોકુલનાથજી, છઠું શ્રી ગોકુલચંદ્રમાજી કહિયે,
સાતમું રત્ન શ્રીમદનમોહનજી, આઠમે શ્રીબાલકૃષ્ણજી લહિયેજી.

નવમું રત્ન તે નટવરલાલજી, દશમે જમુના મહારાણીજી,
એકાદશમું રત્ન શ્રીગિરિધરરાયજી, બારમે શ્રીગોવર્ધન સ્યો જાણીજી.
તેરમે શ્રીદામોદર શેષદી સંગે, ચૌદમે શ્રીગોકુલ સેવો વ્રજ રે,
ચૌદ રત્નમાલા મધ્ય એક દુગદુગી, મધ્યે મોતી ઝળકે ગોપીનાથ રે.
એ માલા કંઠે ધરી સુંદર શોભિયા ચિંતામણિ શ્રીવિઠ્ઠલેશ રે,
એ માળા જે ગાય ને સાંભળે રે, બલિહારી જાય દયો દાસ રે.
પછી પ્રભુના સ્વરૂપનું ચિંતન કેમ કરેવું તે માટે નીચેનું પદ ગાયું—

## સ્વરૂપ ચિંતન.

### પદ ૬ ઠું–રાગ રામકળી.

કર ચિત્ત ચિંતન કોઇ પ્રકારે, સદાનંદ શ્રીકૃષ્ણ તણું રે;
પરમાનંદ ઉદય થાય અંતર, ન રહે પાપ સંતાપ અણું રે. ૧
સુંદર બાળકરૂપ રસાળું, ચરણ લંગરી વાગે રે;
ઠણઠણતો જશોદા પાલવ ગ્રહી, હઠ કરી માખણ માગે રે. ૨
નાકે મોતી ને લટે લટુરી સુંદર મુખપર ઝુમે રે;
હૈયે હેત વધ્યુ જોઇ જશોમતી લઈ લઈ શ્રીમુખ ચુમે રે. ૩
સુંદર મુખ પર દધિ લપટાણું, નિરખે લાગે વ્હાલું રે;
નહિં ખાઉં બાબો ધાવીશ માડી, બોલે તોતડું કાલું રે, ૪
કયહૂં એક ગુહ્ય કરે કામિનીશું, દુષ્ટ દૃષ્ટિ બચાવે રે;
કે વાસલડી વાતો શ્રીવિઠ્ઠલ, ગૌચારી ઘેર આવે રે. ૫
શ્રીગોપીજનના ઘરમાંહે મનગમતું સુખ મહાલે રે;
કોઈ સમે ચોરી મહી ન્હાસે, કદી ગોપિકા ઝાલે રે. ૬
શ્રી વૃન્દાવન રાસમંડળમાં નાચે જુગલકિશોર રે;
ઈત્યાદિક લીલા ધર ધ્યાને, દયા તું નિશદિન ભોર રે. ૭

આ બેઠકમાં અન્યમાર્ગીઓ પણ આવતા હતા. તેમને પણ દયારામભાઈનાં ભજનો તથા પ્રવચનોમાં રસ પડતો ગયો. અને પુષ્ટિમાર્ગ વિષેના તેમના પૂર્વગ્રહ તથા ખોટા ખ્યાલો બદલાઈ ગયા. તેમાંના ઘણાએ શ્રી છોટાજી મહારાજ પાસેથી બ્રહ્મસંબંધ લીધું.

શ્રી છોટાજીમહારાજ દરરોજ નિયમિત રીતે બેઠકમાં હાજરી આપતા અને ગ્સપૂર્વક દયારામભાઈનાં પ્રવચનો સાંભળતા. છેલ્લે દિવસે તેમણે પણ પ્રવચન કર્યું અને કહ્યું, "દયારામભાઈ એક ઉત્તમ કોટિના પુષ્ટિમાર્ગીય ભક્ત છે. તેમનું હૃદય પુષ્ટિભક્તિથીજ છલકાયલું છે. કેટલાકો તેમને નરસિંહ મહેતાના અવતાર કહે છે. પણ અમે તો તેમને સૂરદાસાદિ અષ્ટછાપના કવિઓમાંના એક નંદદાસજીના અવતાર તરીકે ગણીએ છીએ. તેમણે પુષ્ટિમાર્ગીય ગ્રન્થોનો ઊંડો અભ્યાસ કર્યો છે, એટલુંજ નહિ પણ તેનું જ્ઞાન તથા ભાવ પચાવ્યા છે. નહિ તો આવી ઉત્તમ વાણી નીકળેજ નહિ. શ્રીકૃષ્ણ ભગવાન્ તરફ તેમનો ગોપીભાવ છે. દયારામભાઈ! તમો લાંબુ આયુષ્ય ભોગવો અને ભગવદ્‌ભક્તિના રસનું પાન કરો અને બીજાઓને પણ કરાવો. એવા આશીર્વાદ આપ્યા અને દયારામભાઈને વૈષ્ણવી રીત પ્રમાણે ઉપરણો ઓઢાળ્યો હતો. દયારામભાઈ શ્રી-છોટાજીમહારાજનાં પ્રેમથી ગદ્‌ગદિત થયા હતા. તેમના ચરણસ્પર્શ કર્યા, અને શ્રોતાઓના હર્ષનાદ વચ્ચે છેલ્લા દિવસની બેઠક પૂર્ણ થઈ. મહારાજશ્રીનો ડભોઈથી મૂકામ ઉપડયો. ત્યારે પણ તેઓ દયારામભાઈને મળવા તેમને ઘેર પધાર્યા. તમામ ગોસ્વામી મહારાજશ્રીઓ પણ તેમના પ્રત્યે માન ધરાવતા. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં તે એક રત્ન સમાન હતા.

એક સમય ગોસ્વામી શ્રી પુરુષોત્તમલાલજી ડભોઈ પધારેલા. તેમણે પણ દયારામભાઈની કીર્તિ સાંભળેલી. વળી તેમની ગુરુભક્તિથી પણ તેઓ તેમની ઉપર પ્રસન્ન થયા હતા. ડભોઈમાં તેમણે વૈષ્ણવોનો સમાજ ભર્યો હતો તેમાં દયારામભાઈને પણ નિમંત્રણ હતું, તેથી તેઓ ત્યાં ગયા, પણ થોડાક મોડા પડયા. એટલે દયારામભાઈ માટેના [illegible] ઉપર એક પંડિતજી બેસી ગયા. દ[illegible] આ[illegible] પંડિતની પાછળ બેસવા ગયા. પણ [illegible] તુર્તજ કર્મચારીને આજ્ઞા કરી કે [illegible] આ [illegible] નજીક પંડિતજીની બાજુમાં મૂકો, [illegible]

દયારામભાઈએ બેઠક લીધી મહારાજશ્રીની આજ્ઞાથી દયારામભાઈએ પણ કેટલાક પદો ગાયા ખાસ કૃષ્ણ મહિમાના પદો ગાયા મહારાજશ્રી પ્રસન્ન થયા અને કવિને પ્રસાદીમા બીડુ આપ્યુ, અને સભામા તેમની ખૂબ પ્રશસા કરી

ઉપરના પ્રસગને 'નર્મગદ્ય' તથા 'ગુજરાતી' ના આધારે પ્રાચીન કાવ્યમાળા ભા ૧ ની પ્રસ્તાવનામા વિકૃત રીતે રજુ કરનામા આવ્યો છે તેમા એના અસત્ય વિધાન કરવામા આવેલા છે કે 'કવિ ખૂબ ક્રોધે ભરાયા મહારાજ પણ તેમના ઉપર ગુસ્સે થયા હતા દયારામભાઈએ ગળાની કઠી તોડી નાખી હતી વગેરે' આ હકીકત સત્યથી વેગળી છે તેના કારણો નીચે પ્રમાણે છે —

૧ દયારામભાઈ આદર્શ વૈષ્ણવ હતા તેઓ કદીપણ કોઈના ઉપર ક્રોધ કરતા નહિ તો પછી મહારાજશ્રી ઉપર ક્રોધ કરે તે સભવિત નથી

૨ તે માનતા કે શ્રીવલ્લભાચાર્યજીના વશના બધાએ ગોસ્વામી બાળકો વલ્લભરૂપ છે જેટલોજ ભક્તિભાવ શ્રીવલ્લભાચાર્યજી માટે તેમને હતોતેટલો શ્રીપુરુષોત્તમલાલજી મહારાજશ્રી માટે હતો

'શ્રી વલ્લભકે વશકે, સબહી વલ્લભ રૂપ'

ભક્તિ વિધાન પ ૧૪

૩ દયારામભાઈની એવી માન્યતા હતી કે ગુરુનો કોઈ પણ સમયે દોષ ન જોવો

'કામી હુ સાધુ કૃષ્ણ કહિ લોભી તબ વામન જાતિ'

આવી પોતાની માન્યતા હોવાથી તેમણે શ્રીપુરુષોત્તમલાલજી મહારાજશ્રી ઉપર ક્રોધ કર્યોજ નથી

૪ દયારામભાઈએ ક્રોધમા આવીને કઠી તોડી નાખી અને મહારાજને આપી એ બાબત પણ દયારામભાઈના સ્વ સિદ્ધાત અને વૈષ્ણવી જીવનથી વિરુદ્ધ છે જેમ બ્રાહ્મણ જનોઈને ધારણ

કરે છે, તેમ વૈષ્ણવ તુલસીમાલા-કંઠી પહેરે છે. તે વગર વૈષ્ણવ ગણાતો નથી. એ વૈષ્ણવતાનું બાહ્ય ચિન્હ છે. તિલક અને કંઠી તો દરેક વૈષ્ણવનાં ચિન્હો છે, વળી 'રસિકવલ્લભ' માં કંઠીનો મહિમા નીચે પ્રમાણે જણાવે છે.

> ભક્તિ સહિત ભૂષણ કરે, શુભ તુલસીકાષ્ટની માળ;
> તેને પ્રાયશ્ચિત્ત નહિ, નહિ અશુચિ તનુ કો કાલ.
> ગ્રીવ કાષ્ટ તુલસીમાલા લખી, યમદૂત દૂર પલાય;
> કૃતિ દેવ પિત્ત સુકૃત સઘળું, કોટિ ઘણું થઈ જાય.
> દુર્નિમિત્ત ન, દુઃસ્વપ્ન ભવ નહિ, ઉભય લોકાનંદ;
> નિશ્ચલ સદા શ્રીકૃષ્ણ ભક્તિ, નહિ કદાપિ મંદ.
> નથી માળ તુલસીકાષ્ટ ધરતાં, પાપ મોહિત મુગ્ધ,
> તેને ન નરકથી નિવૃત્તિ, હરિકોપાગ્નિથી દગ્ધ.

તુલસીમાલા નહિ ધારણ કરનાર નરકમાં જાય છે, અને હરિના કોપરૂપી અગ્નિથી બળે છે. તુલસીમાલા વિષે આવો વિચાર ધરાવનાર કવિ શું કંઠી તોડવા જેટલી હદે જાય? તે માની શકાય તેમ નથી.

સંવત ૧૮૮૩ માં કવિરાચાર્ય સ્વામી અનંતાચાર્ય ડભોઈ આવેલા. તે વખતે તેમણે બાલાજીના મંદિરમાં કવિની બેઠક કરાવી. તેમાં રામાનુજ સંપ્રદાયના મોટા મોટા પંડિતો પણ હાજર હતા. કવિએ આ બેઠકમાં મુખ્યત્વે કૃષ્ણ મહિમાનાં ભજનો ગાયા. કૃષ્ણ એજ પરમતત્ત્વ છે. એજ મોટામાં મોટા દેવ છે, તેમની ભક્તિ કરવી જોઈએ, વગેરેના ભાવના તે પદો હતાં. અનંતાચાર્યજીએ ભજનો સાંભળીને કવિશ્રી ઉપર પ્રસન્ન થયા, અને તેમનો પુષ્પમાળા, મહાપ્રસાદ અને ઉપરણાની ભેટથી સત્કાર કર્યો. કવિશ્રીની 'કૃષ્ણ' માટેની અનન્ય ભક્તિથી તેમને દયારામભાઈ માટે ઘણું માન થયું. "'દયારામભાઈ સાચા વૈષ્ણવ છે; તે ડભોઈનું મહામોલું રત્ન છે, 'એટલુંજ નહિ પણ તમામ'

વૈષ્ણવ ધર્મનું મહામોલું રત્ન છે," એમ જાહેરમાં દયારામભાઈની તેમણે પ્રશંસા કરી હતી. દયારામભાઈએ નમ્રભાવે તેનો સ્વીકાર કરતાં કહ્યું, કે "હું તો કૃષ્ણના દાસનો પણ દાસ છું. હું તો અબુધ જીવ છું, હું જે કંઈ કવિતા લખું છું, તે પ્રભુકૃષ્ણ મારી પાસે જેમ લખાવે છે તે પ્રમાણે લખું છું. હું શાસ્ત્રો ભણ્યો નથી. હું પંડિત નથી. હું વાદવિવાદ કરવાનું જાણતો નથી. હું તો મારી કાલી ઘેલી ભાષામાં મારા સ્વામી કૃષ્ણના ગુણગાન કરું છું, અને તેમાંજ મને રસ છે, તેમાજ મને આનંદ પડે છે. મને અન્ય વસ્તુઓમાં રસ નથી." આ વખતે નીચેના પદો તેમણે ગાયા.

## નામસ્મરણ

### પદ-૧ લું ઝુલણા છંદ.

અસ્યા ઉઠતા કૃષ્ણ કહે, બેસતા કૃષ્ણ કહે,
સુતા શ્રીકૃષ્ણ કહે, હરતા ફરતા.
ચાલતા કૃષ્ણ કહે, દોડતા કૃષ્ણ કહે,
વણ કહે કૃષ્ણ રખે, કાંઈ કરતા. અસ્યા૦ ૧
કૃષ્ણ કહી ખાન કર, પાન કર કૃષ્ણ કહી.
કૃષ્ણ ગુણ ગાનકર, દુઃખ સુખમા.
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટે શ્રીકૃષ્ણ કહે,
અહર્નિશ કૃષ્ણને, રાખ્ય મુખમા. અસ્યા૦ ૨
પ્રીતે શ્રીકૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે,
સહજ શ્રીકૃષ્ણ કહે; કૃષ્ણ કામે,
સર્વકાળે સદા સઘળે શ્રીકૃષ્ણ કહે,
સિદ્ધ કારજ સકળ શ્રીકૃષ્ણ નામે. અસ્યા૦ ૩
સહજ બની આવે સાધન સકળ શિરમણિ.
ચેત આવ્યો ધસ્યો કાળ, ડસવા
લટકું અંમૂલક આવ્યું ચેતો દયા,
નહીં તો નિશ્ચે પડશે હાથ ઘસવાં. અસ્યા૦ ૪

## પ્રભુપ્રાકટ્યાનંદ.

### પદ ૨ જું—રાગ કેદારો.

નંદનંદન પ્રકટ સ્વામી સમજ્યા વિના, બ્રહ્મ નિજ માને સુખ શું વિચારો ?
નિરખી નિજ રૂપ જેમ હરખે કામિની તેને સુખ કેવું હોય મનમાં ધારો. ૧
સજળ ઘન સમજે આનંદ શો સૃષ્ટિને ? અન્ન નિપજે નહિ વિના વૃષ્ટિ;
એમ અંતર્યામી ઓળખે શું સર્યું પ્રકટ અનુભવ વિના સુખ શું દષ્ટિ!
નાગ સ્ફુટ નિંદિએ, રાફડો પૂજીએ, પ્રસન્ન થઈ ફલ કહો કોણ આપે ?
રાય રૂઠી રાણી જગમાં પૂજાય પણ કાંત વણ કામ દુઃખ કોણ આપે ?
ધૃત વિના માખણે મોદક ચોળાય નહીં પૂરવા દીપ નવકામ લાગે;
પુત્ર પ્રકટયા વિના વંશવૃદ્ધિ કયહાં ? ઉદર ગર્ભે ન વંધ્યત્વ ભાગે.
ધ્યાન ભોજન કરે ભૂખ લાગે નહીં કાષ્ટ ચાંપે તુર્ત ન લાહે લાગે
સૂર્યવ્રતવાળા દિન દેખી જમતાં નથી, અર્કેંદુ ચકોર ચિત્ત સુખ ન જાગે.
ગોલારાણા નામ ભાટનુ રાયજી નાપિક પારેખ ધંતુર કનક કહાવે,
આકડો સૂર્ય જેમ બકરાને એજ કહે બ્રહ્મપણું જીવ તેવું શોભાવે.
બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ, મુક્તાફલજલ કદાપિ ન થાય,
વસ્ત્ર પાછુ કપાસ ન કોટિ પ્રયત્ને, ઉલટી વહી નદી મૂલમાં ન જાય.
સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા, વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા,
ઉદ્દવશુકદેવશિવ ભજનાનંદ ભોગિયા બ્રહ્માનંદ ત્યાગ્યો ઉતરેયો ગ્રીવા.

### પદ—૩

પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણાસક્ત, તેને કાંઈ નથી કરવું રે.
ત્યાગ તોષ સંગ રંગ કૃષ્ણ ભક્ત, તેને બાકી નથી તરવું રે.
સહેજે આત્મસાત કર્યો કૃપાનાથ, તેને કાંઈ નથી કરવું રે.
ગુરુ ભગવદીયે ઝાલ્યો હસી હાથ તેને બાકી નથી તરવું રે.

આસક્ત સહેજે કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઈ નથી કરવુ રે.
એનો જીવ પાસે ન મળે ઉપાય, તેને બાકી નથી તરવુ રે.
સહેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઈ નથી કરવું રે.
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ તેને બાકી નથી તરવુ રે.

## ચિંતા ત્યાગ.

### પદ—૪

સુણો સહુ હરિજન, અન્ન વસન ચિંતા રખે હૃદયે રાખો;
નિશદિન નિશ્ચિન્ત થઈ સેવા, શ્રીકૃષ્ણ નામ નિત્ય ભખો. ૧
વિશ્વભર શ્રીપતિ બિરદ સદા, જગ પોષણ જેને જેમ જદાતદા,
તે નિજજન નહિ ભૂલેજ કદા. સુણો સહુ ૨
વણ ઉદ્યમ અજગર આહાર મળે, નિત્ય સાકર સક્કરખોર ગળે;
તદપિ મન સદેહ શે ન ટળે. સુણો સહુ ૩
ગિરિ શિખર વૃક્ષ જો સદા હર્યાં, હરિવિણ ત્યાં સિંચન કોણે કર્યા!
મૂકે વાડી વિટપ જન પોષ્યા હર્યાં. સુણો સહુ ૪
જે સમય ન ઉતરતુ અન્ન ગ્રીના ત્યારે ઉદય કર્યું સ્તન પય પીવા;
આજ મુગ્ધ પણે બેઠો બીહીવા. સુણો સહુ ૫
પ્રારબ્ધે આમ ત્રણ દીધું, જીવિત લગી નિજ નિજનુ લીધું;
એમ સમજી ભજન જોઈએ કીધું. સુણો સહુ ૬
પહેલી ચુગણી ગ્ગી પછી ચચુ કરી, ધર્યું નામ સત્ય ભવભરણ હરિ;
બળવણ પણ બેસે શીદ ધરી. સુણો સહુ. ૭
મુળ મેરી અજબગુલ રટણ કરે, પુચ્છ પાણી પીએ ને પગે ચારો ચરે;
જુક્તિ કરી હરિજન દુઃખ હરે. સુણો સહુ ૮
પીયે સ્વાતિ જળ ચાતક વિશ્વાસે, ભગવંત ભરોસાથી પાસે;
વણ પ્રતીતિ ભર્યું રહે ઉર ત્રાસે. સુણો સહુ ૯
પડી સુદૃઢ પ્રતીતિ દયા પ્રીતમ તણી, જાણે સર્વ સાધન આવ્યા તેથી
બણી; તેને જાણે સંત સહુ મુકુટ મણિ. સુણો સહુ ૧૦

### પદ ૫—રાગ રામગ્રી

કૃષ્ણ કહેતાં શું બેસે નાણું, મૂરખ તને કૃષ્ણ કહેતા બેસે નાણું. ટેક.
મિથ્યા લવરી કરે મનગમતી, નહિ તેનું દામ ને ઠેકાણું, ૧
દામનું કામ નહીં, નહીં પરિશ્રમ, ગાતા ગોવિંદ ગુણગાણું. ૨
કિંચિત શ્રમ ને લાભ ઘણેરો, નહિ કોઈ એહ સમાણું; ૩
ખાતો ન હોય તો નબળો કહત તને, જોઈ એ બગેરનું ભાણું. ૪
હરિ ભજતા તુંને આળસ આવે, ભવ ભટકણ નિશ વાહાણું, ૫
અરે તુને પશુમા તે અતર શાનો, તુ પણ પશુ પુચ્છ વિનાનુ. ૬
કો દહાડો તુને કોડ ન થયો જે હુ કૃષ્ણકીર્તન સુખ આણું. ૭
પ્રભુસમરણવિના ભવ ન તરીયે, તે હુ નિશ્ચે કરીને રે જાણું, ૮
દયો કહે હરિ ભજ મન મ્હારા, ફરી નહિ મળે આ ટાણું. ૯

### પદ ૬—રાગ રામગ્રી

કૃષ્ણ કરુણા કરી રૂપ નટવર ધરી, કોટિ કંદર્પથી અત્ય સારૂં,
આપે દર્શન તો થાઉં પ્રસન્ન હુ, ટમટમે નિરખવા મન મ્હારૂં.
ભજન સમરણતણું બીજું મ્હારે નહીં, જેથી હુ તાહરી કાંતિ દેખું,
ઇંદ્રાદિક દેવને સ્વપ્ને આવો નહીં, તે આગળ મ્હારૂં કોણ લેખું.

### પદ ૭—રાગ રામગ્રી

જેને સહાય શ્રીકૃષ્ણની, તે તો સુખમા મ્હાલે,
વૈર પડે બધા વિશ્વશું, કોઈનું કાંઈ ન ચાલે. જેને૦ ૧
દોષના ગુણ માને હરિ, જેહને કીધા પોતાનો.
વ્હાલથી વાંક વસે નહીં, એ સ્વભાવજ માનો. જેને૦ ૨
અવળાનું તે સહુ સવળું ઠરે, માધવની મેહેરે,
ભક્ત ગણે લક્ષણ વિના, પાંડવની પેરે, જેને૦ ૩
કૃષ્ણ કૃપા થઈ તે થઈ, ફરી જાયે ના ફીટી,
ભાંતી પટોળે રંગચોળની, જ્યમ કરતલ લીટી. જેને૦ ૪
નિજજન મતિ હરિ હાથમાં, ગમતું હોય તે કરાવે,
જંત્રની જુગતિ જંત્રીનીજ રે, દોષ શી પેરે લાવે. જેને ૫૦

સહુ વાતે સમરથ શ્રી હરિ, વાણી વેદે બતાવી,
તદપિ અહિત નિજ ભક્તનું હરિથી થાય ન કદાપી. જેને૦ ૬
સત્ય સંકલ્પીરે શ્રીપતિ, સદા સત્ય છે વાણી,
તદપિ અગાધ ગતિ અકળ છે, કોથી જાયે ન જાણી. જેને૦ ૭
કૃષ્ણકૃપા ઘણી દેખીને જનને છાકી ના જાવું,
દયા દીનતા મૂકતા, પડે ગોથું રે ખાવું. જેને૦ ૮

પદ ૮—રાગ કેદારો.

એવી અચલ ભક્તિ તારી આપ મુને મોહન, કરુણાનિધિ
ગિરિધારી રે;
કાયા વાચા મનસાએ કરી, સેવા કરુ સદા હુ તારી રે. ૧
નેત્રે મારે તુને નખ શિખ નિરખું, નોછાવર કરું પ્રાણ રે;
માલ્ય વૃંદા દલ અંઘ્રિ પ્રસાદીની, લેઉં સુગંધી ઘ્રાણ રે. ૨
રસનાએ તારા ગુણ યશ વરણુ, રટુ અખંડ અભિમાન રે;
તારું કથામૃત શ્રવણે મારે, પ્રેમે કરું નિત્ય પાન રે. ૩
હસ્તે હરિ કરું તારી સેવા, મન પ્રીતે કરુ ધ્યાન રે;
ચરણે ચાલી તારે મંદિર આવુ પણ, વ્યાપે નહીં અભિમાન રે. ૪
સર્વાંગે કરી કરું તુને દંડવત્, સદા રહું તારે શરણે રે;
કહે દયો આપો શ્રીકૃષ્ણ એટલું, મારું ચિત્ત નિત તમ ચરણે રે. ૫

પદ ૯—રાગ પ્રભાત

શ્રીકૃષ્ણ રાધા રમણ, પૂર્ણ પુરુષોત્તમ, ગોકુળાધીશ, મુજ હૃદયા વાસો;
શ્રીનંદનંદન નગકૃતિધરણ નાથજી, તમતણી ભક્તિ મુને અચળ ભાસો. ૧
શ્રીગુરુ શ્રીવલ્લભનાથ શ્રીવિઠ્ઠલ પ્રભુ, કરી કૃપા મુને શરણ રાખો;
કોટિ કંદર્પ લાવણ્ય નટવર વપુ, મદનમોહન નિત્ય વદન દાખો. ૨
ગોપીપતિ બંસીધર ત્રિભંગ લલિતાકૃતિ, તમશુ મુજમન સદા રાખો ચાહ;
યમુનાવર શ્રી સુંદરશ્યામ સર્વે શ્રવણ, રુચો રખે અન્ય મુને દષ્ટ જાઉં. ૩
મ્હારી વૈકુંઠનાયક શ્રીલીલાપતિ, અખંડ લીલાનું મુને સુખ આપો;—
કેશવ કરુણાનિધિ દામોદર દીનપતિ, સદા સ્વભૃત્ય કરી મુજને

શરણાગત વત્સલ પુષ્ટિ રમાપતિ તમ ચરણમાં પ્રેમ અચળ જગાવો,
હે પરમાનંદ પરબ્રહ્મમુને તમ વિષે, આપો અનન્યતા રખે ડગાવો
એટલી વસ્તુ મુને શીઘ્ર આપો પ્રભુ, તમે કરો મારું જેમ શ્રેય થાય,
શ્રીમુખે કહો મુને 'તું છે મારો દયા', હે સ્વામી ત્યારે મારા તાપ જાય

### પદ ૧૦—રાગ જંગલો

કેવલ એક ભાવભૂપ ગિરિધારી, કોઉ બગતુ ના હરિ
મન હારી ટે૦

ગરુડસો આસન કૌસ્તુભ ભૂષન લચ્છમી લલના પ્યારી,
સરસ્વતીપતિ સ્તુતિ કહા કરે કોઈ, ધરત ધ્યાન સદા ત્રિપુરારી
કીર્તન શેષ શુકાદિ પરમહંસ સેવે સતત પાદ શ્રીનારી,
તપ દુર્વાસા બગદાલભ્યસે યાગી શ્રુતિ પુરાન સ્તુતિ ભારી
અઠયાસી સહસ્ર મુનિ સ્મરણ કરત અરુ સનકાદિક બ્રહ્મચારી,
જનકાદિ જ્ઞાન બલિ પ્રાચિનબર્હિષ યજ્ઞ અપારી
નૃગાદિ સાધન ધર્મ દેખ તેરો સાધન મદદ દે ડારી.
દયાપ્રીતમ એક પ્રીતિપરાધીન દેખ ને ગોપકુમારી

### પદ ૧૧ મું—રાગ સોરઠ

શ્રી ગોકુલપતિ ઘનશ્યામા, જય અવધનાથ શ્રી રામા ટે૦
રાધાવર કંસ વિડાર, સીતાપતિ રાવન મારે,
ઇત ઉગ્રસેન નૃપ કીનો, ઉત રાજ્ય વિભીષન દીનો શ્રી
ઇત ગૈરનકુન સંઘાર્યો, ઉત નિશિચરસમૂહ વિડાર્યા
ઇત ગોપબાલ સંગ લીને વહા બનચરગા ભૂત ગને શ્રી
બંસીધર યદુ અધિપા ધર શર ધનુષ રઘુકુલદીપા,
હૃષિકેશ શ્રી હલધર વીરા, લછ્મન અગ્રજ રનધીરા શ્રી
પુષ્ટિ મર્યાદા સ્વરૂપા, દોઉ પૂર્ન મનોહર રૂપા;
જન વત્સલ ઉદધિ કૃપાકે, પુરષોત્તમ પ્રભુ દયાકે, શ્રી

દયારામભાઈને શ્રીકૃષ્ણ પ્રત્યે અનન્યભાવ એટલો બધો હતો જો કોઈ તેમની પાસે કૃષ્ણની નિન્દા કરે અગર અન્યદેવની પ્રશં

કરે, તો દયારામભાઈથી તે સહન થતું નહિ. એક વખત પેટલાદના એક નાગર ગૃહસ્થ તેમને મળવા આવ્યા અને શિવની સ્તુતિ અને કૃષ્ણની નિન્દા કરવા લાગ્યા. કવિશ્રીથી તે સાભળી શકાયુ નહિ. તેથી એકદમ ઉઠીને પાસેના ઓરડામા ગયા અને કાગળ ઉપર 'હર હરિ સંવાદ' નામનુ કાવ્ય લખીને તે આવનાર ભાઈને આપ્યુ અને કહ્યુ કે આ કાવ્ય વાંચજો. તેમણે તે વાંચ્યુ અને તેમની ભ્રમણા ભાગી. કવિશ્રીના હૃદયને દુઃખ આપ્યુ તેથી ક્ષમા માગીને ત્યાથી પોતાના વતન ગયા.

કવિશ્રીને જેમ કંઠીનો આગ્રહ હતો તેમ તિલકનો હતો. દરેક વૈષ્ણવે તિલક ધારણ કરવું જોઈએ. તેમ વૈષ્ણવ સમાજમા કોઈ સારા વૈષ્ણવ આવે તો તેને તિલક કરવું જોઈએ એક વખત વડોદરા રાજ્યના સીનોર ગામમા ત્યાના આગળ પડતા શ્રીમંત શેઠ લાલભાઈ હરજીવનને ત્યાં વૈષ્ણવ મંડળીની બેઠક ભરવામા આવી હતી. તેમા ભરુચવાળા પરમવૈષ્ણવ ભક્ત દીક્ષિતજી હાજર હતા. તે સભામા શ્રીનાથદ્વારના એક વિરક્ત વૈષ્ણવ પણ આવેલા. બેઠકમા તિલક કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે પ્રથમ દીક્ષિતજીને તિલક થયુ. પણ વિરક્ત વૈષ્ણવને તિલક કરવાનુ શરત ચૂકથી રહી ગયુ. દયારામભાઈનુ તે તરફ ધ્યાન ગયું, તેથી તે બોલ્યા. 'આજની બેઠકમા સભાએ મહાન્ અપરાધ કર્યો છે. આપણે ત્યાં નાથદ્વારાથી વિરક્ત વૈષ્ણવ આવ્યા છે, તો તેમને પણ તિલક કરવુ જોઈએ. આપણે વૈષ્ણવોમા ભેદભાવ રાખવો જોઈએ નહિ. જ્યાસુધી તેમને તિલક કરવામા નહિ આવે, ત્યાસુધી હુ આજની બેઠકમા ભાગ લેઈશ નહિ, એમ કહીને કવિ ચાલવા લાગ્યા. વૈષ્ણવોને પોતાની ભૂલ સમજાઈ તેથી વિરક્ત વૈષ્ણવને પણ તિલક થયા, અને દયારામભાઈને પાછા બોલાવ્યા. થયેલા અપરાધની વૈષ્ણવોએ ક્ષમા યાચી.

દયારામભાઈના કાવ્યોની સુગંધ અમદાવાદમા પણ ફેલાઈ ગઈ

,હતી. ,ત્યા છોટાટ્ઠ મહારાજશ્રી દયારામભાઈને,સત્સગ માટે બોલાવતા, અને તેમના ,ભજનોનો લાભ અમદાવાદના ભાવિક વર્ગને મળતો. આ સત્સગ વખતે માધવરામ વ્યાસ પણ હાજર રહેતા. દયારામભાઈના પદો તથા ગરબીઓ સાભળીને દયારામભાઈ ઉપર તેમનો ખૂબ ભાવ વધ્યો. તેમાથી તે બન્ને વચ્ચે મૈત્રી થઈ. આથી દયારામભાઈ ડભોઈ હોય ત્યારે માધવરામ વ્યાસ પોતાને ત્યા નિમત્રણ આપતા. અને તેઓ ઘણા દિવસ તેમને ત્યા રોકાઈ, તેમની વાણી શ્રવણ કરતા. કવિ એક વખત અમદાવાદ ગયેલા. ત્યાથી વિદાયગીરી લીધી ત્યારે માધવરામ વ્યાસ ગળગળિત થઈ ગયા હતા; અને નીચેના શબ્દોમા વિદાયગીરી આપી હતી.

"વળી વેગે વહેલા પધારજો, ગખજો પ્રીતની રીત રે,
સદ્‌ગુરુ સંતના સગમાં, વાટડી જોઉં છું હુ નિત્ય રે;
કથા રે કીર્તન કેમ વિસરૂ ? લાગી છે શબ્દોની ચોટ રે,
લક્ષ રે ચોરાશીમા ભમી ભમી આવી તે ભક્તોની ઓથ રે.

માધવરાન વ્યાસ પણ કવિ હતા તેમની અને દયારામભાઈ વચ્ચેનો પત્ર વ્યવહાર કવિતામા થતો. (જૂઓ પરિશિષ્ટ)

અમદાવાદમાં બીજા કવિ મિત્ર કૃષ્ણારામ મહારાજ હતા. કૃષ્ણારામ સાથે દયારામભાઈનો મેળાપ ચાદોદ મુકામે થયેલો કૃષ્ણારામ યાત્રા માટે ચાદોદ આવેલા. દયારામભાઈની કૃષ્ણભક્તિની વાતો તેમણે સાભળેલી. ચાદોદ મૂકામે તેમની સાથે પ્રથમ મિલન થયું. ત્યારે દયારામભાઈએ તેમના કેટલાક કાવ્યો કૃષ્ણરામને સંભળાવ્યા. તે કાવ્યોમા હરિરસની ચર્ચા કરતા. કૃષ્ણારામે એક વખત દયારામભાઈને ટકોર કરી 'તમો કવિતા સારી લખો છો એ ખરું. તમારી કવિતામા ઉત્તમ ભક્તિ રસ પણ છે. પણ તે પ્રાકૃત છે. સામાન્ય લોકોને તમારી કવિતા વાંચવી ગમે. વિદ્વાનો માટે તમારે કવિતા દેવવાણીમા લખવી જોઈએ.' દયારામભાઈએ જવાબ આપ્યો, 'ભક્તિરસનો આસ્વાદ તમામને માટે છે, કેવળ વિદ્વદ્‌ભોગ્ય નથી.

પ્રાકૃત વાણીમાંજ તે રસનો આસ્વાદ સામાન્ય લોકો જેઓ સંસ્કૃત ભાષા જાણતા નથી. તેઓ લઇ શકે.' કૃષ્ણારામ સંસ્કૃત ભાષાના વ્યાકરણના પંડિત હતા. તેથી તેમને વ્યાકરણના જ્ઞાનનો ગર્વ હતો દયારામભાઈએ તેમનો ગર્વ ઉતારવા નીચેનું પદ સંભળાવ્યુ.

પદ—૧૨

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી?
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી; વસ્તુ. ૧
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી;
અંતરમાહે વસે અગ્નિ પણ, આનંદ પામે ન અરણી. વસ્તુ. ૨
નિજ નાભિમાં કસ્તુરી પણ, હર્ષ ન પામે હરણી;
દયો કહે ધન ડાટયું ઘણું પણ, ધનવંત કહાવે ન ધરણી. વસ્તુ. ૩

આ પદ સાભળીને કૃષ્ણારામનો ગર્વ ઉતરી ગયો. કૃષ્ણારામભાઈએ દયારામભાઈને ઉદ્દેશીને કેટલાક પત્રો લખેલા છે. કૃષ્ણારામ અને દયારામભાઈ વચ્ચે સિદ્ધાન્ત ચર્ચા પણ કાવ્યમા ચાલતી. દયારામભાઈએ કૃષ્ણારામને ઉદ્દેશીને કેટલાક ધવળો ધનાશ્રી રાગમાં લખેલા છે

દયારામનાભાઈના ઇષ્ટિમિત્ર ભરૂચવાળા ચિમનલાલ નંદલાલ હતા. દયારામભાઈના કાવ્યોમા તેઓ ખૂબ રસ ધરાવતા. દયારામભાઇ પાસે તેઓ વારંવાર આવતા અને સુખ દઃખની વાતો કરતા. તેમને ચાંદોદ મુકામે દયારામભાઈની સાથે મુલાકાત થએલી સંવત ૧૮૮૫, જ્યારે તેઓ તેમના પિતા સાથે ત્યા યાત્રાએ ગયા હતા.

*શ્રીદયારામભાઈના પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈની દીકરી મહાલક્ષ્મીને 'રાજિયા' ગાવાનો ઘણો જ શોખ હતો. મરણ પ્રસંગે જ્યા જ્યા જાય ત્યાં ત્યાં 'રાજિયા' ગાય. મહાલક્ષ્મીનો કંઠ કોમલ હતો. એમનો સ્વર કરુણ હતો. કરુણ રસે ગવાતા રાજિયા સાભળતાં

*આ પ્રસંગ ભાઈ જીવણલાલ છગનલાલ તરફથી પ્રાપ્ત થયેલ છે.

સાભળતામાજ ભેગા થયેલા લોકોની આખમાથી દડદડ કરતા આસુ સરી પડતા

દયારામભાઈ મહાલક્ષ્મીને ઘણુ જ ચાહતા. એમણે જ્યારે મહાલક્ષ્મીને લૌકિક રાજિયા ગાતા સાભળી, ત્યારે એમના મનમા થયુ કે આ છોકરી ગમે તેવા રાજિયા ગાય છે, તેના કરતા ભગવન્નામવાળા રાજિયા ગાય તો એનુ જીવન સુધરે સ્વાર્થ સાથે પરમાર્થ થાય ગીત સાથે બોધ લોકો ભગવન્નામ સાભળે તેમનાયે હૃદયમા ભગવન્નામામૃત રેડાય તેમનોયે આત્મા પવિત્ર બને એથી એમણે મહાલક્ષ્મીને પાસે બોલાવી

શ્રીદયારામભાઈ 'મહાલક્ષ્મી તને રાજિયા ગાતા રુરસ આવડે છે, ખરુ ને ?"

મહાલક્ષ્મી શરમાઈ ગઈ એણે નીચુ ભાળી દીધુ

શ્રીદયામભાઈ "દીકરી ! હવે તારે લૌકિક રાજિયા ગાવાના નથી તારે ભગવન્નામવાળા રાજિયા ગવાના છે આપણે તો ભગવાન્નામજ ગાવુ જોઈએ એ વગર તારે કશુયે ગાવુજ નહીં તુ તો રણછોડની દીકરી છે તારાથી ગમે તેવુ નજ ગવાય તારે આજથીજ ભગવન્નામવાળા રાજિયાજ મોઢે કરવા અને ગાવા "

શ્રીદયારામભાઈની આજ્ઞા પ્રમાણે મહાલક્ષ્મીએ શ્રીદયારામભાઈનાજ બનાવેલા રાજિયા મોઢે કરવા માડયા મોઢે કર્યા અને ગાઈ પણ બતાવ્યા એ સાભળી શ્રીદયારામભાઈ ઘણાજ પ્રસન્ન થયા મલકતે મુખડે મહાલક્ષ્મીને વહાલથી બેસાડી

શ્રીદયારામભાઈ "દીકરી હવે તારે આજ રાજિયા ગાવા ભગવન્નામવાળા ગીતો ગાવા સમજી ?"

મહાલક્ષ્મી 'હા દાદાજી !"

ત્યારથીજ મહાલક્ષ્મી, મરણ પ્રસગે જ્યા જ્યા જાય, ત્યા ત્યા શ્રીદયારામભાઈના બનાવેલા રાજિયા ગાળી ભગવન્નામવાળી એકે એક વસ્તુ ગાતી

પછી તો મહાલક્ષ્મીએ શ્રીદયારામભાઈની રચેલી ગરબીઓ, એમનાં સરજેલાં ગીતો, એમના રચેલા રાજિયા વગર જીવનભર કશુયે ગાયુજ નહીં. શ્રીદયારામભાઈની આજ્ઞાને જીવનભર પાળી. આજ્ઞાધારી રણછોડભાઈની દીકરી પણ આજ્ઞાધારીજ હોયને !

શ્રી દયારામભાઈએ જનસમાજને સારી પેઠે ઓળખ્યો હતો. જનસમાજ જલદી ભગવન્નામ તરફ કેવી રીતે વળી શકે ? ભગવન્મય જીવન કેવી રીતે જીવી શકે, એ એમણે બરાબર જાણ્યું હતું. ભવિષ્યના નાગરિકો ધાર્મિક બને તે માટે એમણે વહાલ ભર્યા શબ્દોથી ઊભરાતુ 'માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે'—એ બાવલાવે ઊભરાતા–બાળક માટેની માતાની તીવ્ર ઉત્કંઠા, તમન્ના દર્શાવતા અનુપમ પારણાની સરસ સજાવટ કરી. બાળકોને ગળથૂથીમાંથીજ માતાનુ ધાવણ ધાવતા હોય ત્યારથીજ પારણાને બહાને–પારણું ગાવાને બહાને સૌને ભગવન્નામ સાંભળતા અને ગાતા કરી મૂકયા. માતાને ભગવન્નામ ગાતી કરી મૂકી. માતા પારણું ગાય, બાળક સાંભળે. બંનેના આત્મા ભગવન્નામ મસ્ત બને, બાળકમાં ધાર્મિક બીજ રોપાય. જેમ જેમ મોટો થતો જાય, તેમ તેમ એ બીજ ફૂલે. ફળે, ફાલે, પ્રસરે અને ફોરે.

બાળપણમાં પડેલા સંસ્કારો કેમે કરી ભૂંસાતાજ નથી. વખતના વહેના સાથે એને ફગણા ફૂટે છે. કુમળા છોડને ગમે તે ફેંદી શકે, ઉખેડી ફેંકી દે. ઝાડને ફેંદતાં, ઉખેડતા વાર લાગે. બાળકના માનસને વારંવાર પલટી શકીએ. પાકટ માણસના–પાકટ વયના માણસનું માનસ પલટાતાં નવનેજાં પાણી ઊતરે તો યે ભાગ્યેજ ફરે.

શ્રી દયારામભાઈ ઉપરની બધી વસ્તુ જાણતા હતા. બરાબર સમજ્યા હતા. તેથીજ તેઓશ્રીએ બાળકોને ગળથૂથીમાંથીજ ભગવન્નામ સાંભળતા કરી મૂકયા. માતાઓને ભગવન્નામ લેતી કરી મૂકી. લોકોને ભગવદ્મય જીવન જીવતા કરી મૂકયા. સૌ કોઈ ભગવન્નામ લે અને, સાંભળે, એજ આશયથી એમણે પારણું,

કથન, પદ ઘોળ ગરબી, ગરબા, ગીત, રાંજિયા વગેરેનું સરસ સર્જન કર્યું હતું તેથીજ એમણે એ સર્જનને આર્યરમણીઓના મુખમા મૂક્યા કે જેથી એમના મુખ દ્વારા બાળકોના આત્મા ભગવન્મય બને

ભગવન્નામ ગમબાણ દવા છે ભગવન્નામ સૌને માટે છે ભગવન્નામનું માહાત્મ્ય ભલેને બાળક અને માતા ન જાણે એની પરવા નહીં પણ માતાઓ ભગવન્નામ લેતા અને બાળકો સાભળતા થઈ જવાજ જોઈએ એજ એમનો ગૂઢાશય હતો રોગી વૈદ્ય પાસે જાય વૈદ્ય દવા આપે, દવાનો શો ગુણ છે તે રોગી જાણતો નથી, છતા એને આરામ થાય છે તેથી ભગવન્નામ લીધેજ રાખો એ ગુણ કરશેજ તેથીજ એમણે માતાઓને જોકતી જોરરી ચીજો પૂરી પાડી બાળકોને સાંભળવાની વસ્તુઓ સર્જી માતા પારણું ગાય અને બાળક ઊંઘે એ તો ઊંઘતુયે જાય ઝોકા ખાતુયે જાય અને સાભળતુયે જાય એનો અ તરાત્મા સાભળે અને સમજે આત્મા પવિત્ર બને એનામાં ઉચ્ચ સ સ્કારો પડે એ ધાર્મિક બને ધર્મવાન નાગરિક બને ભગવન્મય અને ભક્તિમય જીવન જીવે આ સાચા અને સર્વોત્તમ શુભ હેતુથી એમણે બાળકોને ગળથૂથીમાથીજ સારા સ સ્કારો પાડવા માટે બાળલીલાના પદો અને પારણાની સજાવટ કરી એ સજાવટ કરવાનો અનુપમ ભીમિયો શોધી કાઢ્યો માતા ગાય અને બાળક સાભળે એનામા ભગવન્નામામૃત રેડાય ગોરા થતા માતા સાથે ગાય ઘરનુ વાતાવરણ પવિત્ર બને સારાયે બાળકો સસ્કારી બને ધાર્મિક જીવન સચવાઈ રહે

રમતગમતોમા પણ ભગવદાશ્રયને જરાયે બાધ ન આવવો જોઈએ ઘરગથ્થુ રમત રમતા રમતાયે ભગવદાશ્રયનુજ અનુસંધાન રહેવુ જોઈએ; એવો શ્રીદયારામનો દૃઢ મત હતો મત હતો એટલુજ નહીં, પણ ખાસ આગ્રહ હતો એ ભગવદાશ્રિત ઘરગથ્થુ રમતમાટે

કાયમને માટે જળવાઈ રહે તે માટે એમણે એવી રમતગમતોના ખેલાડીઓ માટે 'પ્રબોધપટ' ની ખાસી જ્ઞાન સાથે ગમ્મતવાળી મઝાની રચના કરી. એ સરસ રચનામાં એમણે ભગવન્નામજ ગૂંથી દીધું. ભગવદાશ્રયને વણી દીધો.

'પ્રબોધપટ' ની રચના એમનું અગાધ જ્ઞાન અને બહુશ્રુતત્વ સૂચવે છે. શ્રીમદ્‌ભાગવતના પ્રથમસ્કંધના ૧૬ થી ૨૧ સુધી ભાગવતના તેમજ શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા અને બ્રહ્મવૈવર્ત્તક પુરાણના આધારે એમણે 'પ્રબોધપટ' ની રચના કરી છે. અષ્ટાક્ષર મંત્ર **શ્રીકૃષ્ણ: શરણં મમ** બોલતા જાઓ અને રમત રમતા જાઓ. અષ્ટાક્ષર મંત્ર બોલીનેજ રમત શરૂ કરો. અષ્ટાક્ષર મંત્ર બોલતા જાઓ અને પાસા નાખતા જાઓ. જે પ્રમાણે પાસામા દાણા પડે તે પ્રમાણે આગળ ધપો. 'પ્રબોધપટ' આપણને ઘણું ઘણું શીખવે છે. સારા કર્મો કરવાથી સીડી વાટે ઉચ્ચ માર્ગ જવાય છે, નરસા કર્મો કરવાથી મુખ દ્વારા નાગણ ગળીને પૂંછડા વાટે નીચે પાડે છે, અધમ યોનિમા ધકેલે છે. જેવાં સારાં કર્મો તેવું ઊર્ધ્વગમન, જેવા નરસા કર્મો તેવું અધઃપતન. સારાં કર્મો કરતાં કરતા ધીમે ધીમે વૈકુંઠમાં જવાય. ત્યાં ગયા પછી પડવાનો ભય રહેતો નથી. એકધારો એકનો અંક સતત ત્રણ વખત પડવાથી ગોલોકમા જવાય. ત્યાગપછી એકના અંકે શ્રીયમુના પાન. ફરીથી એકના અંકે તતનદેહ, તનુનવત્વ, સેવોપયોગી દેહ. ફરીથી એકના અંકે લીલા પ્રવેશ.

ઉપરની બાબતનું સચોટ સ્પષ્ટીકરણ, 'પ્રબોધપટ' રમવાના જે દુહા બનાવવામાં આવ્યા છે તેમાં કરવામાં આવ્યુ છે. શ્રીયમુનાજીનું તોટક છંદમા વર્ણન કરવામા આવ્યું છે.

સ્વાર્થ સાથે પરમાર્થ, જ્ઞાન સાથે ગમ્મત, આરામ સાથે શ્રેય, રમત સાથે ભગવન્નામ લેવડાવનાર 'પ્રબોધપટ' ની શોધ કરનાર હોય તો તે શ્રીદયારામભાઈ છે.

દગડુ મેશની જકરિયાતોમા, રચતોમા, ગીતોમા, હાલરડામા ગરબીઓમા, ધોળમા, પદમા, રાજિયાઓમા—વગેરે દરેકમ શ્રીદયારામભાઈએ ભગવન્નામજ ગૂથી દીધુ છે ભગવદાશ્રયનેજ વણી દીધો છે

'રસોવપટ' રમનાના દુહા અને શ્રીયમુનાજીનુ સોહામણુ વર્ણન સુજ્ઞ વાચક સમક્ષ રજુ કરું, તો તે વાસ્તવિકજ ગણાશે

'પ્રબોધપટ' ની રચના શાના આધારે કરવામા આવી છે, તેનુ સ્પષ્ટીકરણ શ્રીદયારામભાઈએ નીચેના દોહામા કર્યુ છે

दोहा

जबु द्विप नों खड रु मेरु पर्वत आदि ।
भुवन कोप वर्नन सुने रचना समुझे अनादि ॥ १ ॥
लोक चतुर्दश मण्डल चित्रित किये प्रबन्ध ।
कर्ता कारयिता हार, ज्ञाने मुक्त भव बन्ध ॥ २ ॥
भागोल पचम स्कन्ध रु, ब्रह्मवैवर्तकी साखी ।
मन कल्पित न रच भर, प्रमान सु सब भाखी ॥ ३ ॥
वैकु ठ तें गोलोक पर योजन शतकोटि प्रमान ।
मारुत वे धारन किए, स्वेच्छा ईश निर्मान ॥ ४ ॥
बहत ताहा विरजा विमल, गो गोपीनको वृ द ।
नीर झकोला कल्लोल नित, गावत मिलि व्रजचन्द ॥५॥





## પ્રકરણ ૧૪ મું

## "તપોવનનો સાથી"

દયારામભાઈ ઉચ્ચ કોટિના ભક્ત હતા. તેમની ભજન મંડળીમાં અનેક સ્ત્રી પુરુષો આવતાં. તેમનો શિષ્ય સમુદાય પણ મોટો હતો. તેમાંના ઘણાંઓ તો જાણે તેમના કુટુંબના હોય તેમ, તેમના પ્રત્યે માન તથા પ્રેમ ધરાવતા. સ્ત્રીવર્ગ પણ તેમની કથામાં રસ લેતો. તે બધા સંસ્કારી કુટુંબનાં અને ધર્મભાવનાવાળા હતા. તે તમામ પ્રત્યે દયારામભાઈ તેમની તરફ ભગિની કે પુત્રી તરીકેની દૃષ્ટિ રાખતા. કોઈના તરફ વિશેષ આદર નહિ. તમામ પ્રત્યે સરખી રીતે સ્નેહભાવ હતો; છતાં તેમની દૃષ્ટિમાં વિકાર નહોતો. જેના હૃદયમાં પ્રભુપ્રેમજ છલકતો હોય, તેનાં નયનોમાં પણ તેજ પ્રેમની ઝલક હોય, અને તેજ ઝલકવાળાં નયનોમાંથી પુરુષ કે સ્ત્રી, જેઓ તેમના સમાગમમાં આવતા, તેમના તરફ દિવ્ય પ્રેમની ધારા તેઓ વહવડાવતા. તેમને પણ પોતાના દિવ્ય પ્રેમની ગંગામાં પુનિત કરતા.

કેટલાક શિષ્યો તો તેમને અનન્યભાવથી ચાહતા. અને દયારામભાઈની કોઈ પણ સેવા ગમે તે વખતે કરવાને ખડે પગે રહેતા. જોષી રણછોડભાઈ તથા જોષી ગિરિજાશંકરભાઈ દયારામભાઈના 'બાહુ' સ્થાને હતા, એમ કહી શકાય.

સ્ત્રી વર્ગમાં પણ અનેક સ્ત્રીઓ તેમની કથાઓ તથા ભજનો સાંભળીને, તથા તેમનાં દર્શન કરીને પુનિત બનેલી. એ બધામાં એક સ્ત્રી પણ પૂર્વ જન્મના સંસ્કાર બળે, દયારામભાઈ તરફ ભક્તિભાવથી આકર્ષાય છે. અને દયારામભાઈએ જ્યારે 'વન' વટાવીને

લગભગ ૬૦ વર્ષની વયે પહોંચે છે, ત્યારે લગભગ ૪૫ વર્ષની વયે દયારામભાઈના 'ગૃહ' રૂપી તપોવનના આશ્રમમાં 'તેમના તપના કાર્યમાં' તેમની ભગવત્સેવાના કાર્યમાં તે સાથી બને છે. ભક્તિમાર્ગીય **તપ** એટલે સેવા. દયારામભાઈની સેવાના કાર્યમાં તે સહાય આપે છે. એક ઝગઝગતા શુક્રના તારાની માફક, દયારામભાઈની જીવન સન્ધ્યાએ તે ચમકી જાય છે. મેઘલી નિશા (દયારામભાઈની માંદગી) માં વિદ્યુતનો પ્રકાશ (સેવા) પાથરતી જાય છે.

એ હતી જ્ઞાતિએ મારસ્તાન સોની. જન્મ ડભોઈમાં શ્રી કેરેશ્વર મહાદેવની સ્હામેની ખડકીમાં. સાસરૂ પણ ડભોઈમાં, મારસ્તાન સોનીના ફળીયામાં. ન્હાનપણથીજ માતાનાં લાડ તેને મળ્યાં હતાં. સૌને તેના પ્રત્યે વહાલ થાય, એવી એ બાળકી બચપણમાં હતી. તેના શરીરનો વર્ણ ઘઉ વર્ણો, પણ સુરેખ અને ઘાટીલો. નયનોમાં નિર્દોષતા હતી. મુખ ઉપર સ્મિત ઉપસી આવતું. તેની પગની ગતિમા સંયમ અને ઉલ્લાસ દૃશ્યમાન થતાં હતાં. ઘર કામમાં ચપળ. બચપણમા સંગીત તરફ આકર્ષણ તેને હતું તેમજ કંઠમાં માધુર્ય નિસર્ગદત્ત હતું. તેને ભજનનો બહુ શોખ હતો. ઘણાંએ ભજનો તેણે મોઢે કરેલાં. એકલી પડે ત્યારે તથા ઘર કામ કરતાં, મધુર સ્વરે ભજનો લલકારે. અને સૌ કોઈનું મન તે સાંભળવા આકર્ષાતું. તેની ખડકીમાં બધી બાળાઓમાં તે બહુ ચપળ અને આનન્દી હતી.

બાર વર્ષનાં વહાણાં વહી ગયાં અને તેણે લગ્ન જીવનમાં પગલાં મૂકયાં. પતિનું નામ હતું રઘનાથ ગોવિન્દરામ. બન્નેની જુગતે જોડી હતી. બન્નેય સંસ્કારી. આ લગ્નથી માતાનો હર્ષ માતો ન હતો. જ્ઞાતિના રિવાજ મુજબ સારું પહેરામણ પણ મળ્યું. પતિના ઘરની પણ સ્થિતિ સારી. પતિ સાથેના સુખના કંઈ કંઈ કોડ તેણે સેવ્યા; પણ વિધાતાની ક્રૂર દૃષ્ટિ આગળ માનવીનું શું ચાલે ? ક્રૂર વિધાતાએ તેનું પતિસુખ છીનવી લીધું. તેના લલાટમાં [illegible]ની રેખા અંકિત થઈ.

આ યુવતીનુ નામ હતુ રતનબાઈ.

ખરેખર તેના નામપ્રમાણે તે 'રત્ન' હતી. લગ્ન પછી પણ તે પર પુરુષ તરફ ઉંચી નઝર સરખી નાખતી નહિ. વાત કરતી વખતે તેના ગાલ ઉપર શરમના શેરડા પડતા.

યૌવન તેના અંગમા ઉભરાતુ હતુ, છતા વિલાસિતા તેનામા ન હતી કામીઓની તીરછી દષ્ટિ તેનુ સુંદર મુખ જોવા તલસતી; પણ તેના હૃદયની સાત્ત્વિકતા તથા પવિત્રતા તેના સંયમને અચલિત રાખતા. તેને સૌંદર્યનો શોખ, પણ તેમા સંયમ હતો. ભર યૌવન ખીલ્યુ અને તેનો જીવન સાથી ગયો તે હવે સંસારમા એકલી રહી સાસરીમા દીયેર, અને પીયેરમા ભત્રિજા લક્ષ્મીરામ ભગુજી હતા આ સગાવહાલાઓ હતા. પણ પતિનું સ્થાન તેઓ નજ લઈ શકે. પતિવિહોણી દશામા કેટનાએ વર્ષો રડી રડીને કહાડયા વખત જતા દુઃખ ભૂલાતુ ગયુ. ધર્મમા શ્રદ્ધા, આત્મસંયમ, અને મનોબળથી જીવનના બાકીના વર્ષો કેમ વીતાવવા તે પ્રશ્ન તેને મૂઝવવા લાગ્યો. આખરે જીવનને ધર્મપરાયણ બનાવવાને તેણે મનથી નક્કી કર્યું. સંસારના વિષયો કે ભોગો તરફ તેને ઘૃણા ઉપજી આથી તે સાસારિક કાર્યોમા ભાગ લેતી નહોતી; ના છૂટકે અંગત સંબન્ધીઓના પ્રસંગોએ જતી. તેના ઘરમા પાઠ પૂજા કરે, ઘરનુ કામ સંભાળે, દેરમદિરમા દર્શન કરવા જાય, અને કોઈ સ્થળે સત્સંગ થતો હોય ત્યા જાય. દયારામભાઈ સાથે તેમનો ખાસ પરિચય નહિ તેમની ખ્યાતિ માત્ર તેણે સાભળેલી દયારામભાઈએ લગભગ ૬૦ વર્ષની વયે છેલ્લી વ્રજયાત્રા કરીને ડભોઈમાં સ્થાયી નિવાસ કર્યો, ત્યારે રતનબાઈની વય ૪૫ વર્ષની હતી હવે ચાદોદનુ ઘર વેચી દઈને ડભોઈમા રહેવા તેઓ આવ્યા અને ડભોઈમા પોતાના નિવૃત્ત જીવન દરમ્યાન, તેમણે ભજન મંડળીની બેઠકો રાખી હતી. તેમા ઘણાં સ્ત્રી પુરુષો જતા તે બધા પાસેથી પ્રશંસા સાંભળીને રતનબાઈએ પણ દયારામભાઈની બેઠકોમા

જવા માંડયું. જેમ જેમ તે દયારામભાઈનાં વ્યાખ્યાનો તથા ભજનો સાંભળતી, તેમતેમ તેને તેમાં બહુ રસ પડવા લાગ્યો અને ભક્તિમય જીવન તરફ તેનું મન ખેંચાવા લાગ્યુ. એક વખત સત્સંગ ઉપરનું નીચેનું પદ ભજન મંડળીમાં રતનબાઈએ સાંભળ્યું.

### ગરબી.

(રાધા માધવ મનમાં વસ્યાછે) એ રાગ.

સરવનો સિદ્ધાંત સતસંગ છે,
માનોની તમે સર્વનો સિદ્ધાંત સતસંગ છે. ૨૬૦
ધન્ય ભાગ્ય તેનું ત્રિભોવનમાં;
જેને હરિના સંગીનો સંગ છે. માનોની તમે૦
નિજ સરખો તે કરે મળતાં જ્યમ;
નીચ જળ ગંગ મળતાં ગંગ છે. માનોની તમે૦
એમાં સરવ જપ વ્રત તીરથ ધર્મ;
નેમ યોગ અષ્ટાંગ છે. માનોની તમે૦
અધમ પતિત મહા થાય સર્વોત્તમ;
એવો જેનો સબળ પ્રસંગ છે. માનોની તમે૦
ગોબરકીટને સુંધારે પરિમળ પુષ્પનો;
એટલો પ્રતાપ તુછ ભૃંગ છે. માનોની તમે૦
વણસ્યું કામ કલપનું તે પલકમાં સુધારે;
એવી જેની બુદ્ધિઓ ઉત્તંગ છે. માનોની તમે૦
અવળાનું સવળું કરી નાખે;
ભાગે અઘ દુઃખ જે અભંગ છે. માનોની તમે૦
રાત દિવસ સતસંગમાં ગમે દયા;
તે બેઠા શ્રીહરિને ઉછંગ છે. માનોની તમે૦

અહો સત્સંગનો શો મહિમા છે! હરિના સંગીનો સંગ થતાં, નીચને પણ પોતાના જેવો કરે છે. જેમ ગંગાના જળમાં બીજું

જળ મળતાંજ ગંગારૂપ થાય તેમ કરોડો કલ્પોની બગડી બાજી સત્સંગ ક્ષણમાં સુધારે છે, ગમે તેવો અધમ અને દુષ્ટ મનુષ્ય પણ સત્સંગથી સુધરે છે. આવો ઉપદેશ સાંભળીને તેને દયારામભાઈ પ્રત્યે માન ઉપજ્યુ. કેવા હરિના સગી ! કેવા પવિત્ર ભક્ત ! એવી તેની મનોભાવના થઈ.

એક વખતે " જીવ જાણી લે, જાર પ્રીત જગદીશ વિના નહિ સારી " એ ભજન સાભળીને દયારામભાઈના હૃદયની પરખ કરી. ખરેખર કેવા શુદ્ધ ચારિત્ર્યશીલ પુરુષ છે ! તેમનો સત્સંગ કથિરનુ પણ સુવર્ણ બનાવે, અપવિત્રને પણ પવિત્ર કરેજ.

એક વખત કવિશ્રીએ પોતાનુ નીચેનુ ભજન ગાયુ. તે ઉપરથી રતનબાઈના મન ઉપર દયારામભાઈની કૃષ્ણ પ્રત્યેની સ્ત્રી ભાવની પ્રતીતિ થઈ. પુરુષ દેહમા સ્ત્રીભાવ પ્રભુ પ્રત્યે ઉત્પન્ન થવો એ ઘણુ કઠિન છે. શી તેમની ભક્તિ ! તે વગર સંસાર પ્રત્યે વૈરાગ્ય અને પ્રભુ પ્રત્યે પ્રેમ સ ભવે નહિ.

પદ.

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો.
નહીં સ્વામી બીજો રે, મ્હારે નહીં સ્વામી બીજો. ટેક૦
અવર કોઈનુ કામ ન મ્હારે, રીઝો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો
પ્રાણ જાય પણ અન્ય કૃતિમા, મન રખે ભીજે. એક૦ ૧
સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉ;
વિના મૂલનો ઘરનો ગુલામ, વેચે ત્યા વેચાઉ,
એજ ગમ્યો એથી મન માન્યુ, બીજો નવ ચાહુ,
એના અનિ અવતાર, હુ કોઇનો દાસ ન કહેવાઉ. એક૦ ૨
કૃષ્ણ વિના શિર અવર નમે, તો છેદનનો દંડ;
નંદકુંવર વણ નામ જપે તો, જીહ્વા કરૂ શતખંડ,

અવર દેશની આશ કરે, અધ ભજે વળી બ્રહ્માંડ;
અન્ય અમર દર્શને દોડે પગ, તો પાડું પિંડ. એક૦ ૩

હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું જપ હરિ વારી;
હું હારીલ કાઠી હરિ દઢવત્, ધારી તે ધારી.
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીએ વ્યભિચારી;
શ્રીગુરુદેવ નભવજો કહે દયો, સદા ટેક મારી. એક૦ ૪

સાચા ભક્તનું જીવન કેવું હોવું જોઈએ, તે વિષે નીચેનું પદ એક બેઠકમા દયારામભાઈએ ગાયુ. અને રતનબાઈના મન ઉપર છાપ પડી કે—

'દયારામભાઈ પણ સાચા ભક્તજ છે ને ? તેમના અનુભવનીજ વાણી છે. તેમનો આદર્શ, પ્રભુ સેવા અને પ્રભુ દર્શન છે. ધન્ય છે તેમને ? મારા ભાગ્યમા એવું કયાંથી હોય ?

પદ–રાગ કેદારો

એવી અચલ ભક્તિ તારી આપ મુને મોહન, કરુણાનિધિ ગિરિધારીરે;
કાયા વાચા મનસાએ કરી, સેવા કરું સદા હું તારી રે. એવી૦ ૧

નેત્રે મારે તુંને નખ શિખ નિરખું, નોછાવર કરું પ્રાણ રે;
માલ્ય વૃંદા દલ અંઘ્રિ પ્રસાદીની લેઉં સુગંધી ઘ્રાણ રે. એવી૦ ૨

રસનાએ તારા ગુણ યશ વરણું, રંક અખંડ અભિધાન રે;
તારું કથામૃત શ્રવણે મારે, પ્રેમે કરું નિત્ય પાન રે. એવી૦ ૩

હસ્તે હરિ કરું તારી સેવા, મન પ્રીતે કરું ધ્યાન રે;
ચરણે ચાલી તારે મંદિર આવું પણ, વ્યાપે નહીં અભિમાન રે. એવી૦ ૪

સર્વાંગે કરી કરું તુંને દંડવત, સદા રહું તારે શરણે રે;
કહે દયો આપો શ્રીકૃષ્ણ એટલું, મારું ચિત નીત રહે તમ ચરણે રે. એવી૦ ૫

આ ભજન પછી નીચેનાં બે ભજનો દયારામભાઈના મુખે, એક દિવસ મંડળામાં તેણે સાંભળ્યાં.

### પદ–રાગ કાફી

સાચુ તો સગપણુ રે, સમજ મન શ્યામતણુ;
બાકી સહુ જૂઠુ રે, કશુ નથી કામ તણુ. સાચુ. ટેક.
માત તાત સુત ભ્રાત ને ભગિની, સ્વામા સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ, તારૂ છે નહિ કોય;
સગ છે એ તો સર્વે રે, સુખ ને દામ તણુ. સાચુ. ૧
જનુની જનક એવા કર્યાં તેટલા, તે ધરી જેટલી દેહ;
લેણુદેણીનો સબંધ છૂટયો ત્યારે, મૂકીને આવ્યો તેહ;
કોઈએ ના બતાવ્યુ રે, ઠેકાણુ વિશ્રામ તણુ સાચુ. ૨
જેની આ હરિ વિના હેત કરીને, કોણ આપે મનુષ્ય અવતાર;
પશુ પંખી ફેડીને આપ્યો, તને ભજન તણો અધિકાર;
ભજે તેને આપે રે, પદ નિજ ધામ તણુ સાચુ. ૩
અણુ આસક્તિ કયહૂં નવ રાખીશ માયા મનથી છોડ;
નિશ્ચિંત થઈ સહુ શોક તજીને, પ્રીતિ પ્રભુજી શુ જોડ;
દયા દિન રજની રે, રટણ કર રામ તણુ. સાચુ ૪

### પદ–રાગ સોરઠ, ગત દીપચંદી

મન તે મોહનમા કે ના મોહ ? તેને કાજે શીદ ચિત્ત ગ્રોય ? ટેક
જગ મનમોહન મદન છે ને, મદન મનોહર કૃષ્ણ;
જો તેમા મન મોહ પામે તો, પૂરણુ થાય પ્રીત તૃષ્ણ. મન૦ ૧
દ્રવ્ય દેખી સહુ કોઈ ધાય તે, દ્રવ્ય જેનો અંશ;
તે કમળા મોહ પામી રહી છે, સહુ મોહન અવતંસ મન૦ ૨
નાગી નરચિત્તચોર છે રે, નર નાગી ચિત્તચોર;
તે બન્નેનુ મન મોહ પામે, નટવર નંદ કિશોર મન૦ ૩
જેને કશી નહિ કામના રે, એવા જોગી જન;
તે જેમા મોહ પામી રહ્યા છે, સોંપી તન મન ધન મન૦ ૪
જેની રચના જોઈને રે, મોહ પામે સહુ જન,
તે કરતામા કમી કસી રહે, દયા વિચારો મન. મન૦ ૫

છેલ્લા પદની અસર ખાસ કરીને છેલ્લી પંક્તિઓની તેના મન ઉપર સચોટ થઈ પ્રભુની સાથેનો સંબંધ તેજ સાચો સંબંધ છે. અને તે સંબધ ભગવદીયોના સત્સંગથીજ સંભવી શકે. આથી તે દરરોજ દયારામભાઈના સત્સંગ મંડળમાં નિયમિત જાય અને તેમનો ઉપદેશ આચારમાં મૂકવા પ્રયત્ન કરે. તે બીજી સ્ત્રીઓની સાથે બહુ ભળે નહિ. તેમને કોઈ પણ સાંસારિક બાબતમાં હવે રસ નહોતો. કોઇની નિંદા કરવામાં પણ ભાગ લે નહિ. ઘર આગળ ઠાકોરજીની સેવા કરતાં. તેમણે બ્રહ્મસંબંધ લીધું હતું, પણ પાકી મરજાદ નહોતી. પુષ્ટિમાર્ગના સંસ્કારો ધીમે ધીમે આવતા ગયા. સેવાથી પરવારી બપોરે, ' ચોરાશી વૈષ્ણવો ' કે ' બસોબાવન વૈષ્ણવો ' ની વાર્તાઓના પુસ્તકો વાંચે. સુરદાસાદિનાં કીર્તનો ગાય તથા કંઠસ્થ કરે, દયારામભાઈની ગરબીઓ તથા પદો ગાય, ઠાકોરજીનાં દર્શન કરવા જાય. મંદિરમાં ઠાકોરજીની ફુલમાળાની સેવા, કરે. આમ પુષ્ટિભક્તિનો પાસ તેમને હવે લાગ્યો હતો. ખાણમાંનું રત્ન જે કોલસાની મધ્યમાં હતું, તે હવે પ્રકાશવા લાગ્યું. ' પુષ્ટિભક્તિ માર્ગ તરફ હવે તેમનાં કદમ પડવા લાગ્યાં. ' દયારામભાઈ જેવા વિરક્ત ભગવદીયનો સંગ થતાં, કોનાં જીવન ભક્તિમય ન બને? હવે તે અન્ય સ્ત્રીઓ સાથે. દયારામભાઈને ઘેર જતાં હતાં. ત્યાં નારી સમાજ ભરાતો અને ઉપદેશો થતા. પેટલાદની ચુંબાઈ આની ત્યારે મોટો સમારંભ થયેલો. ત્યારે રતનબાઈએ આગળ પડતો ભાગ લીધો હતો. નારી સમાજમાં તે દયારામભાઈની ગરબીઓ તથા પદો ગાતાં. અને સ્ત્રી સમાજના માનને અને વ્હાલને પાત્ર બન્યાં હતાં.

જૂદા જૂદા પ્રસંગે દયારામભાઈને ત્યાં તે જતાં, ત્યારે ત્યારે દયારામભાઈની કથળતી શારીરિક સ્થિતિ જોઈને, તેમને દુઃખ થતું. કોઈ કોઈ વખતે મનમાં વિચારતાં " દયારામભાઈના દેહ ઉપર હવે વાર્ધક્યની નિશાનીઓ દેખાય છે, છતાં કેવું તેમનું મનોબળ ? વૃદ્ધાવસ્થામાં પણ સેવા જાતેજ કરે છે. કોઈની સહાય લેતા નથી. જળ લાવવું. શ્રી ઠાકોરજી માટે સામગ્રી તૈયાર કરવી. ફુલમાળા

બનાવવી, એ બધી બહારની સેવા જાતે કરે છે. તેમને હવે અન્યની સહાયની જરૂર પડી કે જેથી તેઓ સેવા બરાબર કરી શકે. પણ એવું તેમને કોણ મળી આવે ? હુ હમણા મદદ કરું. પણ મારી સેવા સ્વીકારશે ? મેં બ્રહ્મસંબધ લીધું છે, પણ મર્જાદ નથી. અને તે રહ્યા પાકા મર્જાદી. એટલે મારી સહાય તેઓ ન પણ લે ?" આવા વિચારો મનમાં ઘોળાતા.

એક વખત દયારામભાઈના નિવાસ સ્થાને તે ગયા. શિયાળાની કકડતી ઠંડી હતી. રતનબાઈ તેમને ઘેર ગયા ત્યારે તેઓ પથારીમા સૂતા હતા. અને ઠંડીથી તેમનું શરીર થરથરતુ હતું. રતનબાઈએ તેમને ગરમ ધાબળા ઓઢાડ્યા.

બીજે એક પ્રસગે જ્યારે તેઓ ગયાં ત્યારે જોયું કે દયારામભાઈને ઝાડા થયેલા, તેથી શ્રીઠાકોરજીની સેવાને વખતસર પહોચી શકયા નહિ. સેવામા વિલંબ થયો, એ મોટો અપરાધ થયો એમ માનીને પોતાના હૃદયની વેદના દયારામભાઈએ શિષ્યો-રણછોડભાઈ, ગિરિજાશ કર તથા રતનબાઈ આગળ વ્યક્ત કરી. ત્યારે રણછોડભાઈએ સૂચવ્યુ "હવે તમારી સેવામાં એક સહાય કરનારની જરૂર છે." દયારામભાઈએ ઉત્તર ન આપ્યો.

એક વખત ઉત્સવનો પ્રસ ગ હતો. ઉત્સવની તમામ સામગ્રી તથા સેવા દયારામભાઈએ જાતેજ કરી. ઉત્સવનો આન દ અંગમા માતો નહોતો. દર્શન કરવા આવનાર પણ કહેતા કે આ વૃદ્ધાવસ્થામા કેવા ઉત્સાહ અને આનદથી દયારામભાઈ સેવા કરે છે ! અને તે વળી એકલા ! આટલો બધો પરિશ્રમ છતા તેમને થાક જણાતો નથી.

ઉત્સવ ગયા એ ત્રણ દિવસ પછી દેહ ઉપર થાક જણાવા લાગ્યો. છતા જાતે જલ લાવે, ઠાકોરજીની સામગ્રી તૈયાર કરે અને ઠાકોરજીની સેના કરે. આનુ પરિણામ એ આવ્યું કે જ્વરે તેમના ઉપર સખ્ત હુમલો કર્યો અને પથારીવશ થયા. શિષ્યો તથા રતનબાઈને ખબર પડતા દયારામભાઈની ખબર કાઢવા દોડી ગયા, તેમણે જોયું કે તાવ સખ્ત હતો. પણ દયારામભાઈ એટલુ બોલ્યા,

"રણછોડ ! મારાં શરીરમાં તાવ પેઠો. અને મારી ઠાકોરજીની સેવામાં પ્રતિરોધ થયો. અરેરે, મેં શો અપરાધ કર્યો હશે ? આ તાવ જલ્દી મટી જાય તો સારું કે જેથી મારી સેવા હું કરું" રણછોડ તાત્કાલિક ઔષધ લાવ્યા. તેને લીધે જ્વર શાન્ત થયો. પછી રણછોડે કહ્યુ. 'દયારામભાઈ, હવે તમારી ઠાકોર સેવા માટે બહારની સેવા કરવા સારું એક સહાયકની જરૂર છે.' દયારામભાઈએ જવાબ આપ્યો. 'હા, હું જાણું છું કે હવે મને તેની જરૂર છે. પણ એવી ભાવવાળી વ્યક્તિ કયાથી લાવવી ! તેણે બ્રહ્મસંબંધ લીધેલું હોવું જોઈએ. પુષ્ટિમાર્ગની સેવાની રીતની સમજદાર તે હોવી જોઈએ. મારા મદનમોહનજીની સેવામા ગમે તે વ્યક્તિ ન ચાલે. વળી તે સ્ત્રી હોય તોજ અનુકુળ. કારણકે ઠાકોરજી માટે જલની ગાગર લાવવાની અને રસોઈ કરવાની. તે તો કોઈ સ્ત્રી હોય તેજ કરી શકે. એવી વ્યક્તિ મળવી મુશ્કેલ. તે પણ મર્જાદ વાળી જોઈએ. અસમર્પિત વસ્તુનો ત્યાગ કરેલો હોય અને અન્યાશ્રય સંપૂર્ણ વર્જ્ય માન્યો હોય, તેમજ **ચારિત્ર્યમાં નખથી શીખ સુધી અણિશુદ્ધ પવિત્ર હોય અને હ્રદયમાં પ્રભુ માટેનોજ પ્રેમ હોય.** તેવી વ્યક્તિ મળવી દુર્લભ છે.'

રણછોડે કહ્યું 'આપ કહો છો સેવામાં સહાય કરનાર વ્યક્તિ આપણી પાસે છે. આપની સન્મુખજ તે છે; આ રતનબાઈ. કેમ રતનબાઈ તમે તે સેવા કરશો ને ?'

રતનબાઈ કહે, "મારું ધન્યભાગ્ય, કે મને દયારામભાઈના શ્રીઠાકોરજીની સેવા કરવાની તક મળે છે. દયારામભાઈ જો હા પાડે તો હું જરૂરથી તેમનો થોડોક પરિશ્રમ ઓછો કરીશ."

દયારામભાઈએ રતનબાઈના આ શબ્દો સાંભળ્યા અને બોલ્યા, "રતન, તું મારી સેવામાં સહાયક થવા માંગે છે; પણ મારાથી તારી સેવા કેમ લેવાય ? તારા સંબન્ધીઓને તારે પૂછવું જોઈએ, વળી સેવા, ભાવથી કરવાનું કામ કપરું છે, તેં બ્રહ્મસંબન્ધ લીધું છે, પણ મર્જાદ લેવી પડશે."

રતનબાઈએ જવાબ આપ્યો, "મારે સેવાના કામમાં આપને

સહાયભૂત થવુ, તેમા મારે બીજાને શા માટે પૂછવુ જોઈએ ? હુ વિધવા છુ એટલે સ્વતંત્ર છુ. છતા મારા પીયેરમા તથા સાસરા તરફના નજીકના સગાંને પૂછી જોઈશ વળી હુ મર્જાદ પણ લઈશ મારા ઘરના ઠાકોરજીની સેવા છે, પણ તે સાદી છે સેવાની રીત પણ આપણા સતસંગથી જાણુ છુ મને પુષ્ટિમાર્ગનો રગ આપે લગાડયો છે પ્રભુ સેવા એજ મારા જીવનનુ ધ્યેય છે, એટલે આપે તે બાબતનો ભય રાખવો નહિ આપ સમતિ આપો તો હુ આવતી કાલથી સેવામા સહાયભૂત થાઉં આપનુ અંગ હવે દિવસે દિવસે નબળુ પડતુ જાય છે આપને વૃદ્ધાવસ્થા આવી છે આ અવસ્થામા આપે શ્રમ કરવો જોઈએ નહિ મારુ પણ ધન્ય ભાગ્ય કે પ્રભુ મારી પાસે ઠાકોરજીની સેવા કરાવે શ્રી ઠાકોરજી એજ મારા સાચા સબન્ધી છે, એટલે હુ સેવા પૂરેપૂરા ભાવથી કરીશ"

રતનબાઈના આ શબ્દો સાંભળીને દયારામભાઈ ગદ્દગદિત થયા, અને બોલ્યા 'બહેન રતન, તુ મારી નાની બહેન છે મારી બહેન એક હતી તે ગુજરી ગઈ છે માશી પણ નથી મારે કોઈ લૌકિક સબન્ધ છે નહિ તુ અલૌકિક નાતાથી મારી સાથે પ્રભુના સુખને માટે સેવા કરવા આવે છે તો મને તુ આવ મારાથી ના કેમ કહેવાય ? આ ઘર તો સેવાનુ સ્થળ છે એ **તપોવનનો આશ્રમ છે. તેમાં હું એકલો તપ કરું છું.** સેવા કરુ છુ આજે **મારી જીવન સંધ્યાએ તું મને સાથી તરીકે મળે છે.** બહેન ! તુ પણ મારી સાથે પ્રભુની સેવાનો આનદ મેળવ"

રણછોડ તથા નાથાભાઈએ કવિશ્રીના શબ્દોને સત્કાર્યા, અને રતનનુ હૈયુ હર્ષથી છલકાયુ અને કવિશ્રીના ચરણોને મસ્તક નમાવ્યુ.

પછીથી સગાઓ તરફથી રતનબાઈએ સમતિ મેળવી લીધી. તેમણે કહ્યુ "રતન તારુ ધન્ય ભાગ્ય છે કે આપણા ગામના મહાન્ ભક્ત કવિ, વિરક્ત, અને નૈષ્ઠિક બ્રહ્મચારીના ઠાકોરજીની સેવા કરવાનો તને દુર્લભ લ્હાવો મળે છે."

ત્યારથી રતનબાઈ દયારામભાઈના 'સેવા' ના કાર્યમા સાથી બન્યા આ સાથી તરીકેનો સબધ અલૌકિક સબન્ધ હતો.

ભગવત્સેવા માટે હતો. એ સંબન્ધ દયારામભાઈના ગોલોકવાસ પર્યન્ત ટકયો. ઠાકોરજીને પરિશ્રમ ન પડે તે રીતે તે સેવા કરે. રતનબાઈએ ક્ષમાની મૂર્તિ હતી. સેવામા જો અપરાધ પડે તો ઠાકોરજીની તથા દયારામભાઈની ક્ષમા માગી લેતા. વ્હાલથી ઠાકોરજીને ઝૂલાવે, તેમની આગળ કીર્તનો ગાય અને ઉત્સવના દિવસે તો ખૂબ આનંદમાં આવી જાય.

રતનબાઈએ દયારામની છેલ્લી અવસ્થામા તેમની ખૂબ ચાકરી કરી હતી. તેમની માંદગી વખતે સેવાનું બધુ કામ પરવારીને, તેમની પથારી પાસે બેસતા. ઘણાએ દિવસો અને રાત્રિના ઉજાગરા કર્યા હતા. દયારામભાઈની અનન્ય શિષ્યા યાને દયાની દેવી તરીકે તેમણે તેમની સુશ્રૂષા કરી હતી પોતે દયારામભાઈની જ્ઞાતિના નહિ, તેમનાં સગાસબંધી નહિ; છતાં એકજ કુટુંબની તેમની નાની બહેન તરીકે, દયારામભાઈની સેવા તેમણે ઉઠાવી હતી. તેમની વચ્ચે હતો માત્ર ભગવદીયતાનો અલૌકિક સબધ; જેમાં રતનબાઈને નહોતી દ્રવ્યની એષણા, નહોતી કીર્તિની એષણા કે નહોતી કોઈ લૌકિક વિષયની એષણા. દયારામભાઈ તેની સેવાની કદરમાં રૂ. ૨૫) ની રકમ વીલમાં મૂકતા ગયા હતા. કહેવાય છે કે દયારામભાઈની *છબી તેમની પાસે હતી. દયારામભાઈના ગોલોકવાસ પછી એ છબીની તે નિત્યપૂજા કરતા દયારામભાઈના દેહોત્સર્ગ પછી તેમને ઘણું દુઃખ થયુ. સેવાની રીત બતાવનાર તથા જીવનનુ રહસ્ય સમજાવનાર, ભગવલ્લીલાના ગુણગાનમાં મસ્ત એવા ભગવદીયના જવાથી સંસાર તેમને સૂનો લાગ્યો.

તે પણ બીજાઓ સાથે કહેતા કે હવે આપણને સુદર ભજનો કોણ સંભળાવશે ? જ્યારે કોઇને દયારામનું પદ ગાતા સાંભળે, કે તે ભગવદીયનું સ્મરણ તેમને થઈ આવતું, અને હૈયું ભરાઈ આવતું.

---

*સંભવ છે કે આ છબી, પાછળથી નર્મદાશંકર કવિ પાસે ગઈ, અને તેમના પુત્ર જયશંકર પાસેથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આપવામાં આવી. તે ઉપરથી મોટી છબી પ્રેમાનંદસભામા મૂકવામા આવી.

રતનબાઈ સાથેના આવા અલૌકિક સંબંધને પાછળથી જીવન ચરિત્રના કેટલાક લેખકોએ વિકૃત સ્વરૂપ આપ્યુ છે. દયારામભાઈને કલંકિત કરવાનો પણ નિષ્ઠુર પ્રયત્ન થયો હતો. પણ દયારામભાઇની કીર્તિ સૂર્ય જેવી પ્રકાશતી રહી છે.

દયારામભાઈના પટ્ટ શિષ્યના પ્રપૌત્ર શ્રી જીવણલાલ જોષી એમ એ, જેમની પાસે દયારામભાઈનુ તમામ હસ્તલિખિત સાહિત્ય છે, અને જે દયારામભાઈના સાહિત્યના ઉંડા અભ્યાસી છે, તેમણે આ પ્રસંગની સમાલોચના, 'દયારામ કાવ્યામૃત' ગ્રંથની પ્રસ્તાવનામા 'સમીક્ષાના પન્થે' એ શીર્ષક નીચે કરી છે, તે ઉપરથી જણાશે કે દયારામભાઈના રતનબાઇ સાથેના વિકૃત સંબંધની વાતો કેટલાક અજ્ઞાની અને ચોખળિયા લેખકો તરફથી રજુ થએલી હકીકત બીન પાયાદાર છે વળી ચાદોદની રતનબાઈની ન્યાતની એક સોનારણની સાથે દયારામની મસ્તીને પણ તેમણે ઉપજાવી કાઢી હતી. આ બીના પણ સત્યથી વેગળી છે. કારણકે રતનબાઇ એ મસ્તાન સોની જ્ઞાતિની હતી, અને તે જ્ઞાતિના ઘરો ડભોઈમાજ હતા, ચાદોદમા એક પણ ઘર નહોતુ ત્યા રતનબાઇની જ્ઞાતિની સોનારણની સાથે દયારામનો કોઇ મેલાપજ થયો નહોતો.

રતનબાઇનો જન્મ ડભોઈમા, તેનુ પીયેર અને સાસરુ પણ ડભોઇમા તેની યુવાવસ્થામા દયારામભાઈ સાથે તેમને મેલાપ થયો નથી કારણકે તે વખતે દયારામભાઈએ ડભોઈમા નિવાસસ્થાન કર્યું નહોતુ ડભોઈમા રહ્યા નથી. ડભોઈમા કાયમનુ નિવાસ સ્થાન કર્યું ત્યાર પહેલા, તેમનો ઘણો સમય યાત્રામા ગયેલો. તેમજ ચાદોદમા રહેતા. એટલે દયારામભાઈની સાથે તેમનો પરિચય નહોતો દયારામભાઈએ કાયમનો નિવાસ કર્યો ત્યારેજ તે એમની સત્સંગ મંડળીમા આવતા થયા. આ વખતે દયારામની વય ૬૦ની હતી અને રતનબાઈની ૪૫ વર્ષની હતી.

દયારામ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા. તેમનો આદર્શ ભક્તિમય જીવન

જીવવાનો હતો. તેમને સાંસારિક સુખની પહેલેથીજ ઇચ્છા નહોતી. તેથી તેમને જીવનભર અવિવાહિત રહેવાનો નિર્ધાર કર્યો હતો. તે કહેતા "વરીએ તો સામળીઓ વરીએ" તેમનામાં સ્રીભાવ હતો. ગોપીભાવ હતો. તેથી તેમને લગ્ન જોઈતું નહોતું. તેમને કૃષ્ણનો પ્રેમ જોઈતો હતો. ગોપીભાવવાળા ભક્ત કોઈ સ્રીના સંબંધમાં લૌકિક વિષય માટે નજ આકર્ષાય. "એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો" એજ એમનું જીવન સૂત્ર હતું. જો કોઈ એમને લગ્નની વાત કરે ત્યારે તેજ સૂત્ર સંભળાવતા. કહેતા કોઈ પુરુષ કે સ્રીના વ્યભિચારની વાત નીકળે ત્યારે તે કહેતા "જીવ જાણી લે, જાર પ્રીત જુગદીશ વિના નહિ મારી" સ્રીઓના મોહને-વ્યભિચારને અંતઃકરણથી ધિક્કારતા. વ્યભિચારી સ્રી એટલે પાપની પૂતળી તેમ એ માનતા. "જો કોઈ કલ્યાણને ચાહો, તો સ્રીની સગત ત્યજજો રે." એ પદ ઘણી વખત ભજન મંડળીમા ગાતા. તેમા રતનબાઈ પણ હોય. આવા નૈષ્ઠિક બ્રહ્મચારી, પ્રભુની ગોપી 'દયારામભાઈ' નો રતનબાઈ સાથેનો સંબંધ લૌકિક વિષયક હતો એમ કહેવું તે હડહડતું જહૂં છે.

જો એવો સંબંધ હોત તો દયારામભાઈને તથા રતનબાઈને ડભોઈમાં રહેવાનુ મુશ્કેલ થઈ પડત. ડભોઈની સંસ્કારી જનતાએ તથા સોનીની જ્ઞાતિએ ઉભયને ફિટકાર્યા હોત. નથી સોનીની જ્ઞાતિએ કે નથી સાઠોદરા જ્ઞાતિએ આ બાબતમાં વિરોધ ઉઠાવ્યો. દયારામભાઈની પોતાની જ્ઞાતિમાં તેમજ ભક્તવર્ગમાં તથા સંસ્કારી વર્ગમાં એમની સારી પ્રતિષ્ઠા હતી. રતનબાઈના પીયેરીઆ તથા સાસરીઆ પણ દયારામભાઈને સન્માનતા, તેમને ભાવપૂર્વક વંદના કરતા. રતનબાઈનું જીવન, દયારામભાઈના સત્સંગથી ભગવદીય,- અલૌકિક બન્યું હતું. તે સેવા અને ભક્તિમાંજ તલ્લીન રહેતાં, તેથી તેમનાં સગાંઓ તેમને પૂજ્ય માનતા.

દયારામભાઈના જીવન ઉપર કાળી શાહી ઢોળવાના ઇરાદાપૂર્વક પ્રયત્નમાં પહેલાંના જીવન ચરિત્રના લેખકો સફળ થયા નથી. અસત્ય પકડાઈ ગયું છે. દયારામભાઈની કીર્તિથી તે પણ

ધાઈ ગયા હતા. તેમની સામે ધૂળ ઉડાડવાનું એકજ કારણ હતુ. તે એ કે દયારામભાઈ 'પુષ્ટિમાર્ગ' ના અનુયાયી હતા આ પૂર્વગ્રહે તેમની સત્યદષ્ટિને ઢાંકી દીધી છે.

તે સમયે ગુજરાતમાં સંસાર સુધારાની પ્રવૃત્તિની શરૂઆત થતી હતી. સુધારકોને, સનાતન ધર્મ ઝાંખો પાડવો હતો. પુષ્ટિમાર્ગ એ સનાતન ધર્મની એક શાખા તરીકે ગુજરાતમા ઘણીજ વ્યાપેલી એટલે પુષ્ટિમાર્ગ ઉપર કુઠારાઘાત કરવાને સુધારકોએ પ્રયાસ કર્યો. દયારામભાઈની કવિતામાં સારાં તત્ત્વો હતાં કવિતાની દષ્ટિએ તે કમનીય, પણ તેમા તેમને કવિ પુષ્ટિમાર્ગના કવિ પોતે ખૂલ્લી રીતે પુષ્ટિમાર્ગનો ઉપદેશ કાવ્યમાં આપે તે પ્રચારક જણાયા આ સુધારકોથી સહન ન થાય એ સ્વાભાવિક છે તેથી દયારામભાઈની કવિતાને તો ઝાખપ ન લગાડી શકયા, પણ કવિની કીર્તિને કલંકિત કરવાનો પ્રયત્ન કર્યો. તેમની ગરબીઓને શૃંગારરસવાળી કહીને વખોડી. અને વૈરાગ્ય ભાવનાનાં પદોની ઉપેક્ષા કરી. પણ સૂર્ય સામે ગમે તેટલી ધૂળ નાખવામા આવે તો તેથી તેના પ્રકાશને કોઈ આચ આવતી નથી. ઉલટી ધૂળ નાખનારાની આંખોમાંજ ધૂળ પડે છે. જો કવિને રતનબાઈ સાથે લૌકિક સબન્ધ હોત તો પોતાના વીલમા તેને ફકત રૂા. ૨૫) જ કેમ આપે? વીલમાં એમ લખેલું છે કે "રૂા. ૨૫) બાઈ રતનેં માહારા કામકાજ કર્યું ને ચાકરી કરી તેને આપવા" આ ઉપરથી તેમનો કેવા પ્રકારનો સબન્ધ હતો તે સમજી શકાશે.

પુરુષ અને સ્ત્રીના સંબન્ધ હમેશાં કલુષિત હોય છે એમ માનવુ ભૂલ ભરેલું છે. વય, સસ્કાર, સંયોગો વગેરે ઉપર તે સબન્ધનો આધાર રહે છે. અહીં, એ ત્રણે દષ્ટિએ દયારામભાઈ અને રતનબાઈનો સંબંધ શુદ્ધ અને નિષ્કામ ભાવનાવાળો ભગવદીયો તરીકેનોજ હતો. કવિ પોતે નીચેના પદમાં જણાવે છે કે ભકતોનાં જીવનને દુન્યવી મનુષ્યોનાં જીવન જેવાં માનીને તેમની પરીક્ષા કરવી નહિ. તેઓ સસારી જીવ જેવા નથી. સંસારમા રહે છે છતાં સાંસારિક ભાવોથી તેઓ અલિપ્ત હોય છે.

। ૫૬

જન જગત સમાન, જાણે ભક્તજનને તે નર્કનિવાસી'
સમ તનુ આકાર, ધર્મ કાર્ક પણ અતગ્પદ અવિનાશી   ટેક.
જળ અવર ગગાજન સમ નાવે, જન ધગમે કાંઈ સમતા માહાવે;
ગુણ પ્રતાપ સમ કયાથી લાવે.   જન જ૦ ૧
ભવવિષયી જન બધન ભેગી, હરિજન સમારી પણ યોગી;
જેમ અલેપ રસના રસ ભોગી   જન જ૦ ૨
ત્યા લગી ગગાદિક ચોર નડે, ગ્રહ કારાગ્રહ મોહ બેડી પડે;
જ્યા લગી હરિ દાસપણુ ન જડે.   જન જ૦ ૩
લોહ ખડગ મનક જેને સ્પર્શ અડે કૃતિ પૂર્વ ડાઘ તદપિ ન પડે;
થાય નિકય ઝાઝા મૂલ નડે   જન જ૦ ૪
જુઓ પદ્મ પત્ર પાણી ન અડે સમડષ્ટાષ્ટનુ કજ્જલમા ન સડે;
એ બલ રવિ અગ્નિ સબધ વડે   જન જ૦ ૫
રતિચદ્ર ચકોરખાય અગાગ, જુઓ મુનજી અચન ચન સહુ તારા;
પતિ પચ સતી પાડવ દારા   જન જ૦ ૬
કયા કેરી કયા આકાડોડો ? કયા ખચ્ચર ને તેજી ઘોડો ?
ગુણ સમ કયા આકાર છે થોડો ?   જન જ૦ ૭
કયાહા રત્ન કાચ સમતા ભાળો ? હ સ બક કયાહા રગ ઉજ્વલનાગો ?
જાણી તારતમ્ય સશય ટાળો   જન જ૦ ૮
સદા પવિત્ર રહે ભવ ભક્ત વસી, હરિ નામ ન જાય ક્ષણ હૃદય ખશી;
દેર મણિ તુરી ખોડ નડે ન કશી   જન જ૦ ૯
શશિ સનમુખ લેઈ જે પ્રયાણ કરે, તેનુ બળ અવયોગ અનેક હરે;
તેમ હરિ સનમુખ થકી દોષ ડરે.   જન જ૦ ૧૦
એહુ બળદ સાઢ સુત ગાયતણા, એક સાધુ એકમા દોષ ઘણા;
હરિભાના બળ નિર્ણય ન મણા.   જન જ૦ ૧૧
અપરાધથી વ્યાસ પિતા ન ડર્યો, અતિપૂજ્ય જનક્ષય ધ્રુવજીએ કર્યો;
તેણે હરિબલ પગ શિર કાલ ધર્યો.   જન જ૦ ૧૨
હરિ શરણ ગતિ દયા બન મહોટું. તેની આગળ સાધન સહુ ખોટુ;
તે અસુર એ વચન જે કહે ખોટુ.   જન જ૦ ૧૩

- [૧] દયારામભાઈ અને રતનબાઈના અલૌકિક સબધ વિષે વધારે જરૂર નથી.



ભક્તકવિ શ્રી દયારામભાઈના પટ્ટશિષ્યો



શ્રી જોષી રણછોડભાઈ અને શ્રી જોષી ગિરિજાશંકરભાઈ



## પ્રકરણ ૧૫ મું

### દિવ્યધામ તરફ પ્રયાણ.

ડભોઈમાં સ્થાયી નિવાસ કર્યા પછી દયારામભાઈની ભજન મંડળીની બેઠકો દરરોજ મળતી. પાછળ જણાવ્યા પ્રમાણે જુદા જુદા પ્રસંગોએ, દયારામભાઈ પોતાના રચેલા આ કાવ્યો બેઠકમાં સંભળાવતા અને તે ઉપર જાતે પ્રવચન કરતા. તેમની ખ્યાતિ દિન પ્રતિદિન વિશેષને વિશેષ ફેલાતી ગઈ, અને ડભોઈ બહારનાઓ પણ દયારામભાઈની વાણીનો લાભ લેવાને ડભોઈ આવતા. ડભોઈમાં પણ તેમના શિષ્યોની સંખ્યા ઘણી સારી થઈ હતી. આ શિષ્યો કવિની સાથે કીર્તન ગાવાના કામમાં, તેમજ કાવ્યોની નકલો કરવામાં, તેમ તેમની પરિચર્યા કરવામા તનતોડ જહેમત ઉઠાવતા. એમના શિષ્યોમા વધારે પ્રિય, ઔદિચ્ય ટોળકિયા જ્ઞાતિના બ્રાહ્મણ વૈષ્ણવ જોષી રણછોડજી હરિભાઈ તથા જોષી ગિરિજાશંકર હરિભાઈ–એ બને ભાઇઓ હતા. રણછોડજી તથા ગિરિજાશંકર ગાવામાં પણ એકકા હતા. તેમના ગળાનો સુર પહાડી છતાં કોમળ અને મોહક હતો. જ્યારે ગિરિજાશંકરનો સુર જનાની કપાળી સુર હતો. બંને જણા જ્યારે ભેગા ગાય ત્યારે શ્રોતાઓ મુગ્ધ થઈ જતા અને પ્રશંસા પૂર્વક કહેતા. 'અહો, કેવી આ બંનેની રામ લક્ષ્મણ જેવી જોડી છે. આ ઉપરાન તેઓ તંબુરો તથા નરવાં સારી પેઠે બજાવી જાણતા. આ બંને ભાઇઓને દયારામભાઈનાં પદો તથા કીર્તનો ગાવાનો છંદ ન્હાનપણથી લાગ્યો હતો. તેમની આર્થિક સ્થિતિ શરુઆતમાં સારી નહોતી. પણ દયારામભાઈની ભજન મંડળીમાં જ્યારથી જવા લાગ્યા

અને તેમની પરિચર્યા કરવા લાગ્યા, ત્યારથી સ્થિતિ સુધરતી ગઈ. તેમના વડીલોને ઋણ કરવું પડ્યું હતું એટલી બધી ગરીબાઈ હતી. પણ તે ઋણ, દયારામભાઇના માર્ગદર્શનથી તેમણે પતાવી દીધું. કવિશ્રીના કુટુંબીજનોની માફક તેઓ તેમની સેવા કરતા. કવિશ્રી બહારગામ મિજલસોમાં જાય, ત્યારે પણ તેમને સાથે રાખતા. તેમણે દયારામભાઈનાં ભજનો મોઢે કરેલા. બહારની મિજલસોમા તેનો સારો પ્રચાર કરતા. ભજનો કે ગીતો ગાવાનાં હોય તો દયારામભાઈનાંજ ગાવાં એવો એ બન્ને ભાઈઓનો ટેક હતો. તેમણે દયારામભાઈના એકે એક કાવ્યને સાચવી રાખ્યાં હતા. તેમના તમામ કાવ્યોની નવી નકલો કરી હતી. તેમજ તે ઉપર ટીકા તથા ટિપ્પણો પણ લખ્યાં છે. આ રીતે દયારામભાઈના સાહિત્યનું રક્ષણ કરીને તેમણે દયારામભાઈની મોટી સેવા કરી છે. તેમના વંશજોમાં તેમના પ્રપૌત્ર શ્રી જીવણલાલ છગનલાલ જોષી એમ. એ. હાલમાં છે. તેમની પાસે દયારામભાઈના બધા ગ્રંથોની હસ્તલિખિત પ્રતિઓ સંગ્રહાયેલી છે. દયારામભાઈનો તે બન્ને શિષ્યોમાં ખૂબ વિશ્વાસ હતો. તેથી પોતાનાં કાવ્યો તેમને સોપેલા. દયારામભાઈની મિલકતમાં એમનાં કાવ્યો હતાં. આ બે શિષ્યોને તેમણે પોતાના વારસદાર માનેલા. રણછોડભાઈના વંશમાં હિંમતલાલ અને ત્યારપછી છગનલાલ થઈ ગયા. અને હાલમાં જીવણલાલ જોષી છે. ગિરિજાશંકરના વંશમાં છોટાલાલ ઉર્ફે નાથાભાઈ થઈ ગયા. રણછોડભાઈને કવિશ્રીનાં કાવ્યોના અસલ ગ્રંથો, હસ્તાક્ષર વગેરે પ્રસાદી તરીકે મળેલી, તેમજ દયારામભાઈના ગોલોકવાસ પછી તેમના ઠાકોરજી પણ તેમને માથે બિરાજતા એવું રણછોડભાઈના પ્રપૌત્ર જીવણલાલ 'પ્રશ્નોત્તર માલિકા' ની પ્રસ્તાવનામા કહે છે. તેમના જણાવવા મુજબ નર્મદાશંકરે જે દયારામભાઈના 'કાવ્ય સંગ્રહ' નું પુસ્તક બહાર પાડેલું તે રણછોડભાઈની ઉદારતાને લીધે હતું. સંવત ૧૯૧૬ માં તેઓએ મુંબઇ, સુરત વગેરે સ્થળોએ જઈને જાહેર સભાઓ ભરી હતી, અને કવિશ્રીનાં કાવ્યોનો પ્રચાર

કર્યો હતો. ગિરિજાશંકરનો પણ દયારામભાઈના કાવ્ય પ્રતિ અપ્રતિમ પ્રેમ હતો. તેમના પુત્ર નાથજીભાઈ પાસે પણ સંગ્રહ હતો. તે પોતે સંપાદન કરેલો જેના ઉપરથી શ્રી નારાયણદાસ પરમાનંદદાસ શાહે દયારામ કાવ્ય મણિમાળાના ભાગ ૧-૬ પ્રસિદ્ધ કર્યા છે.

ઉપરના બે શિષ્યો ઉપરાંત નીચેના નામો પણ ગણાવી શકાય. બરકતરામ કૃષ્ણરામ, વસંતરામ સેવકરામ, ગણતરામ દયાશંકર, દયાશંકર સેવકરામ, મહેતા હરજીવન નર્ભેરામ, ત્રવાડી રણછોડજી રાજારામ, દેસાઈ રાયજીભાઈ નરભેરામ, ગીરધરલાલ દેસાઈ વગેરે. દયારામભાઈનું એક સહકાર મંડળ હતું. તેમાં અમીન ઘેલાભાઈ દુલ્લભદાસ લહીઆનું કામ કરતા. આ ઉપરાંત મહેતા ત્રિકમદાસ હરજીવનદાસ, દેસાઈ રાયજીભાઈ, વસંતરામ સેવકરામ, અનુપરામ પ્રેમાનંદ વગેરે પણ લહીઆ તરીકે સેવા આપતા. કવિ પોતાના કાવ્યો શુદ્ધ ભાષામાં લખાય તે માટે ખાસ કાળજી રાખતા આ બાબતમાં એકજ લહિઆ ખરેખર વિશ્વાસુ હતા, અને તે અમીન ઘેલાભાઈ હતા. એ પોતાના હસ્તલિખિત ગ્રંથોની સુપ્રત ઘેલાભાઈને કરેલી અને તેમણે પોતના બે પુત્રો દામોદર અને ગીરધર તથા પત્નીને કરી હતી. ઘેલાભાઈએ પોતાની હૈયાતી બાદ તેનું રક્ષણ થાય માટે તેમને કહ્યું. આ તો આપણી અષ્ટસિદ્ધિ અને નવનિધિ છે અને તેનું જીવની માફક રક્ષણ કરવું જોઈએ જ્યાં સુધી આ પ્રસાદી આપણા ઘરમાં છે ત્યાં સુધી આપણે દુ:ખી થઈશું નહિ.

કુદરતનો ક્રમ છે કે તમામ ઉપર કાળની અસર થાય છે ચેતન કે જડ તમામ કાળની અસર નીચે આવે છે, અને તેમને ઘસારો લાગે છે, અને ધીમે ધીમે તેમનું અસ્તિત્વ મટી જતાં તે અલોપ થાય છે દયારામભાઈના જીવનની શરદ ઋતુ બેસી ગઈ હતી. તે પણ પૂરી થઈ અને હેમન્ત કાળ આવ્યો. તેમને વૃદ્ધાવસ્થાની અસરો જણાવા લાગી. દેહના દરેક અંગમાં નબળાઈ દેખાઈ ગાત્ર

શિથિલ થવા લાગ્યાં. થોડું ક કામ કરતાં થાક લાગે, શ્વાસ ચઢી જાય, ખોરાક બરાબર લેવાય નહિ, અને જે લે તે પચે નહિ. ૬૦ વર્ષ પછીથી આ ચિહ્નો ધીમે ધીમે વધવા લાગ્યાં. એમ કરતાં કરતાં ૬૫ વર્ષો પસાર થયાં, અને ગંભીર માંદગીમાં પટકાઈ ગયા. તેમને મનુષ્યના મૃત્યુના કાલનું પણ જ્ઞાન હતું. અને "કાલ જ્ઞાન સારાંશ" નામના કાવ્યમાં મૃત્યુ પામનારનાં કેવાં લક્ષણો હોય તો ક્યારે મૃત્યુ થશે તે જણાવ્યુ છે. આથી હવે તે ચેતી ગયા કે તે લાણુ આયુષ્ય ભોગવી શકશે નહિ. આ ગંભીર માદગીમાં પડયા ત્યારથી તેમના શિષ્યોએ તથા રતનબાઈએ તેમની ખૂબ સેવા ઉઠાવી હતી. આ વખતે પણ શિષ્યોની સમક્ષ ભજનો ગાતા. હવે તે ભજનો જુદા સ્વરુપનાં હતા. તે વિનંતી રૂપમાં હતાં. આથી સાંભળનારાઓની પણ આખમાંથી અશ્રુઓ ટપકતાં. અન્તિમ સમય જેમ જેમ લંબાતો જતો તેમ તેમ પ્રભુને વિનવણી કરતા 'હે પ્રભો ! મારો અપરાધ ક્ષમા કરો અને હવે આ દુઃખમાંથી મુક્ત કરો.' આ માંદગીના સમયમાં તેમણે નીચે પ્રમાણે ' વિનંતિ ' ના પદો ગાયાં હતાં.

### પદ ૧—રાગ કાલિંગડો.

માહારો કર ગ્રહો કેશવરાય રે, માયાદળથી મુંકાવો,
શરણાગત વત્સલતણું રે બદ પાળો, માટે માહારો દાવો. માયા. ટેક.
હૈયાની હોળી કોને કહું, કહુ તોયે કામ શું થાય;
આપ તો અંતરજામી છો હરિ, મહા સમર્થ સુખદાય રે. માયા. ૧
કહેતાં કાંઇ બનતું નથી રે, ઘણું ગુંચવણીનું દુઃખ;
જેણે સોંપ્યો તેની કહાણુથી, કર ઝાલો તો સઘળું સુખ રે? માયા. ૨
કષ્ટ પામીને કાયર થયો રે, નથી મહારે એકું ઉપાય;
કાન ધરો કહુ તો ભલું, નહિં તો માહારું શું બળ વ્રજરાય રે. માયા. ૩
કશા યોગ્ય હું છું નહીં રે, જેહવો તેહવો તમ દાસ;
અકળાયો છું અવિદ્યા દુઃખે, માથે કાળનો મોરો ત્રાસ રે. માયા. ૪

પ્રસન્ન થાઓ તમો એહવી, મારી પાસે નથી કાંઈ વસ્તુ;
નિજ બળથી નિજનો કરો, તો તો અખિલ કષ્ટ હોય અસ્તરે. માયા. ૫
કરગર્યું કામ આવ્યું કશું રે, ઉતર્યું ન આપને મન;
પણ વિચારોને હું કોને કહું, તમ પાખે મ્હારે કોછે અન્ય રે? માયા. ૬
દયાના પ્રીતમ દીનાનાથજી, મ્હારી સામું જુઓ એકવાર; રે,
દાન નિજાનંદનું કરો, પાઓ પ્રેમરસ પ્રાણ આધાર રે. માયા. ૭

## પદ ૨—રાગ કાલિંગડા

જેહેવો છુ તેહેવો હું તમારો હે શ્રીજી,
બરદ વિચારી બાલ ઝાલોની રીઝી, જેહેવો છું તેહેવો. ટેક. ૧
દોષના કોષ દેખી જાશો મા ખિઝિજી;
ગુરુ સોંપ્યો પાળો દયાને, કરૂણારસ ભીજી જેહેવો છું તેહેવો. ૨

## પદ ૩—રાગ કાફી

ભટકતા ભવમાયે, ગયા કાળ કોટી વહી,
હદ થઈ હાવારે. રાખો હરિ હાથ ગ્રહી. ભટકતાં૦ ટેક.
આવ્યો શરણ ત્રિતાપનો દાઝ્યો, શીતળ કીજે શ્યામ,
કરગરી કહું છું કૃષ્ણ કૃપાનિધિ, રાખો ચરણે સુખધામ;
કરૂણા કટાક્ષે રે, કાલમીપ કોપ દહી. ભટકતા૦ ૧
જો માહારાં કૃત સામુ તમે જોશો, તો ઠરશે બરાબરી;
રત્ન ગુંજા કયમ હોય સમતોલ. હુ તો રંકને તમો હરિ.
માટે મન મ્હોટું રે, કરો મુને રંક લહી. ભટકતાં૦ ૨
આશા ભર્યો આવ્યો અવિનાશી, સમર્થ લહી તમપાસ;
ધર્મધોરિ ધર તમ દ્વારેથી, હું કયમ જાઉં નિરાશ,
નિજનો કરી લ્યો રે, ના તો મુને કેહશો નહીં. ભટકતાં. ૩
અરજ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રી રણછોડ;
એકવાર સનમુખ જુઓ સામળા, પ્હોંચે મારા મનના કોડ,
હસીને બોલાવે રે, દયા તું મ્હારો કહી. ભટકતાં. ૪

### પદ ૪—રાગ કાફી.

કૃપાસિંધુ કહાવો રે, કૃપા મુને કયમ ના કરો;
આવડી શી અડબી રે, રંકપર રાજ ધરો. કૃપાસિંધુ. ટેક.

અનેક ભક્તના પૂર્યા મનોરથ, મનઃઇચ્છયા તતકાળ;
એક મુને ટાળ્યો તેમાથી, તે ના ઘટે ગોપાળ;
બરદને છે બટ્ટો રે, દાસને કરતા પરો કૃપાસિંધુ. ૧

દોષ દયાનિધિ કયા લગી જોશો, મારા ગણ્યા નહિ આવે અંત;
છો સુકુમાર શ્રમિત થશો માટે, ભૂલી જાવો ભગવંત,
બંનેને ગુણ થાશે રે, એજ છે ઉપાય ખરો કૃપાસિંધુ ૨

મારી રે આશા પૂરણ કરતા નાણુ નહિ બેસે નાથ;
છો ઉદાર અતિ અંતર જામી, હું છુ દીન અનાથ,
સમુદ્ર નહીં ખૂટે રે, બિંદુ એક દેતા વરો કૃપસિંધુ ૩

પ્રમાણુ મૂકી બળ પ્રેમનુ ધારો, ત્યારે સીધે માહારા કાજ;
હુ કહુ છુ તેની કેહેણ વિચારો, તમો મન સમજો મહારાજ;
દયાના દુઃખ કાપો રે, રંગીના રુદયામા ઠરો કૃપાસિંધુ ૪

### પદ ૫—રાગ ભૈરવ

પ્રાણ પ્રયાણ સમે પ્રભુ મારા, મને દેશો ના જમ ઠગ જાવા રે;
જેવો હુ રે થયો મારા વાહાલા, તેવા તમો યોગ્ય નહિં થાવા રે.
પ્રાણ૦ ૧

સકળ દોષનુ પાત્ર પતિત હુ, અધમ સરવથા ઇશ રે,
સેવા સમરણ સાધનહીનો તોયે, રાખી લેજો જગદીશ રે પ્રાણ૦ ૨

શરણુ આ યો છુ સમર્થ જાણી ઉગરવાની આશે રે,
બરદ વિચારી બાહ્ય ગ્રહો, હુ કંપુ છુ કાળીને ત્રાસે રે. પ્રાણ૦ ૩

મારી પાસાતુ સહુ કાચુ છે, તે સાચુ રખે ભાળો રે;
ઠકર જાણી કેશવજી મારુ, સરવે આપ સભાળો રે. પ્રાણ૦ ૪

આપ કરો તો શું નવ થાયે, જે ન કરો તે બાકી રે;
રંક જાણી મુને રાજ નિવાજો, ઘણો ગયો છું થાકી રે. પ્રાણ૦ ૫
દીનબંધુ છો માટે દાવો, બાકી ન મળે જોર રે;
દાસ દયાના પ્રભુ કરુણાનિધિ, નટવર નંદ કીશોર રે. પ્રાણ૦ ૬

માંદગી દરમ્યાન નવાં નવા પદો બનાવતા અને પ્રભુ પાસે ક્ષમા યાચતા અને દુઃખનું વિસ્મરણ કરતા. રોગ ગ્રસ્ત દશામાં પ્રભુનું સ્મરણ એજ સાચુ ઔષધ છે. એમ તેઓ માનતા. આ માંદગી દરમ્યાન વચ્ચે થોડુંક સારું થયુ, ત્યારે વડોદરામાં રણછોડ અને ગિરિજાશંકરની મીજલસ હતી. ત્યા નિમંત્રણ મળેથી ગયા અને બાવાજીને સંગીત સ્પર્ધામાં હરાવ્યા અને તેનુ સન્માન કર્યું હતુ. (સં. ૧૮૯૯) પણ પાછળથી ઉથલો ખાધો અને લાંબા સમય સુધી પથારીવશ થયા.

કવિશ્રીએ મનથી નક્કી કરી લીધું કે હવે વધુ વખત જીવી શકાશે નહિ. તેથી પોતાની તમામ મિલકતનુ મૃત્યુપત્ર તૈયાર કર્યું. તેમની પાસે રોકડ રૂ. ૫૧૮) હતા. તેમાંથી રૂ. ૫૦) શ્રીનાથજીની ભેટના. ૧૫૦) ગુરુશ્રી વલ્લભલાલજી મહારાજની ગાદીએ શ્રી ત્રિકમલાલજી મહારાજને રૂ. ૮૦ શ્રી મદન મોહનજી સેવે તેને, રૂ. ૨૫) રતનબાઈને કવિનું કામકાજ કર્યું તથા માંદગીમા ચાકરી કરી તે માટે અને રૂ. ૨૦૧) ઉત્તર ક્રિયા કરવા માટે. પોતાની પાસે શ્રી ઠાકોર સેવાનાં વાસણો હતા તેની યાદી કરાવી, અને શ્રી ઠાકોરજીની સેવા કરનાર જમનાબાઈને રૂ ૫૦) આપવા એવુ લખાવ્યુ. ઉત્તર ક્રિયામાં સજ્જન લુગડા પદ વગેરેની પણ વ્યવસ્થા લખાવી. (જુઓ પરિશિષ્ટ) આ ઉપરાંત એમણે જીવિતક્રિયા કરવાની ઈચ્છા કરી. આથી ગામે ગામ નિમંત્રણો મોકલવામા આવ્યા. કવિની પાસે આ માટે પૈસાની સવડ નહોતી પણ તેમનો શિષ્ય સમુહ મોટો હતો. તેમના તરફથી લગભગ રૂ. ૨૦૦૦)ની રકમ મળી. આ રકમની મદદથી ચાંદોદમાં જીવિત ક્રિયા કરી. આ

વખતે ઘણાઓએ ભોજનમાં ભાગ લીધો હતો, પણ એક ગરીબદાસ નામનો વૃદ્ધ તપસ્વી જે શ્રી શેષશાઈજીનો કૃપા પાત્ર હતો–તે ભોજનમાંથી રહી ગયેલો. કવિને ખબર પડતાં તેમને બોલાવ્યા અને ભાવપૂર્વક તેમને જમાડયા. તપસ્વી બાવા જમ્યા, એટલે દયારામભાઈનો આત્મા ખૂબ પ્રસન્ન થયો, કારણ કે દયારામભાઈ એમ માનતા હતા કે બાવાજીએ ભોજન લીધું એટલે શ્રીશેષશાઈ ભગવાને પણ લીધું.

જીવિત ક્રિયા કર્યા પછી દયારામભાઈ ડભોઈ પાછા ફર્યા. થોડોક વખત તબિયત સારી રહી પણ ફરીથી વ્યાધિનો હૂમલો થયો. સંવત ૧૯૦૯ મા આ હૂમલો આવતા, દયારામભાઈ પથારીવશ થયા. શરીર તદ્દન અશક્ત અને સૂકાઈ ગયું હતું. ગળામાથી બરાબર બોલી પણ શકાતું નહિ. તેમણે બધાંને ચેતવ્યા કે હવે આ તેમની છેલ્લી દશા હતી. 'કાલજ્ઞાન સારાંશ' નામના કાવ્યમાં તેમણે મૃત્યુ સમયનાં ચિહ્નો જણાવેલાં છે તે હવે તેમને પ્રત્યક્ષ થવા લાગ્યા. ઘણી વખત તે ચિન્તામાં પડી જતા. રતનબાઈ કે શિષ્યો કોઈ પૂછે પણ જવાબ ન આપે. ઔષધ પણ ન લે. એક વખત પથારીમાંથી કવિની નઝર એક ટેકા તરફ ગઈ. ઘણો સમય તે તરફ જોઈ રહ્યા. વસન્તરામે પૂછ્યુ 'આપ શો વિચાર કરો છો? હમણાં હમણાં તમો બહુ ચિન્તામાં પડી જાવ છો?' દયારામભાઈએ કહ્યું. 'વસન્તરામ સાંભળ! આ સામે માટીનુ ટેકું જોઈને મને એમ લાગે છે કે શું મારી કવિતાની સ્થિતિ તે ટેકા જેવી થશે?' આ ટેકું ૭ માસથી અહીંઆં હતું. જ્યારે મેં પ્રથમ જોયેલું ત્યારે તે મોટું હતું પણ આ ૭ મહિનામાં તેની રજ ઘસાતાં ઘસાતાં તે ઘણું નાનુ થઈ ગયું છે. અને કદાચ થોડા વખત પછી તેનું અસ્તિત્વ પણ મટી જશે. શું મારી કવિતાની પણ આ દશા થશે? મને મારા દેહનો વિચાર આવતો નથી, કારણકે તેને તો આખરે જવાનુંજ છે, 'પણ મારી પ્રભુગાનની કવિતા શું આમ અલોપ થઈ જશે?'

આ સાભળીને વસંતરામે કહ્યું. 'આપ તેની ચિંતા કરશો નહિ. આપની કવિતાનું અમે અમારા પ્રાણુ માફક રક્ષણુ કરીશું. તેનાથી કેટલાનાં જીવનો સુધર્યાં થયા છે? કેટલા દુઃખીઆરાંઓનાં દુઃખનો ભાર હળવો થયો છે? તેણે કેટલાનાં જીવનમા નવો પ્રાણુ મૂક્યો છે એ તો છે અમારું અમૃત, અમારું સજીવિની ઔષધ; પ્રભુની કૃપાથી આપની કવિતા લોક હૈયે સદાને માટે રહેશે. લોકના કંઠમા સદા ગુંજશે.' રણછોડ તથા ગિરજાશંકરે પણુ કવિશ્રીને આ બાબતમાં નિશ્ચિંત બનાવ્યા.

રતનબાઈ, રણછોડ, વસંતરાય અને અમીન ઘેલાભાઈ ચોવીસે ચોવીસ કલાક, દયારામભાઈની ખડેપગે ચાકરી કરવામા સહેજ પણુ કચાશ રાખતા નહિ. કવિશ્રીની ચાકરીમા કોઈ પણુ ન્યૂનતા ન આવે, તેની તેઓ કાળજી રાખતા. અને જે માગે તે આપતા. વચ્ચે વચ્ચે કોઈ દિવસ ઠીક હોય, તો કવિ ઠાકોર સેવા તથા કીર્તન કરતા. તે વખતે તમને ઔષધ આપવાને વૈદને બોલાવ્યા અને વૈદે દવા લેવાનુ કહ્યું. ત્યારે દયારામભાઈએ કહ્યું 'દવામા મને શ્રદ્ધા નથી. દવા એ મૃત્યુને દૂર કરી શકે તેમ નથી. હવે તો પ્રભુનું ભજન એજ સાચી દવા. માટે તમે બધા બેસો મારી પાસે અને કીર્તન કરો.' પછી કવિએ તંબુરો લીધો અને છેવટના નીચેનાં પદો ગાયાં. પદ ૧ મા કવિ વિનવે છે કે 'હે પ્રભો! હવે મારા માટે અઘરો દિવસ મૃત્યુનો દિવસ આવે છે. તે વખતે આપ મારી સંભાળ રાખજો.' પદ ૨ મા છેલ્લી ઘડીએ પ્રભુના દર્શન કરવાની અભિલાષા વ્યક્ત કરેલી છે. પદ ૩ મા અંતિમ પળનુ ભજન ગાય છે. 'મ્હારા અંત સમયના અલબેલા, મુજને મુકશો મા.'

પદ—૧

અઘરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી<br>ત્યા સુધ લેજો મહારી અલબેલા શ્રીજી. ૨૬૦

તે વેળા સગાં વહાલાં સહુ રહેશે અળગાં;
જ્યારે જમના કિંકર ઝપટાવશે, અલબેલા શ્રીજી. ત્યહાં૦ ૧
અવસરે આવી કર સાહશો નહિ કૃષ્ણજી તો;
દુશ્મનનો દાવો ફાવશે, અલબેલા શ્રીજી. ત્યહાં૦ ૨
દોષ દેખી જો દીનાનાથ ઓસરશો તો;
તે સમે કોણ છોડાવશે, અલબેલા શ્રીજી. ત્યહાં૦
કુપુત્ર કેરા અવગુણ ઢાંકે શોભા પિતાજી;
પ્રકારે પોતાને લજાવશે અલબેલા શ્રીજી. ત્યહાં૦
જેવો તેવો પણ દયો કહાવ્યો તમારો પ્રભુ;
તમ વિના કોણ નિભાવશે. અલબેલા શ્રીજી. ત્યહાં૦

પદ—૨

દર્શન દોની રે દાસને, મારા ગુણનિધિ ગિરિધરલાલ;
નાથ નિવારો રે ત્રાસને, આપો આપ ઉપર અતિ વહાલ. દર૦ ૧
શ્રીનટવરનંદન રે નંદના, ભાવે મુને મદનમનોહર રૂપ;
ચિત્ત ના ચોંટે રે માહરૂં, અનુભવ વ્યાપક બ્રહ્મ અનૂપ. દર૦ ૨
જપે નહી અજપા રે જાપને, ન ગમે સુણવો અનહદ નાદ;
યત્ન સમાધિ રે ના ગમે, ન ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ. દર૦ ૩
અન્ય ઉપાસન રે ના ગમે, વિના એક પૂર્ણ પુરૂષોત્તમ;
ફીકાં લાગે રે સાધન સહુ, પડી મુને પ્રેમ ભક્તિમાં ગમ. દર૦ ૪
(મુને) શ્રીવલ્લભસુત રે ગુરુ ગમ્યા, સહુ વિધિ શ્રીકૃષ્ણજી સમાન,
જીવનાં સાધન રે ના જુવે, વહાલો નિજબળે કરે નિજાનંદ દાન. દર૦ ૫
સર્વ તપાગ્યું રે ફરી ફરી, કિંચિત કયહું ના દીઠો સાર;
સુખ એક દીઠું રે સર્વથી, સેવા સ્મરણ નંદકુમાર. દર૦ ૬
શ્રીમહાપ્રભુની રે કહાનીથી, મુજપર રીઝો રાધાનાથ;
સમૂળ અવિદ્યા રે તો ટળે, હરિજી ઝાલો જો મુજ હાથ. દર૦ ૭

શ્રી વૃંદાવનની કુંજમાં, જ્યહાં કરો જુગલકિશોર વિલાસ;
દાસ દયાની રે વિનતિ, (મુને) દાસી કરી રાખો નિજપાસ. દર૦ ૮

## પદ—૩. વિનતિ.

મહારે અંત સમય અલબેલા, મુજને મૂકશો મા;
મહાગ મદનમોહનજી છેલા, અવસર ચૂકશો મા. મા૦ ૧
હરિ હું જેવો તેહેવો તમારો, મુજને મૂકશો મા;
શ્રીગુરુ સોપ્યે સંબંધ વિચારો, અવસર ચૂકશો મા. મા૦ ૨
મહાગ દોષ ક્રોધ કોષ સંભારી, મુજને મૂકશો મા;
શરણાગતવત્સલ ગિરિધારી, અવસર ચૂકશો મા મા૦ ૩
હરિ મહારે ધર્મ નથી કોઈ સાધન, મુજને મૂકશો મા;
નથી સત્સંગત સ્મરણ આરાધન, અવસર ચૂકશો મા. મા૦ ૪
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો મા;
મહારા પ્રાણજીવન પુરષોત્તમ, અવસર ચૂકશો મા. મા૦ ૫
સમર્થ કરુણાસિંધુ શ્રીજી, દયાને મૂકશો મા;
મહારે ઓથ નથી કોઈ બીજી, અવસર ચૂકશો મા. મા૦ ૬

છેલ્લુ પદ ગાયુ, તે વખતે બધા શિષ્યોની આંખમાંથી અશ્રુઓ પડવા લાગ્યા. ખૂબ કરુણ રસ વ્યાપ્યો. રતનબાઇનું હૈયુ હાથમા રહ્યુ નહિ, તે પણ ખૂબ રડયાં. દયારામભાઈએ શિષ્યોને કહ્યુ. 'તમે બધા આમ ઘેલા કેમ કાઢો છો? જીવન અને મૃત્યુના ક્રમ ઇશ્વરી સૃષ્ટિમાં સર્વવ્યાપક છે. જે જન્મે છે તે મરે છે. તમે કોઇને મૃત્યુરહિત જોયો છે? આ સામેનુ ઝાડ શરુઆતમા એક બીજ રૂપ હતું, પછી તેમાથી અંકુર ફૂટયુ-તેમાથી થડ બાઝયુ. તેને શાખાઓ થઈ. પલ્લવોથી આચ્છાદિત બન્યુ. હવે તે પણ ઘરડું થયું છે. તે પણ થોડાક સમય પછી જશે. તમો બધા ભગવદ્‌ગીતાનો પાઠ કરો છો તો તેમા શું કહ્યુ

છે ? આત્મા તો મરતો નથી. એ તો ચૈતન્ય રૂપ છે. દેહ પણ ખરી રીતે મરતો નથી. પણ અવસ્થા બદલે છે. જેમ વસ્ત્રો જૂનાં થતાં મનુષ્ય નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ દેહ જૂનો થાય ત્યારે આત્મા એ દેહને છોડી દઇને, નવા દેહમા પ્રવેશ કરે છે. મૃત્યુ એટલે સ્થિત્યંતર "આપણે કેટલાએ જન્મ–મૃત્યુની સ્થિતિમાંથી પસાર થયા છીએ. આથી મૃત્યુનો શોક કરવાનો નહિ."

રતનબાઈને ઉદ્દેશીને કહ્યું 'તું પણ ગાંડી થાય છે. જો બ્હેન, હું જાઉં છુ તેથી તારે પણ શોક કરવો નહિ. તેં મારે ઘેર મને ઠાકોરજીની સેવાના કામમાં મદદ કરી છે. તેં જો મને મદદ ન કરી હોત તો મારા ઠાકોરજીને કેટલો બધો શ્રમ પડત ? ભગવાનની તારા ઉપર કૃપા છે કે તું પ્રેમપૂર્વક ઠાકોરજીની સેવા કરતી હતી. હવે તું ઠાકોરજીની સેવા કરતી રહેજે. દુનિયામા તેં ઠાકોરજીનેજ તારા સાચા સંબંધી માન્યા છે, તો તું ઠાકોરજીની ભાવપૂર્વક સેવા કરજે, અને તારૂં કલ્યાણ થશે." એમ કહીને તેને પોતાની છબી તેમાં આપી. બધા શિષ્યોને ઉદ્દેશીને કહ્યું. તમે બધાએ 'મારી ખૂબ પરિચર્યા કરી છે. ભગવાનની કૃપા તમારા ઉપર હો. તમારા બધાંઓનું કલ્યાણ થાવ.' આવા આશીર્વાદ આપ્યા. આ વખતે શિષ્ય રણછોડભાઈએ વિનંતી કરી. "આપની પાદુકાઓ મને આપો કે જેથી આપની પછી હું તેની પૂજા કરું." દયારામભાઈએ રણછોડને કહ્યું 'મારી પૂજા માટે પાદુકાઓ માગે છે ? હું કોઈ મોટો માણસ નથી.મારી પૂજા હોય નહિ, તેથી તો મારું પતન થાય. હું કૃષ્ણનો શિષ્ય છું. મારે ગુરુ થવું નથી, અને શિષ્યો કરવા નથી. એવી ઘેલછા તમો કરશો નહિ. તને પાદુકાઓ તો નહિ આપુ. પણ તું એક કામ કરજે. તારે મારાં પદો ગાવાં ને લોકમાં કૃષ્ણની ભક્તિનો પ્રચાર કરવો. મારા તમામ ગ્રન્થો તને આપુ છું. એમ કહીને વસન્તરાયને તંબુરો આપ્યો.

આમ બોલતાં બોલતાં એકાએક અવાક્ બની ગયા. આખી રાત

એ સ્થિતિમા પસાર થઈ. શિષ્યોએ પથારી પાસે બેસીને 'શ્રીકૃષ્ણ શરણ મમ' ની ધૂન મચાવી, અને દયારામભાઈના પદોનુ કીર્તન કરવા લાગ્ય. બીજા દિવસનુ પરોઢ થયુ, મહા સુદ ૧૪ નો દિવસ અને સોમવાર હતા. રણછોડ, સૂરદાસના પદો ગાતા હતા તે વખતે કવિ શુદ્ધિમા આવ્યા અને કહ્યુ 'હવે ગફલતમા રહેશો નહિ.' ભાવુકો સમજી ગયા. કવિની પહેલાની સૂચના પ્રમાણે રતનબાઈએ પેટીમાથી વૃંદાવનની રમણ રેતી અને યમુના જલ તથા શ્રીનાથજીની ગાયોનુ ગોબર, જે પેટીમા સાચવી રાખ્યુ હતુ, તે બહાર કાઢ્યુ અને તેનો બારીક ભૂકો કર્યો, અને તેનુ પાન કરાવ્યુ પછી ગગાસ્નાન કરાવ્યુ તેમજ ગોપીચદનનો શરીરે લેપ કર્યો અને લલાટે કુમકુમનુ તિલક કર્યું. અને તેજ ક્ષણે વિદ્યુતનો પ્રકાશ જેમ મેઘમાલામા વિલીન થઈ જાય તેમ તેમનો આત્મા દેહના બધનમાથો મુક્ત થઈને દિવ્યધામમા ચાલ્યો ગયો. પ્રભુ સાથે સાયુજ્ય પામ્યો. તુર્તજ દેહને પથારીમાથી નીચે ઉતાર્યો.

ગામમા તથા ચાદોદમા વાયુવેગે આ સમાચાર ફેલાયા. સ્ત્રી પુરુષોના ટોળે ટોળા તેમના દેહના અન્તિમ દર્શન કરવાને ઉમટયા. તમામની આખમાથી અશ્રુઓ વહેવા લાગ્યા 'હવે અમને કોણ નવા નવા ભજનો ગાઈને ઉપદેશ આપશે' એમ જુવાન અને વૃદ્ધો કલ્પાત કરવા લાગ્યા કવિશ્રીની ઈચ્છાનુસાર તેમની શબવાહિનીને અગ્નિ સસ્કાર કરવા ચાદોદ લઈ જવામા આવી ડભોઈના મનાપુર ચકલાથી તે નાદોદી ભાગોળ સુધી લોકોની ખૂબ ઠઠ જામી હતી. ડભોઈથી ચાદોદ સુધીના નવ માઇલ સુધી લોકો કવિના પદો લલકારતા લનકારતા ચાલતા હતા. બપોરના બાર વાગે શબવાહિનીને ઉપાડવામા આવી તેના ઉપર દરેક ચકલે અને ચૌટે પુષ્પમાળાઓ ચઢાવવામા આવી. કેટલાકો તેમના ચરણનો સ્પર્શ કરતા. ચકતીર્થના ઓવારે 'રેવા નદીના તટે' તેમના શબને અગ્નિ સસ્કાર કરવામા આવ્યો. તે સમયે હજારો મનુષ્યોએ ભેગા મળીને

તેમના પ્રિય ભજનોનુ કીર્તન કર્યું. તેમને અન્તિમ વદના કરી, ને ભગ્ન હૃદયે પાછા ફર્યા દયારામભાઈના જીવન-નાટકનો છેલ્લો પડદો પડયો અને તેમની જીવન લીલા સકેલાઈ દયારામભાઈનો આત્મા પ્રભુની ચરણ સેવા કરવા દિવ્યધામમા સદાને માટે ચાલ્યો ગયો

ડભોઈ ચાદોદમા તેમના માનમા એક દિવસ તમામ બજારો બધ રહ્યા દયારામભાઈના શિષ્યોને દયારામભાઈના વિયોગનુ દુ ખ ઘણા સમય સુધી સાલ્યુ દયારામભાઈ વગર તેમનુ જીવન શુષ્ક-નિષ્ક્રિય બની ગયુ તેમણે કામકાજ કે ધધો પણ છોડી દીધો રતનબાઈ તો હેબતાઈ ગયા તેને ઠાકોરજીની સેવાનો રગ લગાડનાર દયારામભાઈ હતા તેમની તેને મોટી હૂફ હતી સેવાની બધી રીત તેમની પાસેથી તે શીખ્યા હતા તેમના જવાથી તે એકલા પડી ગયા હતા પણ પ્રભુ સેવામા ચિત્ત પરોવતા રાત્રે સુતા પહેલા દયારાભાઈની છબી પધરાવીને તેને પુષ્પહાર પહેરાવતા અને તેમના રચેલા પદો તથા ગરબીઓ ગાતા; એ રીતે જીવન પસાર કરતા





## પ્રકરણ ૧૬ મું
## આવરણ ભંગ

ગુજરાતી સાહિત્યમા દયારામભાઈ વિષે જેટલુ લખાયુ છે તેટલુ બીજા કોઇ જૂના કવિ વિષે લખાયુ નથી પણ મોટા ભાગના આ લખાણો દયારામભાઈ અગર તેમના ધાર્મિક વિચારો પ્રત્યે પૂર્વગ્રહ ધરાવનારાઓ તરફથી કરનામા આ યા છે આમા દુ ખની વાત તો એ છે કે સારા સારા સાહિત્યકારો પણ એ પૂર્વગ્રહથી મુક્ત નહોતા સૌથી પહેલા સ્વ૦ નર્મદાશંકરની કલમે દયારામભાઈ વિષે કેટનાક વિધાનો કર્યા ત્યારપછી બીજાઓએ પણ તેમના વિધાનો સાચા માનીને ભ્રાન્તિઓ ફેલાવી. ગુજરાતીના આદ્યત ની સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ પણ બૃહત્કાવ્ય દોહન ગ્રંથ ૫ મા, કેટલીક હકીકત કવિ વિષે લખી છે રા બ હરગોવિંદદાસ કાંટાવાળા તથા નાથાશંકર શાસ્ત્રીના પ્રાચીન કાવ્યમાળા પુસ્તક ૭ મા નર્મદ તથા 'ગુજરાતી' ના લખાણોનો આધાર લેવાયા છે સ્વ ત્રિભુવન ગૌ૦ ઇચ્છારામની કેટનીક હકીકતોનો ઉપયોગ કર્યો છે બીજા પણ લેખકોએ જે લખ્યુ છે તે ઉપરનાઓને આધારે લખ્યુ છે આ લેખકોને હાથે દયારામભાઈને મોટો અન્યાય થયો છે તેમના જીવન ચરિત્રને તેઓએ વિકૃત સ્વરુપમા રજૂ કર્યું છે તેમણે ગમે તેની પાસેથી મળેની અધૂરી માહિતી તથા દયારામભાઈના કાવ્યોનો પૂરા અભ્યાસ વગર અવનોકન વગર, પુરોગામીએ કરેલા વિધાનોને 'બાબા વાક્ય પ્રમાણ' પ્રમાણે સત્ય તરીકે સ્વીકારીને લખ્યુ છે એવુ તેમના જીવન ચરિત્રના નિષ્પક્ષપાત રીતે અવલોકન કરનારને તથા અક્ષરદેહના અભ્યાસીને જણાયુ છે સૂર્ય વાદળાથી

ઢંકાયલો હોય ત્યારે તેને નહિ જોનાર 'સૂર્ય નથી,' એવું કહેવાની હિંમત કરે તેમ કવિશ્રીના જીવન ચરિત્ર અંગેની સંપૂર્ણ માહિતીના અજ્ઞાનરૂપી આવરણને લીધે, કવિશ્રીનું જીવન શુદ્ધ સ્વરુપમાં પુરોગામી લેખકો જોઇ શકયા નથી. એટલુંજ અહિંઆ કહેવું બસ થશે. સ્વ. મૂળચંદ્ર તુલસીદાસ તેલીવાળાએ 'દયારામ કાવ્ય મણિમાળા ભા. ૧' ની પ્રસ્તાવમા, સ્વ. શંકરપ્રસાદ રાવળે, તેમના 'દયારામભાઈના જીવન ચરિત્ર' નાં પ્રકરણ ૨ મા, કવિના શિષ્યના પ્રપૌત્ર શ્રી. જીવણલાલ છગનલાલ જોષીએ 'દયારામ કાવ્યામૃત'ની તથા 'પ્રશ્નોત્તર માલિકા'ની પ્રસ્તાવનામાં, પ્રા. કેશવરામ શાસ્ત્રીએ 'રસિકવલ્લભ' એક અધ્યયનમા, પ્રો. જેઠાલાલ ગો. શાહે તેમના 'રસિકવલ્લભ' ની પ્રસ્તાવનામાં તથા 'દયારામના આન્તર જીવન'માં શ્રી. ગોવિંદલાલ છોટાલલ પરીખે 'દયારામભાઈના ગ્રંથોની પ્રસ્તાવનામાં, સ્વ. ભોળાનાથ બાપાલાલ કંથારીઆએ 'દયાકાવ્ય ચર્ચા' માં, પૂરોગામી લેખકોએ ઉપજાવેલી ભ્રાંતિઓને સંશોધન તથા અભ્યાસ પૂર્વક દલીલો તથા પૂરાવા આપીને દૂર કરી છે. તેથી અહિંઆ તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. આ પુસ્તકના પ્રથમ પ્રકરણમાં તેનું અલ્પ નિરીક્ષણ કર્યું છે. વિશેષ જીજ્ઞાસુએ શંકરપ્રસાદ છ. રાવળનાં દયારામભાઈના જીવન ચરિત્રનું પ્રકરણ ૧ લું તથા જોષી જીવણલાલ છગનલાલની દયારામભાઈના 'કાવ્યામૃત' માં 'સમીક્ષાને પંથે' વાંચી લેવું. ભાઈશ્રી જીવણલાલ દયારામભાઈના સાહિત્યમાં ઘણો રસ લે છે, એટલુંજ નહિ, પણ તેમની પાસે દયારામભાઈનું તમામ સાહિત્ય હસ્તલિખિત સંગૃહીત છે. તેમના પિતામહ રણછોડભાઈ દયારામભાઈના શિષ્ય હતા. એટલે દયારામભાઈનાં કાવ્યો પ્રત્યેની ભક્તિ તેમના વારસામાં ઉતરી છે. તેમણે દયારામભાઈ વિષેની ભ્રાન્તિઓની સમીક્ષા કરનારી ઘણી માહિતી એકત્ર કરી છે. તેથી આ વિષયમાં રસ લેનારે તેનું અવલોકન કરવું. આમ છતાં આ પુસ્તક માટે તેનો અંગુલિનિર્દેશ કરવો જોઈએ.

પુરોગામીઓએ ફેલાવેલા મુખ્ય ભ્રમો અને તે બાબતની સત્ય હકીકત નીચે પ્રમાણે છે.

(૧) નર્મદાશંકરે કરેલા વિધાનો, ઉતાવળીઆ અને પૂરેપૂરી ચકાસણી વગરના ઉપર ચોટીઆ કહી શકાય તે નર્મદના પોતાના ખુલાસાથી સિદ્ધ થાય છે 'એ લખાણ ( નર્મગદ્યનું ) પ્રસંગની જોસ્સાઓની નિશાની છે, માટે એમના વિચારોને ચોમાસાનું ડહોળાયલું પાણી સમઝવું. અલબત્ત વરસ પછી એ વિચારો શરદ ઋતુનાં પાણી જેવા થાય ખરા.' એ શબ્દોમાં 'કવિ પોતેજ પોતાને મળેલી માહિતિ શંકા ભરી હોવાનું જણાવે છે. નર્મદાશંકર સુધારાના અગ્રણી હતા. દયારામભાઈ પુષ્ટિમાર્ગીય, એટલે તેઓ દયારામભાઈના જીવન ચરિત્રને કદાચ પક્ષપાત વગર અવલોકી શક્યા ન હોય એટલુંજ કહી શકાય. બાકી તેમણે 'દયારામ કાવ્ય સંગ્રહ' પ્રસિદ્ધ કરીને દયારામભાઈની કવિતા તરફ પ્રેમ દર્શાવ્યો છે. એની નોંધ લેવી જોઈએ

(૨) દયારામભાઈએ ગોસ્વામી પુરુષોત્તમજી મહારાજનું અપમાન કર્યું તે વાત સત્ય નથી.

(૩) કવિ ડાહ્યાભાઈ સાકોદરાની હકીકત પણ સાચી નથી. તે નામની કોઈ વ્યક્તિજ નહોતી. ઇચ્છારામે પણ આ સાકોદરા વિષે લખ્યું છે. પણ તે ઉપરના કારણથી સત્ય નથી.

(૪) કેશવાનંદ નામનો સાધુ દયારામભાઈનો ગુરુ હતો. તેની પ્રસાદીથી તેમને કાવ્ય શક્તિ પ્રાપ્ત થઈ. આવું વિધાન સ્વ. ઇચ્છારામભાઈએ કરેલું છે. પણ આ હકીકત ગલત છે. કેશવાનંદ નામની વ્યક્તિજ નહોતી. જો દયારામભાઈ તેમના ગુરુ હોત તો, જેમ ઇચ્છારામ ભટ્ટજીનો તેમના કાવ્યમાં ઉલ્લેખ કરે છે, તેમ એમનો પણ કર્યો હોત. તેમ નર્મદાથી તરીને દયારામ

કરનારી કેશવાનંદ સાધુ પાસે ગયા. એ પણ માની શકાય નહિ. પ્રવાહની સ્થિતિ જોતાં ભૌગોલિક દષ્ટિએ તે અશક્ય છે.

(૫) દયારામભાઈ ચુસ્ત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા. છતાં તેમણે કોઈ વખત શિવની નિન્દા કરી નથી. તેમનાં કાવ્યોમાં, શિવ માટે પૂર્ણ આદર તેમણે દર્શાવ્યો છે. એટલે સ્વ. ઇચ્છારામભાઈનું એ બાબતનું મન્તવ્ય અસત્ય છે. કહેવાય છે કે સ્વ. ઇચ્છારામે પાછળથી પોતાના વિચારો ફેરવ્યા હતા. (જુઓ શંકરપ્રસાદ રાવળ કૃત દ૦ જીવન ચરિત્ર પૃ. ૩૧) જો કે ઇચ્છારામભાઈએ દયારામભાઈનાં કાવ્યો પ્રસિદ્ધ કરીને તેમની સાહિત્ય સેવા કરી છે તે સ્વીકારવું જોઈએ.

(૬) પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨ ની પ્રસ્તાવનામાં જે હકીકત આપેલી તે 'નર્મદ' તથા 'ગુજરાતી' ના આધારે છે. તે ખરી નથી. તેમાં નીચેના ભ્રમો ફેલાવ્યા છે.

(અ) "દયારામ ૧૫ વર્ષના હતા ત્યારે તેમના મામા જે ફુરજા ઉપર ભરુચમાં નોકરી કરતા હતા. ત્યાં ૧૦ વર્ષ સુધી નોકરી કરી." આ બાબતમાં એટલુંજ કહેવું બસ થશે, કે દયારામભાઈએ કોઈ દિવસ ભરુચમાં અને સરકારી નોકરી કરી નથી. કોઈ પણ પ્રકારની તેમણે નોકરી કરીજ નથી.

(બ) "દયારામભાઈ ફક્કડ કપડાં પહેરતા હતા તેનું કારણકે તે સાઠોદરાભાઈ." આ દલિલ કેવી વિચિત્ર? સાઠોદરા જ્ઞાતિ અને ફક્કડપણાને કોઇ સંબન્ધ છે? ફક્કડ કપડાં પહેરવાનો શોખ તો કોઈપણ જ્ઞાતિમાં હોઈ શકે. સાઠોદરા જ્ઞાતિ ઉચ્ચ સંસ્કારવાળી અને રસિકતા માટે જાણીતી છે તેને ફક્કડ કહેવાથી તે જ્ઞાતિનું અપમાન થતું નથી?

(ક) "કવિશ્રીની બાલ્યાવસ્થામાં સતસમાગમ નહોતો." એવું જે લખવામાં આવ્યું છે. તે માત્ર ગપ્પુંજ કહેવાય. ચાંદોદમાં તેમને

સાધુ સન્તો તથા પુરાણીઓની કથાનો લાભ મળ્યો હતો એ હકીકત છે.

(૯) કવિશ્રીએ કંઠી તોડી નાખ્યાનો પ્રસંગ નર્મદના લખાણને આધારે છે. તેજ પ્રસંગને 'ગુજરાતી'એ આપેલી હકીકત ખોટી ઠરાવે છે. 'નર્મદ' તથા 'ગુજરાતી' ની કંઠી તોડવાની આપેલી હકીકત એ માત્ર ગપગોળાજ છે. દયારામભાઈ ચુસ્ત વૈષ્ણવ હતા. તે શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના વંશજો તરફ અપૂર્વ પ્રેમ તથા પૂજ્યતા ધરાવતા. તેમ વૈષ્ણવ તરીકે એ કંઠીનું માહાત્મ્ય સારી પેઠે સમજતા હતા, વૈષ્ણવો સમક્ષ, કવિશ્રીને હલકો પાડવા સિવાય ઉપરના કથનનો કોઈ હેતુ નથી

(૧૧) કવિએ રતનબાઈની ન્યાતની "સોનારણનું બેડું ફોડેલું" એ વાત 'ગુજરાતી' એ જણાવી છે પણ તેનો કોઈ આધારજ નથી. રતનબાઈએ માસ્તાન ગોનીની ન્યાતના હતા તેમની ન્યાતનું એક પણ ઘર ચાદોદમાં નહોતું. मूल नास्ति कुत' शाखा તેના જેવું આ અસત્ય છે.

(૧૨) 'પ્રાચીન કાવ્યમાળા' ના ભાગ ૨ માં 'રસિકવલ્લભ' ગ્રંથ છાપ્યો છે પણ તે ગ્રંથ 'શુદ્ધાદ્વૈત" નું પ્રતિપાદન કરે છે એમ લખ્યું છે તે સાચું નથી આ ગ્રંથ શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત વેદાન્તનું પ્રતિપાદન કરે છે.

(૧૪) 'ગુજરાતી' પ્રેસે પ્રકટ કરેલા (શુદ્ધાદ્વૈતનું નહિ) સ્વ પ્રાણજીવન વ્યાસ સંગૃહીત દયારામભાઈના 'કાવ્ય સંગ્રહ' ના મુખ પૃષ્ઠ ઉપર દયારામભાઈને 'સ્વામીનારાયણ પંથી' જણાવેલ છે. એ ગ્રંથ પ્રકાશકનું ઘોર અજ્ઞાન સૂચવે છે. અગર તો ભૂલ સુધારવામાં દૃષ્ટિ દોષ હોવો જોઈએ. દયારામભાઈ શ્રીવલ્લભાચાર્યજીના પુષ્ટિ સંપ્રદાયના હતા, તેમણે સ્વામિનારાયણ સંપ્રદાય વિષે અગર તેના સિદ્ધાન્તો વિષે કોઈ પણ સ્થળે લખ્યું નથી.

(૧૪) રતનબાઈ અને દયારામભાઈના સંબન્ધ વિષે જે ગપગોળા ફેંકવામાં આવ્યો છે, તે અસત્ય ઠરેલ છે. દયારામભાઈની ૬૦ વર્ષની વયે, તેમની ઠાકોર સેવામા. ઉપયોગી થવા ૪૫ વર્ષની વયે તેમના સંપર્કમાં આવ્યા. ભગવત્સેવા કરવા માટેનોજ તેમનો સંબન્ધ હતો. (વાંચો આ પુસ્તકમાં 'તપોવન સાથી' વાળું પ્રકરણ)

(૧૫) ત્રિભુવન શેઠની દૃષ્ટિએ દયારામભાઈએ પુષ્ટિમાર્ગ સ્વીકાર્યો, તે ઘેલછા હતી? ત્રિભુવન શેઠે દયારામભાઈની જીવન કથા લખી છે. તે માટે એટલુંજ કહેવું બસ છે કે તે એક વૃથા ચર્ચા છે. આવુ લખનાર લેખકને શો જવાબ અપાય? દયારામભાઈના માતાપિતા વૈષ્ણવ હતા. વૈષ્ણવી વાતાવરણમાં ઉછરેલા હતા. તેમની વૈષ્ણવી દીક્ષા સમજપૂર્વકની હતી. એને ઘેલછા કેવી રીતે કહેવાય. એવું કહેનાર પોતેજ પોતાની બુદ્ધિનું દેવાળું કાઢતા નથી?

(૧૬) સ્વ૦ ગોવર્ધનરામભાઈએ 'અક્ષર દેહ' માં દયારામભાઈની કવિતા પ્રત્યે સદ્ભાવ દર્શાવ્યો છે, પણ તેમના 'ક્ષર દેહ' ની બાબતમાં મૌન દાખવ્યુ છે. ગોવર્ધનરામભાઈ વધુ જીવ્યા હોત તો કદાચ એ મૌન તોડત, અને આ બાબતનો ભ્રમ દૂર કરત. 'અક્ષર દેહ' માં ગોવર્ધનરામભાઈએ દયારામભાઈની પ્રેમભક્તિને યોગના અર્થમા સમજાવી છે. તે પુષ્ટિમાર્ગની પ્રેમલક્ષણા ભક્તિ પ્રમાણે નથી. પુષ્ટિમાર્ગની પ્રેમલક્ષણા ભક્તિ ભાગવતમાં નિરૂપેલી દશમ સ્કંધની ભક્તિ છે. પુષ્ટિમાર્ગ યોગનાં સાધનમાં માનતો નથી. વળી નરસિંહ મહેતા સાથે દયારામભાઈની કરેલી તુલના તે પણ બરાબર નથી.

(૧૭) દિ. બા. કૃષ્ણલાલભાઈએ દયારામભાઈના જીવન વિષે આપેલી કેટલીક હકીકત પુરોગામી લેખકોના આધારે છે. તે હકીકતો અવિશ્વસનીય છે. તેમણે દયારામભાઈની કવિતાને હાફિઝની કવિતા સાથે સરખાવી છે. કારણકે ઉભયની કવિતામાં પ્રભુ માટેનો પ્રેમ છે. પણ આ સરખામણી અસ્થાને છે. બન્નેય કવિઓની ઈશ્વર

બન્નેના પ્રેમની દૃષ્ટિ જુદી છે. તેમ ઈશ્વર વિષેની તેમની કલ્પના જુદી છે.

(૧૮) કેટલાક દયારામભાઈને બાયરન કવિ સાથે સરખાવે છે. પણ ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી? દયારામભાઈ ભક્ત હતા. બાયરન પૂરેપૂરો સંસારી હતો. દયારામભાઈ અલૌકિક રસના ભક્ત; બાયરન સ્થૂલ રસમાં ચકચૂર હતો. દયારામભાઈ સાકાર ઈશ્વરને–કૃષ્ણને માનતા; બાયરન ખ્રીસ્તી હતો. અને તે ઈશ્વરને માનતો હશે કે કેમ તે પણ શંકાશીલ છે. હા, દયારામે જેમ યાત્રાઓ કરી તેમ તેણે પ્રવાસો કર્યા છે. પણ એટલી સમાનતાથી સરખામણી કરી શકાય નહિ. બાયરનની પ્રેમ કવિતામાં વિલાસિતા છે.

(૧૯) શ્રી કનૈયાલાલ મા. મુનશીએ દયારામભાઈને પ્રણય કવિ તરીકે ઓળખાવ્યા છે, પણ જો પ્રણય એટલે સંસારીપ્રેમ એમ સમજવામાં આવે તો તે એવા પ્રેમી કદી ન હતા. સંસારની કોઈ સ્ત્રી સાથે પ્રેમમાં નહોતા. બધાઓ–સ્ત્રી કે પુરુષ તરફ તેમને ભગવદીયતાનો ભાવ હતો, દરેક પ્રત્યે તેમનો પ્રેમ નિર્વિકારી હતો. તેમનો પ્રેમ કેવલ પ્રભુ–કૃષ્ણ પ્રત્યેજ હતો. ગોપી ભાવનો તે પ્રેમ હતો. એ પ્રેમની ગરબીઓ તેમણે લખી છે. કવિએ એ રીતે શૃંગારરસ વર્ણવ્યો છે, પણ ભક્તિશાસ્ત્ર પ્રમાણે તે પ્રેમલક્ષણા ભક્તિ છે. તેને મધુરરસ તરીકે પણ ઓળખાવી શકાય એ અર્થમાં તે પ્રણયી નહિ, પણ અલૌકિક રસનો ભોક્તા અને પ્રભુ પ્રેમના ગાનાર કહી શકાય. શ્રી મુનશી ફ્રોઈડના માનસશાસ્ત્રની દૃષ્ટિએ દયારામભાઈને પ્રણય કવિ કહે છે પણ ભક્તિ શાસ્ત્રની દૃષ્ટિએ તે સાચું નથી. તો પછી ભાગવત શાસ્ત્રમાં વર્ણવેલ ભક્તિની પ્રેમલક્ષણા ભક્તિ મિથ્યા માનવી પડે, ભક્તનો પ્રેમ ફ્રોઈડની દૃષ્ટિએ સમજી શકાય નહિ

(૨૦) કવિશ્રીનું જીવન સમજનારે ઉપરના ભ્રમોથી દૂર રહેવું

જોઇએ ! અત્યારે કેટલાક રૂપકો તથા નાટકો લખનારા ઉપગ્ના ભ્રમોને આધારે લખે છે તેથી કવિશ્રીને મોટો અન્યાય થાય છે. હા, નાટકમા મૂળ પ્રસગોમા ફેરફાર લાવી શકાય પણ લખનારાઓએ એટલી કાળજી રાખવી જોઈએ કે તેમા તદ્દન જૂઠાણા ન હોવા જોઈએ, અગર તેથી કોઈ કોમની કે વર્ગની લાગણી ન દુભાય, એ રીતે ફેરફાર લાવી શકાય

ભ્રમ નિવારણ માટે આટલુ સક્ષેપમા આપવાની જરૂર જણાતા નોધ લીધી છે આમા કોઈ લેખકને ઉતારી પાડવાનો હેતુ નથી, પણ લેખકોએ કવિશ્રીને અન્યાય થવો નહિ જોઈએ તેમજ તેમના કવિશ્રીના જીવનને તથા અક્ષર દેહને શુદ્ધ સ્વરૂપમાજ રજુ કરવુ જોઈએ, એટનોજ કહેવાનો ઉદ્દેશ છે

દયારામભાઈના ગુરુ વિષે કેટલીક ચર્ચા થઈ છે એ સબધી જણાવવાનુ કે દયારામભાઈના ગુરુ શ્રી વલ્લભનાલજી મહારાજ હતા એમ એમના વસીયત નામા ઉપરથી જણાય છે પણ એ ક્યાના તે સબધી અભ્યાસપૂર્ણ માહિતી પ્રા કેશવરામ શાસ્ત્રીજીએ 'અનુગ્રહ' માસિકના વર્ષ ૨૨ અક ૧૨ મા પ્રસિદ્ધ કરી છે એમના મતે જોધપુરવાલા શ્રીનાથદ્વારમા શ્રી વનમાળીજીમા વધુ સમય બિરાજેલા કાકા વલ્લભજીના વશમા તે થઈ ગયા હતા આ શ્રી વલ્લભજી ઈચ્છારામ ભટ્ટજીના ગુરુ ગોપાલજીના પૌત્ર દયારામભાઈના ગુરુ થાય દયારામભાઈના શિષ્યના પ્રપૌત્રે પણ આ બાબતમા ઐતિહાસિક સશોધન કર્યુ છે





## પ્રકરણ ૧૭ મું

### દયારામભાઈની કાવ્ય વાડીનુ વિહઙ્ગાવલોકન

ગત પ્રકરણોમાં કવિશ્રીના જીવન ચરિત્રના જુદા જુદા પ્રસંગો અવલોકવામાં આવ્યા છે. તે ઉપરથી કવિશ્રીનુ જીવન, આભૂતળ ઉપર કેવી રીતનુ હતું તેનો ખ્યાલ આવી શકશે. કવિઓનાં જીવન બે પ્રકારના હોય છે—સ્થૂળ અને સૂક્ષ્મ. અંગ્રેજ કવિ કિટ્સ પોતાના Ode on the Poets નામના કાવ્યમા કવિઓ બે રીતે અમર છે; કાવ્યો દ્વારા-અને—આત્મરુપે. પ્રથમ ભાગમાં તેમના સ્થૂળ જીવનનું આલેખન કરવામા આવ્યુ છે. આ વિભાગમા હવે તેમના સૂક્ષ્મ જીવન–તેમના કાવ્ય દ્વારા લક્ષિત થતા જીવનને, આલેખવાનો પ્રયત્ન કરીશુ. આ જીવન તેમના કવનમાથી સમજાતું જીવન છે.

સામાન્ય રીતે કવિઓનાં જીવન અને કવનનો બહુ સંબંધ જોવામાં આવતો નથી. આ સંબંધી બે મતો છે. કેટલાકનું એમ માનવુ છે કે કવિઓ પણ સામાન્ય સંસારી માણસો જેવાજ હોય છે. તેથી તેમનામાં સંસારના રાગદ્વેષ, વિત્તૈષણા માયા, મમતા વગેરે હોયજ. એટલે તેમનું જીવન જો આપણે તપાસવા બેસીએ તો દુનિયાના બીજા માણસોના જીવન જેવુ જ માલુમ પડશે; બીજાઓથી કોઈ પણ રીતે ભિન્ન પ્રકારનું તેમનું જીવન જણાશે નહિ. આ કવિઓના કાવ્ય વાચતાં આપણને તેમના જીવન વિષે કંઈક જુદોજ ભાસ થાય છે. કવન દ્વારા તેઓ આદર્શ સૃષ્ટિને રચે છે, અને તે આદર્શને સિદ્ધ કરવાને કંઈ અંશે પ્રયત્ન કરે છે એટલુંજ. વસ્તુતઃ તો એમનું જીવન

તપાસીએ તો આદર્શ જેવું તેમાં ઓછું મળે છે. કેંઙ આવા કવિઓનાં કાવ્યો વાંચતાં આપણામાં ઉત્તમ ભાવનાઓ જાગૃત થાય એ વાત ખરી, પણ તેમના કવનને, તેમના સ્થૂલ જીવન સાથે સરખાવીએ તો તે કવિ માટેની આપણી સન્માનની ભાવના એકદમ ઓસરી જાય છે, અને તેથી આપણે તેમનાં કવન તરફ આકર્ષાતા નથી. આ કવિઓના કવન અને જીવનનો કોઇ પણ મેળ હોતો નથી જેનું જીવન સંસ્કાર શૂન્ય, તેનું કવન બીજી રીતે ઉત્તમ છતાં અનાકર્ષક હોય છે. જ્યારે જે જે કવિઓના જીવન અને કવન એક સરખાં હોય તેમની જન સમાજ ઉપર છાપ પડે છે. જે કવિના કવન અને જીવનનો મેળ હોતો નથી તે કવિના કવનની છાપ બહુ વખત રહેતી નથી. તે અલ્પ સમયમાં ભુંસાઈ જાય છે. તે કવિ અમરતાને પ્રાપ્ત કરી શકતો નથી.

જીવન અને કવનનો દર્પણ અને પ્રતિબિંબની માફક સંબંધ છે. દર્પણ-અરિસામાં જેમ વસ્તુનું પ્રતિબિંબ જોઈ શકીએ છીએ તેમ કવન દ્વારા કવિના જીવનને આપણે નિહાળી શકીએ છીએ. દર્પણ મલિન હોય તો પ્રતિબિંબ ઝાખું દેખાય છે. તેમ જો કવિનું કવન મલિન હોય તો તે કવિના જીવન વિષે આપણને સારો ખ્યાલ આવી શકતો નથી. અર્થાત્ કવિનું જીવન શુદ્ધ છે કે અશુદ્ધ એ જાણવાનું સાધન કવન છે. જેટલે અંશે કવન શુદ્ધ તેટલે અંશે તેનું જીવન ઉત્તમ. બીજી રીતે કહીએ તો જીવન અને કવન વચ્ચે બીજ અને વૃક્ષનો સંબંધ છે. બીજમાંથી વૃક્ષ ઉદ્ભવે છે. તેમ શુદ્ધ જીવનમાંથી શુદ્ધ કવન ઉદ્ભવે છે. વૃક્ષમાં બીજની ઉત્પત્તિ થાય છે, તેમ શુદ્ધ કવનમાંથી શુદ્ધ જીવન નિર્મિત થાય છે. આ રીતે જોતાં કવન અને જીવનને કદી પણ જુદાં પાડી શકાયજ નહિ. તે એક બીજામાં રહેલ છે. કવિશ્રી દયારામભાઈનું જીવન તેમના કવન સાથે એટલું બધું સંકળાયલું છે કે આપણે તેમના જીવનને તેમના કવનથી જુદું પાડી શકીએ નહિ 'આથી તેમના જીવનનો

વિચાર કરતી વખતે તેમના કવનનો પણ વિચાર કરવો ઘટે છે. માટે આ વિભાગમાં આપણે તેમના કવન ઉપરથી તેમના જીવનનો ખ્યાલ બાંધીશું. કવિઓના બે દેહ હોય છે. એક અન્નમય દેહ અને બીજો વાઙ્મય દેહ. દયારામભાઈનો અન્નમય દેહ જેવો સુંદર હતો, તેવોજ તેમનો વાઙ્મય દેહ પણ હતો.

અહિંઆ એક વસ્તુ એ બરાબર સમજવાની છે કે દયારામભાઈ એ કેવલ કવિજ નથી પણ ભક્ત કવિ છે. કાળીદાસ, ભાસ, હર્ષ, પ્રેમાનંદ, શામળ, શેકસ્પીઅર, વર્ડઝવર્થ, શેલી, કિટ્સ, બાયરન કે ટેનીસન વગેરે કવિઓ તે કેવળ કવિઓજ હતા. તેમના કાવ્યો ગમે તે વિષયનાં હોય; કાંતો જીવનના મર્મ ભાગને તપાસવાં અગર પ્રકૃતિનું સૌન્દર્ય ગાવું. અગર સાંસારિક જીવનના ગૂઢ કોયડાઓને ઉકેલવા અગર સમાજ જીવનને સ્પર્શતા પ્રશ્નોનું દર્શન કરાવવું. આમાંથી ગમે તે કોઈ પણ ધ્યેયની સિદ્ધિ માટે તેમની કવિતા હતી. આ કવિઓનાં કાવ્યોમાં કલા એ મુખ્ય હોય છે. કવિતા સર્જન એજ તેમના જીવનનું ધ્યેય. જો તેમની કવિતાને પોષક તત્ત્વ ન મળે તો તેમનું જીવન સૂકાઈ જાય છે. તે સિવાય તેમને જીવનમા બીજું કંઈ આનંદ આપી શકતું નથી. આ કવિઓના વર્ગમા કેટલાક એવા પણ કવિઓ છે કે જેમના જીવનમા કવિતા મુખ્ય હોવા છતાં પણ તે ગૌણ રૂપે છે. તે કવિતાના દાસ નથી, પણ કવિતા તેમનું દાસત્વ સ્વીકારીને તેમના આત્માના આદેશને અનુસરે છે. તેઓ કવિતાની ખાતર અગર કવિ તરીકેની કીર્તિ મેળવવાને કવિતા રચતા નથી. આવા કવિઓનો દરજ્જો સામાન્ય કવિઓ કરતાં કંઈક ઊંચો છે. તે કવિઓ તે ભક્ત કવિઓ છે. દયારામભાઈ એકલા કવિ નથી પણ ભક્ત કવિ છે. તેમના જીવનમા ભક્તિ મુખ્ય છે, અને કવિતા એ ગૌણ છે. કવિતાનું અવલંબન તેઓ સાધન તરીકેજ કરે છે. પ્રભુની ભક્તિ ગાવામાં કવિતા એક સાધન હોવાથી તે કવિતા તરફ તેમની મમતા હોય

છે. તેથી જો તે કવિતા, ભક્તિ સિવાયના બીજા માર્ગે તેમના ચિત્તને દોરી જાય તો તેજ પળે તેઓ તે કવિતાનો ત્યાગ કરે છે. જયદેવ, સૂરદાસાદિ અષ્ટ સખાઓ અગર નરસિંહ મહેતા જેવા કવિઓ કેવલ કવિઓ નહિ પણ ભક્ત કવિઓ છે. દયારામભાઈની કવિતા વિષે વિચાર કરતાં આ વસ્તુ બરાબર સમજવી જોઈએ. તે ભક્ત પ્રથમ છે, અને કવિ પછી છે. એટલે તેમની કવિતાનું મૂલ્ય તે રીતે થવું જોઈએ. જો તેમની કવિતામા કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ કોઈને દોષ દેખાય, અગર તેમા કળાની ન્યૂનતા દેખાય તો તેનું કારણ એ છે કે તેમણે કવિ તરીકે કવિતા લખી નથી, તે છે. જીવાત્માનો પરમાત્મા સાથેનો સંબંધ કરાવવામાં કવિતા એ મુખ્ય સાધન છે, તેથી જેટલે અંશે તે સાધન તેમને ઉપયુક્ત થાય તેટલે અંશે તેનો ઉપયોગ આ ભક્ત કવિઓ કરે છે. દયારામભાઈએ પણ પ્રભુ સાથેની સંબંધ પ્રાપ્તિમાં કવિતાનું ઉપયોગીપણું સ્વીકાર્યું છે.

જૂના કાળમા—વેદની ઋચાઓમાં કવિને માટે 'સૂરિ' શબ્દ વપરાતો. વેદના મંત્ર દ્રષ્ટા ઋષિઓ માટે 'કવિ' તથા 'સૂરિ' પદ પ્રયોજાતા. યાસ્કાચાર્ય કવિનો અર્થ 'ક્રાન્તદર્શી' એમ કરે છે. એટલે જે દર્શન દુનિયાના સામાન્ય માણસને થતું નથી તે દર્શન કવિ કરી શકે છે. દુનિયાના બીજા માણસોની દૃષ્ટિને મર્યાદાઓ હોય છે, તેઓ અમુકજ પદાર્થોને અમુક સીમામાં ફરીને અવલોકી શકે છે. પણ કવિઓનાં દર્શનને આવી મર્યાદા હોતી નથી. દુનિયાના માણસો લૌકિક પદાર્થોનેજ જોઈ શકે છે. જ્યારે ખરા કવિઓ લોકવેદથી અતીત, સ્થૂળ દૃષ્ટિની પણ પાર દિક્કાલાનવચ્છિન્ન પદાર્થને પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈ શકે છે. જે અગોચર પદાર્થ હોય તેને પણ તે ગોચર કરી શકે છે. જે વાગતીત હોય તેને વાણીના વિષયમાં લાવે છે, જે અચિન્ત્ય હોય તેને ... સીમાબન્ધનમાં તે જકડે છે. આ દૃષ્ટિ તે કવિની

દૃષ્ટિ છે. માટેજ કવિનો અર્થ માત્ર કવિતા ગાનાર એમ વેદકાળમાં કરવામા આવ્યો નથી, પણ ક્રાન્ત–અતીત પદાર્થનુ દર્શન-કરનાર અર્થાત્ ક્રાન્તદર્શી કરવામાં આવ્યો છે. વેદકાલીન મંત્રદ્રષ્ટાઓનું દર્શન આવા પ્રકારનુ હતુ તેનુ કારણકે તેઓ જે દર્શન કરતા હતા તે લૌકિક ચક્ષુથી નહિ પણ આર્ષ ચક્ષુથી કરતા હતા

જે સૌંદર્ય સામાન્ય ચક્ષુ જોઈ શકતું નથી તે ક્રાન્તદર્શી કવિનુ નયન જોઈ શકે છે. 'સૂરિ' પદ માહાત્મ્ય જ્ઞાનનુ બોધક છે. તે આ માહાત્મ્ય જ્ઞાન પદાર્થના ગૂઢ અર્થ ઉકેલવામા પુણ્યનું દ્યોતક છે આ ક્રાન્તદર્શન અગર પદાર્થના ગૂઢાર્થ સમજવાનું નૈપુણ્ય ભક્ત કવિઓમાજ મુખ્યત્વે જોવામા આવે છે. આથી પ્રાચીન કાળના કવિઓ તે કેવળ કવિઓ નહિ પણ ભક્ત કવિઓજ હતા. તેઓ ક્રાન્તદર્શી હતા એટલે અંશે તેઓ ક્રાન્તદર્શી હતા તેટલે અંશે તે ભક્ત કવિઓ હતા. વેદના રચયિતા બ્રહ્મા કે રામાયણના ગાનાર વાલ્મીકિ તેઓ ક્રાન્તદર્શી હોવાથી ભક્ત કવિઓ હતા પણ પાછળથી કાળીદાસાદિની કવિતાએ ઉચ્ચ પ્રદેશમા વિહરવાનુ ત્યજી દીધુ. તેમની કવિતાની દર્શનશક્તિ કુંઠિત થયેલી હોવાથી તેઓ ક્રાન્તદર્શી ભક્ત કવિને બદલે કાવ્ય ગાનાર ફક્ત કવિના પદનેજ પ્રાપ્ત કર્યું.

દયારામભાઈની કવિતા વિષે વિચાર કરતા પહેલા વિવેચકે દયારામભાઈની કાવ્ય દૃષ્ટિને સમજવી જોઈએ. પ્રથમ તો એ વસ્તુ ધ્યાનમા રાખવી જોઈએ કે ઉપર જણાવ્યુ તે પ્રમાણે તેઓ કાલિદાસાદિ કવિઓ જેવા કવિ નથી. પણ જયદેવ, સૂરદાસ, નરસિંહ, મીરાબાઈના વર્ગના કવિ છે, એટલે ભક્ત કવિ છે. ભક્ત કવિઓને મમ્મટાદિએ કાલિદાસાદિ લૌકિક રસો પરત્વે લખાયલી કવિતાના આધારે જે કાવ્યનુ લક્ષણ આપ્યુ છે તે માન્ય હોતુ નથી તેમની કાવ્યની કલ્પના, પોતાનીજ સ્વયંસ્ફુરિત હોય છે, બીજા પાસેથી લીધેલી હોતી નથી. તે દૃષ્ટિ તેમને તેમના

જીવનમાંથી સાંપડે છે. દયારામભાઈની કાવ્ય દષ્ટિ સ્વયપ્રેરિત છે, અને તેમના જીવનના ધ્યેયને અનુસરે છે.

ભારતીય તથા પશ્ચિમના કાવ્ય મીમાંસકોએ કાવ્યની જુદી જુદી વ્યાખ્યાઓ કરી છે. મમ્મટ દોષ રહિત, માધુર્યાદિ ગુણોથી યુક્ત એવા શબ્દ તથા અર્થને કાવ્ય કહે છે. આમાં અલંકારો સર્વથા જરૂરના નથી હોય પણ ખરા, અને ન પણ હોય. જગન્નાથ રમણીય અર્થનું પ્રતિપાદન કરનાર શબ્દને કાવ્ય કહે છે. વિશ્વનાથ રસાત્મક વાક્યને, દણ્ડી રીતિને અને આનંદવર્ધન ધ્વનિને કાવ્યનો આત્મા કહે છે. જયદેવ અલંકારને કાવ્યનું જીવાતુ (પ્રાણ) જણાવે છે. પશ્ચિમમાં એરીસ્ટોટલના સમયથી, કાવ્ય વિષે જુદા જુદા લક્ષણો દર્શાવવામાં આવ્યા છે. કોઈ તેને નિસર્ગના અનુકરણ રૂપ માને છે, કોઈ તેને નિસર્ગનું ભાવનિરૂપણ કહે છે. કાર્લાઈલ તેને સંગીતમય વિચાર જણાવે છે. વર્ડ્ઝવર્થના મતે શાન્ત પળોમાં સ્મૃતિમાં અનુભવેલ લાગણીનો આવિષ્કાર તે કાવ્યનું પ્રયોજન છે. વીસમી સદીમાં આર્નોલ્ડે જીવનની મીમાંસાને કાવ્યનું પ્રયોજન કહ્યું. કોઈ કહે છે કે તે વાસ્તવિક હોવી જોઈએ, કોઈ તેને આદર્શવાદી હોવાનું કહે છે. ગુજરાતી કવિતાના વિવેચકોમાં પણ આ બાબતમાં વિવિધ મતો પ્રવર્તે છે. સદ્દગત રમણભાઈ નીલકંઠને મતે ચિત્તવૃત્તિનો સંક્ષોભ એ કાવ્યનું પ્રેરક છે સાક્ષર શ્રો. બળવંતરાય ઠાકોર અર્થઘનતાને કાવ્યનું મુખ્ય તત્ત્વ માને છે. આચાર્ય આનંદશંકરભાઈના મતે તે આત્માની કલા છે. સદ્દગત કવિ શ્રી નાનાલાલ હરિસંહિતા ભા ૧ ની પ્રસ્તાવનામાં કવિતાનું ધ્યેય સમસ્ત આત્માનો રસ બોલ જણાવે છે. આ કથનને તેઓ નીચેના શબ્દોમાં સ્પષ્ટ કરે છે.

"કવિતા એટલે સમસ્ત આત્માના રસ બોલ. અનુભવીઓ કહેશે કે, આત્મ-સંભારેલા સ્થિતપ્રજ્ઞના રસ બોલવા એ હરિકૃપા કવિવરો કહેશે કે, સમસ્ત આત્માના મહાબોલ બોલતી

કવિતા રચવી એ હરિપ્રેરણા છે; અને કાવ્ય મીમાંસકો કહેશે કે બ્રહ્માનંદ સમો કાવ્યાનંદ 'માણવો' એ પણ હરિવરદાન છે. સુભાષિત કહે છે કે **रसिकाः कामवर्जिताः** એવા કામવર્જિત રસિકવરો આ જગત્–કુંજે કેટ કેટલાક દીઠા–જાણ્યા ?

વ્યાસ ને કાલિદાસ બેશક કાવ્ય–જગતે વિરલા છે; અને નીલકંઠ અને મલ્લિનાથ પણ ઓછા જવલ્લા નથી. કોકિલ–ટહુકે ભરેલી બંધૂક લઈને ઉડનાર ૨૦ મી સદીમાં આ આંખે દીઠેલ છે, અને એવા કવિકોકિલ પ્રત્યેના સ્વાંગધારી મલ્લિનાથે પણ દીઠેલ છે.

ખરું. કોયલના બોલબાણ પ્રાર્થના ગાંડીવ–બાણથીયે કાતિલ છે. કોયલ બાણના તો કવચસાજ કૃષ્ણ બાણની વ્રજયોગિનીઓએ સજ્યાં હતાં,

/ આ અવતરણ ઉપરથી ન્હાનાલાલની કવિતા દૃષ્ટિનો ખ્યાલ આવશે. તેજ દૃષ્ટિ કંઇક અંશે દયારામભાઈની છે. દયારામભાઈની કવિતા તે પોતાના સમસ્ત આત્માનો રસબોલ હતાં. પોતાના સમસ્ત જીવનની રસાત્મક ભગવાનના સ્વરુપની અનુભૂતિના તે રસબોલ છે. તેમની કવિતાનો વિષય ભગવદ્–સાનુભૂતિર કૃષ્ણમાં નિરોધ સિદ્ધિ છે અને તે પ્રેમ લક્ષણાભક્તિ દ્વારા તેમને સિદ્ધ કરેલ છે. જુદા જુદા કવિઓ પાસે કવિતા માટે જુદા જુદા આદર્શો હોય છે–માનવસેવા, સંસાર, પ્રકૃતિ, પ્રભુભક્તિ વગેરે. નરસિંહ, મીરાની કવિતાનો વિષય કૃષ્ણ ભક્તિ હતો, પ્રેમાનંદનો આદર્શ પૌરાણિક કથાઓ દ્વારા જીવન શુદ્ધિ, શામળનો કૌતુકભરી લોક કથાઓથી રસવૃત્તિ, અખાનો 'જ્ઞાન-વૈરાગ્ય', દલપતરામનો નૈતિક શુદ્ધિ, નર્મદનો પ્રેમશૌર્યદ્વારા સ્વદેશભાવના, મણિભાઈ નભુભાઈનો 'અભેદભાવ', 'કલાપીનો સ્નેહ', બોટાદકરનો 'ગૃહસંસાર' સ્વ. નરસિંહરાવનો 'પ્રકૃતિ તથા સંસાર' ન્હાનાલાલનો વિશાળી વૈષ્ણવતા—તેમ દયારામભાઇનો આદર્શ પ્રેમલક્ષણા ભક્તિ

હતો પુષ્ટિમાર્ગીય પ્રેમભક્તિ દ્વારા, ગોપીભાવથી રસાત્મક ભગવાનના ભજનાનંદની અનુભૂતિ કરવી તે હતો. તેની પ્રેરણા આપનાર ભગવાનજ છે. તે પ્રેરણાની શક્તિ ભાગવત, ગીતા, અન્ય પુરાણો, શ્રીવલ્લભાચાર્યજીના ગ્રન્થો, સુરદાસાદિ કવિઓ વગેરેની કવિતાનાં રસપાનથી તેમનામા સમૃદ્ધ બની હતી.

કવિની કવિતાની મીમાસા કરનારાઓએ બીજી આ બાબત ધ્યાનમા રાખવી જોઈએ કે તે પુષ્ટિમાર્ગીય કવિ છે, તે માર્ગની સપૂર્ણ છાપ તેમના હૃદય ઉપર પડી હતી. જેમ ડેન્ટીની "ડીવાઈન કોમેડી'મા રોમન કેથોલીક ધર્મની છાપ; તથા મીલ્ટનના "પેરેડાઈઝમા લૉસ્ટ' મા પ્યુરીટન ધર્મની છાપ—નરસિંહ-મીરાની કવિતામા ભાગવત ધર્મની. અને વેદાન્તી કવિ અખાની કવિતા ઉપર શાકર વેદાન્તની છાપ પડી છે કવિ કાના ઉપર ખ્રિસ્તી ધર્મની છાપ છે તેમ, દયારામભાઈની કવિતામા વલ્લભ સપ્રદાયના શુદ્ધાદ્વૈત વેદાન્ત અને પુષ્ટિમાર્ગની પ્રેમલક્ષણા ભક્તિની છાપ છે. તેમની કવિતાનો વિષય કૃષ્ણ છે તેમની દરેક કવિતામા કૃષ્ણમા મન તથા ઈન્દ્રિયોનો નિરોધ અને તદ્દ્વારા પ્રભુના રસ સ્વરૂપની અનુભૂતિ વ્યક્ત કરવામા આવી છે એમની કવિતા સમજવાની આ ચાવી વિવેચકે પોતાની બુદ્ધિ મજૂષામા નાખી મૂકવી જોઈએ. નહિ તો તે કવિતામા રહેલા મહામૂલા રત્નોનુ દર્શન કરી શકશે નહિ દર્શનના અભાવે સાચુ મૂલ્યાકન પણ કરી શકશે નહિ

ભક્ત કવિ દયારામભાઈ કવિતાનુ લક્ષણ ઉપર પ્રમાણે બાંધે છે, અને તેને પોતે અનુસરે છે. આ જગતનુ મૂળ પરમાત્મા છે. પરમાત્માથીજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય છે. જગતનુ સર્વસ્વ પરમાત્મા છે તેજ પરમ અર્થ છે. માટે કાવ્યનો વિષય પણ પરમાત્મા હોવો જોઈએ. કાવ્યનું ધ્યેય સમજાવતા 'વ્રજસતસૈયા'મા નીચે પ્રમાણે કહે છે.

બિનસબંધ હરિકો યસબ, અતિ અદ્ભુત હુ ન કામ,
આરકૂટ ભૂખનરુચિર, પે ઉમિ મિલે ન દામ.

૯ કા. સં. પૃ. ૪૩૫ શ્લો ૭૦૧

હરિના સંબધ વગરનું કાવ્ય તે કાવ્યજ કોઈ ઉપયોગનુ નથી. ભલેને તે અદ્ભૂત હોય, તેની રચના ગમે તેટલી સારી હોય તોપણ તેમા જો હરિના ગુણગાન વગેરે ન હોય તો તે કાવ્ય શા ખપનુ ? જેમ આર્કૂટ કહેતા પિત્તળ, તેના ગમે તેટલા સુદર ઘરેણા બનાવવામાં આવે પણ, સોનાના હલકામાં હલકા ઘરેણાં જેટલું તેનું મૂલ્ય અંકાતુ નથી. તેમ પ્રભુના ગુણગાન વગરના કાવ્યો, રચનાની દૃષ્ટિએ સુદર હોય પણ તે પિત્તળના જૂઠા ઘરેણાની માફક નકામા છે. તે કાવ્યો સાચા નથી, સાચુ કાવ્ય તો તેજ છે કે જેમાં ભગવદ્ ગુણગાન હોય.

આવા કાવ્યોમા શબ્દોનો ખોટો આડબર હોતો નથી. તેમા કવિઓ અર્થશૂન્ય શબ્દોના ઢગલા કરતા નથી. ખપ તેટલાજ શબ્દો તેમા હોય છે. એક એક શબ્દ ગૂઢ અર્થથી ભરેલો હોય છે, અને તે પ્રત્યેક શબ્દમા રમણીય અર્થ ઉત્પન્ન કરવાની શક્તિ હોય છે; તે કાવ્ય દેખીતા સાદા પણ વિચારમા ગૂઢ હોય છે. આથી કવિશ્રી કહે છે.

બરનયોર અતિઅર્થસહ, અમલ સરસ સદહોઈ,
કૃપાભારતી કૃષ્ણવહ, કાવ્ય ન એસી કોઈ.

આ દુહામાં જણાવ્યા પ્રમાણે આવા કાવ્યોમા મુખ્ય નીચેનાં ચાર લક્ષણો છે–(૧) અલ્પ વર્ણન (૨) ગૂઢાર્થતા (૩) શુદ્ધ શબ્દ શુદ્ધિ અને અર્થ શુદ્ધિ (૪) સરસતા–રસયુક્તતા–આ ચાર લક્ષણ યુક્ત કાવ્ય તેજ સુંદર કાવ્ય છે. જેની ઉપર પ્રભુની કૃપા હોય તે કવિ કાવ્યો રચી શકે છે. કોઈ પણ કવિ પોતાના કૌશલ્યથી અગર પરિશ્રમથી એવાં કાવ્ય રચી શકતો નથી.

દયારામભાઈનાં તમામ કાવ્યો હરિનાં સંબંધવાળાં છે. હરિ સિવાય બીજા કોઇના વિષેની તેમણે કવિતા ગાઈ નથી. તેની ખાતર તેમણે બીજી ઘણી મોટી મોટી લાલચો જતી કરી છે. તે આપણે એમના જીવન ચરિત્રમાથી જાણીએ છીએ. તેમનાં કાવ્યની ગેયતા અને માધુરીથી આકર્ષાઈને ઘણાએ શ્રીમંતો તથા રાજાઓ તેમની પાસે આવતા હતા, અને કેટલાંકોએ તો પોતાને ઘેર તેમને બોલાવવાને નિમંત્રણ આપતા. પણ પ્રભુનીજ કવિતા ગાવાનું પણ લેનાર આપણા કવિએ તે નિમંત્રણને અવગણ્યા હતાં. તેમણે જો ધાર્યું હોત તો પોતાની કવિતા ગાઇને પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું હોત અગર, રાજકવિઓ Poet laureate ની માફક રાજદરબારમાં મોટા માનમરતબો ભોગવ્યો હોત. પણ તેવી કોઇ લાલચને તેઓ વશ થયા નથી. રાજ્યમહેલ કરતા પોતાના નાનકડા ગૃહને તેઓ વધારે કિંમતી ગણતા હતાં. તેમજ રાજસભામા બેસવા કરતાં પોતાના ઘર આંગણે પ્રભુ ભજન કરવાને ભેગી થતી સામાન્ય મનુષ્યોની નાનકડી મંડળીમાં બેસવાનું તે વધારે પસંદ કરતા હતા. તેમણે પ્રભુ સિવાય બીજા કોઈની પણ કવિતા કરવી નહિ એવી પ્રતિજ્ઞા લીધી હતી. તેમની તમામ કવિતામાં ભગવાનનુંજ ગુણગાન છે. આ ભગવાનને 'શ્રીકૃષ્ણ' તરીકે ઓળખાવે છે. વેદમાં જેને બ્રહ્મ કહે છે. તેને શ્રીમદ્ ભાગવતમાં 'શ્રીકૃષ્ણ' તરીકે જણાવેલા છે. આ શ્રીકૃષ્ણ દયારામભાઇના મતે પરમ પદાર્થ છે. તેમની કવિતાનો મુખ્ય વિષય શ્રી કૃષ્ણજ છે. અને તે કૃષ્ણના વિષે જુદી જુદી રીતે કવિતાઓ ગાઇ છે. કોઈમાં શ્રી કૃષ્ણના જ્ઞાનનો ઉપદેશ આપ્યો છે, કોઈમાં શ્રી કૃષ્ણની લીલાઓ ગાઈ છે, કોઈમાં શ્રી કૃષ્ણનાં ગુણ ગાન કર્યાં છે, કોઈમાં શ્રી કૃષ્ણ માટેની પ્રેમભક્તિ વર્ણી છે, કોઈમાં શ્રી કૃષ્ણનો પ્રેમ મેળવવા માટે સંસારમાં વૈરાગ્ય થવો જોઇએ, એમ જણાવ્યું છે. આમ જુદી જુદી ઢબની અને પ્રકારની કવિતાનો વિષય એકજ શ્રી કૃષ્ણ છે. જેમ પુષ્પમાં સૌરભ, તેમ દયારામભાઈની કવિતામાં શ્રી કૃષ્ણ માટેની ભક્તિ છે. એ ભક્તિ તત્ત્વને તેમાંથી લેઈ લેવામાં

આવે તો એ કવિતાનું મૂલ્ય કશું નથી. શ્રી કૃષ્ણ ભક્તિ એજ દયારામભાઈના મતે કવિતાનો આત્મા છે. શ્રી કૃષ્ણ ભક્તિ સિવાયની કવિતા તે આત્મા વગરના શબ સમાન છે દયારામભાઈની કવિતા વાચતી વખતે આ દૃષ્ટિ આપણે લક્ષ્યમા રાખવાની છે

દયારામભાઈનું કાવ્ય સાહિત્ય બહુ વિશાળ છે, તેમાથી જે મોટાં કાવ્યો પ્રસિદ્ધ થયા છે તેનો અલ્પ પરિચય અહીંઆ આપણે કરીશુ. આ કાવ્યોનો જે પરિચય અહીંઆ દગાવવામા આવે છે, તે દયારામ કૃત 'કાવ્યમણિમાલા ભાગ ૧ થી ૬'મા, 'દયારામ કાવ્યામૃત' 'દયારામ રસ થાળ' અને 'દયારામ કાવ્ય સગ્રહ'મા દૃષ્ટિગોચર થશે. અભ્યાસ કરવાની ઈચ્છાવાળાઓએ ઉપર ગ્રંથો જોવા. અહીંઆ જણાવેલા આ ગ્રંથોના નામ રચ્યા સાલના ક્રમ પ્રમાણે નથી

**પરીક્ષા પ્રદીપ**—એ ૧૮૧ લીટીનુ કાવ્ય છે સમાજમા અનેક પ્રકારના મનુષ્યો હોય છે, સારા પણ હોય ને ખોટા પણ હોય. તેમની પરીક્ષા કેમ કરવી તે સૂત્રાત્મક શૈલિમાં કવિએ બહુજ સરસ રીતે જણાવ્યુ છે. સમાજમા કેવી રીતે વર્તવુ. મનુષ્યોના વિચારો કેમ જાણવા ને ભણ્યા પછી શુ કરવુ, તે આમા કવિએ દેખાડયુ છે. આ ઉપરથી કવિના માનવ સ્વભાવનો અભ્યાસ કેટલો ઊંડો હતો તે સમજી શકાય છે, આદર્શ ભકત કે આદર્શ પુરુષ કેવો હોઈ શકે તે એમા વર્ણવ્યુ છે આ 'કાવ્ય મણિમાળા ભાગ ૩' મા છપાયુ છે.

**ગુરુ પ્રભાવ ચંદ્રિકા**—એમા ગુરુદેવની મહત્તા જણાવી છે. ગુરુ એ પણ ભગવાનનુ સ્વરૂપ છે, ગુરુ વગર અજ્ઞાન દૂર થાય નહીં, ગુરુ અપવિત્રને પવિત્ર કરનાર છે. ગુરુ દ્વારા સસાર તરી શકાય છે. આ કાવ્યમા ગુરુના આચરણ બતાવ્યા છે તેમજ ગુરુની યોગ્યતા પણ દર્શાવી છે અને દરેક મનુષ્યને પોતાના જીવનના ઉત્કર્ષ માટે ગુરુ કરવા જોઈએ તે પણ આમા દર્શાવ્યુ છે.

**ચતુરચિત્ત વિલાસ**—આમા ૪૧ દોહરા ચોપાઈને સોરઠા યોજેલા છે એમા સમસ્યા પણ મુકેલી છે આખો ગ્રંથ મનનીય છે સુરદાસજીના દૃષ્ટકૂટ પદો જેવુ આ કાવ્ય છે ચતુર પુરુષો એટલે વિદ્વાનોની બુદ્ધિની કસોટી કરે એવો આ ગ્રંથ છે સામાન્ય પુરુષોને તે દુર્બોધ છે અર્થની દૃષ્ટિએ અઘરા એવા કાવ્યો પણ દયારામભાઈ લખી શક્તા એ એમની વિદ્વત્તાનો ખ્યાલ આપે છે આ કાવ્યગ્રંથની અંદર પણ ઘનશ્યામની સાથેના સંબંધનો અર્થ જણાય છે

**વિનય બત્રિશી**—દયારામભાઈએ ૩૨ શ્લોકોથી ભગવાનને વિનતિ જે કાવ્યમા કરેલી તે કાવ્યનુ નામ 'વિનય બત્રિસી' છે કવિ પોતાના જીવનનો એકરાર પ્રભુ પાસે કરે છે અને પ્રભુ ભક્તિમા જો કોઈ ભૂલચૂક હોય રહી ગયા હોય તો તેની ક્ષમા યાચે છે આ ગ્રંથના વાચનથી ભાવુકના હૃદય આર્દ્ર અને આર્ત બન્યા વગર રહેશે નહિ આ ગ્રંથ દયારામ કૃત મણિમાલા ભાગ ૬ મા છપાયુ છે

**સારશિક્ષા**—આ કાવ્યમા દયારામભાઈએ જુદા જુદા શાસ્ત્રોમાથી જે કંઈ જ્ઞાન મેળવ્યુ તેનો સાર એકત્ર કર્યો છે કુલ ૮૪ કડીઓનુ એ કાવ્ય છે એમા એમણે તત્ત્વજ્ઞાનના વિષયોને પણ ટૂંકમા સમજાવ્યા છે જેમ મધમાખી જુદા જુદા પુષ્પોમાથી રસ ચૂસી લઈને એક મધપુડો રચે તેવી રીતે આ ગ્રંથ રચાયો છે તેમા ટુંકમા તમામ શાસ્ત્રોનુ દોહન આવી જાય છે આ કાવ્ય 'મણિમાલા ભાગ ૬' મા છપાયુ છે

**પ્રેમ ભક્તિ**—આ કાવ્યમા પ્રેમ ભક્તિનુ સ્વરૂપ અને તેના પ્રકારો કવિએ આપ્યા છે ભક્તિપોષણ' અને રસિક વલ્લભ'મા જેવુ ભક્તિનુ નિરૂપણ કર્યું છે તેવુ અહીંઆ પણ નિરૂપણ કર્યું છે આ ગ્રંથ પ્રેમ ભક્તિની મીમાંસા રૂપે છે દયારામભાઈની પ્રેમ ભક્તિનુ સ્વરૂપ યથાર્થ રીતે સમજવાને માટે આ ગ્રંથ

જરૂરથી દરેકે સમજવો જોઈએ. તે વગર સારા વિદ્વાનો પણ દયારામભાઈના પ્રેમનું હાર્દ સમજી શકશે નહિ. આ ગ્રંથમા કુલ્લે ૧૭૨ કડીઓ છે કાવ્યના અંતમા કવિ જણાવે છે કે પ્રેમ એટલે રસ. તે રસ વિશુદ્ધ અમૃત સમાન છે. એની સમાન બીજો કોઈ લૌકિક રસ નથી. એ રસ ભગવાનને માટે હોવો જોઈએ. આ કાવ્ય 'મણિમાલા ભાગ ૬' મા છપાયુ છે.

**ધર્મ નીતિ સાર**—ધર્મ શુ ને નીતિ શુ તે વિષે અનેક ગ્રંથો લખાયા છે. અહીયા દયારામભાઈએ એ બને, જીવનમા કેવી રીતે જરૂરના છે, તે ૬૩૨ લીટીઓના કાવ્યમા રજુ કરેલ છે. તે બધુ શાસ્ત્રના આધારે છે. ધર્મના જુદા જુદા પ્રકારો દેહધર્મ, આત્મધર્મ, ભાગવતધર્મ, અને ભગવદ્‌ધર્મ તે બહુ ગ્રંથોનુ શ્રવણ કરવાથી અથવા વ્યાખ્યાન કરનાથી કે તીવ્ર બુદ્ધિથી કે તર્કથી એ સમજી શકાતો નથી. ભગવદ્‌ધર્મ એટલે ભગવાનની પ્રાપ્તિ કરવી તે, પ્રભુના અનુગ્રહથી થઈ શકે છે. તેજ ધર્મ ઉત્તમ છે. ખરી નીતિ તે દૈવી ગુણોની પ્રાપ્તિ કરાવે છે. તેનાથી પ્રભુ પ્રાપ્ત થઈ શકે. નીતિ એ ધર્મની સહાયક છે. પ્રભુના ભકતે સત્ય વગેરે ગુણો કેળવવા જોઈએ સાચા ભકતોનુ ચરિત્ર એ સો ટચના સોના જેવુ શુદ્ધ હોવુ જોઈએ આ કાવ્ય 'મણિમાળા ભાગ ૬' મા છપાયુ છે

**તત્ત્વ પ્રબંધ**—દયારામભાઈએ તેર વરસની વયે આ ગ્રંથ લખ્યો હતો. આમા પણ તેમણે શુદ્ધાદ્વૈતના સિદ્ધાતોને ટૂંકમા રજુ કર્યા છે. વિષય 'રસિકવલ્લભ ગ્રંથ' નોજ અહીંઆ લીધેલો તેનો પ્રકાર છે પણ અહીંઆ જુદો છે. 'રસિકવલ્લભ ગ્રંથ' સંવાદરૂપે છે અને ખંડન મંડન રૂપે છે તેમ વિસ્તારથી છે, જ્યારે આ ગ્રંથ નિબંધની શૈલીમા ખંડન મંડન વગર અને ટૂંકમા રજુ કરવામા આવેલો છે કેટલાક દાખલાઓ 'રસિકવલ્લભ'મા પણ આવે છે અહીંઆ કવિશ્રીના નામ મંત્ર આપનાર ગુરૂ શ્રી દેવકીનંદન મહારાજ હતા, તેની

અસંદિગ્ધ રીતે જણાવ્યું છે. આ ગ્રંથની ઐતિહાસિક અગત્ય એ છે
કે દયારામભાઈ નાનપણથી વૈષ્ણવ એટલે પુષ્ટિમાર્ગીય સંસ્કારવાળ
હતા. નાનપણથીજ તેમને નામ નિવેદન મંત્ર મળ્યો હતો એ
માહિતી આમાથી જાણવાની મળે છે. એ કાવ્ય 'મણિમાલા ભા
૬' મા છપાયલું છે.

**વિષ્ણુસ્વામીજી પરચરી**—આ ગ્રંથ શ્રીવલ્લભાચાર્યના સંપ્રદાય
વિષ્ણુસ્વામીની સાથે સંબંધ છે કે કેમ તે જાણવાને ઉપયોગ
થઈ પડે છે. એકંદરે ૪૩ કડીઓને આ ગ્રંથ છે. એમ
વિષ્ણુસ્વામીની પ્રશંસા કરવામા આવી છે. કવિશ્રી માત્ર એ કહેવ
માગે છે કે શ્રી વલ્લભાચાર્યે એ વિષ્ણુ ભક્તિના માર્ગનો વિસ્તા
કર્યો હતો. શ્રીવલ્લભાચાર્યજી એ માર્ગનું પ્રાગટ્ય કર્યું ને તેથ
એમની વિષ્ણુસ્વામી કરતા તેમની અધિકતા છે. એ 'કાવ્ય મણિમાલ
ભાગ ૬ માં છપાયુ છે.

'શ્રીકૃષ્ણ નામ ચિંતામણિમાલા' અને 'શ્રીકૃષ્ણનામ અમૃતધારા
એ કાવ્યગ્રંથો શ્રીકૃષ્ણના નામનો મહિમા જણાવવા માટે લખ્ય
છે. તે મણિમાલા ભાગ ૬ મા છપાયા છે.

**ગુરુ શિષ્ય સંવાદ**—આ ગ્રંથ ગુરુ અને શિષ્યના સંવાદરૂ
છે. શિષ્ય પોતાના ગુરુને શંકાઓ પૂછે છે અને ગુરુ તેનું સમાધાન
કરે છે. તત્ત્વજ્ઞાનના ગહન પ્રશ્નો દયારામભાઈની બાળ વયમ
એમનાં મનમાં ઉઠતા, ડભોઈ પાસે તેન તલાવમાં ઇચ્છારામ ભટ્ટજીને
કવિનો સમાગમ કરેલો ને તેમની પાસેથી ખુલાસા મેળવેલા. પછ
તેઓ યાત્રાએ ગયા. ગોસ્વામી શ્રી વલ્લભલાલજી પાસેથી બ્રહ્મ સંબં
લીધેલું. આ બધા જીવનના પ્રસંગો અહીંઆં દર્શાવેલા છે. આ
ગ્રંથમાં ભટ્ટજી મહારાજે એમને (કવિને) શુદ્ધાદ્વૈત સિદ્ધાંતો
બહુજ સૂક્ષ્મ રીતે સમજાવ્યો હતો એનો ઉલ્લેખ કરવામાં આવ
છે. કવિ એમને ત્રિકાળદર્શી મહાત્મા કહે છે અને એ મહાત્માન
પ્રસાદીથી તેઓ મહા યાત્રાઓ કરવા ગયા હતા. કેટલાક એમ માન

છે કે ગુરુ એટલે ઇચ્છારામ ભટ્ટજી અને શિષ્ય એટલે દયારામભાઈ. પણ એ સાચું નથી. કવિ પોતે ગોસ્વામી શ્રીવલ્લભલાલજીને પોતાના ગુરુ ગણાવે છે. એમણે બ્રહ્મવિદ્યાનુ દાન તેમને કર્યું હતું અને શ્રી મદનમોહનજીની સેવા ગુરુએ પધરાવી આપી હતી. પોતે અનાથ હતા. પણ તેમને સનાથ ગુરુ દેવે કર્યાં હતા. એ રીતે પોતે ગુરુદેવના હમેશા ઋણી છે એમ કવિ જણાવે છે. આ કાવ્ય મણિમાલા ભાગ ૬ ઠ્ઠામા છપાયુ છે.

**નિઃસાધનતા**—આ નામનો ૧૧૪ કડીનો ગ્રંથ દયારામભાઈએ રચેલો છે. શાસ્ત્રોમા ધાર્મિક જીવન માટે જુદા જુદા સાધનો જણાવ્યા છે; પણ પુષ્ટિમાર્ગ એ નિઃસાધનતાનો માર્ગ છે. તેમા કાંઈ સાધનજ અપેક્ષિત નથી. એનો અર્થ એટલોજ છે કે પ્રભુની સેવા શુદ્ધ પ્રેમથીજ કરવાની છે, કોઈ પણ ફળની આશા રાખવાની નહિ; એટલે એ પ્રેમ સાધનરૂપ બનતો નથી. જ્યારે દૃઢતાપૂર્વક તમામ વાસનાઓનો ત્યાગ કરીને પ્રભુના પ્રેમમાજ આસક્ત થવાય ત્યારે નિઃસાધનતા પ્રાપ્ત થાય છે પણ એ પ્રભુના અનુગ્રહ વગર બનતુ નથી. એ અનુગ્રહનું ફળ ભગવત્ સાક્ષાત્કાર છે. એ પુષ્ટિ ભક્તિનું રહસ્ય આ ગ્રંથમા જણાવ્યુ છે. તે કાવ્ય મણિમાલા ભાગ ૬ મા પ્રકટ થયેલ છે.

**કૌતુક રત્નાવલી**—દયારામભાઈને કૌતુકોનું પણ નિરૂપણ કરવાનો શોખ હતો. આ કાવ્ય ગ્રંથમા, પક્ષીઓમાં તથા વનસ્પતીમા રહેલા કૌતુકો જણાવ્યા છે. દાખલા તરીકે બીલાડી દૂધ પીએ છે, પણ દૂધપાક તેના પેટમા ટકતો નથી. સક્કર –ખોર પક્ષી સાકર ખાઈને જીવે છે ત્યારે ગધેડો સાકર ખાય તો મરી જાય છે. નાગર વેલનું પાન ગમે તેટલું સુનાળું હોય, ઘણા અંતરે પડેલુ હોવા છતા નાગરવેલ સૂકાય એટલેથી તે પણ સૂકાઈ જાય છે. આમ અનેક દાખલા આપ્યા છે. પ્રભુમા શ્રદ્ધા રાખીને મનુષ્યે વર્તવુ જોઈએ. કેટલાક નીતિના સિદ્ધાંતો એમા

આપેલા છે. આ ગ્રંથ ઉપરથી દયારામભાઈનુ સંસારનું અવલોકન અદ્‌ભૂત હતુ તે જાણી શકાય છે. અનેક દાખલાઓ તેમણે આપ્યા છે. ગુજરાતી ભાષામા આવો ગ્રંથ ભાગ્યેજ મળી શકે. આ ગ્રંથ હીંદી ભાષામા છે. આ ગ્રંથ લખીને દયારામભાઈ એવુ પ્રતિપાદન કરવા માગે છે કે દુનિયામા જણાતા તમામ કૌતુકો પણ પરમાત્માએ કરેલા છે. તે પરમાત્માનુ ઐશ્વર્ય જણાવે છે-એ સર્વ કાંઈ કરવાને, નહીં કરવાને, તેમજ અન્યથા કરવાને સમર્થ છે. ભગવાન વિરુદ્ધ ધર્મના આશ્રય છે. આ કાવ્ય મણિમાલા ભાગ ૬ મા આપેલુ છે

**અકલચરિત્રચંદ્રિકા**—એમા દયારામભાઈ, એ સિદ્ધાન્ત જણાવવા માગે છે કે ભગવાનનુ ચરિત્ર માનવીઓ સમજી શકે નહી. તે ધારેલુ કરી શકે છે. ન કરવાનુ પણ કરે છે. પણ ભગવાન જે કરે છે તે સારા માટે કરે છે એ સૌએ સમજવુ જોઈએ. આમા દુવૈયા છંદનો ઉપયોગ કર્યો છે. કુલ ૬૨ કડીઓ તેમા રચેલ છે

**પિંગલ સાર**—આમા પિંગલ શાસ્ત્રનો સાર આપેલો છે. જુદા જુદા છંદોની રચનાની સમજણ આપવામા આવી છે. દરેક છંદનુ માપ તથા ઉદાહરણ આપ્યા છે તેમજ નાયક નાયિકાના ભેદો, રસ, ભાવ વગેરે ટૂંકાણમા દાખલા આપી સમજાવવામા આવ્યા છે. છંદ શાસ્ત્રના અભ્યાસીને એ ઘણો ઉપયોગી ગ્રંથ છે. ગ્રંથ મણિમાલા ભાગ ૬ મા છપાયો છે.

**વૃંદાવન વિલાસ**—આમા વૃંદાવનની ભૂમિનું વર્ણન કર્યું છે. ત્યાના પક્ષીઓ, પશુઓ, વૃક્ષો, પુષ્પો તથા ફળનું સુંદર વર્ણન કરવામા આવ્યું છે. તેમ ગોપીજન સાથે રાસ કરતા શ્રીકૃષ્ણનું વર્ણન કરેલું છે. તેમા પ્રબંધબંધ રાગબંધ, તાલબંધ અને છંદોબંધ નૃત્ય યોજેલા છે. સંગીત, અને ભાવોનો સુંદર મેળ સાધ્યો છે. દયારામભાઈને નૃત્યનું તેમ સંગીતનું જ્ઞાન હતું. તેની પ્રતીતિ આ ગ્રંથથી થઈ શકે છે. આ ગ્રંથ દયારામ કૃત મણિમાલા ભાગ ૬ મા છપાયો છે.

**ભકિતદઢતા**—(ભક્તિદઢત્વ) આ ગ્રથમા તમામ પુરાણો, મહાભારત, ગીતા, નારદભક્તિ સૂત્ર, શાડિલ્યભક્તિ સૂત્ર વગેરે ઘણા ગ્રથોના પ્રમાણ આપીને ભક્તિ તત્ત્વનુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે તેમજ ભકિત શી રીતે દઢ બને તે પણ જણાવવામા આવ્યુ છે. કુલ ૩૬૭ કડીનો આ ગ્રથ છે તેની રચના આદોદમા થયેલી, એમ ગ્રથના અતે જણાવેલ છે 'શ્રીહરિની ભક્તિ સર્વથી શ્રેષ્ઠ છે, એ વણુ સમજુ નેષ્ટ રે' એ એક વાકયમા ભક્તિ માટેની દયારામભાઈની અનન્ય શ્રદ્ધા જણાવી છે

**સતપુરુષ સંતાખ્યાન**—૩૨૨ કડીઓના આ ગ્રથમા હરિ, સદ્ગુરુ અને ભગવદીય એ ભગવાનના વિવિધ સ્વરુપો છે એમ આરભમા જણાવ્યુ છે સદ્ગુરુનો સત્સગ કરવો જરુરી છે જેના ઉપર પ્રભુનો અત્યનુગ્રહ હોય તેનેજ એ સત્સગ ફળે છે સાચો સત્સગી કોણ ? તેના પણ લક્ષણ અહીંઆ આપનામા આવ્યા છે જે પરમાર્થને સ્વાર્થ માને પરાઈ પીડા જાણે, બીજાની ભીડ ભાગવા તૈયાર હોય ભૂખ્યા તરસ્યાને મદદ કરે, શત્રુ તરફ પણ કુભાવ ન કરે, તમામ પ્રાણીઓમા આત્મભાવ હોય, આ જગત ભગવાનનુ ક્રીડાભાણ્ડ છે એમ જાણે ભૂત વર્તમાન અને ભવિષ્ય એ કાળ રૂપ બ્રહ્મના સ્વરુપો છે એમ સમજે તમામ ઘટનાઓમા પ્રભુની ઈચ્છા અગર લીલાનો અનુભવ કરે, તેજ સાચો સત છે આવી માન્યતા સુદર રીતે આ ગ્રથમા રજુ કરી છે

**સારનિરૂપણ**—વ્યાવહારિક જીવન માટે કવિએ આમા ઉત્તમ સાર શાસ્ત્રોના દોહન તથા અનુભવ તારવી કાઢેલ છે એ પ્રમાણે વર્તનાર જરૂરથી સુખી થાય છે ઐહિક સુખ એ જીવનનુ ધ્યેય નથી પણ પ્રભુનુ જ્ઞાન મેળવવુ, તેની ભક્તિ કરવી અને પ્રભુની પ્રાપ્તિ એ સાચુ ધ્યેય છે. સૌ સુખની ઈચ્છા રાખે છે, પણ સુખનુ મૂળ હરિ છે પ્રભુ જેનાથી પ્રસન્ન થાય એવા ધર્મ પ્રમાણે કર્મો કરના આ બોધ દયારામભાઈને ઈચ્છારામ ભટ્ટજી

પાસેથી જે મળેલો તેનો સાર આમા રજુ કર્યો છે. એકંદરે ૧૮૦ કડીઓ આ ગ્રંથમાં છે.

**રસિક ભક્ત**—ભગવદ્ ગીતામા જેમ સ્થિતપ્રજ્ઞ જ્ઞાની કે ભક્તના લક્ષણો આપ્યા છે તેમ આમાં પ્રભુને પ્રેમલક્ષણા ભક્તિથી ચાહનારા રસિક ભકતોના લક્ષણો આપ્યા છે. પ્રભુને રસિક ભકતોજ વહાલા છે. અંતમા જણાવ્યુ છે કે હુંભાવ અને પુંભાવનો ત્યાગ કરી, શ્રી વલ્લભાચાર્યના દાસ બને તોજ, રસિક ભગવાન્‌ની પ્રાપ્તિ થાય. આમા ૭૨ કડીઓ છે.

**સ્વલ્પાપાર**—આ ૮૧ કડીઓનુ કાવ્ય છે. તેમા સત્સંગનો મહિમા દેખાડેલો છે. હરિના સગીનો સંગ કરનારનાં જીવન સુધરી જાય છે એવો તેમનો પ્રભાવ છે. એ મુખ્ય વિચાર આમા છે.

**અલૌકિક નાયક નાયિકા હાવભાવ સ્વરૂપ લક્ષણ**—આ રસશાસ્ત્રનો ગ્રંથ છે. તેમા રસશાસ્ત્રમા આપેલા નાયકો તથા નાયિકાઓના ભેદ આપ્યા છે. આ ભેદમા અલૌકિક રસનુ નિરૂપણ કરેલુ છે. મુગ્ધા, અજ્ઞાત યૌવના, લજ્જાપ્રાય મુગ્ધા, અનૂઢા, ઉઢા, યાતયૌવન મધ્યા, આરુઢ યૌવના એવા અનેક નાયિકાના ભેદો, નાયક સાથેના 'સુરત' ના ચિન્હો, તેમને માટે મિલાપનાં સ્થાનોનુ વર્ણન, તેમનું સ્વયં દૂતત્વ, તેમના હાસ્યના પ્રકારો, હાવભાવ વગેરે દૃષ્ટાન્તો આપીને લંબાણથી જણાવે છે. ગુજરાતી સાહિત્યમાં રસ શાસ્ત્રના વિષય ઉપર આ એક અપૂર્વ ગ્રંથ કહેવાય.

**રાસ પંચાધ્યાયીનો ગરબો**—૨૮૩ લીટીના આ ગરબામા શ્રીમદ્ ભાગવતમાં વર્ણવેલ રાસ લીલાના પ્રસંગને ઘણી રસિક અને સુદર રીતે વર્ણવેલ છે. આ વર્ણનાત્મક સળંગ ગરબો છે. તેની રચના ચાદોદમાં કરવામાં આવી હતી.

**શુદ્ધાદ્વૈત પ્રતિપાદન અને માયામત ખંડનનો ગરબો**—રસિકવલ્લભમા કવિશ્રીએ સંવાદ શૈલીમા શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન ખંડન મંડનથી કર્યું છે. આમા તે સિદ્ધાન્તોને ગરબાના રૂપમાં રજુ

કરેલ છે 'ગરબા' ના રૂપમા શુદ્ધાદ્વૈત વેદાન્તને રજુ કરવાનુ કાર્ય અઘરૂ છે, છતા કવિએ બહુજ કુશળતાથી એ કરી શકયા છે ગરબો ગાતા ગાતા પણ બ્હેનો, 'શુદ્ધાદ્વૈત' ના સિદ્ધાન્તોને જનતા સમક્ષ મૂકી શકે તત્ત્વજ્ઞાનને આ રીતે પ્રચાર કરવાની અદ્ભુત કળા દયારામભાઈને પ્રાપ્ત થઈ હતી તેનુ આ કાવ્ય નમૂનો છે

**ભક્તિ દઢાવનો ગરબો**—આનો મૂળ વિષય શ્રીવલ્લભાચાર્યના 'ભક્તિવર્ધિની' ગ્રથમાથી લીધેલ છે આ સસ્કૃત ગ્રથ ઉપરનુ આ દયારામભાઈનુ સ્વતત્ર ભાષ્ય છે તે વળી ગરબાના રૂપમા રજુ કરેલ છે ભક્તિને એક વેલી સાથેની સરખામણી દયારામભાઈની મૌલિક છે અહિઆ જે કલ્પના આપી છે, તે હદ સુધી બહુજ સરસ રીતે રજુ કરાઈ છે રૂપકો ઉપર રૂપકોના દાખલાઓ આપે છે અને એ રીતે કવિ પોતાની કલ્પનાના ચિત્રને અદ્ભુત બનાવે છે ભક્તિનો ઉગમ વૃદ્ધિ તથા વિકાસ કેવી રીતે થાય છે અને દઢ કયારે બને છે તેનુ વર્ણન કવિશ્રીએ અહીંઆ કર્યુ છે તે અગાઉ કોઈએ કર્યુ હોય એમ જાણવામા આવ્યુ નથી

'**રસિકવલ્લભ**'—આ તત્ત્વજ્ઞાન ઉપરનો ગ્રન્થ છે તેમા કવિએ શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનના વિષયને અન્ય મતોના ખડનપૂર્વક સમજાવ્યો છે જો કે કવિતામા સિદ્ધાન્તની ચર્ચા કરવાથી કવિતાની સરસતા નષ્ટ થાય એ સ્વાભાવિક છે, છતા આ કાવ્યની અદર બ્રહ્મવાદ અને ભક્તિને લગની મીમાસા કરવામા આવી છે આ કાવ્યની સપૂર્ણ સમાલોચના આ પુસ્તકમા અન્યત્ર આપી છે આ કાવ્ય પ્રાચીન કાવ્યમાળા, ગુર્જરાનના આર્યસમુદય અને દયારામ કાવ્ય ભાગ ૨ મ છપાયુ છે તેમજ ગુજરાત વિદ્યાસભા તરફથી સ્વતત્ર રીતે છપાવેલ છે ગુજરાત યુનિવર્સિટીએ એમ એ મા અભ્યાસક્રમમા મજુર કર્યુ છે

'**પુષ્ટિપથ રહસ્ય**'—આ કાવ્યમા કવિ પુષ્ટિમાર્ગ વિશેની સમજ આપે છે પુષ્ટિમાર્ગ એટલે પ્રભુના અનુગ્રહનો માર્ગ,

એમ જણાવીને, તે માર્ગના ગુરુ શ્રીવલ્લભાચાર્ય તથા તેમન પુત્ર શ્રીવિઠ્ઠલેશને કેવા ભાવથી ભજવા તે સમજાવે છે. ત્યાં કવિ કહે છે.

શ્રી મહાપ્રભુ સંબંધવણ, કશું નહીં ફળદાય;
પુષ્ટ સૃષ્ટિની રીત એ, જગનો જુદો ન્યાય.

શ્રીવલ્લભાચાર્યનું નામ 'વલ્લભ' શાથી પડયું તેનો કોયડો પણ કવિ ઉકેલે છે. આ કાવ્ય ભક્ત ગોપાલદાસના 'વલ્લભાખ્યાન'ની ઢબનું છે. તે કાવ્ય નવ મીઠામા રચ્યું છે, અને આની રચના દુહામાં છે. તેમજ ગોપાળદાસના કાવ્યમા શ્રીવલ્લભાચાર્ય, શ્રી ગુંસાઈજી અને તેમના પુત્રોનું વર્ણન છે. ગોપાળદાસનું 'વલ્લભાખ્યાન' ભાવાત્મક તેમજ ઐતિહાસિક છે. દયારામનું 'પુષ્ટિપથ રહસ્ય' ભાવાત્મકજ છે. પુષ્ટિમાર્ગનું ખરૂં રહસ્ય આ કાવ્યમાં પ્રકટ કરેલ છે. આ કાવ્ય પ્રાચીન કાવ્યમાળા ભાગ ૧ તથા દયારામ કાવ્યમણિમાળા ભાગ ૨ મા છપાયુ છે. એમા એકંદર ૧૮૩ કડીઓમાંથી ૧–૩૫ દુહામાં છે અને ૩૬ થી ૯૩ સુધી રસાવલી છંદ છે. વચ્ચે કેટલાક સંસ્કૃત વાક્યો પણ બીજા ગ્રન્થોમાંથી ઉદ્ધૃત કરેલાં છે.

**બ્રાહ્મણભક્તવિવાદ**—આ ગ્રંથ સંભાષણરૂપે યોજાયેલો છે. કવિ તેને નાટકની સંજ્ઞા આપે છે. તેમાં બે બ્રાહ્મણો—વિષ્ણુદત્ત અને શિવશંકરની વચ્ચે વૈષ્ણવ મોટા કે બ્રાહ્મણ એ વિષય ઉપર તકરાર ચાલે છે. વિષ્ણુદત્ત એ વૈષ્ણવ બ્રાહ્મણ છે. અને શિવશંકર એ સ્માર્ત છે. છેવટે એવો નિર્ણય થાય છે કે ભલે બ્રાહ્મણ મોટા હોય, પણ તેના કરતાં ભગવાનનો ભકત અર્થાત્ વૈષ્ણવ મોટા છે. અરે ભગવદ્‌વિમુખ બ્રાહ્મણ કરતાં ભકત ચાણ્ડાલ વધારે સારો છે એમ કવિ જણાવે છે. આ રીતે ભક્તિમાર્ગમાં વર્ણાશ્રમની મર્યાદા નથી તેનું પણ સૂચન કરી લે છે. આ ગ્રંથ પ્રથમ 'પુષ્ટિભક્તિ સુધા' નામના માસિકના વર્ષ ૩ ના ૧૦ મા અંકમાં છપાયો હતો અને પછીથી દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૨ માં પ્રકટ થયો છે. તેમાં એકંદરે ૭૦ કડીઓ છે, અને તે 'દુવઇયા' છંદમાં રચેલ છે.

**'ભગવદ્ ગીતા માહાત્મ્ય'**—આ લાબા કાવ્યમા કવિએ પદ્મપુરાણની આખ્યાયિકાના આધારે ભગવદ્ ગીતાની કથા શ્રવણ કરવાથી પ્રાપ્ત થતા ફળને પ્રત્યેક અધ્યાયવાર જણા યુ છે તેમા એક દરે ૧૮ અધ્યાય છે તેની રચ્યા સાલ પોતે નીચે પ્રમાણે જણાવે છે —

શક અષ્ટાદશ અધ્યાયના શ્રી મધ્ય સુભગ શ્રાવણ માસ
જન્માષ્ટમી ભૃગુવાર ગાથા પુરણ થઈ ઈતિહાસ

આ કાવ્ય 'દયારામ કા ય સગ્રહ'મા કવિ નર્મદે છપા યુ છે.

**'ભક્તિપોષણ'**—એમા ભક્તિ એટલે શુ ? તેના કેટલા પ્રકારો છે ? તેનુ પોષણ કેવી રીતે થઈ શકે ? ભક્તિમાર્ગમા જીવનું કર્ત ય શુ ? તેણે કોની સેવા કરવી વગેરે અનેક ભક્તિમાર્ગીય સિદ્ધાતો આ કા યમા ચર્ચવામા આ યા છે આખા કાવ્યની રચના 'ચદ્રાવળા' છદમ કરી છે, અને એક દરે તેમા ચાર ચાર લીટીનો એવા એવા ૧૦૧ ચદ્રાવળા છદ છે આ ગ્રન્થ ચાંદોદમા રચેલુ એવુ કવિ ગ્રન્થને અન્તે જણાવે છે આ કા ય દયારામ કૃત કા ય સગ્રહ તથા દયારામ કા મ ભા ગ'મા તેમજ સ્વત ત્ર રીતે રા ગોવિદલાલ છોટાલાલ અને 'શુદ્ધાદ્વૈત સસદ' તરફથી પ્રસિદ્ધ કરવામા આ યુ છે આ કા ય સુરતથી પ્રતિવર્ષ લેવામા આવતી શુદ્ધાદ્વૈત સામ્પ્રદાયિક પરીક્ષામા પાઠ્ય પુસ્તક તરીકે છે

**'અજામિલાખ્યાન'**—ભાગવતના છઠ્ઠા સ્કધના પહેલા ત્રણ અધ્યાયોની અજામિલની આખ્યાયિકાના આધારે આ કા ય રચ્યુ છે આ ગ્રન્થની રચનાનુ પ્રયોજન ભગવાનના નામનો મહિમા જણાવવાનો છે અને તે દ્વારા ભક્તો ભગવાનના નામનુ ઉચ્ચારણ કરતા શીખે તે છે અજામિલ પાપી હતો છતા મરણ વખતે પોતાના નારાયણ નામના છોકરા નામનો ઉચ્ચાર કર્યો તેટલાથી તે તરી ગયો, તો પછી શુદ્ધબુદ્ધિથી અને પવિત્ર મનથી જો ભગવાનનુ નામોચ્ચારણ કરવામા આવે તો પછી શુ ફળ પ્રાપ્ત ન થાય ? કવિ કહે છે—

જાણુ અજાણપણે જ્યમ અડતામાં અગ્નિ બાળે;
તેમ અનંત અભિધાન વહ્નિ સદ્ય કુકર્મ કાષ્ટ પ્રજાળે.
એમ જાતિ ગુણ કૃષ્ણ નામનો સહેજે પણ સુખદાય.

* ` * *

બે અક્ષરનું કૃષ્ણ નામ પણ સહુ સાધનનું ભૂપ;

આમાં એકંદરે ૯ કડવાં છે. આ આખ્યાન પ્રેમાનંદના આખ્યાનોની ઢબનું છે. તેમાં રામગ્રી, મેવાડો, દેશાખ સિંધુ, ભીનડી, સોરઠો, મનગમતો, અને માલકોશ એવા રાગો યોજયેલા છે અને પ્રેમાનંદના કડવાંની માફક દરેક કડવાને અન્તે વલણ છે. આ કાવ્ય ચાદોદમા લખેલુ જણાય છે. 'દયારામ કાવ્યસુધા' અને 'દયારાંમ કાવ્ય મણિમાળા ભા. ૧'મા આ કાવ્ય છપાયું છે.

'**રુકિમણી વિવાહ**'—એ પણ પ્રેમાનંદના આખ્યાન ઢબનું આખ્યાન છે. તેનો પ્રસંગ ભાગવતના દશમસ્કંધના ૫૩ મા અધ્યાયમાથી લીધેલો છે. કૃષ્ણના રુકિમણી સાથેનો વિવાહના તે પ્રસંગને કવિએ વર્ણવ્યો છે. એમા એકંદરે ત્રણ મીઠાં અને ૧૧૫ પદ છે. આ કાવ્ય 'દયારામ કાવ્ય સંગ્રહ' અને 'દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૪' મા છપાયુ છે. આવુંજ '**સત્યભામા વિવાહ**' ભાગવતના દશમા સ્કંધના ૫૬ ના અધ્યાય ઉપરથી લીધેલું છે. તેમાં આઠ કડવાં છે. આમાં ગુજરાતની જનતામા ખાસ કરીને નાગરોમાં લગ્નની વિધિ તથા કેટલાક રમૂજી રિવાજોનો કવિએ સુંદર ચિતાર આપ્યો છે. આ કાવ્ય 'દયારામ કાવ્યસંગ્રહ અને કાવ્ય મણિમાળા ભાગ ૪' માં પ્રસિદ્ધ થયું છે. આવુંજ બીજું કાવ્ય **નગ્નજીતિ વિવાહ** છે. તેમાં પ્રાચીનકાલમા સ્વયંવરની પદ્ધતિ કેવી હતી તેનુ દિગ્દર્શન કવિ આપણને કરાવે છે. તેનો વિષય પણ શ્રીમદ્ ભાગવત ઉપરથી લીધેલો છે. આ 'કાવ્ય મણિમાલાના ભાગ ૪' માં છપાયું છે.

'**રુકિમણી સીમન્ત**'—આ કાવ્યમાં સીમન્તના પ્રસંગે

કરવામા આવતી વિધિનું વર્ણન કરે છે 'પ્રાચીન કાવ્યમાળા અને કાવ્ય મણિમાળા ભાગ ૪' માં તે છપાયું છે. એમાં એકંદરે ત્રણ કડવા છે.

'શ્રીકૃષ્ણ નામમાહાત્મ્ય મંજરી'—આમાં શ્રીકૃષ્ણના નામના અલૌકિક મહિમાનું વર્ણન કર્યું છે. કૃષ્ણના નામ માત્રથી અનેકનો ઉદ્ધાર થયો છે, માટે તેનું અહર્નિશ રટણ કરવુ જોઈએ. આ કાવ્ય અજામિલાખ્યાનના જેવુ છે. તેમા અજામિલની આખ્યાયિકા મુખ્ય છે. જ્યારે આમા અજામિલ ઉપરાત બીજા ઘણાઓના દાખલા આપ્યા છે. કૃષ્ણના નામનો મહિમા જણાવતા કવિ કહે છે.

> કામધેનુ સુરદ્રુમ ચિંતામણિ કોટિકવારુ,
> કૃષ્ણ નામ સમ કો ન કહે લાજે મન મારું;
> તે માગ્યું આપે પણ હિત અહિત ન વિચારે,
> કૃષ્ણ નામ વણ માગ્યું દે શુભ અશુભ નિવારે.

* * *

છેવટ સિદ્ધાંત કરે છે.

> માટે લક્ષ વાતની વાત કહુ સમ ખાઈ,
> રહો કૃષ્ણ આ અવસર નથી મળવો ભાઈ.

તેમા એકદરે ૭૧ કડીઓ છે. આ કાવ્ય 'દયારામ કાવ્ય સુધા' માં છપાયું છે.

'ચિંતાચૂર્ણિકા'—ભક્તિમાર્ગમા ચિંતા એ મહાબાધક છે. ભગવાનનુ શરણ લેનારે કોઇ પણ પ્રકારની ચિતા કરવી નહિ. છતાં જીવસ્વભાવ એવો છે કે તે ચિંતાને વશ થઇ જાય છે. દયારામને પોતાને પણ કેટલીક વખત ચિંતાઓ ઘેરી લેતી. તેથી ચિંતાઓને દૂર કરવાના ઉપાય તરીકે આ કાવ્ય તેમને સ્ફુરેલુ. એ કાવ્ય એવું છે કે તેનું બરાબર મનન કરનાર પુરુષ ખરેખર ચિંતારહિત બને છે. એકંદરે-૬૧ કડીઓ તેમાં છે. તેની રચના પ્રભાત રાગમાં છે. 'દયારામ કાવ્ય સુધા'માં તે પ્રકટ થયું છે.

**શ્રી દશમસ્કંધલીલાનુક્રમણિકા**—આમાં ભાગવતના બારે સ્કંધની કથાઓનો ક્રમ જણાવેલ છે. અર્થાત્ આખા ભાગવતનો ટૂંક સાર ગુજરાતી પદ્યમા કવિએ રજુ કર્યો છે. તેમાં કુલે ૧૩૧ પદ છે. આ કાવ્ય મણિમાળામા તથા દયારામ કાવ્યસુધામાં છપાયું છે.

'**કાળજ્ઞાન સારાંશ**'—મૃત્યુ માણસને ક્યારે આવીને લઇ જશે તે કોઈ જાણી શકતુ નથી, પણ કવિ કેટલાક ચિહ્નો ઉપરથી તે વિષેનું સૂચન આ કાવ્યમા કરે છે. અલબત આમાં કવિએ આપેલી ગણત્રી પ્રમાણે મરણનો સમય જણાવવામા આવે છે. આ કાવ્ય રચવાનો કવિનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જો કોઈ પુરુષને લાંબુ આયુષ્ય ભોગવવું હોય તો તેણે શુદ્ધ આચરણવાળા થઇને બ્રહ્મચર્યના નિયમ પ્રમાણે જીવન ગાળવું અને ભગવાનનું ભજન કરવુ. ત્યાં કવિ કહે છે.

દુર્લભ મનુષ્યા દેહ છે આવે કોઈ એક વાર;
તે પામ્યાનો લાભ એ ભજવા નંદકુમાર.
જન્મ્યું તેને મરણ તો જ્યારે ત્યારે થાય;
પણ તેને ધન્ય જેહનો હરિ ભજતા દિન જાય.

આ પ્રમાણેનો બોધ કવિ આ કાવ્યમાં આપે છે આમાં કુલ ૮૨ પદ છે અને તે 'કાવ્ય મણિમાળા ભાગ ૧' માં તથા 'કાવ્યસુધા' મા પ્રકટ થયું છે.

'**શ્રીકૃષ્ણ જન્મ**'—નામના કાવ્યમાં કૃષ્ણના જન્મ પ્રસંગનું વર્ણન છે, અને તે 'ગરબા' ની ઢબનું છે.

'**કુંવરબાઇનું મામેરું**'—એ ધોળના રાગમાં છે. તેમાં નરસિંહ મહેતાની પુત્રીના સીમન્ત પ્રસંગે ભગવાને મામેરું પૂર્યું તેનું વર્ણન છે.

'**શ્રીકૃષ્ણ અકલ ચરિત્ર ચંદ્રિકા**'—હિન્દુસ્તાની ભાષાનું એક દુવૈયા છંદમાં છે. તેમાં ભગવાનનાં અકલિત ચરિત્રોનું વર્ણન

કર્યુ છે ભગવાનના ચરિત્રો મનુષ્યથી સમજાયા જાય તેવાં નથી. તેમની લીલાઓમા આપણને ઘણી વખત નિરર્દતા જણાય છે. આ વિરદ્ધધર્માશ્રયત્વના દ્દષ્ટાન્તો આ કાવ્યમા આપ્યા છે આ કાવ્ય 'કાવ્યસુધા' મા છપાયુ છે.

'રસિકરંજન'—એ રસિક વલ્લભની ઢબનુ મોટુ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તને ચર્ચતુ, હિંદુસ્તાની ભાષામા લખાયનુ કાવ્ય છે તેમા એકદરે ૧૭ પ્રકરણો છે અનન્યતા, ભગવદાશ્રયત્વ દીનતા, કૃપા, ભગવદિચ્છા વગેરે વિષયો એવી રીતે સમજાવ્યા છે કે ખરેખર તે રસિક પુરુષના મનને રજન કરે તેવુ છે. આમા કુડળીઓ, મત્તગયદ અને કવિતા એ મુખ્ય છદો છે. આ ગ્રથ કાવ્ય સુધામા છપાયો છે.

'સિદ્ધાંતસાર'—એ પણ શુદ્ધાદ્વૈત સિદ્ધાતનુ કાવ્ય વ્રજભાષામા છે તેમા એકદરે ૪૧ પદો છે, અને તે 'કાવ્યમણિમાલા ભાગ ૫'મા પ્રકટ થયુ છે

'શ્રીકૃષ્ણ સ્તવનામૃત'—આ કાવ્ય ૧૭૬ પદનુ વ્રજભાષામા છે તેમા શ્રીકૃષ્ણની ભક્તિ જીવનવેની માટેનુ અમૃત સમાન જણાવેલ છે એને 'કાવ્યમણિમાળા ભાગ ૫'મા પ્રસિદ્ધ થયુ છે.

'શ્રી ભક્તિવિધાન'—આ ગ્રથ પણ વ્રજભાષામા છે. આમા 'ભક્તિપોષણ'ની મફક શાસ્ત્રોના દોહનરૂપે ભક્તિતત્ત્વનુ વર્ણન કવિએ કર્યુ છે આમા કવિના પોતાના કેટલાક અનુભવો આપ્યા છે પુષ્ટિમાર્ગની ઉત્કૃષ્ટતાને કવિએ આમા જણાવેલ છે આમા શાસ્ત્રી વસતરામના કથન પ્રમાણે બીજા કવિઓની કેટલીક કડીઓ પેસી ગઈ છે કુલે ૨૩૧ કડીઓ છે આ ગ્રથ 'કાવ્ય મણિમાળા ભાગ ૫' મા છપાયો છે.

'પુષ્ટિપથસાર મણિદામ'—એ 'પુષ્ટિપથ રહસ્ય' ના. કવિના ગુજરાતી ગ્રંથના જેવો ગ્રથ વ્રજભાષામા છે

પુષ્ટિમાર્ગીય ભકતોએ કેવી રીતે વર્તવું તે તથા તે માર્ગમા સેવાતાં ઠાકોરજીના સેવ્યસ્વરૂપો, અષ્ટ સખા, તથા સાત ગાદીઓનાં વર્ણન આપ્યા છે. પુષ્ટિમાર્ગનો ઈતિહાસ જાણવામા આ ગ્રન્થ ઉપયુક્ત છે. કાવ્ય મણિમાળા ભાગ ૫ મા તે પ્રસિદ્ધ થયો છે.

'**વિજ્ઞપ્તિવિલાસ**' માં—કવિ પોતાના અપરાધો કલ્પીને ભગવાનને પોતામા દીનતાનો ભાવ સ્ફુરે માટે જૂદી જૂદી રીતે વિજ્ઞપ્તિ કરે છે આમાની કેટલીક ટૂકો 'રસિકવલ્લભ' માં પણ આવે છે. એકંદરે ૧૫૧ પદો છે. આ ગ્રન્થ કાવ્ય મણિમાળા ભા. ૫ માં પ્રકટ થયો છે.

'**નામપ્રભાવ બત્રીસી**'—દયારામના ગુરુએ 'કવિ કેવલ શ્રીકૃષ્ણકો, કીર્તનાહિ હે સાર' તે લીટી ઉપર એક કાવ્ય લખવાને સૂચવેલું, તેથી તેના ઉપર પોતે ૩૨ કડીઓનું જે કાવ્ય રચ્યું તે આ કાવ્ય છે. આમાં કૃષ્ણના નામનો પ્રભાવ વર્ણવ્યો છે. કાવ્ય મણિમાળા ભાગ ૫ મા તે પ્રકટ થયું છે. '**શ્રીકૃષ્ણ સ્તવન ચંદ્રિકા**' પણ આવુંજ વ્રજભાષાનું કાવ્ય છે. તેમા કુલ્લે ૧૬૬ કડીઓ છે.

'**શ્રી પુષ્ટિ ભકતરૂપ માલિકા**'—આમાં વલ્લભાચાર્યજીના ૮૪ વૈષ્ણવોની નામાવલી આપી છે. આ પદ વ્રજભાષામાં છે. તે કાવ્ય મણિમાળા ભા. ૫ માં પ્રસિદ્ધ થયું છે. આવુંજ '**ભકતવેલ**' નામનું કાવ્ય કવિએ રચ્યું છે અને તે કાવ્યસંગ્રહમાં છપાયું છે.

'**શ્રીહરિભક્તિ ચંદ્રિકા**'—એ ભક્તિપોષણ જેવોજ ઉત્તમ ગ્રન્થ ગુજરાતી ભાષામાં છે. આમાં કવિ ભગવદ્દભક્તના સ્વરૂપનો પરિચય કરાવે છે; આના આરંભમાં કવિ કહે છેઃ—

> હરિજન શ્રીહરિરૂપ છે. ઈષ્ટ દાસ વળી મિત્ર;
> કાંઈક કથુ યશ તેમના, રસના થવા પવિત્ર.

આમાં જૂદા જૂદા ભકતોની કથાઓ ટૂંકમાં આપી છે. પછી અન્તમાં ભગવદ્દભકતોનું સેવન કરવાનું કહે છે.

જેને પુરષોત્તમ કરવા પ્રસન્ન, તે તદીયનું કરે છે ભજન.
હરિભજને ભક્તો સહુ આવે, ભક્ત ભજને પ્રભુને બહુ ભાવે.

આમા એકંદરે ૨૩૪ કડીઓ છે. આ કાવ્ય પ્રથમ 'પુષ્ટિભક્તિ સુધા' મા છપાયુ હતું; પાછળથી તે કાવ્યમણિમાળા ભાગ ૫ મા છપાયુ છે.

'**હરિહર તારતમ્ય**'—આ ગ્રન્થ ગદ્યમા છે તેમા હરિ અને હરના સ્વરૂપનુ તારતમ્ય કેવી રીતનુ છે તે કવિ જણાવે છે આ ગ્રન્થ કવિના ગદ્ય લખાણના નમૂના રૂપે છે. તે પ્રથમ 'ગુજરાતી'ના દિવાળીના અંકમા પ્રથમ છપાયો હતો અને પાછળથી 'કાવ્યમણિમાળાના ભાગ ૫' મા છપાયો છે

'**પ્રશ્નોત્તરમાલા**'—આ કાવ્ય નથી; પણ પ્રશ્ન અને ઉત્તરરૂપે કવિના ગદ્ય લખાણના નમૂના રૂપે છે. તે પ્રાચીન કાવ્યમાળા ભાગ ૧ મા તથા દયારામ કાવ્યમણિમાળા ભાગ ૫ મા છપાયો છે. આમા કવિએ ભલભલાની પણ બુદ્ધિને કસે એવા કૂટ પ્રશ્નો પૂછ્યા છે અને તેના ઉત્તરો પણ પોતેજ તેમા આપ્યા છે.

'**ષડૃતુ વર્ણન**'—આ કાવ્ય વર્ષની ૭ ઋતુઓ ઉપર છે. ઋતુઓ કૃષ્ણની લીલામા ઉદ્દીપન વિભાવ તરીકે કેવી રીતે ઉપયોગી થાય છે તે તેમા જણાવ્યુ છે. ખાસ કરીને ભક્તના પ્રભુવિરહમા તે ઋતુઓ તેના મન ઉપર કેવી અસર કરે છે તેજ આનો મુખ્ય વિષય છે. કાલીદાસના 'ઋતુસંહાર' અને અંગ્રેજી કવિ Thomsonના Seasons નામના કાવ્યોના જેવુ આ કાવ્ય છે. પણ ફેર માત્ર એટલોજ છે કે આમાં કવિ ભક્તની વિરહદશાને જણાવે છે. આ કાવ્યની ભાષા બીજાં કાવ્યો કરતા વધારે શિષ્ટ અને ઉંચી તથા અલંકારિક છે. આને કવિનું પ્રકૃતિકાવ્ય Nature Poem તરીકે કહી શકીએ. આ કાવ્ય પ્રથમ 'પુષ્ટિભક્તિ સુધા' માસિકમા છપાયુ હતું. પાછળથી દયારામ કાવ્ય મણિમાળા ભા. ૫ માં છપાયુ છે.

**'પ્રબોધબાવની'**—આ કાવ્યમાં કવિએ લોકમાં પ્રચલિત કેટલીક કહેવતોમાંથી બાવન કહેવતો પસંદ કરીને, તે દરેક ઉપર ભક્તિમાર્ગની દષ્ટિએ એક એક એમ બાવન કુંડળીઆ રચ્યા છે. આ તમામ કુંડળીઆ પ્રબોધાત્મક—ઉપદેશાત્મક છે. માટે આ કાવ્યનું નામ 'પ્રબોધબાવની' રાખ્યું છે. અહિંઆ એક કહેવત 'પારસમણિને વાટકે ભટજી માગે ભીખ' એની ઉપર કુંડળીઓ કેવી રીતનો રચ્યો છે તે જણાવવાને નીચે તેને ઉતારીશું:—

" પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ."
ભટજી માગે ભીખ, નામ ચિંતામણિ હરિનું;
સકળ મનોરથ સેંજ, સિદ્ધ ઔષધ નથી કરીનું.
તે તજી કૂટે કઠિણ યોગ, તપ, વ્રત, યમ, દીક્ષા;
ત્યાગી નવનીત તક્ર શુક્લ લે ઉંધી પરીક્ષા,
પરીજ્ઞાન પોતા કને, શ્રુતિ ન પામ્યો શીખ;
' પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ.'

આવીજ રીતે ' જતુ ન જાણ્યું નાગરી, મૂશળ, પુંજમાંય.' ' તરસ્યો ખોદે કૂપજળ, પ્રકટ પીએ નહીં ગંગ' 'મશાણ મોદકમાં કરહા, ઉનાયચીનો સ્વાદ', 'ગાંગડતુંજ પલાણીએ. ઉંટ તણી એ રીત' ' ડટા માજે ખાળમા, રહે ઉઘાડા દ્વાર', 'લંકા પામ્યો લૂંટવા, મૂશળ આવ્યું હાથ' વગેરે બાવન કહેવતો લીધી છે. આ કાવ્ય કાવ્યમણિમાળા ભાગ ૩ મા છપાયું છે.

**' મનમતિસંવાદ '**—આમાં મન અને મતિ એ બન્ને વચ્ચેનો સંવાદ કવિ કલ્પે છે મનનો સ્વભાવ ચંચળ અને ભટકેલ છે તેથી મતિ એને ભગવાનમાંજ મગ્ન થવાને સમજાવે છે. આ પણ કવિની ઉપદેશાત્મક કવિતા છે. તે બન્નેનો સંવાદ એવી સરળ રીતે મૂક્યો છે. કે સૌ કોઈ સમજી શકે એમ છે. જેમકે—

**મન**—મન કહે છે સુણ સુમતિ, મારે દુઃખ છે મોટું;
સમજું છું હરિભજન (જ) વડું, વિષયસુખ ખોટું.

પણ નિશ્ચલ બનતુ નથી, કામ દામ મત જાય;
કઈ જદ્દવા તદ્દવા બને, કયમ રીઝે વ્રજરાય?
મતિ કહે કયમ કરૂં.

આનો ઉત્તર મતિ આપે છે.

**મતિ**—રે મન! હુ સમઝી તુ દુઃખીઓ માટે રોય;
પણ એનો ક્યા પાર, જન્મ સહુ એમા ખોય.
હજુ તૃષ્ણા નથી ત્રુટતી, ક્યારે ગોવિંદ ગાશ;
'ભાણે ભર્યે ના તોખિયો, કર ચાટયે શુ ધ્રાશ'
વિચારી જો હદે

આ રીતે એકદરે ૭૭ કડીઓનો સવાદ છે આની રચના 'બ્રાહ્મણ ભક્તિ સવાદ' ના જેવી છે કવિ આનુ નામ 'નાટક' આપે છે પણ નાટ્ય શાસ્ત્રમા આપેલી નાટકની વ્યાખ્યા પ્રમાણે આ નામ બધબેસતુ નથી આ કાવ્ય અખાના 'ચિદ્ અચિત સવાદ' ના જેવુ છે આ દયારામ કાવ્યમણિમાળા ભાગ ૭ જામા છપાયુ છે

'પ્રેમરસ ગીતા'—એમા શ્રીમદ્ ભાગવતના ભ્રમર ગીત' નો અનુવાદ છે શ્રીકૃષ્ણે મથુરામાં કસને માર્યા પછી ગોકુળમા નદ તથા ગોપગોપીઓને સદેશો મોકલવાને ઉદ્ધવને મોકલ્યા હતા; આથી ઉદ્ધવ ગોકુળ ગયા અને તેમને કૃષ્ણ ત્રિભેના સમાચાર જણાવ્યા આ સમાચાર સાભળીને યશોદા, નદ તેમજ ગોપીઓ ઉપર અસર કેવી રીતે થયેલી તે આ કાવ્યમા જણાવ્યુ છે વળી આમા ગોપીઓ અને ઉદ્ધવની વચ્ચે થયેલો સવાદ બહુજ સુદર રીતે આપ્યો છે ગોપીઓ શ્રીકૃષ્ણના વિરહમા અત્યન્ત દુઃખમા ડૂબી ગયા છે, તેથી તેમને કઈ પણ ચેન પડતુ નથી કૃષ્ણના પ્રેમને સભારી સભારીને તે ખૂબ રડે છે. આથી ઉદ્ધવ તેમને એવો ઉપદેશ આપે છે 'ભગવાન્ તો નિરાકાર છે અને સર્વવ્યાપક છે માટે તેમનુ યોગથી ધ્યાન કરવુ. એમ કરવાથી ગોપીઓને થતુ વિરહદુઃખ

રહેશે નહિ' ગોપીઓ ઉદ્ધવના આ ઉપદેશની અવગણના કરે છે. તેઓ કહે છે 'અમારે સાકાર બ્રહ્મનું કામ છે, નિરાકારનુ નહિ. માટે અમારે યોગ જોઈતા નથી અમે તો ભગવાનની પ્રેમ-ભક્તિજ માગીએ છીએ.' ઉદ્ધવના શબ્દોનો ઉત્તર આપતા ગોપીઓ કહે છે.

"કાશી જઈ તમે જોગ સાધો હમારે નથી કામનો;
હમારે એક આસરો છે, અમળ સુંદીર શ્યામનો
હમારા ઉર સ્નેહભર્યાં ત્યાહા, જોગ બિચારો કયાહા કરે?
પાટુવા ખાઈ પ્રેમના રે, અથડાઈને એગે મરે
નદનદન નગદી નાણુ, પ્રગટ દષ્ટે જોઈએ,
જોગ જગ્નમા પડવા શીદ, વૃથા તે દિન ખોઈયે.
પતિવ્રતાનો નહીં ધરમ, તજિ એક પતિ બીજો ભજે;
કહિયે તે વ્યભિચારિણી રે, બીજો ગ્રહી પ્હેનો તજે.
સત્તા રૂપે જુઓ ઓદ્ધવ, તમારે તે સાર છે,
દયાના પ્રભુ પ્રાણુવલ્લભ, હમારે આધાર છે

આ રીતે સ્પષ્ટ શબ્દોમા જણાવે છે કે નિરાકાર બ્રહ્મ જે સત્તારૂપે છે અને સર્વત્ર વ્યાપક છે તે ઉદ્ધવજીને માટે છે, પણ ગોપીઓનુ ચિત્ત તો સાકાર કૃષ્ણુમા જોડાયલુ છે પ્રેમભકિત વગરનુ જીવન વિષ સમાન છે.

ઝેર સરીખુ સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરૂં;
જેહને જે સુખ ટક્યુ મનને, પ્રાણ ગયે ન કરે પરૂં
પ્રીત કેરી રીત ઓદ્ધવ, શીખવી નવ્ય આવડે;
સદા ને સાચી નિભે રે, જૂઠી તો દીઠી પડે.

આ પછી સાચી પ્રીત અને ખોટી પ્રીત કેવા પ્રકારની હોય છે તે સમજાવતા નીચે પ્રમાણે દષ્ટાંતો આપે છે.—

દાદુર મીન એક ઠોરના તેને, વારિ તે વ્હાલુ સહુ.
પણ સમો આવે પરીક્ષાપે પ્રીત પ્રીતમાં ફેર બહુ.

જળ વિના દાદુર પંકમાં રે, પડી રાખે જ્યમ દેહને;
જુઓ મચ્છજળથી વિછરતાં, તજે પ્રાણ ધન્ય એહને.

આમ દૃષ્ટાન્ત આપીને પછી જણાવે છે કે તેવીજ રીતે જ્ઞાની અને ભક્તમા પણ ફેર છે.

જ્ઞાની પ્રેમી બેમાં ઓધવ, જેવો અંતર એટલો;
દયાના પ્રભુ પ્રાણ વલ્લભ, જાણે તેહને તેટલો.

ઉદ્ધવ 'યોગ' ની વકીલાત કરે છે, પણ ગોપીઓને તે રુચતું નથી. યોગ એ અજીઠા જેવો છે. તેનાથી શો લાભ? પ્રેમ એ પ્રત્યક્ષ અગ્નિ છે અને યોગ એ પત્થરનો અગ્નિ છે. એવી રીતે યોગ અને પ્રેમભક્તિનો વિરોધ ત્યાં દેખાડયો છે.

અજીઠા સરખા જોગને શું, પાથરીએ કે પેરીએ;
પ્રત્યક્ષ પાવક પરહરી શીદ, પથ્થરમા શીર ફોડીએ?

આ પ્રમાણે ગોપીઓના વચનો સાભળીને કવિ કહે છે, ઉદ્ધવ નિરુત્તર થઈ ગયા અને કહે છે 'ગુરુ થવા આવ્યા હતા પણ શિષ્ય થયા શ્યામા તણા.' આ આખા કાવ્યનો ધ્વન્યર્થ જ્ઞાન કરતાં પ્રેમના અધિકયમા છે. પ્રેમાનંદે પણ આનો આજ વિષય 'ભ્રમરગીતા' ના નામથી વર્ણવ્યો છે, પણ દયારામનું આ કાવ્ય પ્રેમાનદના કાવ્ય કરતા ભાવના વર્ણનમા વધારે સારૂં છે એમ વાચકને જણાયા વગર રહેશે નહિ. વળી પ્રેમાનંદના 'ભ્રમરગીતા' નામ કરતા દયારામનું 'પ્રેમ રસ ગીતા' એ નામ વધારે અર્થયુક્ત છે. કારણકે આ કાવ્યનો મુખ્ય વિષય 'પ્રેમભક્તિ' જ છે. ભ્રમરને સબોધીને કરવામા આવેલી ઉક્તિ તે પ્રાસગિક છે. આમા કુલ ૨૧ પદ છે. દરેકમા 'રસિકવલ્લભ'ની માફક શરૂઆતની ચાર લીટીઓની બે કડીઓ 'રામગ્રી' રાગમા અને પછી દશ લીટીઓની પાચ કડીઓનો ઢાળ છે. 'દયારામ કાવ્યસગ્રહ' તથા 'કાવ્યમણિમાળા ભાગ ૩' મા તે પ્રસિદ્ધ થએલ છે.

'પ્રેમપરીક્ષા'—નામનું બીજું કાવ્ય પણ આજ વિષયનું છે, તેમાં પણ જ્ઞાન તથા યોગ કરતાં પ્રેમની ઉત્કૃષ્ટતા દર્શાવી છે. પ્રેમ એ અનુભવસ વેદ્ય છે. તેનું વર્ણન બીજાના આગળ કરવાથી તે સમજી શકાય તેમ નથી. જેને તેનો અનુભવ થાય તેજ એ પ્રેમને સમજી શકે. ત્યા સુધી એ પ્રેમની ગમ ન પડી હોય ત્યા સુધીજ જ્ઞાન વગેરે ગમે છે.

> છે અગમ પથ સ્નેહનો રે, ઓધવજી નથી દીઠે,
> ત્યા લગી જ્ઞાન ગોઠે રે, જોગ પણ છે મીઠો.

જેનું ચિત્ત જગતમા ભમતુ હોય તે જ યોગનો આશ્રય લે, પણ જેનુ ભગવાનમા હોય તેને યોગ નકામો છે.

> જોગ તો તેને જોઈયે રે, જેનું મન જગમા ભમે,
> તે તો અચળ હમાકે રે, ચિત્ત રસિયામા રમે.

વળી કહે છે:—

> તમારા તો હરિ સઘળે રે, અમારા તો એક ગ્યળે;
> તમે રીઝો ચાંદરણે રે, અમો રીઝૂ ચંદ્ર મળે

યોગ એટલે ચાંદરણુ અને ભક્તિ એટલે ચંદ્ર; એ રીતે આમા પણ 'પ્રેમરસગીતા' ની માફક વિરોધ દેખાડીને ભક્તિની ઉત્તમતા જણાવી છે.

'રસિયાજીના મહિના'—વર્ષના તેર માસમા ભક્તનું જીવન, કેવી રીતે ભગવદ્ગુણગાનમાં વ્યતીત થવુ જોઈએ તે એમાં જણાવ્યુ છે. આ કાવ્ય 'ગરબી' ના રૂપમાં છે અને તે લોક પ્રચલિત છે, આવીજ રીતનુ 'વહાલાજીના મહિના' નું કાવ્ય છે.

'દાણચાતુરી'—વૃંદાવનના ઘાટમાં કૃષ્ણ ઉભા રહીને જે જે ગોપીઓ મહી વેચવાને મથુરા જતાં હતાં તેમને પોતે રોકીને તેમની પાસે કેવી રીતે દાણ લેતા હતા તે વિષય આમાં વર્ણવ્યો છે. એ ગરબાના રૂપમા છે. એકંદરે તેમાં ૬૪ કડીઓ છે. પ્રાચીન

કાવ્યમાળામા તે પ્રસિદ્ધ થયું છે. આવું એક 'બાળલીલા' નામનું કાવ્ય છે, તેમા કૃષ્ણની બાળલીલાનું વર્ણન છે.

**'મીરાંબાઈ ચરિત્ર'**—એ 'કુંવરબાઈના મામેરા' જેવુ કાવ્ય છે, અને તેમાં મીરાંબાઈના જીવનનો ઇતિહાસ આપ્યો છે. ઐતિહાસિક દૃષ્ટિએ પણ આ કાવ્ય ઘણુંજ કીંમતિ છે.

**'ભક્તિવેલ'**—'ચોરાશી વૈષ્ણવનુ ધોળ' તથા 'વલ્લભનો પરિવાર' એ પણ ઐતિહાસિક કાવ્યો છે. તેમા ભક્તિમાર્ગના મહાન્ ભક્તો પુષ્ટિમાર્ગના ૮૪ વૈષ્ણવો તથા વલ્લભાચાર્યના વંશજોના ઉલ્લેખો કર્યા છે.

**'પંદર તિથિ'**—એ નામનાં બે કાવ્યો છે. એક દયારામ કાવ્ય-સંગ્રહના પૃ. ૧૩૩ ઉપર અને બીજું પૃ ૧૫ ઉપર છપાયું છે. બને ગરબાઓ છે, પણ પૃ ૧૩૩ ઉપરનું કાવ્ય ઉદ્ધવને ઉદ્દેશીને ગોપીઓની ઉક્તિના રૂપે છે. પૃ. ૧૫૦ ઉપરનું કાવ્ય ભ્રમરને ઉદ્દેશીને છે. પ્રથમમા પ્રેમની યોગ કરતા અધિકતા અને બીજાનો વિષય કેવલ પ્રેમભક્તિનુ પ્રતિપાદન કરેલ છે પ્રથમમા સંયોગદશાના પ્રેમનુ સંભારણુ છે. બીજામા વિરહાવસ્થાના ઉદ્‌ગારો છે.

રાધા વિષેના કાવ્યોમાં 'રાધાજીનો વિવાહખેલ', 'રાધિકાનાં વખાણ' અને 'રાધિકાનુ સ્વપ્ન' એ મુખ્ય છે. એ પ્રસગના વિષયો ભાગવતને અનુસરીને નથી, પણ અન્ય પુરાણ તથા બીજાં પ્રાકૃત સાહિત્યને અનુસરીને છે 'રાધિકાનાં વખાણ'મા રાધાના પ્રત્યેક અંગના સાદર્યનુ વર્ણન કરે છે એ વર્ણન પ્રેમાનદના 'નળાખ્યાન' માં દમયંતીનાં વર્ણન સાથે કંઇક અંશે મળતું આવે છે. પણ દયારામનું આ વર્ણન તદ્દન સ્વતંત્ર છે. આ બધા કાવ્ય સંગ્રહમાં તથા મણિમાલા ભાગ ૪ મા છપાયાં છે.

**'ચેતવણી અને ચાતુરીના ગરબો'**—એમા ભક્તે વ્યવહારમા કેવી રીતે વર્તવું જોઈએ તેનો ચિતાર આપ્યો છે. આ બંનેમાં

કવિએ ભક્તની નીતિનેજ વર્ણવી છે. સામળ કવિએ જેમ છપ્પામા અને ચોપાઈમા નીતિ વિષેના પોતાના વિચાર દર્શાવ્યા છે તેમ આ કવિએ 'પદ' અને 'ગરબી'મા નીતિ વિષે પોતાના વિચાર જણાવ્યા છે 'ચેતવણી'મા કવિ મનુષ્યને ચેતાવે છે કે 'આ સસાર મિથ્યા છે અને આ જીદગીનો ભરોસો નથી માટે મનુષ્યે પારલૌકિક જીવનની તૈયારી વેળાસર કરી લેવી જોઈએ મનુષ્યજન્મ ધારણ કરીને જો હરિના ગુણ ના ગાયા અગર પ્રભુ સેવા ન કરી તો તે પુરુષનુ જીવન વ્યર્થ ગયુ છે ભક્તિ વગર માણસને લક્ષચોરાસીના ફેરામા ફરવુ પડશે માટે તેમાથી બચવાને તેણે ભગવાનની ભક્તિ કરવી' એવી ચેતવણી તેમા આપે છે 'ચાતુરીના ગરબા'મા માણસે દુનિયામા કેવી ચતુરાઈથી રહેવુ તે જણાવે છે ભગવાનના ભક્તોએ સસારના વ્યવહારમા પણ સાચા રહેવુ જોઈએ નહિ તો દુનિયાના લોકો તેમને ઝપવા નહિ દે માટે તેમણે પોતાનુ જીવન અમુક નીતિના સિદ્ધાતોથી નિયમિત કરવુ જોઈએ તે માટે નીચે પ્રમાણે કેટલાક નીતિના સૂત્રો કવિ તેમા રજુ કરે છે —

> સાહસ કર્મ ન કરીયે કદાપિ ડરીયે હરિ જગને મારેજી
> ઉતરેલુ જળ મોતીનુ ન ચડે, નણુ કોટી પ્રકારે
> રીતે ચાલતા દુખ પડે તો, ભલુ સુખ અનીતે કુડજી,
> એસી નાવ બુડે નહીં કેહેવત તરી Cતરે તે દે બુડ
>
> *           *           *
>
> આપ વખાણુ અનરની નિદા, પર પત્નીસુ હાસ્યજી
> અતિ ભાષણ કટુ જીભ ચલાવે, મ્હોટપણાનો નાશ
> સુખ આવે છકી નવ જઈએ, દુખ આવે ન ડગીએ,
> આપણુથી અધિકાને જોઈને, ગર્વ ક્લેશને હરિયે
>
> *           *           *

લાખ ગમાવી સાખ રાખજો, સાખે મળશે લાખજી;
લાખ ખરચતા સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ.

આ પ્રમાણે એકદરે ૫૮ નીતિના સૂત્રો આ કાવ્યમા આપ્યા છે, તે મણિમાલા ભાગ ૩ મા છપાયો છે

'મનપ્રબોધ'—પણ આજ પ્રકારનુ ઉપદેશાત્મક કાવ્ય છે. તેમા મૂળાક્ષરના તમામ વર્ણોને એક પછી એક લીધા છે અને દરેકના ઉપર એક એક કડી યોજી છે. જેમકે,

મમ્મા મોટાથી મોટાથી મોટુ નાણુ રે, કળિમા શ્રીકૃષ્ણનુ નામ;
સાધન સરવેતણુ એ શિરોમણિ રે, શ્રમવિના મળે ઘનશ્યામ
યય્યા યત્ને પ્રયત્ને નાશજો રે, તમે દુષ્ટ સગથી દૂર;
ભાવ ભક્તિ હરિ ભૂલાવશે રે, ક્ષણમા ચાવી કરશે ચૂર.
રર્‍રા રસિક શિરોમણિ શ્યામશુ રે, તુને લાગે જો સાચો રગ,
સેહેજે સર્વ સુખ આવી મળે રે, ત્હારુ દુઃખ સર્વ થાય ભગ

આ કાવ્ય મણિમાલા ભાગ ૩ મા છપાયુ છે

'હનુમાન ગરુડ સંવાદ'—ની લાવણીમા મર્યાદા પુરુષોત્તમ રામ અને પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણની એકતા દેખાડવામા આવી છે હનુમાન એ રામદૂત છે અને ગરુડ એ વિષ્ણુનુ વાહન છે. શ્રીકૃષ્ણની દ્વારિકાના બાગમા ગરુડ ચોકી કરતો હતો, ત્યા હનુમાનજી તેને મળ્યા અને તે બાગના ફળ બગાડવા લાગ્યા આથી ગરડ તેમની ઉપર ક્રોધે ભરાયો અને વાડીમાથી બહાર નીકળવાને કહ્યુ પણ હનુમાને માન્યુ નહિ બને એકબીજા સાથે વાદવિવાદ કરવા લાગ્યા ગરુડ કહે છે, 'અલ્યા હનુમાન ! તારા તો ત્રણ બાપ છે છતા તારી મા કુમારી કહેવાય છે. શા માટે તુ આટનુ બધુ મારી સામે બોલે છે?' ત્યારે હનુમાને કહ્યુ, 'તુ શોકયની દાસીનો છોકરો, તારો ભાઈ બિચારો પાગળો છે તારે કઈ પણ ઠેકાણુ જ નથી તેથી સૂરજનો સારથિ થઈને આમતેમ ભટકયા કરે છે. વળી તુ તારા ઓરમાન ભાઈને પણ મારે છે ! તો શા માટે તુ

આટલો બધો મારા સામો બકવાટ કરે છે?' આ પછી તેઓ બંને રામ અને કૃષ્ણના દૂષણો દેખાડે છે. પણ છેવટે રામ અને કૃષ્ણ એકજ છે એવો સિદ્ધાંત કવિ દેખાડે છે. તે મણિમાલા ભાગ ૩ માં છપાયો છે.

'સતસૈયા'—એ મોટું વ્રજભાષામાં રચેલું કાવ્ય છે. તેમાં એકંદરે ૭૩૧ દૂહા છે. આ કાવ્ય તથા તેના ઉપરની ટીકા કવિ નર્મદે કાવ્યસંગ્રહ ભાગ ૨ મા છપાવ્યાં છે. તેમા જણાવવામાં આવ્યું છે કે એ કાવ્ય ઉપરની ટીકા પણ કવિએ પોતેજ રચેલી છે. આ 'સતસૈયા' ને બિહારી કવિના 'સતસૈયા' જેવું છે. આ ગ્રન્થ વિષે એવો ઇતિહાસ છે કે અલીકદેપુરના દરબારમાં કોઈ ચારણે બિહારી સતસૈયામાનો એક દોહરો ગાયો. તેજ વખતે બીજા એક માણસે દયારામના સતસૈયામાંનો ગાયો. પછી દરબારે પૂછ્યું-'આ બેમાથી કયો દોહરો વધારે સારો છે?' ચારણે જવાબ આપ્યો, 'મહારાજ! બને દોહરા સરખા છે.' ત્યારે દરબારે કહ્યું, તમારૂં કહેવું ખરૂં છે, પણ દયારામના સતસૈયા ચડી જાય; કારણકે બિહારીએ લૌકિક શૃંગાર ગાયો છે અને દયારામે અલૌકિક શૃંગાર ગાયો છે, (જુઓ રા. ગોદીકૃત 'દયારામ') 'સતસૈયા' ગ્રન્થ ટીકા વગર એમને એમ સમજાય તેવો નથી. પણ કવિની પોતાની રચેલી ટીકાથી તે સુગમ થઈ શકે છે. 'સતસૈયા' ના એક એક દોહરામાં જ્ઞાન અને ભક્તિરસ ઉભરાય છે. કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ રસ અને નાયિકાના જૂદા જૂદા ભેદો સમજવામાં પણ આ કાવ્ય ઘણું ઉપયુક્ત થાય એમ છે. ખંડિતા નાયિકા, પ્રોષિતભર્તૃકા, ક્રિયાવિદિગ્ધા, વાક્‌વિગ્ધા, ખંડિતવિગ્ધા, સ્વયંદૂતિકા, અનસૂયા, ખંડિતા અધિરા, ખંડિતા ધીરા, ખંડિતા ધીરા ધીરા કલહાતરિતા, ઉત્કંઠિતા, રૂપગર્વિતા, કૃષ્ણાભિસારિકા, ગોત્સ્નાભિસારિકા, જ્ઞાતઅજ્ઞાત યૌવના, દિવાભિસારિકા, સ્વાધીનપતિકા, સ્વકીયા, મુગ્ધા, વાસકસજ્જા, વિપ્રલબ્ધા, આગમપતિકા, લક્ષિતા, પ્રેમગર્વિતા, મુદિતા, માનવતી, ઈત્યાદિ નાયિકાના પ્રકારોના વર્ણનવાંચતાં કવિની કાવ્યશક્તિ માટે

આપણામાં ઊંચો અભિપ્રાય બધાય છે, તેમજ અન્તે શબ્દાલંકાર તથા ચિત્રાલંકારના ભેદો જેવા કે ગોમુત્રગતિ, અશ્વગતિ, કપાટબંધ, ધનુષબંધ, કમળબંધ, હારબંધ, તથા છત્રબંધ તેમજ—

નૈ નૈ નૈ ની નૈ ન નૈ નૈં ના ના ન ન નૂ ન
નૌ ના ના નૈ ના નુ ના, ના ન ન નૄ નૄ નૂ ન

જેવા એકાક્ષર દ્વયાક્ષર, તેમજ પ્રત્યક્ષરાર્થ, પ્રતિપદાક્ષર તથા પ્રશ્નોત્તર અને ગતાગત વર્ણના દુહાઓ કવિનું અનુપમ કાવ્યચાતુર્ય જણાય છે આખા ગ્રંથમાં પ્રેમવર્ણન, રૂપવર્ણન, અંગવર્ણન, ભક્તિપ્રકરણ, વારપ્રકરણ, નામમાહાત્મ્ય, આશ્રય, વિવેકશિક્ષા, પ્રસ્તાવ પ્રકરણ તથા કઠિણાર્થ પ્રકરણ છે. આખું કાવ્ય જાણે રસશાસ્ત્રની પરિભાષાને સમજાવવાને ઉદાહરણ રૂપે લખ્યું ન હોય એમ સમજાય છે

આવું જ બીજું વ્રજ ભાષાનું કાવ્ય 'વસ્તુવૃંદદીપિકા' છે. તેમા એકથી શરૂ કરીને ૧૦૮ ના આંક સુધીની સંખ્યાને લેઈને તે તે સંખ્યાની વસ્તુઓના પ્રસિદ્ધ સમૂહને વર્ણવેલ છે કાવ્યાત્મક શબ્દકોષ જેવો આ ગ્રન્થ છે. સંવત ૧૮૭૪ મા તે ગ્રન્થ રચવામા આવ્યો હતો. આ ગ્રન્થ કાવ્યસંગ્રહમા છપાયો છે.

'સારાવલિ'—એ શ્રીમદ્ ભાગવતાનુક્રમણિકા જેવો ગુજરાતી ગ્રંથ છે. તે ગ્રંથ ગુરુની આજ્ઞાથી કવિએ રચ્યો હતો. 'કૃષ્ણનું ચરિત્ર' તેમા રસિક રીતે વર્ણવામા આવ્યું છે. ચરિત્રને અન્તે કૃષ્ણ અને રુકિમણી વચ્ચેનો વાર્તાલાપનો પ્રસંગ યોજ્યો છે. નીચેની લીટીઓમા યમુનાની સઘનકુંજમા બેઠેલા કૃષ્ણને ઉદ્દેશીને એક સખીએ કરેલું વૃંદાવનનું વર્ણન કેટલું રસિક છે તે વાચકો પોતાની મેળે સમજી લેશે:—

વૃંદાવન ફૂલ્યું નંદનવન સઘન કુંજ બહુ ભાત:
હરિ પ્રતીત મુકુલિત દ્રુમપલ્લવ, મુખરિત મધુકર પાત-

રથળ સ્થળ દ્વિજવર ધુનિ સંભળાયે, મધુર ભૃંગ ગુંજાર;
જાણે મન્મથ મળી કુસુમાકર, ફૂલી કરે વિહાર.
સર્વસ્વ ગુણ ત્હમને દર્શાવા, સ્મર વસંત મળી આવ્યા;
મધુર માધુરી મુકુલિત પલ્લવ, ત્હેણે મન મનાવ્યાં.
ગોવર્ધનનાં શિખર સુભગપર, ફૂલ્યા કુસુમ પલાશ;
સહજ સુરત સુખ દે સંયોગીને, વિરહીને કરે ઉદાસ.

આવાં આવાં રસિક વર્ણનો તેમાં છે.+

લીલાના પણ કવિએ કેટલાંક કાવ્યો લખ્યાં છે: જેમ 'પત્રલીલા' 'કમળલીલા' 'રૂપલીલા' અને 'મુરલીલીલા.' કાલીયનાગના રહેઠાણુ યમુનાના ધરામાથી કમળ લાવવાની આજ્ઞા નંદને કંસ તરફથી કરવામાં આવી હતી, તેથી કૃષ્ણ તે લેવાને જાય. તે પ્રસંગનું કાવ્ય તે 'કમળલીલા' છે. નરસિંહ અને પ્રેમાનંદના 'નાગદમન' જેવુંજ એ મનોહર કાવ્ય છે. રૂપલીલામાં કૃષ્ણના અનેક રૂપો જોઈને રાધા આશ્ચર્યથી ચકિત થાય છે અને કૃષ્ણનું ખરૂં રૂપ શું છે તે જાણવાને લલિતાદ્વારા કેટલીક યુક્તિઓ કરે છે; પણ તે તમામમાં નિષ્ફળતા મળે છે. એ વિષય આપવામાં આવ્યો છે. 'મુરલીલીલા' માં રાધા તથા ગોપિકાઓ કૃષ્ણના અધરામૃતનું પાન કરતી મુરલીની ઈર્ષા કરે છે; અને છેવટે મુરલી ઉપર વેર લેવાને આખા વાંસના વનને તેઓ બાળી મૂકે છે; એ પ્રસંગ કવિની કલ્પનાએ ઉપજાવી કાઢ્યો છે. આમાં સ્ત્રીઓના સ્વભાવનું આબેહૂબ વર્ણન આપ્યું છે.

આ ઉપરાંત બીજાં અસંખ્ય પદો અને ગરબીઓ કવિએ રચેલાં છે. તેમાંના કેટલાંક 'કાવ્યસંગ્રહ', 'કાવ્યસુધા' તથા 'કાવ્યમણિમાળા' ના જૂદા જૂદા ભાગોમાં છપાયાં છે. આ બધાં

---

+ ધવલ ધન્યાશ્રી રાગનાં કેટલાંક અપ્રસિદ્ધ કાવ્યો મોટા પ્રમાણમાં મળી આવ્યાં છે, તે 'અનુગ્રહ' માસિકમાં છપાય છે, આ માટે શ્રી જોષી જીવણલાલ તથા શ્રી શાસ્ત્રી કેશવરામને ધન્યવાદ.

કાવ્યો ઉપર દૃષ્ટિ નાખતાં કવિનું કાવ્ય સાહિત્ય કેટલું વિપુલ હતું તેનો કંઈક ખ્યાલ આપણને આવશે.

* * *

આ તમામ કાવ્યોમાં એકજ વસ્તુ છે અને તે કૃષ્ણભક્તિ. કૃષ્ણભક્તિ એજ દયારામની કવિતાનો આત્મા. તેને જો દૂર કરવામાં આવે તો તે કવિતા રસશૂન્ય થઈ જાય. અગાઉ જણાવ્યા મુજબ કવિતા લખવી તે તેમનું ધ્યેય નહોતું; પણ પોતાના સેવ્ય પરમાત્મા કૃષ્ણનું ગુણગાન કરવું તેજ તેમનું ધ્યેય હતું. આ કાર્ય માટે તેમણે કવિતાને સાધનરૂપ બનાવી હતી. છતા કૃષ્ણભક્તિને મુખ્ય વિષય રાખીને તેમની કવિતા અનેકરૂપે પ્રકટી હતી. આથી તેમની કવિતાનાં અનેક સ્વરૂપો હતા. અનેક રાગરાગણીઓ અને છંદોથી તે વિભૂષિત હતી. આ તમામ કાવ્યોનું જો આપણે વિષય પ્રમાણે વર્ગીકરણ કરીએ તો ગો. વા. મૂળચંદ્ર તુલસીદાસે સૂચવેલા સિદ્ધાન્ત પ્રમાણે નીચે પ્રમાણે તેના મુખ્ય ભેદો પાડી શકાય.

( દયારામભાઈના કાવ્ય વિષયો )




ભગવતલ્લીલાના ગુણાનુવાદ ભાવાત્મક વિભાગમાં દયારામની શૃંગારની ગરબીઓ, કમળલીલા, દાણલીલા, રાસલીલા, મુરલીલીલા, પત્રલીલા અને રૂપલીલા વગેરે કાવ્યોનો સમાવેશ થાય છે. આખ્યાનાત્મકમાં 'રુકિમણી વિવાહ', 'સત્યભામા વિવાહ', 'રૂકિમણીનું સીમન્ત', 'નાગજાતિ વિવાહ', 'અજામિલાખ્યાન'

વગેરે આવે છે. અને સ્તોત્રાત્મકમાં શ્રીનાથજી, શ્રીયમુનાજી, શેષશાયી વગેરેનાં ધોળ તથા ગરબીનો સમાવેશ થાય છે.

સિદ્ધાન્તાત્મક કવિતાના બ્રહ્મવાદમાં 'શુદ્ધાદ્વૈત પ્રતિપાદન' અને 'માયામતખંડન' વગેરે આવે છે. ભક્તિમાર્ગના વિભાગમાં 'ભક્તિવિધાન' તથા 'હરિભક્તિચંદ્રિકા' વગેરેનો સમાવેશ થાય છે અને ઉભયાત્મકમા 'રસિકવલ્લભ', 'રસિકરંજન', 'સિદ્ધાન્તસાર', 'ભક્તિપોષણ', 'સંપ્રદાયસાર' વગેરે આવે છે.

ત્રીજા ઉપદેશાત્મક કવિતાના આ ચાર વિભાગમા 'ચેતવણી', 'ચાતુરીનો ગરબો' અને 'મનપ્રબોધ' આવે છે. વૈરાગ્યના વિભાગમાં 'કાળજ્ઞાનસારાંશ', 'મનમતિસ્મવાદ', તથા 'પ્રબોધબાવની' આવે છે. અને દીનતા વિભાગમા 'ભક્તિ' અને શરણાગતિના પદો આવે છે.

પ્રકીર્ણ વિભાગમા 'સતસૈયા', 'સારાવલી', 'વસ્તુવૃંદદીપિકા' વગેરે મૂકી શકાય. આ વિભાગોમા—

આ ઉપરાત 'પિંગળસાર', 'તાલમાળા', 'રાગમાળા' પણ લખ્યાં છે. તેમનો સમાવેશ પ્રકીર્ણમાં કરી શકાય. ટૂંકમાં કવિએ સાહિત્યના તમામ અંગોદ્વારા પોતાની કાવ્યસમૃદ્ધિને બહલાવી છે.

આ બધાં કાવ્યો જોતા એમ જણાય છે કે કવિએ અનેકવિધ કાવ્યો લખવામા નરસિંહ, અખો, પ્રેમાનંદ અને શામળની જેવી અગાધ શક્તિ પ્રાપ્ત કરી' હતી. પદો અને ગરબીઓ લખવામાં નરસિંહની, આખ્યાનો રચવામાં પ્રેમાનંદની અને તત્ત્વજ્ઞાનના વિષય ઉપર લખવામાં અખાના જેવી છે, એટલુંજ નહિ તે તે કવિઓ કરતાં પણ તેમની કવિતા અધિક ખીલે છે. છતાં તે શક્તિનો વિનિયોગ ભગવત્સંબન્ધની પ્રાપ્તિ કરવાના સાધન તરીકે નરસિંહની માફક કરેલી છે.

## ગરબીઓનુ આધ્યાત્મિક મૂલ્યાંકન

આ દયારામભાઈના કાવ્યોમા તેમની ગરબીઓનું અનેરુ સ્થાન છે.

અત્રે દયારામભાઈની ગરબીઓ વિષે થોડોક વિચાર આપણે કરીએ. તેમની ગરબીઓ દયારામની કવિતા પ્રશંસકોમાં બહુજ પ્રચલિત છે. તેનો મુખ્ય વિષય ગોપી અને કૃષ્ણનો પ્રેમ છે. એ અગાઉ જણાવેલ છે, છતાં તેનું આધ્યાત્મિક દૃષ્ટિએ મૂલ્યાંકન કરવા અહિંઆ તેનો ફરીથી નિર્દેશ કરવામાં આવે છે. અંગ્રેજીમા જેને Symbolism પ્રતીકવાળાં કાવ્યો કહેવામાં આવે છે તે વર્ગમા આ ગરબીઓ મૂકી શકાય. પ્રભુના દર્શન માટે ઉત્સુક ભક્ત, હૃદયમા જે જે લાગણીઓ તથા ભાવોને અનુભવે છે તેને ગરબીઓમા કવિશ્રીએ આલેખી છે. તે ગરબીઓની શ્રેષ્ઠતા તેના ભાવ અને સંગીતમા છે. તેની સંગીતની મીઠાશ ઉપરથી ન્હાનાલાલભાઈ. દયારામભાઈ (એટલે ગુજરાતનું નારી સંગીત) એમ કહે છે કે 'દયારામભાઈની ગરબીઓ એટલે; ગુજરાતને આગણે આગણે ને ચોકે ચોકે જાણે ફૂલડાં વેર્યા હોય, ને અમ્મર વેણ કરમાતા ફૂલડાં...ગુજરાતી સંસારમાં દયારામભાઈ ગરબીઓથી જીવે છે અને જીવશે. દયારામભાઈ ગુજરાતણની જીભે બેઠા છે. કંઠે ઢળ્યા છે, હૈયે ગુંજે છે. સાઠોદરા નાગરોએ ગુર્જર સાહિત્યને ઘણું આપ્યું છે. હરિલાલ ને કેશવલાલ ને બાળાશંકર; પણ અજબ ફાંકડો અદ્દભુત દયારામે આપ્યો.' ન્હાનાલાલભાઈ આ શબ્દોમા દયારામભાઈની ગરબીઓની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. ઉર્મિકાવ્યો તરીકે Lyric તે ઉત્તમ કવિતા છે. આ ગરબીઓમાની ઘણીખરી દયારામકૃત કાવ્ય સંગ્રહમા પ્રસિદ્ધ થઈ છે. કેટલીક છૂટી છપાઈ દ. કા. મ. મા. ભા. ૩ મા તથા ભા. ૪ મા બહાર પડી છે. કેટલીક લાંબી છે, અને કેટલીક-ટૂંકી છે. દાણ ચાતુરીની નીચેની ગરબીઓ મોટી છે.

૧ મારગ મુકોને કહું છું કહાના ક્યારની જો,
મને રોકી રાખી છે કોણ નારની જો.
સાંભળ વચન મારૂં મેણું દઈ કામની જો,

તે પણ શ્રમિત કર્યું મન માઈ ભાવતી જો.
સુણો સામળા હું તમ માટે ઘેલી થઈ જો,
માણસ કેરી ઓળમા ચકી ટળી ગઈ જો. સુણો ૧

રાધાજીને ઉદ્દેશીને નીચેની ગરબીઓ, ગધાજીની માફક રૂપાળી અને રસીની છે.

રાધે રૂપાળી ગ્મીલી તારી આખડી જો;
જોડી કૃષ્ણ સમાન જીમી ફાકડી જો. રાધે
ઓરા આવને સગુણા હરિ સામળા જો,
શિખ્યા આવડી કયા ગ્નેહ શાસ્ત્રની કથા જો

પ્રભુની સાથે રીસાયલા રાધા હવે પછી પ્રભુના જેવા શ્યામ રંગની કોઈ પણ વસ્તુને છાયડે પણ નહિ ઉભી રહેવાની પ્રતિજ્ઞા કરે છે તેને કવિએ કેવી વિનોદભરી અને હાસ્યથી પૂર્ણ રજૂ કરી છે. તે નીચેની ગરબી ઉપરથી સમજાશે

શ્યામ રંગ સમીપે ન જાવુ, મારે આજ પછી શ્યામ રંગ
સમીપે ન જાવુ

જેમા કાળાશ તે સહુ કોઈ સરખા, સર્વમા કપટ હશે આવુ.
કાળી કસ્તુરીની બ દગી કરૂ નહી, કાજળ ન આખમા સોહાવુ
લીલા અબર કાળી કચુકી ન પહેરૂ, યમુનાનાં નીરમા ન નહાવુ
કોકિલા શબ્દ શ્રવણ કર નહિ, કાગ વાણી શુકનમા ન લાવુ.
મર્કટમણિને મેઘ નજરે ન ભાળુ', જાબુ વતાક ન ખાવુ
દયાના પ્રીતમજી એવુ મારે મુખે, કેહેણુ નહીં કહેવુ' ને ન કાહાવુ.

કેટલીક * ગરબીઓમા શૃંગારરસની ચેષ્ટાઓનુ' વર્ણન વધા જોવામા આવે છે, પણ તે શૃંગારરસ પ્રભુ સંબધનોજ છે. લૌકિક વિકારી સાહિત્ય જેવુ તે સાહિત્ય નથી. પ્રભુ તરફના ઉત્કટ પ્રેમને દયારામભાઈ પૂર્વેના કવિઓએ સૂરદાસાદિ અષ્ટ સખાઓ

* આ માટે જુઓ પરિશિષ્ટમાં ગો.વાસી મૂળચંદ તેલીવાળાનો લેખ

બિહારીદાસ તથા નરસિંહ મહેતાએ પણ સ્પષ્ટ રીતે ગાયો છે. પણ તે કાવ્યોને કોઈ વિકારી સાહિત્ય ગણતું નથી. નરસિંહ મહેતાએ 'સુરત સંગ્રામ' માં જેવી રીતે ઉઘાડો શૃંગાર વર્ણવ્યો છે, તેવો દયાગમભાઈએ વર્ણવ્યો નથી. છતાં કેટલાકો આ ગરબીઓમાં છૂપાયલી દયારામભાઈની દૃષ્ટિને સમઝી શકયા નથી, તેથીજ તેઓએ તે માટે અણગમો દેખાડયો હતો. હવે દયારામભાઈનું માનસ અને દષ્ટિબિન્દુ સમઝવાના ઘણા સાધનો આપણને મળ્યાં છે અને તે ઉપરથી આપણી ખાત્રી થઈ છે કે કવિએ કોઈ વખતે લૌકિક પ્રેમનું વર્ણન કર્યું નથી. તમામ વસ્તુઓને પ્રભુના સંગધથીજ જોઈ છે. પ્રેમને પણ પ્રભુના સંબંધમા વર્ણવ્યો છે. તેમની નઝરે પ્રભુના સંબંધ વગરનું કાવ્ય હોઈ શકે નહિ. કોઇ પણ કાવ્ય ભલેને તે ઉત્તમ હોય પણ તે પ્રભુ પ્રેમ વગરનું હોય તો વિષ જેવુ છે. તો પછી કેવળ વિકાર જન્ય ભાષાવાળાં શૃંગારરસના કાવ્યો કવિ લખે તે માની શકાય તેમજ નથી. વળી જો કવિની સંસાર વિષેની નીચે પ્રમાણેની માન્યતા હોય તે સંસારમા રહેનાર, વિકારી કવિતા રચેજ કેમ ?

> સંસાર તો સરવે જૂઠો શું થાશે રૂઠો કે તૂઠો,
> તેણે તુચ્છ જાણી ફરિયે રે.
>
> * * *
>
> સંસાર તો સરવે ખોટો, પાણી માહેનો પરપોટો;
> ફુટી જાશે નાહાનો મોટો રે,

આ વિચારનું નિત્ય સ્મરણ કવિશ્રીને રવાજ કરતું, અને તેથી તે કદી પણ સંસારમાં લપટાતા નહોતા. આવા વિચાર ધરાવનાર, જ્ઞાની, અને ભક્ત કવિ શૃંગાર રસની વિકારી કવિતા રચેજ નહિં. ટીકાકારો કવિશ્રીનું દૃષ્ટિબિન્દુ સમજી શકયા નથી, અને તેથીજ તેમને તેમાં વિકાર જણાયો છે. પણ દયારામભાઈની ગરબીઓ શુદ્ધ અને ઉત્તમ ભાવથી ભરેલી છે. ઉપરથી જોતાં

શૃંગારની પરિભાષાથી તે ગરબીઓનો સાચો આત્મા ઢંકાઈ જાય છે, પણ તે ભાષાના પદમાં નજર રાખીને જો આપણે તેને બારીક અવલોકીશુ તો આપણને માલુમ પડશે કે કહેવાતી શૃંગાર રસની ગરબીઓમા દયારામભાઈએ ભક્તિમાર્ગના ઉત્તમમાંઉત્તમ તત્ત્વનેજ ચર્ચ્યું છે આત્મા–પરમાત્માની સાથે ક્રીડા કરવી, તેની સાથે રતિ કરવી વગેરે છાંદોગ્ય ઉપનિષદમા જે જણાવ્યુ છે તેનો કંઈક ભાગ પુરાણકારે કૃષ્ણ અને ગોપીની રાસલીલાના કાવ્યોથી પ્રકટ કર્યો છે. અને ભાષા કવિઓએ તેમા અનેક ચમત્કારો ભરીને તેને વિશેષ શોભાયમાન બનાવ્યો છે. દયારામભાઈ પણ તે ભાષા કવિઓના પગલે જઈને તે ઉત્તમ ભાવને વર્ણવે છે. દયારામભાઈના એક એક ગરબી ઉત્તમ ભક્તિમાર્ગીય ભાવ, તેમજ આધ્યાત્મિકતાથી ભરેલી છે. શ્રીયુત ગોવર્ધનરામભાઈએ તેમા યોગની દૃષ્ટિ જોઈ છે. પણ યોગ કરતા વધારે સુંદર અને જે સાચી દૃષ્ટિ ભક્તિની છે તેજ દૃષ્ટિ દયારામભાઈની ગરબીઓની છે. આ વિષે વિસ્તૃત ચર્ચા અમે દયારામભાઈના આન્તર જીવનમાં 'શૃંગાર રસ' નામના પ્રકરણમાં આપી છે. જીજ્ઞાસુએ ત્યાંથી જોઈ લેવી. પણ તે ગરબીઓની પછવાડે કેવો અર્થ સમાયલો છે તેનું સ્પષ્ટીકરણ કરવા ત્યાંજ આપેલા કેટલાક ઉદાહરણો અહીં આપેલા છે.

પ્રથમ નીચેની ગરબી આપણે લઈએ.

આઠ કુવાને નવ વાવડી રે લોલ, સોળસે પનિહારની હાર;
માહારા વાલાજી હો, હાવાં નહિ જાઉં મહિ વેચવા રે લોલ. ટેક૦
સોના તે કેરૂં માહારૂં બેહેડલું રે લોલ, ઇંઢોણી રત્ન જડાવ; માહા, ૧
કેડ મરડીને ઘડો મેં ભર્યો રે લોલ, તુટ્યો માહરો નવસર હાર; ૨
કાંઠે તે ઉભો કાનજી રે લોલ, ભાઈ મુને ઘડુલો ચ્હડાવ. ૩
હું તુંને ઘડુલો જો ચ્હડાવું રે લોલ, થાય માહારા ઘર કેરી નાર. ૪
તુજ સરખા ગોવાળિયા રે લોલ, તે તો માહારા બાપના ગુલામ, ૫
તુજ સરખી ગોવાળણી રે લોલ, તે તો માહારા પગની પેજાર; ૬
દયાનો પ્રીતમ પ્રભુ પાતળો રે લોલ, તે તો માહારા પ્રાણના આધાર. ૭

આ શૃંગારરસની ગરબીનું પરમ હાર્દ "સોના તે કેરૂં માહારૂં બેહેડલું રે" ઈત્યાદિ પંક્તિઓથી વિશેષ રીતે સ્ફુટ થાય છે. ગોપી જળરસ ભરવાને કુવાને કાંઠે જાય છે. અહિંઆં સંસારને કુવાની ઉપમાથી સમજતાં અર્થ બરાબર સમજાશે. સંસારરૂપી ઊંડા કુવામાંથી પ્રભુ રસ રૂપી જળ પ્રાપ્ત કરનાર ગોપી–ભક્ત હૃદય કેવું હોવું જોઈએ ? તે રસને કેવા પાત્રમાં રાખવો જોઈએ ? તે કહે છે કે "સોનાના બેહેડામા"–સુવર્ણસમ–વિશુદ્ધ બનેના હૃદયમાંજ પ્રભુ પ્રેમનો રસ રહી શકે; માટે ગોપી સોનાનું બેહેડું લઈને જળ ભરવાને જાય છે. હૃદયની શુદ્ધિ ચારિત્ર્યના આધારે ટકી રહે છે, અને તે ચારિત્ર્ય જ્ઞાનથી દીપવું જોઈએ. જ્ઞાનને શાસ્ત્રમા જ્યોતિઃ પ્રકાશ કહ્યું છે અને ઉપલક્ષણથી જ્યોતિઃ યુક્ત વસ્તુ અર્થાત્ રત્ન અર્થ કર્યો છે. માટે અહિંઆ રત્નજડિત ઉઢેણીને સોનાનું બેહું ટકાવી રાખવાને અતિ ઉપયોગી છે એમ કહ્યું છે. કુવામાંથી જે જળ ખેંચવાનું છે તે પરિશ્રમ વાતો પ્રયત્ન વગર પ્રભુ પ્રેમ પ્રાપ્ત થઈ શકતો નથી. કેડ મરડીને જળ બહેડામા ભરવા જતા ગોપીઓની ગ્રીવામાં નવસેરો હાર હતો, તે એકદમ તૂટી ગયો. અહિંઆ નવસેરો હાર એટલે નવધા ભક્તિ સમજવાની છે. જ્યારે ભક્તમા પ્રેમ લક્ષણા ભક્તિ ઉદય પામે છે ત્યારે શ્રવણાદિ નવધાભક્તિ આપો આપ ખસી જાય છે નવધા ભક્તિ પ્રતિ ભક્તના ચિત્તની રુચિ રહેતી નથી. માટે અહીં કહે છે કે "તૂટ્યો મારો નવસરહાર" આ સમય કુવાના કાંઠા ઉપર કૃષ્ણ ઉભા હતા, તેમણે જોયું કે આ ગોપી કુવામાંથી જળ ખેંચી રહી છે તો તેની સાથે હું થોડોક વિનોદ કરૂં, તેટલા માટે પોતે તેના બહેડાં તરફ કાંકરી મારે છે. જો બહેડું સામાન્ય માટીનું હશે તો તે ફુટી જશે અને બીજી કોઈ પણ ધાતુનું હશે તો નહિં ફુટે. કૃષ્ણે કાંકરી મારી તો પણ બહેડું ફુટયું નહિ એટલે તેમની ખાત્રી થઈ કે જળપાત્ર (હૃદય) તો દૃઢ છે. એટલે આહિં સ્થિત જળનું બહિઃનિઃસરણ થશે નહિ. અર્થાત જ્યારે ભક્ત નવધા ભક્તિ જે સાધનરૂપ ભક્તિ

છે તેનો ત્યાગ કરીને પ્રેમલક્ષણામા પ્રવેશ કરે છે, ત્યારે પ્રભુ તેની પાસે આવીને ઉભા રહે છે. એટલે તેના ભક્તને પ્રભુ પ્રાપ્ત થતા વધુ વિલબ લાગતો નથી જો કે આ રીતે તે પ્રભુની સમીપ છે અને પ્રભુ પોતે તેને પ્રાપ્ત થવાને ઈચ્છે છે, છતા પણ પ્રભુ આ સમયે તેના હૃદયની પરીક્ષા કરે છે. કારણ કે જો હૃદય શુદ્ધ હશે નહિ તો પછી પ્રભુ પ્રેમનો રસ ત્યા સ્થિત થઈ શકશે નહિ તેથી કાકરી મારીને અર્થાત્ પરીક્ષા કરીને તે હૃદયની વિશુદ્ધિનો કયાસ પોતે કરી લે છે.

ભક્ત તો એમ સમજે છે કે હૃદયની શુદ્ધિ ટકાવી રાખવી તે જીવના સામર્થ્યની નહિ, પણ પ્રભુની કૃપાથીજ થઈ શકે છે માટે અહિઆ બેહેડુ' માથા ઉપર ચડાવવા કૃષ્ણને ગોપી વિનતિ કરે છે. અર્થાત્ રસયુક્ત હૃદય ધારણ કરવાને ભક્ત પ્રભુની સહાય માગે છે. જ્યારે ભક્ત પ્રેમલક્ષણામા આગળ વધે છે ત્યારે પ્રભુ પોતાના ગૌરવનુ ભાન ભૂલી જાય છે અને જીવની સાથે કોઈ પણ જાતના પ્રતિબધ સિવાય તેનો પ્રેમભાવ વધારવાને. અગર જો એનુ સ્ખલન થતું હોય તો તેમાથી તેને અટકાવવાને, ઈચ્છામા આવે તે પ્રમાણે છૂટ લે છે; કારણકે સ્નેહશાસ્ત્રમા વિધિનિષેધના નિયમોનુ પાલન થતું નથી. પ્રેમીઓના પ્રેમપન્થો લૌકિકોને વક્ર લાગે છે પણ તેમને તો તે ઋજુ હોય છે. માટે અહિઆ કૃષ્ણને ગોપી કહે છે કે જો 'તું મારા ઘરની નાર થાય તો જ હુ તને બેહેડુ' ચઢાવુ.', અર્થાત સપત્ની પોતાના સત્પતિને જે શુદ્ધ અને નિર્મળ ભાવથી સેવે છે તેવોજ ભાવ જો પ્રભુ પ્રતિ રાખવામા આવે તો જ રસ યુક્ત હૃદયની સ્થિતિનું નિર્વહણ પ્રભુ કરે.

આવો સુદર આશય આ ગરબીમાથી સમજાય છે આમા લૌકિક શૃંગારનો છાટો સરખો પણ નથી. ફક્ત લૌકિક શૃગારની પરિભાષાથી વર્ણન કર્યું છે, પણ સહૃદયઅને વિશુદ્ધ ચરિત્રવાળાઓ તો કવિઓના ગૂઢ આશયોને એકદમ સમજી જાય છે

રાધે તું પ્યારીને બીજું અવર ન કોઈ,
જેને જગત્ મોહ્યું તે તો તુંને રહ્યો મોહી. રાધે તું. ૧
ગોકુળની ગોરી સહૂ એની પુઠે ભમે છે,
તેરે વ્હાલાને ત્હારી ગાળો ગમે છે. રાધે તું. ૨
વ્રજવામા સહુને એ નાક ઘસાવે,
તેરે વહાલો તાહારે ઘેર વણ તેડ્યો આવે. રાધે તું. ૩
હું પણ જાણૂ એહેનું મળવૂ ક્યાંથી
ક્ષણ એક અળગો ન થાય તારે ત્યાંહાથી. રાધે તું ૪
તે વશ કીધો રાધે દયાનો પ્રભુજી,
હું નવ જાણું તેં તે કઈ ગોર પૂજી. રાધે તું. ૫

આમાં રસનીસિદ્ધિ-સિદ્ધિ શક્તિરૂપ રાધાને રસ સ્વરૂપ-કૃષ્ણ વશ થાય છે, પણ ગોકુળની સૌ ગોપીઓ પુઠે ભમે છે-સામર્થ્ય શક્તિઓરૂપી ગોપીઓ છતા પણ તે તેમને વશ થતા નથી.

રસરૂપ બ્રહ્મ સર્વદા પોતાની સિદ્ધિ શક્તિ સાથે અન્વિતજ છે એવા ગૂઢાર્થ અને રમણીય અર્થનું સૂચન કવિ પોતાની ભાષામા કરે છે. હવે આપણે બીજી ગરબી લઈએ

આવોની માહારે ઘેર માણવા.

હોજી રાજ આવોની માહરે ઘેર માણવા ટેક.
પ્રેમ રસ પ્યાવો તે પીવાને પાવા, જોબન તૃપ્તિ પલાણવા. હો૦
પડતી રાતે પધારજો પ્રીતમ, કોઈ નથી એહું જાણવા. હો૦
મારી શેરીના છે સત સાધુ, પરની ન વાત એમે છાણવા.
પ્રભાતે જાતાં કોઈ પૂછશે તો કહીશુ તેડયા તા વલોણું તાણવા હો૦
સર્વ તજો પણ સમો સંભાળે, રસિઆ તે પરમાણવા. હો૦
રાજની રૂપાળી છબીચિત્ત માહારૂં ચોયું સમર્થ નથી વખાણવા હો૦
ઘણા દીની આશા મારા મનમાં દયા પ્રભુ.
મહારે મહોલે એક વાર માણવા. હોજીરાજ.

પ્રેમ રસનું પાન પરસ્પર થવું જોઈએ, માટે તેનું પાન કરવા તથા કરાવવા ભક્ત (ગોપી) પ્રભુને કૃષ્ણને કેવી રીતે નિમંત્રણ કરે છે તે ભાવ આ ગરબીમાં કવિએ જણાવ્યો છે. પ્રેમ રસનો પ્યાલો જાતે પીવાને તેમજ પાવાને નિમંત્રણ કરવામા આવ્યું છે એટલુંજ નહિ પણ 'જોબન તૂટીને પલાણવાને' પણ આમંત્રણ કરે છે અર્થાત્ ભાવનું ઔત્કટય હોય તોજ પ્રભુ તે હૃદયમા આસન કરે છે. પ્રીતિ રસ સર્વને સુલભ નથી. ફક્ત વિરલાઓજ તેને પીછાણી શકે છે અને તેમાં કોકજ તેનો અનુભવ કરી શકે છે. સામાન્ય રીતે અખિલ સંસાર તેથી વિમુખ છે તેઓ તો અજ્ઞાન જન્ય અને અહંતા મમતાત્મક સંસારની રાત્રિમા ગોથાં ખાયા કરે છે, પણ પ્રેમ માર્ગના દિવ્ય પંથે વિચરનારાઓને પ્રભુની સાથે રસ ક્રીડાનો અનુભવ કરવાને સુંદર અને રમણીય અવસર છે; તેથી જ્યારે સંસારના લોકો વિષયાસક્ત બને છે ત્યારે આ ભક્ત ભક્તિના ઉચ્ચ શૃંગ ઉપર વિહાર કરે છે. માટે અહિંઆ ગોપી કૃષ્ણને આવવાને કહે છે. ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે **या निशा सर्वभूतानां यस्यां जागर्ति संयमी । यस्यां जाग्रति भूतानि भूतानि सा निशा पश्यतो मुनेः** જે નિશા સર્વ ભૂતોની છે તેમા સંયમી પુરૂષો જાગે છે અને જેમાં ભૂત પ્રાણીઓ જાગ્રત્ રહે છે તે સંયમીની નિશા છે. તેજ પ્રમાણે ભક્તનાં જીવન અને સંસારીના જીવન સંબંધી સમજવાનું છે. પ્રભુને રાત્રે પધારવાનું નિમંત્રણ ગોપી કરે છે. તેનું કારણ એ છે કે તે સમયે જે રતિ રસનો અનુભવ કરવામા આવશે તે સંસારના વિષયમાં આસક્ત બનેલા પામર જીવો તેને સમજી શકશે નહિ. આથી ભક્તના હૃદયમા રહેલા શુદ્ધ ભાવનું ગોપન કરવાનો તેમાં ઉદ્દેશ છે. ભક્ત હૃદયનો શુદ્ધ ભાવ હમેશાં ગોપ્ય થવો જોઈએ. તેને પ્રકટ કરવાથી રસાભાસ થઈ જાય છે. ગોપી કહે છે 'આપણી રસ ક્રીડા સમજ રહેશે' તે કોઈના જાણવામાં આવશે નહિ કારણ કે મારા પાડોશીઓ તે સાધુઓ છે, ભક્તો છે. તેથી તેઓ બીજાની વાતમાં માથું મારતાં નથી. કોઈ ભક્તને પ્રભુ પ્રેમનો અનુભવ થયો હોય

તો તેને સંસારના લોકોની માફક બહાર ખુલ્લો કરતા નથી. આ રીતે ભક્તે પ્રભુ પ્રતિ પોતાનો ભાવ કેવો રાખવો તેનું ઉદાહરણ આ ગરબીમાં આપ્યું છે. દયારામકૃત કાવ્યસંગ્રહના ગરબી સંગ્રહમાંની ગરબી ૩૨ માં ગોપિકા નીચે પ્રમાણે પ્રભુને કહે છે

"શ્રી જમુનાજીના ઘાટમાં રે લોલ, રોકી રાખી છે મુને વાટમાં રે લોલ.
મારી નણંદ સખીઓ સાથમાં રે લોલ,
તાણી મા દેશો હશી હાથમાં રે લોલ.
માહારો પાલવ પણ શું સાહાનછો રે લોલ,
[illegible] થૈ કા [illegible] થાવ છો રે લોલ
વહાલા વાત કહું તે ધરો ધ્યાનમાં રે લોલ,
સમજી જાઓને પ્રભુ સાનમાં રે લોલ.
વાટમાં વાત ના કીજીએ રે લોલ, દુરીજન લોકથી બીહીયેજી રે લોલ.
ઈત્યાદિ.

ગોપી પોતાની સેયરો તથા ઈતર સંબંધીઓના સાથમાં થી યમુનાજીના ઘાટ ઉપર જાય છે ત્યાં કૃષ્ણ દેવ પાલવ તાણે છે તે સમયે તેમ નહિ કરવાને ગોપી કૃષ્ણને વિનવે છે આ ગરબીમાં એવો ગૂઢાર્થ રહેલો છે કે જેઓને બ્રહ્મ [illegible] તાલાવેલી લાગી છે અને તે રસમાં મગ્ન થયા હોય તે તેઓ, તેમને સંસાર સંબંધી વા ઈતર મનુષ્યથી ગોપ્ય ગણે છે તેને તેઓ કદી પણ પ્રગટ કરતા નથી પ્રભુ સાક્ષાત તેમના [illegible] અને તેમને [illegible] સ્ફૂર્તિ વા રસાનુભવ થાય તો પણ તેને તેઓ ગુપ્ત ગણે છે

માણીગર આવો, મ્હારે મેડે રે [illegible] આવો,
લાલ શાને લોચન લલચાવો, મ્હારે મોરે રે,
ઘણા દિવસની ગવાડી [illegible]
ના [illegible] [illegible]

મન માની મોન્ને માંણીશે, ફરી તે નહિ ફાવે. માહારે૦
જ્યારે ત્યારે પણ હું છુ તમારી, સીદને તરસાવો? માહારે૦
અધર સુધારસ સુખને સાગર, આજ પીયેને પાવો. માહારે૦
રસિક રાજ્ય છો દયાના પ્રીતમ, માટે માહાગે દાવો. માહારે૦

આમા ભક્ત હૃદય પ્રભુને પ્રાપ્ત કરવાને કેટલું ઉત્સુક અને ઉત્કટ ભાવનાયુક્ત છે તેનુ દર્શન થઈ શકે છે. હૃદય સ્થિતભાવને પ્રત્યક્ષ કરવાને ભક્તના નેત્ર કેટલા ઈંતેજાર છે તે બીજી પ ક્તિમા સૂચવ્યુ છે ભક્ત કહે છે કે "ઘણા દિવસથી હૃ આપના દર્શનનો ઉત્સુક છુ. મને આજે દર્શન આપનો કાલે આપના એ આશામાને આશામા હુ દિવસ વ્યતીત કરૂ છુ, પણ હજુ સુધી આપની કૃપા મારા ઉપર ઉતરી નથી. એટલે આપના દર્શનનો પ્રત્યક્ષ અનુભવ કરવાને હુ હજુ પણ પાત્ર બન્યો નથી. એ વિચારથી, હે પ્રભુ, મારૂ મન મુઝાય છે. હવે હુ શુ કરૂ કે જેથી આપના દર્શન કરી શકું એ વિચાર અહોનિશ થાય છે. વિચારમા મારી બુદ્ધિ પણ નબળી પડી ગઈ. હૃદય વિરહાગ્નિની જ્વાળાથી અતિ સંતપ્ત બન્યુ છે. તો આપના વિપ્રયોગનુ-વિરહનું અસહનીય દુઃખ શાન્ત થાય તેમ આપ હવે કરો." આ રીતે ભક્તહૃદય પ્રભુને પ્રાપ્ત કરવાને કેટલુ ઉત્સુક છે તે આ ગરબીમા જણાવ્યુ છે. આમાં ભાવનાની ઉત્કૃષ્ટના વર્ણી છે.

આ રીતે અત્યન્ત દર્શનોત્સુક અને વિરહાતુર ભક્તહૃદયને પ્રભુના રસનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે કેટલા બધા આનંદમા આવીને મસ્ત થઈને ફુલે છે તેનું નિરૂપણુ નીચેની ગરબીમા કવિ કહે છે.

આવ્યા વહાલો ફૂલી અલબેલી, મેહે દુઃખ નાખ્યુ છે રેલી.
આવ્યા વહાલો ફૂલી અલબેલી૦
શ્યામ સુંદર વરનુ મુખ નીરખીને, ગોપીકા થઈ ઘેલી-આવ્યા વહાલો. ૧
અંતર અગ્નિ હોલાયો વિરહ, થઈ આનંદની હેલી-આવ્યા વહાલો. ૨

જ્યમ ફુલી જ્યમ પામે રંક, મહારત્ન મણી થેલી—આવ્યા વ્હાલો. ૩
શ્રીમહાલક્ષ્મીજી તે દુર્લભ વસ્તુ. તે પ્રેમે થઈ સેહેલી—આવ્યા વહાલો. ૪
દયાના પ્રીતમજીની સંગે રમતાં, વાધી વ્હાલ તણીવેલી—આવ્યા વહાલો. ૫

જ્યમ રંકને મણીની થેલી પ્રાપ્ત થાય ત્યારે તેને અપૂર્વ આનંદ થાય છે તેમ ભક્તને પ્રભુના રસનો સાક્ષાત્કાર થતાં થાય છે. આ ગરબી તથા એવી અન્ય ગરબીઓમાં દયારામભાઈએ * ગોવર્ધનરામ કહે છે તે પ્રમાણે વંઠેલી જેવી લોકલાજને ન ગણતી કૃષ્ણ સાથે વ્યભિચાર વાસના રાખતાં ગોપીઓની જારપ્રીતિરૂપ ભક્તાયોગનું વર્ણન કર્યું નથી, તે ઉપરની દૃષ્ટિથી આ ગરબીઓ વાંચનારને માલુમ પડશે. દયારામભાઈના દરેક કાવ્યનું મર્મસ્થાન રસ છે. તે રસ અગર પ્રેમલક્ષણાભક્તિ એમના અખિલ અક્ષરદેહમાં વ્યાપી રહ્યો છે. તે રસ દયારામના અક્ષરદેહનો આત્મા છે. આત્માથી જ આ અક્ષરદેહનું ચૈતન્ય તથા ગતિ ઈત્યાદિકાર્ય સંભવી શકે છે. જો આ રસરૂપી આત્માનું ચૈતન્ય કવિના અક્ષરદેહમાં ન હોત તો તે અક્ષરદેહ શબવત્ :નિશ્ચેષ્ટ અને જડરૂપ ગણાત અને તેથી તેનો પ્રકાશ જે આપણે અદ્યાપિ ઝીલીએ છીએ તે ન ઝીલાત. દયારામભાઈની પ્રેમલક્ષણા ભક્તિમાં યોગનો જે સંભ્રમ કરવામાં આવે છે તે એક ગંભીર ભૂલ છે. આ ભેદ દયારામભાઈ પોતેજ નીચેની પંક્તિઓમાં જણાવે છે.

> જોગતો તેને જોઈએ રે, જેનું મન જગતમા ભમે,
> તે તો અચળ અમાઈ રે, ચિત્ત રસિયામાં રમે.
> જેનું મન માને રે, જોગ સુખેથી ગૃહો,
> અમો તો એહ માગું રે, પ્રીતમજીશું પ્રીત રહો.

વળી—

> જ્ઞાનીની ગતિ નવ પહોંચે રે, પ્રેમરસ પ્રેમીને જરે,
> જેમ દૂધ સિંહણ કેરૂં રે, સિંહણ સુત હોય તોજ ઠરે.

* જુઓ દયારામનો 'અક્ષર દેહ' :૯

એ પ્રેમ પરમ આનંદરમ રે, રખે વિષય રસ મન આણે,
એમાં શુક મુનિને શિવ થાક્યા રે, તે શું કામી જન જાણે.
જેણે કામને મોહ પમાડયો રે, તે પ્રભુ કામે વશ ક્યમ થાયે,
એ કૃષ્ણ ક્રીડા રસ ગાતાં રે, કામ રોગ ઉરથી જાયે.

આ પ્રેમ રસને વિષય તુલ્ય ગણનાર તે પ્રેમ સમજી શકતો નથી એવું પણ આમા કહ્યું છે. યોગ કેવો છે તો તે કહે છેઃ—

અજીઠા સરખા જોગને શું પાથરીએ કે ઓઢીએ ?
પ્રત્યક્ષ પાવક પરહરી, શિદ પત્થરમા શિર ફોડીએ ?

અર્થાત્ દયારામના સિદ્ધાન્તાનુસાર યોગ અને ભક્તિમા ઘણોજ ભેદ છે, તો પછી તે ઉભય અભિન્ન છે, એમ કલ્પી લઈને તેમની, રસાત્મક બ્રહ્મના પરમસૌંદર્ય નિરૂપક ગરબીમા યોગદષ્ટિનો આરોપ શી રીતે ઘટાવી શકાય તે સમજી શકાતુ નથી ?

અહીં આપણે નીચેની પંક્તિઓ જેમા ગોવર્ધનરામ યોગદષ્ટિનું આરોપણ કરે છે તે ઉતારીએ.

આપો દધિનું દાણ નાગરી, એ લાગ્યું મમ ચિત્ત;
તમારે કાજે નિત્ય હું ઉભો, અર્પો તન મન વિત્ત,
વૃન્દાવનમાં ધેનુ ચરાવું, માગું ગોરસ દાન;
નાના ખેલ સખાસંગ ખેલું, પીયૂષ પીઉં નૃપથાન.
અલિ ગ્વાલિની ! મહામત્ત વચન એ બોલું કરી વિચાર;
અચળ રાજ્ય ગોવર્ધન મ્હારે, વૃન્દાવન મોઝાર.

* * *

ચોરી કરૂં ભક્તના ચિત્તની વળી દધિનવનીત,
સખા વૃન્દ સઉ મિત્ર અમારા, મહારાજ રજનીત.

* * *

કમળ કોશમાં વસે મધુપ જેમ ભૂમિ રહે મોરાર;
દુધ દહીંની નાત બનાવે વાત કરે ગોપાળ. +

(૧૩ પ્રા—કા—મા. પૃ. ૨૩૩)

---

+ જુઓ 'દયારામનો અક્ષર દેહ' પૃ. ૮૯—૯૦

આમા સાક્ષરવર્ય કહે છે કે યોગીની એક અવસ્થામાં ઈંદ્રિયો અંતર્મુક્ત થાય છે. તે ઇન્દ્રિયો રૂપ ગાયોને શ્રીકૃષ્ણ વેણુનાદથી અંતર્મુખ કરે છે. એટલે બહાર દોડી જતી અટકાવી તેમને અંતર્મુખ રહી ચરવાની ગોચર ભૂમિમા તેમને કૃષ્ણ અને ગોકુળના ગોવાળો ચરાવે છે. * * * એ ગોચર ભૂમિનો એક ભાગ ગોવર્ધન-ગિરિ ( ચિદાકાશ ) મા છે. એ ગાયોનુ (ઇન્દ્રિયોનુ) દોહન કરનાર ભકતો પાસે તેમણે દોહેલા ગોરસનુ અને ગોરસના બનેલા પદાર્થનુ દાણ કૃષ્ણ ધૂટીને પણ લે છે. અર્થાત્ અંતર્મુખ થયેલી ઇન્દ્રિયોમાથી ધ્યાનના વિષય થયેલા પ્રયત્નો એકાગ્ર વિષયો વગેરે પોતાની ભણી આકર્ષી લે છે. આ રીતનુ રહસ્ય એમાં સમાયેલુ છે. અર્થાત્ શ્રીયુત ગોવર્ધનભાઈ આ ગરબીનું રહસ્ય યોગની પરિભાષામા સમજાવે છે. સંપ્રદાયમા યોગનુ સ્થાન છે ખરુ, પણ ત્યા યોગને પતંજલી જે અર્થમા લે છે તે અર્થમા નથી. ભગવદ્ ભક્તિ બરાબર થઇ શકે તેટલા માટે ચિત્તનો નિરોધ કરીને પ્રભુમા જોડવા માટે યોગ આવશ્યક છે, પણ આ યોગ ગોવર્ધનભાઇએ જે પતંજલીની પરિભાષાને અનુસાર સમજાવ્યો છે તેથી ભિન્ન છે ઉપરની ગરબી ભક્તિમાર્ગની પરિભાષામા નીચે પ્રમાણે સમજી શકાય. યોગ એટલે જોડવુ. પ્રભુમાં ચિત્તને જોડવુ તે. અને તે ભક્તિથીજ શકય છે.

.

વૃંદાવનભૂમિમાં ગોવર્ધન ગિરિના પ્રદેશમાં કૃષ્ણ અને અન્ય ગોવાળો ધેનુ ચરાવે છે તે સમયે વ્રજની ગોપીઓ દહિં વેચવાને જાય છે; ત્યારે રસ્તામા કૃષ્ણ તેમને અટકાવીને તેમની પાસેથી દાણ માગે છે. તે સમયે કૃષ્ણ ગોપીને પોતાનો દાણ માંગવાનો અધિકાર શાથી છે તે કહે છે.

ઉપર ઉપરથી વાંચનાર આ ગરબીમાથી આટલુજ સમજે છે પણ ભક્તિ માર્ગની દૃષ્ટિથી વાંચવાથી તેનું પરમ રહસ્ય ખુલ્લું

થાય છે. કૃષ્ણ એટલે આનંદસ્વરૂપ રસાત્મક પરબ્રહ્મ. તે વૃન્દાવનમાં (વૃન્દા એટલે ભક્તિ) ભક્તિ પ્રદેશમાં (વૃન્દા એટલે સ્ત્રી) સ્ત્રૈણભાવથી પ્રભુને પ્રાપ્ત કરાવનાર-પ્રેમ લક્ષણા ભક્તિના પ્રદેશમાં ગાયોને ચરાવે છે. ગાય અગર ધેનુને માટે સંસ્કૃતમાં "ગો" શબ્દ છે. ગોના અનેક અર્થ થાય છે, તેમાંથી અહિંઆ "વાક્" અનુકૂળ છે. અર્થાત્ શ્રુતિનાં વચનો, તેને પોતે વૃંદાવનની ભૂમિમા ચરાવે છે, એટલે ભક્તિના પ્રદેશમા શ્રુતિ વિચરે છે. શ્રુતિના વચનોનું તારતમ્ય ભક્તિમા છે એવો અર્થ આમાંથી ફલિત થાય છે બ્રહ્મ વિષયક શ્રુતિઓની ગતિ ભક્તિમાંજ છે. તે ભકિતના પ્રદેશમા ચરવાથી તેમને પોષણ મળે છે ભકિતમાજ શ્રુતિના વચનોની સાર્થકતા છે એમ આથી સ્પષ્ટ થાય છે. વૃંદાવનની ભૂમિમાં ગોવર્ધન ગિરિની આજુબાજુ આ ગાયો ચરે છે તેથી તેમનું પોષણ થાય છે. ગોવર્ધન એટલે ગોની વૃદ્ધિ કરનાર પોષણ કરનાર એવો ગિરિ. અર્થાત્ બ્રહ્મસૂત્રોમાં શ્રુતિના રહસ્યનું સંરક્ષણ કરવામાં આવ્યુ છે, પણ તે બ્રહ્મસૂત્રમા સામાન્ય બુદ્ધિવાળાનો પ્રવેશ થતો નથી તેથી તેમને તે ઘણો કઠણ હોય છે. તેથી તેને અહિંઆં ગોવર્ધનગિરિ કહ્યો છે. આ ગોવર્ધનગિરિ વૃંદાવનની ભૂમિમાંજ છે. બ્રહ્મસૂત્રોનું તાત્પર્ય ભક્તિમાં છે, તે ભક્તિ પ્રદેશમાંજ છે. ભક્તિજ બ્રહ્મ પ્રાપ્ય છે. એવો પરમબોધ તેમાં સમાયલો છે. આ ભૂમિમાં થઈને દધિ વેચવા જનારની પાસે કૃષ્ણ દાણ માંગે છે. ભક્તિ પ્રદેશમા થઈને વિચારવાને કંઈક આપવુ પડે છે-કંઈક ત્યાગવું પડે છે. ત્યાગ વગર તે તેને લભ્ય નથી. ત્યાગરૂપી દાણ પ્રભુને આપવુ પડે છે, દધિ એ ઘૃત-સ્નેહજનક છે. એટલે સ્નેહમાર્ગમા પ્રવેશ કરતા પહેલાં ભક્તે શું શું આવશ્યક રીતે કરવુ જોઈએ તે અહિંઆં જણાવ્યું છે. અહિંઆ ભગવાન્ દાણમા ગોપી પાસે તન, મન અને વિત્ત માગે છે. પ્રભુ પ્રેમની સિદ્ધિ માટે ભક્તે સેવા કરવી જોઈએ. સેવાના ત્રણ પ્રકાર છે, તનુજા (દેહથી થતી) વિત્તજા (દ્રવ્યથી થતી) અને માનસિક (મનથી થતી)-આ ત્રણ પ્રકારની સેવા એક પછી

એક બની આવે તોજ તેને દહિં વેચવા જવાનો, પ્રેમમાર્ગના ઉપલક્ષક ભક્તિમાર્ગમાં જઈને પસાર થવાનો. અધિકાર છે.

આ ગરબીમા ગોવર્ધનરામભાઈએ "ચોરી કરુ ભક્તના ચિત્તની" એ શબ્દો મોટા અક્ષરથી છાપ્યા છે, અને એ ઉપરથી એઓ એવુ અનુમાન કાઢવા માંગે છે કે એ શબ્દોમાં યોગનો ઉલ્લેખ કર્યો છે. પણ દયારામભાઈએ એ શબ્દોમા યોગની પરિભાષાનો અર્થ આપ્યો નથી તે ઉપરના અર્થની સંગતિ જોતા જણાશે. ભક્તના ચિત્તની ચોરી કરવાનું તાત્પર્ય એટલુંજ છે કે જે સેવાપરાયણ જીવો છે, તેમનું ચિત્ત સેવાકાર્યમાં એવું પરોવાઈ જવુ જોઈએ કે જેથી કરીને તેમા તે આકર્ષાય નહિ. શ્રીમદ્વલ્લભાચાર્યજી પણ કહે છે કે ચેતસ્તત્પ્રવણ સેવા ચિત્તનું પરોવાવુ તેનું નામ સેવા કહેવાય છે. આ સેવામાં ચિત્તની એકાગ્રતા અગર તન્મયતા પ્રભુ કૃપા હોય તોજ બની શકે છે, અન્યથા નહિ, એ ભાવનું સૂચન કવિ એ પંક્તિમા કરે છે.

-

-શકતા હોઈએ તો પણ તેની રસિકતા, ગેયતા અને મધુરતા ખરેખર ઉત્તમ છે.

ફૂલી અલબેલી, આવ્યાં વહાલો ફૂલી અલબેલી,
બ્રેહે દુઃખ નાખ્યું છે રેલી, આવ્યા વ્હાલો ફૂલી અલબેલી.
શ્યામ સુંદર વરનું મુખ નીરખી, ગોપિકા થઈ ઘેલી. ૧
વિરહ અગ્નિ ઓલાયો અંતરનો, થઈ આનંદની હેલી. ૨
તેમ ફુલી જેમ પામ રંક, મહારત્ન મણી પેલી. ૩
મહાલક્ષ્મીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઈ સેહેલી. ૪
દયાના પ્રીતમજીની સંગે, રમતા વાધી બ્હાવ તણી વેલી. ૫

કૃષ્ણ અને ગોપી એક રૂપ છે, તેમાં કોઈ પણ ફેર નથી એનો ભાવ કેવી સુંદર રીતે કવિએ અહિંઆ આણ્યો છે તે જુઓ.

ગિરિવરધર ગોપી રૂપ, એક ગિરિવરધર ગોપી.
જેમ પ્રતિબિંબ સંગ રમે બાળક, એમ લીલા ઓપી રૂપ. ૧
કાશીમા મુક્તિ ને શ્રી ગોકુળમા, પ્રેમ વેલ રોપી રૂપ. ૨
વ્રજ વનિતાને વશ થયા વિઠ્ઠ્ન, વેદ વચનને લોપી રૂપ. ૩
પુદ્ધ ચિત્તે પ્રેમરસ ન પીધો, શું થયુ પેરયે ટોપી રૂપ. ૪
દયાના પ્રભુની લીલાયે મુખ મરડયુ, તેને કાળ ગેના ક્રોધી રૂપ. ૫

ખરેખર કવિશ્રીના જેના સંસ્કારી વાચકોના હૃદયને તો આ ગરબીઓ વાંચીને અલૌકિકજ આનંદ થશે. દયારામભાઈ એ ગરબીઓના રાજા જે કહેવાય છે તે ખરેખર સત્ય છે.

## ઊંચી કોટિના પ્રભુભક્ત

દયારામભાઈ ઊંચી કોટિના પ્રભુભક્ત હતા. શ્રીકૃષ્ણ એ એમનું સર્વસ્વ હતું. તેમને (કૃષ્ણને) જ તેમણે પોતાનું સર્વસ્વ માન્યું હતું. તેજ તેમના જીવનાધાર અને સ્વામી હતા. તેમને દેહ, ઈંદ્રિય, અંતઃકરણ, બુદ્ધિ અને આત્મા સમર્પિત કર્યા હતા અને તેમને જ પોતાના હૃદયનો રતિરસ આપ્યો હતો. કવિએ પોતાના

સ્વામી કૃષ્ણ સાથેના પ્રેમસંબંધમાં જે રસ ભોગવ્યો હતો, જે રસમસ્તી માણી હતી, તેનું વર્ણન તેમણે ગરબીઓમાં કર્યું છે. એમની પ્રત્યેક ગરબી, પોતાના સ્વામી શ્રીકૃષ્ણ સાથેની રસમસ્તીમાં એમને જે માનસિક અનુભવ થયો, જે લાગણીઓનાં સ્પંદનો અનુભવ્યાં, તેનો આબેહુબ ચિતાર રજૂ કરે છે. બીજી રીતે કહીએ તો તેમની ગરબીઓ તેમના મનનું, તેમના માનસિક વ્યાપારોનું પ્રતિબિંબ છે. કવિ એક સ્થળે કહે છે કે, 'કવિતા એ કવિનું કલેજું છે.' આ વિધાન તેમની ગરબીઓને સત્ય રીતે લાગુ પડે છે. દરેક ગરબીઓમાં જુદો જુદો માનસ અનુભવ એમણે પ્રગટ કર્યો છે. કવિ તો માનસશાસ્ત્રી નહોતા; છતાં તેમની ગરબીઓમાથી માનસશાસ્ત્રના અભ્યાસીને, માનસિક વ્યાપારોના અભ્યાસીને, ઘણીજ સામગ્રી મળી શકે.

## કામ–પ્રેરણાનું ઊર્ધ્વીકરણ

માનસશાસ્ત્ર એ અર્વાચીન શાસ્ત્ર છે. તે મનના વ્યાપારોનું અભ્યાસ કરનારું શાસ્ત્ર છે. તેમાં પણ જુદા જુદા સંપ્રદાયો છે. ફ્રોઇડનું માનસપૃથક્કરણ એ માનસશાસ્ત્રનો નવો સંપ્રદાય છે. દયારામભાઈએ માનસશાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હતો; છતાં એમની ગરબીઓ અને એમનાં કેટલાક કાવ્યો વાંચતાં આપણને તેમાથી માનસશાસ્ત્રની દૃષ્ટિએ કેટલુંક જાણવાનું મળે છે 'મન–મતિ સંવાદ' નામના કાવ્યમાં મન, મતિને પૂછે છે કે, 'હે મતિ! વિષયસુખ તરફ તેમજ ધનપ્રાપ્તિ તરફ હું કેમ ખેંચાઉં છું? એ મેળવવાને માટે ક્ષુધિત શ્વાનની માફક કેમ ફાંફાં મારું છું?' આના ઉત્તરમાં 'કામ અને દામ તરફ મારી આસક્તિ થઈ છે તે કેમ છૂટે તેનો ઉપાય તું દેખાડ.' મતિ તેના ઉત્તરમાં જણાવે છે કે "કામાસક્તિ અને દામ પ્રત્યેની આસક્તિ એ દરેક સંસારી મનુષ્યના મનની બે પ્રેરણાઓ છે. પણ જ્યારે કૃષ્ણ તરફ તેમને વાળવામાં આવે તો તે દુઃખરૂપ થતાં નથી." અહીંયાં ફ્રોઈડના માનસશાસ્ત્ર

પ્રમાણે દરેક મનુષ્યના મનમાં કામપ્રેરણા Sex instinct અને ક્ષુધાપ્રેરણા Hunger instinct જેને અહિંઆં દામ તરીકે ઓળખાવેલ છે એ બે પ્રેરણાઓનો ઉલ્લેખ કરેલો છે, એ બે પ્રેરણાઓ દરેક મનુષ્યમાં હોય છે. અને મનુષ્ય તેને પરવશ બની જાય છે. પણ ફ્રોઈડ કહે છે કે જો તેનું ઊર્ધ્વીકરણ (Sublimation) થાય તો તેનું પરિણામ સારુ આવે છે. અહિંઆં દયારામભાઈ એને ઊર્ધ્વીકરણનો આકાર આપે છે કે બન્ને વૃત્તિઓને જો પ્રભુમા જોડવામા આવે તો વિષરૂપ નહીં બનતા અમૃત સમાન બને છે. 'હુ શુ જાણું' જે વ્હાલે મુજમા શુ દીઠુ?' દયારામભાઈ એમની સુપ્રસિદ્ધ ગરબીમા આપણને અજ્ઞાત મનનો પરિચય કરાવે છે. અજ્ઞાત મનની શોધ ફ્રોઇડે કરેલી છે અને તેને વિષે ઘણુ લખાયુ છે. દયારામભાઈ ગોપીરૂપે કહે છે કે મને સમજણ પડતી નથી કે કૃષ્ણને મારા ઉપર આટલો બધો પ્રેમ કેમ છે? અને મને તેમના પ્રત્યે આટલુ બધુ હેત કેમ છે? ગોપીના અજ્ઞાત મનમાં કૃષ્ણને માટે પ્રેમ રહેલો છે. અને કૃષ્ણના અજ્ઞાત મનમા પણ તે પ્રેમ છે અને તેથી ગોપી, કૃષ્ણની સાથે વઢે છે અને તેને તરછોડે છે તોય કૃષ્ણ એની પછવાડે પછવાડે જાય છે.

જળ ભરવા જાય ત્યા પણ પાછળ પાછળ જાય અને વગર બોલાવે બેડલું ચડાવે છે. પોતાની માળા કાઢીને ગોપીને પહેરાવે છે અને એને એકલી જોઇને પગે લાગે છે આ ગરબીમા એ રીતે અજ્ઞાત મનના અનુભવો વર્ણવ્યા છે.

### અજ્ઞાત મનનું વલણ

એવોજ અજ્ઞાત મનનો અનુભવ 'શ્યામ રંગ સમીપે ન જાઉં' એ ગરબીમાં જણાવ્યો છે. કૃષ્ણની સાથે ગોપી જ્ઞાત મનથી નિશ્ચય કરે છે કે કૃષ્ણ શ્યામ રંગના હોવાથી શ્યામ રંગની જે વસ્તુઓ છે, તે બધાનો સબંધ મારે કરવો નહીં. કસ્તૂરીની બિંદી નહીં કરું. આંખમાં કાજળ નહીં આજું, કાળી કોકિલાનો શબ્દ નહીં

સુણુ કાળા કાગની વાણીના શુકન નહીં લઉં. કાળા રંગની કંચુકી નહીં પહેરું. જમનાના શ્યામ જલમા સ્નાન નહીં કરુ. શ્યામ મણિ અને રંગ શ્યામ નહીં જોઉં અને કાળા રંગના જાંબુ અને રીંગણા નહીં ખાઉં આમ–મોઢેથી ગોપી નેમ લે છે પણ મન પલક પણ તે નિભાવવા માગતુ નથી, કારણ કે ગોપીના અજ્ઞાત મન (Unconscious mind) મા કૃષ્ણ વિષેનો પ્રેમ છુપાયેલો છે. અને તેથી એ પ્રેમને થોભાવી દે એવા વર્તનને તે ગણકારતો નથી દયારામભાઈની આ ગરબીમા અજ્ઞાત મનનુ વલણ જણાયુ છે. દરેક મનુષ્યના મનના ત્રણ ભાગો છે ઉપરનુ જ્ઞાત મન, વચલુ તે ઉપજ્ઞાત મન અને ભીતરનુ તે અજ્ઞાત મન આ અજ્ઞાત મનની શોધ ફ્રોઈડે કરેલી છે દયારામભાઈની આ ગરબીમા અજ્ઞાત મનના અનુભવો વર્ણવ્યા છે આવી તો અનેક ગરબીઓ છે પણ સ્થળસંકોચને લીધે વધુ ઉદાહરણો નહીં લઈએ માનસશાસ્ત્રીઓમા એક વિવાદાસ્પદ પ્રશ્ન માનસિક વ્યાપારો અને શારીરિક વ્યાપારોના સબંધોનો છે કેટલાક એમ કહે છે કે માનસિક વ્યાપારો એ શારીરિક વ્યાપારોનુ કારણ છે વર્તનવાદીઓ એમ માને છે કે મન જેવી વસ્તુ નથી એટલે માનસિક વ્યાપારો એ શારીરિક વ્યપાર જ છે ચેતનવાદીઓ માનસિક વ્યાપારોને જ સત્ય માને છે અને શારીરિક વ્યાપારોનો નિષેધ કરે છે આમ આ પ્રશ્નની બાબતમા માનસશાસ્ત્રમા ખૂબ ઉહાપોહ થયો છે પણ દયારામભાઈની "લોચન મનનો રે ઝઘડો" એ ગરબીમા કેવુ સુદર રીતે તેનુ સમાધાન કરવામા આવ્યુ છે? પોતે માનસશાસ્ત્રી નહોતા તેમ તેમના સમયમા વર્તમાન સમયના માનસ શાસ્ત્રો નહોતા, છતા એમના અનુભવમાથી તેમણે આ પ્રશ્નનુ સમાધાન કેવુ સરસ રીતે કર્યુ છે? આ ગરબીમા મન અને લોચનની વચ્ચે ઝઘડો વર્ણવેલો છે.

મન કહે છે કે 'હે લોચન! તેં પ્રથમ કૃષ્ણની સાથે પ્રીતિ કરી, ત્યારથી મારી દશા આકુળવ્યાકુળ થઈ છે!' લોચન, મનને

કહે છે: "પ્રીતિ તો તે પ્રથમ કરી છે" તેનો જવાબ મન આપે છે કે 'ના હું જાતે તો પાંગળું છું તું મારું વાહન છે તે નંદલાલના દર્શન કર્યાં એટલે મારું મન ત્યાં લીન થયું છે અને ત્યાંથી મને વિરહતાપ બાળે છે' ત્યારે લોચન એવું કહે છે. 'મેં એમાં ખોટું શું કર્યું? મારા વગર તું હમેશાં કૃષ્ણને મળે છે, જ્યારે હું વિયોગાવસ્થામાં ભારે દર્શનની આતુરતાથી દુખ પામું છું' હવે મન જવાબ આપે છે કે 'હે નયન! નમામાં જ્યારે પ્રભુ પધારે છે, ત્યારે હું અહીં ત્યાં રહ્યા તેમનો જ વિચાર કરું છું એટલે તેમની સંનિધિમાં જ છું, પણ જ્યાંસુધી તેમનાં દર્શન ન થાય ત્યાંસુધી મને ચેન પડતું નથી, ચક્ષુ જવાબ આપે છે 'હે મન! એવું શા માટે તું કહે છે? તું તો માગ વગર પ્રભુને ભેટે છે અને પ્રભુની સંનિધિમાં રહેવાનું સુખ ભોગવે છે પણ હું તો પ્રભુના દર્શન વગર રાતદિવસ રોયા જ કરું છું' મન કહે છે ના, એમ નથી મારામાં વિરહના દુખને લીધે જે તાપ અને ક્લેશ થાય છે, તેથી તારી આંખમાં આંસુ પડે છે' આમ મન કહે છે લોચન! તે પ્રથમ પ્રભુ સાથે પ્રેમ કર્યો' છેવટે તેઓ બુદ્ધિ પાસે જાય છે અને બુદ્ધિએ સમાધાન કરાવ્યું. મન એ લોચનનો પ્રાણ છે લોચન, મનની કાયા છે અર્થાત્ માનસિક વ્યાપારો અને શારીરિક વ્યાપારો એક બીજા પર આધાર રાખે છે માનસિક વ્યાપાર શારીરિક વ્યાપારનું કારણ છે, અને શારીરિક વ્યાપાર એ માનસિક વ્યાપારનું કારણ છે. એ વસ્તુ દયારામભાઈએ આ ગરબીમાં જણાવી છે

દયારામભાઈના જીવનનો મુખ્ય રસ પ્રેમ છે તે જ પ્રેમ તેમની તમામ કવિતાઓમાં ખાસ કરીને ગરબીઓમાં છવાઈ રહ્યો છે. નવું માનસશાસ્ત્ર કહે છે કે દરેક પ્રાણીઓના જીવનમાં પ્રેમની વૃત્તિ હોય છે તે ખગળ નથી એ પ્રેમની વૃત્તિને મનુષ્ય જુદી જુદી રીતે સંતોષે છે 'કોઈ લગ્ન દ્વારા દંપતી પ્રેમમાં તેને માણે છે.

કેટલાકો સાહિત્યને પ્રેમ આપે છે, કોઈ કળાને તે પ્રેમ આપે છે, કોઈ પ્રકૃતિપ્રેમી બને છે અને કોઈનો પ્રેમ દેશ પ્રત્યે અને સમાજ પ્રત્યે વળે છે. કોઈનો પ્રેમ પ્રભુ તરફ હોય છે. આ પ્રેમના જુદા જુદા પ્રકારો છે. દયારામભાઈએ પોતાનો પ્રેમ ભગવાન શ્રીકૃષ્ણને આપેલો છે. તે જ તેમના પ્રેમના ભોક્તા છે અને પ્રેમના નિર્વાહક છે. પોતે લૌકિક રીતિએ દંપતીપ્રેમ માણ્યો નથી. તેઓ અપરિણિત હતા. નાનપણથી તેમને લગ્ન પ્રત્યે અનાદર હતો આવેલું માગું પણ તેમણે નકાર્યું. કારણ કે તેમના અજ્ઞાત મનમા શ્રીકૃષ્ણ પ્રત્યેની પ્રીતિ છુપાયેલી હતી. અને એ પ્રીતિને લીધે લૌકિક પ્રેમને અને લગ્નને પણ ઠોકર મારી નવો શિક્ષિતવર્ગ આ પ્રેમને ભલે નિંદે. અત્યારના નૂતન માનસશાસ્ત્રની દૃષ્ટિએ એમનામા રહેલી પ્રેમની વૃત્તિનુ તેમણે ઉત્તમ રીતે ઊર્ધ્વીકરણ કર્યું છે એટલે તેમનામા રહેલી પ્રેમવૃત્તિમા કામ કે પ્રણય નથી, પણ એ પ્રેમનુ શુદ્ધ સ્વરૂપ છે. વિષનુ રૂપાંતર જેમ કોઈ રસાયણ તત્ત્વો મળવાથી અમૃતમય બની જાય, તેમ એમનો આ પ્રેમ, એ શ્રીકૃષ્ણની સાથે જોડાતા શુદ્ધ નિર્વિકારી અને ઉત્તમોત્તમ બન્યો છે.

## દયારામભાઈની પ્રેમભક્તિ અને સુફીવાદ.

પરમાત્મા તરફની પ્રેમભક્તિ જૂદી જૂદી રીતે દેખાડવામા આવે છે પણ તેના મુખ્ય વિભાગોનું કોષ્ટક આપણે નીચે પ્રમાણે આપીશુ

પ્રેમભક્તિ

- પુરુષ ભાવ
  - સૈવ્ય સેવક ભાવ
  - પતિપત્ની ભાવ
  - સખ્ય ભાવ
  - વાત્સલ્ય ભાવ
  - આશક માશુક
- સ્ત્રી ભાવ
  - માતૃભાવ
  - માશુક આશક

માશુક આશકનો ભાવ.

પરમાત્માને કાંતો પુરુષ રૂપે અગર સ્ત્રી રૂપે ભજવામાં આવે છે. પુરુષ રૂપે સેવ્ય સેવકભાવથી કેટલાક ભજે છે. અર્થાત્ ભગવાન્ સેવ્ય છે. અને ભક્ત સેવકો છે એ ભાવ તેમનામાં હોય છે. કેટલાક પરમાત્માને સખા માનીને તે પ્રમાણે ભજે છે, જેમ અર્જુન કૃષ્ણને સખા માનતા તે રીતે આ સખ્યભાવની ભક્તિ કહેવાય છે. કેટલાક પરમાત્માને પિતા માને છે અને પોતે (ભક્ત) પુત્ર રૂપ બને છે. અગર તો કેટલાક પરમાત્માને પુત્ર માને છે. અને પોતે નંદયશોદાની માફક વાત્સલ્ય ભાવ દર્શાવે છે. કેટલાક પરમાત્માને પતિરૂપે માને છે. અને ભકતો પોતે પત્નીરૂપ થાય છે. કેટલાકો પોતે (ભકતો) માશુક હોય એમ ગણે છે અને પરમાત્માને આશક ગણે છે. દા. ત. ગોપીજનનો ભાવ પરમાત્માને સ્ત્રીભાવથી ભજનાર પ્રભુને સ્ત્રીરૂપે જુએ છે. શાક્તવાદીઓ પ્રભુને શક્તિરૂપે ગણીને અર્થાત્ માતારૂપે ગણીને તેમને ભજે છે. અને કેટલાકો પરમાત્માને માશુક ગણે છે અને પોતે આશક બને છે. આમ પ્રેમ ભક્તિનાં અનેક કુંડાળાં બને છે, અને એકજ પરમાત્મા જૂદા જૂદા રૂપે ભજાય છે. પણ સર્વ ભાવોમા પતિપત્ની ભાવ તથા આશક માશુક તેમજ માશુક આશકનો ભાવ ઉત્તમ છે. પતિપત્નીનો ભાવ બીજા ભાવોથી ચઢીઆતો હોય છે. કારણુ તે ભાવની આગળ સંકોચ અગર હૃદયના પડદાઓ ખસી જાય છે. પિતા માતાના પુત્ર તરફ જેમ પ્રેમ હોય તેના કરતાં પતિપત્નીનો પ્રેમ ચઢીઆતો છે. આથી ભક્ત કવિઓ કહે છે કે જેમ એક સત્પત્ની પોતાના સત્પતિને અનન્ય પ્રેમથી ચાહે છે તેમ પરમાત્માને ભકતોએ ચાહવું જોઈએ. દામ્પત્ય પ્રેમની ભક્તિ કરતાં પણ ઊંચા પ્રકારની ભક્તિ પરમાત્માને આશક માશુકના ભાવથી ભજવામાં છે. અર્થાત્ પ્રિય અને પ્રિયાના ભાવથી, અલબત નીતિ શાસ્ત્રના ધોરણે આ પ્રેમ તપાસતાં તેમાં સામાજીક બંધનની શિથિલતા આપણને દેખાય છે. પણ ઉત્તમ પ્રેમ આગળ એ શૈથિલ્ય તે દોષરૂપ નથી. વર્ષાઋતુમાં ગંગા નદી જેવી નદીમાં મહાન્ પૂર આવે અને તેને લીધે માર્ગમાં

આવતા ટેકરાઓ, ઝાડો કે ઝાડીઓ તે પૂરની અંદર ઘસડાઈ જાય તો તેમા આશ્ચર્ય નથી એ તો સ્વાભાવિક છે તેને કોઈ પણ રોકી શકે નહિ મોટા મોટા પૂલોનો પણ તેના સમયે ચૂરો થઈ જાય તે જ પ્રમાણે જ્યારે હૃદયમાથી ખરેખરા પ્રેમરૂપી પૂરનો પ્રવાહ પ્રબળ વેગે ધસતો હોય ત્યારે તે સામાજીક કે વૈદિક તમામ મર્યાદાઓ, કે પાળોને ભાગીને દૂર ઉખેડી દે છે એટલુજ નહિ પણ લોકલજ્જા વગેરે પૂલોનો પણ નાશ કરે છે. અલંકાર શાસ્ત્રમા સ્વકીયા નાયિકાના પ્રેમ કરતા પરકીયાના પ્રેમને વધારે ઉત્કટ ઉષ્ણતાવાળો અને ઉત્કૃષ્ટ ગણ્યો છે તે એ દૃષ્ટિએ કે તે પ્રેમમા પ્રેમ પાત્રની ખાતર લોક કે વેદના શાસનો તોડીને, નિર્ભયતા અને લજ્જાનો ત્યાગ કરીને આત્મ બલિદાન આપવાની, અરે પ્રાણ ત્યાગ કરવાની ખરી શક્તિ જાગે છે આ ભાવ ગોપીજનની ભક્તિમા છે ગોપી એટલે આત્મ ત્યાગની મૂર્તિ ગોપી એ લૌકિક દૃષ્ટિએ પરકીયા નાયિકા છે, (વસ્તુત તો ભગવાનની સ્વકીયાજ છે ) છતા તે પ્રભુની ખાતર પોતાના કુટુબ વગેરેનો ત્યાગ કરે છે આમા તેમના ખરા પ્રેમની વિશુદ્ધિ જોવામા આવે છે આ ગોપીજનની ભક્તિ તે આશક માશૂકના ભાવવાળી છે પરમાત્મા એ આશક અને ગોપીઓ તે માશૂકો છે ભાગવતકારે પરમાત્માને આ ભાવથી ભજવા જોઈએ અને તેજ ખરી ઉત્તમ પ્રકારની ભક્તિ છે તે જણાવવા રાસ પંચાધ્યાયીનો પ્રસંગ શુકદેવજી જેવા નિર્વિકારી અને ગર્ભ સંન્યાસીના મુખે કહી બતાવેલ છે જયદેવ અને સુરદાસાદિ કવિઓએ તેટલા માટેજ આ ભાવ વધારે ગાયો છે નરસિંહ અને મીરાબાઈના પદોમા પણ આજ ભાવ છે અને દયારામભાઈએ તેમની શૃંગાર રસની ગરબીઓમા આ ભાવને વ્યક્ત કર્યો છે

આ આશક માશૂકના ભાવવાળી ભક્તિને કેટલાક સૂફીવાદની સાથે સરખાવે છે હવે એ સરખામણી કેટલે દરજ્જે સાચી છે

તે આપણે જોઈએ.'સાહિત્ય' ના ૧૯૩૨ ના ફેબ્રુઆરીના અંકમા રા જહાંગીર માણેકજી દેસાઈ બી. એ. એ 'નરસિંહ મહેતા અને સુફીવાદ' નામના લેખમા સુફીવાદ વિષે ટૂંકમા સમજાવ્યુ છે. 'સુફી' શબ્દ કેટલાકના મતે ગ્રીક Sophia સોફીઆ, ડહાપણ એ શબ્દમાથી નીકળ્યો છે. કોઈ તેને સફા-પવિત્રતા ઉપરથી લે છે અને કેટલાક અરબ્બી ભાષાના સૂફ-ઉન એટલે ઉનના ઝભ્ભા પહેરનાર દર્વેશો, એ ઉપરથી લે છે. સુફી લોક પણ બ્રહ્મજ્ઞાની અને ગુપ્ત જ્ઞાનવાળા છે ખરા સુફી હમેશા સત્યની શોધમા જ લાગેલા હોય છે. પ્રભુને કેમ પ્રાપ્ત કરવા તેનોજ વિચાર કરે છે. જેમ આપણા ભક્તો પ્રભુના પ્રેમ દ્વારા પ્રભુને જ મેળવવા માગે છે તેમ સુફીઓ પ્રભુને પ્રેમથી મેળવના ઇચ્છે છે. આપણા ભક્તો પ્રેમ (ભક્તિ) ને એકલાનેજ ગ્રહણ કરે છે, જ્ઞાન અને કર્મની જરૂર સ્વીકારતા નથી તેમ સુફીઓ પણ કરે છે. આપણા ,ભક્તો નિર્ભય થઈને પ્રભુ ભક્તિની ખાતર લોક કે વેદ (શાસ્ત્ર) નાં શાસનો અગર રુઢિઓના બધનોને તોડે છે, અને તેમ કરતા સંકોચાતા નથી, અગર તેને અપરાધ ગણતા નથી. તેમ સુફીઓ પણ વર્તે છે. આ રીતે સુફીવાદ અને આપણી ગોપીજનની ભક્તિ વચ્ચે સામ્ય છે.

સુફીવાદ પ્રમાણે પરમાત્માને પ્રાપ્ત કરવાના માર્ગમા ચાર તબક્કા stages છે. (૧) 'શરીઅત' નુ પગથીયુ પહેલુ છે. આ સામાન્ય રીતે કર્મ માર્ગ છે. પ્રથમ કક્ષામાં આ માર્ગથી તેઓ માહિતગાર થાય છે. પણ તેને વટાવીને પછી બીજા તબક્કામા તેઓ પ્રવેશ કરે છે. આ બીજો તબક્કો તે 'તરિકત' કહેવાય છે આ તબક્કા દરમ્યાન સુફી આન્તર ગુણોનો વિકાસ કરવા તરફ ધ્યાન આપે છે. શમદમાદિ સાધનોને પ્રાપ્ત કરવા તરફ તેનુ સઘળુ ધ્યેય હોય છે. 'શરિઅત' કક્ષામા તે બાહ્ય ભક્તિ (અફઆલે જીસ્માની) માં હતો હવે તેનું ચિત્ત આન્તર વિકાસ (અમાલે રૂહાની) તરફ દોરાય છે. આમાંથી પસાર થઈને તે

બીજા તબક્કા 'મારફત' જ્ઞાનમાં પ્રવેશ કરે છે આ જ્ઞાન તે પરમાત્માનું જ્ઞાન જેથી પ્રભુ તરફ તેને વધારે પ્રેમ થાય તે છે આપણા વેદાન્તીઓ જેને નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન કહે છે તે નહિ આવું જ્ઞાન આપણા ભક્તિમાર્ગના ભક્તો પણ આવશ્યક માને છે આ સ્થિતિમાંથી પસાર થનાર ઈશ્વરી પ્રેરણાઓ મેળવવાને સમર્થ બને છે આ પછીનું અંતિમ સ્થાનને સુફીઓ 'હકીકત' સત્ય કહે છે આ છેલ્લા પગથીએ પહોચનાર સૂફી પ્રભુ (હક્ક)ની સાથે સાયુજ્ય મેળવે છે આ પ્રભુ પ્રાપ્તિનો પ્રકાર કંઈક આપણા ભક્તિમાર્ગમાં પણ છે પણ ભક્તિની અંદર જેમ શ્રવણાદિ નવ પ્રકારની ભક્તિ અને પછીની પ્રેમ ભક્તિ એજ પ્રભુને મેળવવાનો ઉપાય કહ્યો છે અને તેને માટે બાહ્યશુદ્ધિ આન્તરશુદ્ધિ જ્ઞાન વગેરેના તબક્કાઓ કર્યા છે

સામાન્ય રીતે ભક્તિમાર્ગ અને સુફીવાદમાં પ્રભુને પ્રેમથી પ્રાપ્ત કરવાની બાબતમાં સામ્ય છે પણ ગોપીભક્તિ અને સુફીવાદ એક નથી પણ જુદા છે ગોપીભક્તિમાં પ્રભુને આશકના ભાવથી ભજવામાં આવે છે પ્રભુ એ આશક અને ભક્તો ગોપીઓ માશુક છે, જ્યારે આનો આ ભાવ સુફીવાદમાં જુદી રીતે હોય છે, અર્થાત્ પ્રભુએ માશુક અને ભક્ત આશક છે આટલો એ બન્ને વચ્ચે ફેર છે બીજી બધી પ્રણાલિકા મળતી આવે છે ભક્ત કવિઓની પ્રભુની પ્રેમભક્તિની કવિતામાં ગૂઢાર્થતા જોવામાં આવે છે તેવીજ સુફીઓની કવિતામાં છે ભક્તોની શૃંગાર રસની કવિતાની પરિભાષા નહિ સમઝનાર તેમાંથી અન્યથા અર્થ ખેંચી શકે છે તેમ સુફીઓની કવિતાની પરિભાષા નહિ સમઝનાર તેમાંથી અન્ય અર્થ પણ ગ્રહણ કરી શકે ભક્તોની તે સુફીઓની કવિતામાં બાહ્યાર્થ અને ગૂઢાર્થ-યથાર્થ હોય છે સુફીવાદની કવિતામાં સેનમ, માશુક, આશના, દોસ્ત, સિમૂર્ગ, બૂત, વગેરે શબ્દોનો પ્રયોગ થાય છે વૈષ્ણવ કવિતામાં કૃષ્ણ ગોકુળ, ગોરસધિ, ઘટ મહિયારી, ગોપી,

અધરામૃત 'ચુંબન', વગેરે શબ્દોનો પ્રયોગ થયેલો હોય છે. આમ ભાષા ગૂઢાર્થનાનું સામ્ય બન્ને જાતની કવિતામાં છે. આ ઉપરથી કેટલાકો ભક્તિવાદ અને સુફીવાદને અભિન્ન ગણે છે. દિવાનબહાદુર કૃષ્ણલાલભાઈએ 'દયારામભાઈ અને હાફેઝ'માં દયારામની કવિતા અને હાફેઝની સુફીવાદ વાળી કવિતાની સરખામણી કરી છે. પણ તે ઉભય ભક્તિમા ભિન્નતા કેવા પ્રકારની છે તે અમે ઉપર જણાવ્યું છે. અર્થાત્ ભક્તિમાર્ગની કવિતા-ગોપીજનની ભક્તિની તે આશક માશુકના ભાવવાળી છે, એટલું તારતમ્ય ખાસ લક્ષમાં રાખવું જોઈએ. નરસિંહ મહેતાની કે દયારામભાઈની શૃંગારરસની કવિતા તે સુફીવાદની કવિતા નથી, પણ તેનાથી નિરાળી આશક માશુકના ભાવવાળી છે. પ્રેમલક્ષણા ભક્તિમા પ્રભુનું સ્વરૂપ-સચ્ચિદાનંદ, આનંદમય, રસ સ્વરૂપ છે. તે નિરાકાર છતા સાકાર છે. તેમાં ઉચ્ચ પ્રકારનો ભક્તનો પ્રભુ સાથેનો રસભોગ-ભજનાનંદ છે. પ્રભુના સાક્ષાત્કાર તથા સંબન્ધનું અન્તિમ ફલ રાસલીલાનો આનંદ તે સુફી કવિતામાં નહોય.

## દૃષ્ટકૂટ પદો અને ચિત્ર કાવ્યો.

સુરદાસની માફક દયારામભાઈ દૃષ્ટકૂટ પદો પણ લખી શકતા. દયારામભાઈ તેમનાં કાવ્યોમાં દૃષ્ટકૂટ પદો તથા સમસ્યાઓ નમૂના દૃષ્ટિગોચર થાય છે. આને અલંકાર શાસ્ત્રમાં 'પ્રહેલિકા' કહેવાય છે. આગળ આખ્યાન ના પ્રકરણમાં 'સારાવલિ' ગ્રંથમાંથી કેટલાંક દૃષ્ટકૂટ પદોનાં ઉદાહરણ આપ્યાં છે. હિંદી સાહિત્યમાં સુરદાસજીએ ઘણાં 'દૃષ્ટકૂટો' લખ્યાં છે. દૃષ્ટકૂટ પદો કે ચિત્ર કાવ્યો, તે ઉત્તમ કવિતાનાં અંગ ગણાતાં નથી. ચિત્ર કાવ્યને મમ્મટ અવર-અધમ (હલકી કોટીનું) કાવ્ય ગણે છે. છતાં આવાં કાવ્યો રચવાં તે સરળ નથી. એમાં કવિનાં અનુપમ કૌશલ્ય અને જ્ઞાનની કસોટી થાય છે. દૃષ્ટકૂટમાં અમુક જાતના પર્યાય શબ્દોને એવી રીતે ચોજેલા હોય કે તેનો સંબંધ અમુક પ્રસિદ્ધ પૌરાણિક શબ્દની સાથે હોય અને

તેમા અમુક અર્થ છૂપાયેલો હોય આ દષ્ટકૂટોમા છૂપાયેલ અર્થ બહુજ થોડાક ટીકાકારો ખેંચી શકે છે તે અર્થ કરનારને પુરાણની ગાથાઓનો પરિચય હોવો જોઈએ, નહિ તો કવિનો ઇષ્ટ અર્થ કાઢી શકશે નહિ દષ્ટકૂટના આપણે બે ઉદાહરણો અહિંઆ લઈએ. તે બન્ને પ્રાચીન કાવ્યમાળા ભા ૨ મા આપેલા છે

મિત્ર પુત્ર સુત ભૂષન, સુરસુત ભગિની ભરતા;
મૃતરિપુ લોચન રિપુધર, નાદ જનકજક સહરતા,
મિત્ર બંધુ પિતુ ગુરુ રિપુ, મિત્ર શિષ્ય આભૂષન,
શત્રુ વાહન સુત વાહન, વલ્લભકૃત સુખ્યન
સુત રિપુ રિપુ-સુતની પતિ પતિ, પિતુ ભ્રાતા ભૃત્ય પ્રાનહર,
હર દૈવત તાકે હિતુ દયા-નાથ કૃષ્ણ ગિરિરાજ ધર

આ પદનો અર્થ શ્રીકૃષ્ણ પરત્વે છે દયારામ કહે છે કે શ્રીકૃષ્ણ નાગ નાથ અને ગિરિરાજના ધારણ કરનારા છે તે કૃષ્ણના વિશેષણ તરીકે પહેલી પાચ લીટીઓ યોજી છે હવે આપણે તેનો અર્થ જોઈએ મિત્ર (અગ્નિ) ના પુત્ર જે દીવો તેનો પુત્ર કાજળ તે ભૂષણ છે એવુ નેત્ર (આખનુ ભૂષણ કાજળ છે) તેના સુર દેવ કહેતા સૂર્ય તેના પુત્ર યમ તેમની બ્હેન યમુના, તેમના પતિ કહેતા શ્રીકૃષ્ણ આટલો પ્રથમ લીટીનો અર્થ થયો પણ અહિંઆ તમામ લીટીઓનો સળગ અર્થ લેવાનો છે દરેક લીટી પછીની બીજી સાથે જોડાયલી છે પ્રથમ લીટીનો કૃષ્ણ અર્થ થયો હવે આ અર્થને બીજી લીટી સાથે જોડીએ કૃષ્ણના પુત્ર પ્રદ્યુમન-કામદેવ તેના શત્રુ કહેતા શિવ તેમનુ નયન જે અગ્નિરૂપ છે તેના શત્રુ જે જળ તેનો ધરનાર મેઘ તેનો નાદ કહેતા મેઘનાદ અર્થાત્ ઇંદ્રજીતના પિતા રાવણનો નાશ કરનાર રામ છે પ્રથમ લીટીનો અર્થ કૃષ્ણ થયો બીજી લીટીને ભેગી કરતા રામ અર્થ થયો હવે ત્રીજી લીટી સાથે તેનો અન્વય કરીએ રામના મિત્ર સુગ્રીવના બંધુ

પિતા ઇંદ્રના ગુરુ બૃહસ્પતિના શત્રુ ચંદ્રના મિત્ર શુક્રનો શિષ્ય કચ તે જેનું આભૂષણ છે. એના મસ્તક અર્થાત્ રાહુ. કચનો બીજો અર્થ વાળ થાય છે. વાળ એ મસ્તકનું ભૂષણ છે. પણ એકલા મસ્તકરૂપે રાહુ છે માટે આખી લીટીનો અર્થ રાહુ થયો. ત્રણ લીટીનો ભેગો અર્થ રાહુ થયો. હવે ચોથી લીટી સાથે જોડીએ. આ રાહુનો શત્રુ ચંદ્ર છે. તે શિવના ભૂષણ રૂપે છે. તેમના સુત કહેતા કાર્તિકેય, તેમના વાહન એટલે મોર તે જેને પ્રિય છે એવા મેઘને સુખ નહિ કરનાર વાયુ છે આ રીતે ચોથી લીટી સાથે જોડતા તેનો અર્થ વાયુ થાય છે આ વાયુનો પુત્ર ભીમ છે. તેમનો શત્રુ દુર્યોધન અર્થાત્ કલિયુગ તેનો રિપુ ધર્મ, તેનો સુત નર-નારાયણ થકી ઉત્પન્ન થયેલી ઉર્વશી તેના પતિ પુરરવાના પિતા બુધ, તેના પિતા ચંદ્ર અને તેના ભાઈ દત્તાત્રેય તેના સેવક સહસ્રાર્જુન, તેના પ્રાણ હરનાર પરશુરામના દૈવતને હરનાર રામચંદ્રજી છે. એવા રામચંદ્રજીના પણ હેતુરૂપ દયારામ કહે છે કે શ્રી કૃષ્ણને છે.

આવું બીજું પદ લઈએ

મનમથ તાત કહ્યો કર મેરો;
ઉત્તર અર્ધ નામ હરિ અગ્રજ, જો સદ્ ક્રિયો આ'ય તુ તેરો.
પુરુષ નારી પતિની કર લાલિત, તામે સતત રાખી બસેરો;
તાવિન સબ થલ ડર ભટકે, તેહ ધ્રુવ ધ્રુવ સોપાન ઘનેરો
શ્રુતિ દગ ભુખનકો કર ચિંતન, લોભાનુજ ઉર નરો અંધેરો;
દયાનાથ રજક મહી શરનો, દયા પ્રીતમદાસ ટારીયેરો.

કવિ કહે છે, 'હે મનમથ (કામ) ના પિતા એટલે મન તું. મારૂં કહ્યું માન જો તું ભગવાનના મોટાભાઈ કહેતા 'બલભદ્ર' શબ્દના પાછલા ભાગને અર્થાત્ 'ભદ્ર' ને કલ્યાણની ઈચ્છા કરતો હોય તો હું કહું તે પ્રમાણે તું કર.' તે શું? કવિ તેનો ઉત્તર

આપે છે. પુરુષ એટલે વિરાટ્‌ની સ્ત્રી નાડી એટલે નદીઓ તેના પતિ સમુદ્રમાથી ઉત્પન્ન થયેલ લક્ષ્મીના કરથી લાડ લડાવેલા ભગવાનના ચરણમા હમેશા તું તારો નિવાસ કર. તે વિના જો બીજે સ્થળે તુ ભટકે તો તને કોનો ડર છે તે તુ જાણે છે? તે સાભળ 'ધ્રુવના સોપાન ધ્રુવના પગથિયા રૂપ ધનેરો પ્રાહાણો' જે અર્થાત્ કાળનો ડર તને છે. માટે તુ શ્રુતિ-ગોપીઓ તેમના નયનના ભૂષણરૂપ શ્રીકૃષ્ણનુ ચિંતન કર એમ કરીશ તોજ તારા હૃદયમાથી લોભના અનુજ મોહનુ અધારૂ જડરથી નાશ પામશે. માટે દયાના નાથ, ધર્મના રક્ષક જે હરિ છે તેમનું શરણ લઈને દયારામના પ્રીતમ શ્રીકૃષ્ણની દાસી જે માયા તેનો યોગ-દોષ તુ દૂર કર. અર્થાત્ ભગવાનનુ શરણ લે તો માયાના દોષથી તુ બચે એવો આમા અર્થ છે. દષ્ટકૂટ પદો એટલે કિલષ્ટ અર્થના જાળા જાળામાં પડેલું પક્ષી અદર ને અદર ગુચવાઈને ગુગળાય છે, એને જો કોઈ બહાર કાઢે તોજ નીકળી શકે, તેમ દષ્ટકૂટની અદર અર્થ ગુચવાઈને પડેલો હોય છે. અને તે ત્યા ગુગળાયા કરે છે. એ તો કોઈ સમર્થ ટીકાકાર તે અર્થને બહાર કાઢે તોજ બની શકે. કવિતામા પ્રાસાદિકતા એ તેની સર્વોત્કૃષ્ટતાની નિશાની છે તે આવા કાવ્યોમા જોવામા આવતી નથી. માત્ર કવિતા કૌશલ્યના ચમકારા રૂપે આવા પદો હોય છે.

દષ્ટકૂટની માફક તેમણે કેટલીક સમસ્યાઓ પણ બનાવી છે. પ્રેમાનદે પણ 'અષ્ટાવક્રાખ્યાન'મા આવી સમસ્યા રજુ કરી છે, તેમ સામળે તેની વાર્તાઓમા ઘણે સ્થળે આપી છે. પણ દયારામભાઈની સમસ્યાઓ તો રસિક અને મોહક છે. તેનાં કેટનાક ઉદાહરણો લેઈએ.

માતા પુત્રી (બે) જોડે અવતર્યાં, એક ધણીને બન્ને વર્યાં,
માતા કરે તે પુત્રી કરે, માત મરે તો પુત્રી મરે.
દિવસે બેસે આસન જુએ, રતિ માતા પાસે સૂએ

માતા ગૌરી પુત્રી શ્યામ, જુગલ વરણુ બે જૂદાં નામ.
જળ ભીંજે ના અગ્નિ બળે, તે બળ મા પાસે ના મળે,
કૃષ્ણ તણી સાસુ દિકરી, આને કાંઈ સગાં નહિ હરિ;
દયારામ કહે ચેતો દક્ષ, જો પહોંચે બુદ્ધિનો લક્ષ

આ સમસ્યાનો ઉત્તર એમને એમ જાણવો બહુ મહેણુ છે, પણ તર્કથી વિચાર કરતા જણાશે કે આનો ઉત્તર કાયા અને છાયા બંધબેસતો છે. કાયા ( દેહ ) તે મા અને છાયાને તેની પુત્રી કહી છે. જ્યાં દેહ ત્યાં છાયા હોય છે, અને જ્યાં સુધી દેહ હોય ત્યાં સુધી છાયા હોય છે. છાયાને અહિં આ કૃષ્ણની સાસુ કહે છે, કારણ કે પુરાણ પ્રમાણે છાયા એ સૂર્યની પત્ની છે. અને આ છાયાની પુત્રીનું નામ યમુના છે. કૃષ્ણની પત્ની તરીકે યમુના હોવાથી છાયા એ કૃષ્ણની સાસુ થાય એમ વિનોદાત્મક શૈલીમાં કવિ જણાવે છે.

નીચેની સમસ્યાનો ઉત્તર 'મૃદંગ' છે વિવેચનની જરૂર નથી

બે મુખની એક નાર, એક ગોરૂ એક કાળુ,
રહે ગુણીજનની સંગ, ગાણુ પણ ગાય રસાળુ;
મૂરખ નવ લહે મર્મ, સમજે કોઇ સમજુ સાચા,
તેમાં એક અવગુણ, વણવાકે ખાય તમાચા.
નિત્ય ભોજન કરીને, રીઝે એટલું અવળું કામ છે,
કહે દયો દાસ હરી, મૃદ અંગનું નામ છે;

તેજ રીતે 'તંબુરા'ને ઉદ્દેશીને નીચેની સમસ્યા લખી છે. આપેલા ટિપ્પણ ઉપરથી સ્પષ્ટ થશે

કડવો તાત નપુંસક, પુત્ર પુરુષ છે મોટો;
ઉદર ઉપર અશ્વની,[1] સુગુણ[2] સંજોગી દીઠો;

---

૧ ઘોડી (લાકડાની) ૨ સારા દોરા (તાર)ના સંજોગવાળો.

સાતદેસગી[1] જહાને[2] કાઢે બા'રો;
કહે ખઈ જનોઈ, વિવણુ રાખે વિચારો;
નર[3] એક ત્રિયા[4] ત્રણુ ગ્રહાને, બેસાડે નિજ ગોદમાં;
શિર[5] ઉપર નાચે નારીઓ, દયા રહે મત મોદમાં;

તંબુરાના બાળ એટલે તુંબડું તે નપુંસક લિંગમાં હોવાથી કવિએ તેને નપુંસક કહ્યો છે. નપુંસક પિતા અને તેનો પુત્ર એમ કહેવામાં વધ્યા પુત્રની માફક વદતોવ્યાઘાત પણુ કવિએ દેખાડ્યો છે, તંબુરાનો પિતા કડવો છે પણુ તેનો પુત્ર (તાર) મીઠો છે એમ કહીને તંબુરાના ગુણુની પ્રશંસા કરી છે

નીચેના દુહામાં પણુ અર્થની ચમત્કૃતિ કેવી સરસ રીતે આણી છે.

કુમાર જનક ઉમાપતિ, પન્નગધર નિધનેશ,
શંખધરન શિવનામ, મુખ-વચન ન અહીં બનેશ.

આમાં શિવ નામ છે. પણુ કવિ કહે છે કે તેના મુખવચન આદિ વર્ણ અક્ષર ૭ કાઢી લઈએ તો તેના તેજ નામ વિષ્ણુ વાચક થાય છે જેમકે કુમાર કહેતા કાર્તિકેય તેમના પિતા શિવ.

'કુ' કહાડી લેતા 'માર' કામદેવ તેના પિતા વિષ્ણુ
ઉમાપતિ-પાર્વતીના પતિ શિવ,
માપતિ લક્ષ્મીના પતિ વિષ્ણુ.
પન્નગધર સર્પને ધારણુ કરનાર શિવ,
નગધર પર્વત (ગોવર્ધન)ને ધારણુ કરનાર કૃષ્ણુ વિષ્ણુ.
નિધનેશ-મૃત્યુના ઈશ-શિવ,
ધનેશ ધનના ઈશ લક્ષ્મીના સ્વામી વિષ્ણુ.
શંખધરન-શંખને ધારણુ કરનાર શિવ
ખધરન-આકાશને ધારણુ કરનાર વિષ્ણુ.

---

૧ સાત સ્વર ૨ ખોટા તારનો જૂદો કાઢે અથવા તૂટેલા તારને દૂર કરે ૩ અંગુઠો ૪ સ્ત્રીનો, આંગળીઓ ૫ ખીંટીઓ ભમરીઓ.

આદિ વર્ણ કાઢી નાખતાં બીજો અર્થ નીકળે છે

નીચેના દુહામાં રામને ભજવાનો અર્થ છુપાયલો છે—

મથુરા બીચકો બરન તજ, રહે ઉલટી રટી હોય,
જો ના રટત તો બદન સિય, મથુરા તજ્યે કે સોય.

મથુરા શબ્દમાંથી વચલો અક્ષર કાઢી દેતાં 'મરા' અક્ષર રહે છે તેને ઉલટા કરીને વાંચીએ તો 'રામ' થાય છ કવિ કહે છે કે એ 'રામ'ને ભજો જે 'રામ'ને ભજતો નથી તેના મોઢામાં 'થુ' અર્થાત્ જે વચલો વર્ણ છે તે પડો. અર્થાત્ તેને ધિક્કાર છે

નીચેના બે દોહરામાંથી પ્રથમનો દોહરો પ્રશ્નરૂપે છે અને પછીનો ઉત્તરરૂપે છે પ્રશ્ન પૂછનાર નાયિકા છે અને તેનો ઉત્તર નાયક કૃષ્ણ આપે છે—

પ્રશ્ન—હમી હમારે મન મધ્ય બસી, [illegible] ન આધાર;—
આપ સકાર લખો વદા, ન [illegible] કો રમાર
ઉત્તર—તેરી ચિતર્ક નહિ બને, ઉ [illegible] આધાર
[illegible]

ચિત્ર કાવ્ય બનાવવામાં પણ કવિએ કેવી ખૂબી વાપરી છે તેનું એક દૃષ્ટાંત આપણે લેઈએ.

નીચેનો દુહો ત્રિપદીમાં તથા કપાટબંધમાં મૂકી શકાય છે.

> રામ નામ પે પ્રેમ તો, ભઈ ભની સબ જાનિ;
> કામ દામ પે પ્રેમ તો, ગઈ ફલી જગ માનિ.

આને ત્રિપદીમાં મૂકીએ તો આ પ્રમાણે મૂકાય.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રા | ના | પે | મ | ભ | ભ | સ | જા |
| મ | મ | પ્રે | તો | ઈ | ની | બ | નિ |
| કા | દા | પે | મ | ગ | ફ | જ | મા |

આનું 'કપાટબંધ' ચિત્ર જો બનાવીએ તો નીચે પ્રમાણે થઈ શકે.

| | | |
|---|---|---|
| રા | મ | કા |
| ના | મ | દા |
| પે | પ્રે | પે |
| મ | તે | મ |
| ભ | ઈ | ગ |
| ભ | ની | ફ |
| સ | બ | જ |
| જા | નિ | મા |

આવીજ રીતે દયારામભાઈએ ધનુષબંધ, કમળબંધ અને

કારણ પણ ચિત્રકાવ્યો બનાવ્યા છે. જો કે કાવ્ય શાસ્ત્રીઓ ચિત્રકાવ્યને અવર (હીન કક્ષાનાં) કાવ્ય કહે છે. તેમણે જેમ ઉત્તમ કોટિનાં, ધ્વનિ, રસ અને ભાવવાળા લખ્યાં છે, તેમ ચિત્રકાવ્યો પણ લખ્યાં છે. એટલુંજ જણાવવાનો હેતુ છે. કેટલાંક એકાક્ષરી પણ ન્હાનાં કાવ્યો લખ્યાં છે તે 'સતસૈયા'માં છપાયાં છે, તેમાનો એકજ નમુનો અહિંઆં આપીશુ.

> ક કં ક કં કં ક કિં, ખ ખં ખં ખં ખં ખાખ;
> ગો ગો ગાગં ગા ગ ગો, લગી લાલ લે લાલ.

ચરણ પહેલામાં છ 'ક' છે તેમા પહેલાનો અર્થ સુખ બીજાનો કંચનનુ (સુખ) ત્રીજાનો સ્વર્ગનુ અને ચોથાનો કામનું સુખ આ ચાર પ્રકારના સુખ 'ક' અગ્નિ જેવાં છે. એટલુંજ નહિ પણ છ '૬' બ્રહ્માનુ સુખ (છઠ્ઠા 'ક' નો અર્થ) તે પણ અગ્નિ જેવુ છે. 'અવળ વાણી'ના કાવ્યો રચવામા પણ કવિની ચતુરાઈ જોવામા આવે છે. નીચેનુ કાવ્ય પ્રાચીન કાવ્ય માળા ભાગ ૨ માં છપાયું છે. તેના બાહ્ય અર્થ કરતાં ખરો અર્થ જૂદો છે.

> અભકતને અચ્યુત પદ મળે, અકર્મીના અઘ દૂર ટળે,
> નરકે જાય ભજે ભગવતી, હરિવલ્લભ મોટી દુર્ગતિ;
> વિષદાતા સહુ સુખકારી, સુણી સિદ્ધાંત ઉદય ભય ભારી,
> યોગીને દુઃખદે ભગવાન, તે ખોટા જેને અજ્ઞાન.
> વેદ| શાસ્ત્ર નિંદે ગોપાળ, મનન કરે હરિ તે ચંડાળ,
> પાપી મોટા હરિજન થાવે, પીપા ભકત નહિ સહુ ગાવે;
> મનમાં મદન મોટાને સંત, અબળા ભજે મળે ભગવંત,
> બાળક પ્રસન્ન કરે તે ભકત. અસ્ત્રીમાં નરહરિ આસકત.
> હરિજન દૈતસો તે દાસ, સ્વજન સંબંધે મોટા ત્રાસ,
> મુર્ખ મનુષ્યને અવળું લાગે, પંડિતને સુણતાં સુખે જાગે;
> દયારામ કહે જે હરિદાસ, તેને સુણી ઉપજે ઉલ્લાસ,

ઉપરના પદમા આવેલા નીચેના શબ્દોના ખરા અર્થ જો સમજવામા આવે તોજ સાચો અર્થ સમજાશે તે ખરા અર્થો નીચે પ્રમાણે છે

એભકત—અ (વિષ્ણુ નો ભકત)

અકર્મ—કર્મ રહિત જ્ઞાની

ભગવતી—સ્ત્રી

હરિવલ્લભ—હરિ એટલે કચન અગર કામ તે જેને વહાલા છે તે

નિષદાતા—નિનિષ એટલે જળનો આપનાર મેઘ

ભગવાન્—ઇંદ્રનુ વિશેષણ લેવુ, કારણ કે યોગીઓને યોગમાથી ચળાવવાને તે પ્રયત્ન કરે છે

અજ્ઞાન—'અ' એટલે વિષ્ણુ તેમનુ જ્ઞાન

ગોપાળ—ઇંદ્રિયોને લાડલડાવનાર ઇંદ્રિયવશ

મનન કરે—મન ન કરે-હરિમા ચિત્ત ન રાખે

પાપી—બીજાને પ્રથમ પાઇને પોતે પીનારો

પીપા—પ્રથમ પોતે પીએ અને પછી બીજાને પાય તે

મદન—મદ નહિ તે અબળા-વિષ્ણુના બળવાળી એટલે ગોપીઓ

બાલક-વાળ જેના એક એક વાળમા બ્રાહ્મણ છે એવા વિષ્ણુ—

અસ્ત્રી—અર્જુન અર્જુનની વિદ્યા જાણનાર

દૈત-દયિત-પ્રિય, સ્વજન અહિ આ શ્વજન અર્થાત્ ,તરો આ રીતે અર્થો સમજવાથી પદનો અર્થ સ્ફૂટ થશે

પદમા 'કિં' એટને શા ઉપયોગનુ? એ અર્થમા તમામ 'ક'— સુખ એટલે તે ચારે પ્રકારનુ સુખ-કચન સ્વર્ગ કામ અને બ્રહ્માનુ સુખ 'ખ' શૂન્ય જેવુ છે અહિ આ ચાર વખત 'ખ' મૂકયો છે કારણકે ચારે પ્રકારનુ સુખ શૂન્યવત્ છે એમ જણાવવા માટે છે એ બધા છેવટે ખાખ-રાખોડી રૂપે થવાના છે માટે હે! જીવ તું

૨૬

તારી તૃષ્ણાને મૂકી દે, અને 'ગો' કહેતાં વરારૂપ ગો—ભગવાનની વાણી તેને ગા. ને તેથી તારી 'ગ' કહેતા ગતિ 'ગો' ગોલોકમા થશે એટલુંજ નહિ પણ લવી કહેતા ગધા' અને લાલ કહેતા કૃષ્ણ એ બનેમાં તારી પ્રીતિ થશે

આવા આવા અનેક ચમત્કારો કવિએ પ્રકટ કર્યા છે. જો કે આવા પ્રકારની કવિતામા કાવ્યતત્ત્વ ઓછુ હોય છે. છતા જુના વખતના કવિઓ શબ્દ તથા અર્થની ચમત્કૃતિવાળી કવિતાઓ લખતા દયારામભાઈએ એ પ્રણાલિકાનું જ અનુસરણ કર્યુ છે. તેમની દૃષ્ટિએ કોઈ પણ વિષય કવિતાનો વિષય થઈ શકે. આથી 'પિંગળ શાસ્ત્રના' છંદો તથા નાયક નાયિકાના ભેદ વિષેના ઉદાહરણો તેમણે કવિતામા આપ્યા છે. એ બધા કાવ્ય શાસ્ત્રના સર્વમાન્ય સિદ્ધાન્ત પ્રમાણે 'કાવ્ય' કદાચ ન ગણાય, છતા તેમા કાવ્યનુ તત્ત્વ તો છેજ, ભલેને તેની માત્રા ઓછી હોય. તમામ પ્રકારના કાવ્યો ઉપર તેમની હથોટી હતી એજ આ ઉપરથી ફલિત થાય છે. તેમના કાવ્ય–સર્જનના પ્રકારનો વિષય મર્યાદિત નહોતો.

## પ્રકૃતિ વર્ણનનાં કાવ્યો.

દયારામભાઈ એ પ્રકૃતિના કવિ નથી. બાહ્યસૃષ્ટિનુ સૌંદર્ય જોવા તરફ તેમની કલ્પના ઉત્સુક નહોતી અલબત તેમણે સૃષ્ટિ સૌંદર્ય નીહાળ્યુ છે. યાત્રાઓ દરમ્યાન અનેક નદીઓ, ગિરિઓ, ઝરણા, મેદાનો, વનસ્થળીઓ વગેરે જોયેલા તેમણે ધાર્યુ હોત તો આ સૃષ્ટિ સૌંદર્યના અવલોકનમાંથી અનેક જાતની પ્રેરણાઓ મેળવીને ઉત્તમ પ્રકૃતિનાં કાવ્યો આપણને આપ્યા હોત. પણ તેમનું મન બાહ્ય સૃષ્ટિ સૌંદર્યમા મુગ્ધ નહોતું. તે તો બાહ્ય પ્રકૃતિમાં આભ્યન્તર પરમ સુંદર તત્ત્વ ભગવાનનાં જ દર્શન કરતું. આમ છતાં તેમનાં કેટલાંક કાવ્યોમાં પ્રકૃતિનું વર્ણન આવે છે. બાહ્ય પ્રકૃતિ કરતા અભ્યન્તર પ્રકૃતિનું અવલોકન

તેમણે વધારે કરેલું છે બાહ્ય પ્રકૃતિના વર્ણનનું એક સ્વતંત્ર કાવ્ય 'ષડ્ઋતુ વર્ણન' કહી શકાય આ કાવ્યમા છએ ઋતુઓના વર્ણન છે કાલીદાસના 'ઋતુસંહાર' અગર અંગ્રેજી કવિ થૉમસનના Seasons કાવ્ય જેવી તેની રચના કહી શકાય છતા જે ઉત્તમ દૃષ્ટિ દયારામભાઈની છે તે કાલીદાસના ઋતુ સંહારમા નથી તેમ થૉમસનના Seasonsમા નથી થોમસનનુ પ્રકૃતિ વર્ણન નિરસ લાગે છે કાલીદાસે ઋતુસંહારને રસિક બનાવ્યુ છે પણ દયારામભાઈના વર્ણનમા જે રસિકતા ખીલી છે તે કાલીદાસના ઋતુવર્ણનમા નથીજ તેનુ કારણ માત્ર એજ છે કે કાલીદાસે પ્રકૃતિની ખાતર પ્રકૃતિનુ વર્ણન કર્યું છે, અને તેમા સાંસારિક ભાવોનુ ચિત્રણ છે જ્યારે દયારામભાઈએ તો પ્રભુની લીલાનુ જ્ઞાન થાય તે માટે પ્રકૃતિનુ વર્ણન કર્યું છે એટલે પ્રકૃતિનુ વર્ણન એ ગૌણ બને છે અને પરમાત્માની લીલાનુ દર્શન એ મુખ્ય વિષય છે અહિ આ આપણે વર્ષાઋતુ'નુ કવિશ્રીનુ કાવ્ય ઉતારીશુ

શ્રીવલ્લભ દેવના પદ પ્રણમુ સુરંગે,
તથા શ્રી વિઠ્ઠલ શ્રી ગોપીજન વલ્લભ સંગે ૧
દ્યો સુમતીયા શુભગિરા અતિ આનંદકારી;
ષડ્ઋતુ વિરહ વર્ણન કરૂં કાંઈ શ્રી વ્રજનારી ૨
શ્રી રાધા કહે સુણો સખી, લલિતાદિ વિશાખા,
આવી વૃથા શ્રી મૃષા હવા, અમરણ અભિલાખા ૩
આ ઋતુમાજ કરી પરી, હરિ નંદ કુમાર
તો શી હવા હણતા મુને પલ મારને વાર ૪
આવ્યુ કટક જો આ કરકટી મનમથ પથ વ્યોમ
સુણી ચોબદાર પોકાર એ કેકી તેડે છે સોમ ૫
એ ના ગગન ઘન ગરગડે મનોભવના નિશાન;
ચપળાના જરી ધ્વજ ફરહરે જોઈ થર હરે પ્રાણ ૬
ગાન કરે પિક અપ્સરા દાદુર કડતાલ,
સાજ અવર દ્વિજ જે નદે, સુણે મદન ભૂપાળ. ૭

છળવા મુને સ્મરજો રચી, ખં અજા વિપ્રીત;
પ્રિયતમ વર્ણ વિયત કરયુ, જાણે ધનુ પર પીત. ૮
મુક્તમાળ બક પ કિત. અગ્ર ગો ઝબી લાવે;
ચાતક પિયુ પિયુ કહી સહી, મુને પ્રતિત ઉપજાવે. ૯
પડી ઝડી જે આ શરતણી, નોહે અંબુદ ધારા;
સુસનાટા સાગ એ સમીરના, લેગે વૈ અસુમારા. ૧૦
પે'ર્યા નીલામ્બર જો ધારા, લહી પિયુરસ માતી;
ઈંદ્રગોપના એ ચુદડી, ચીરમા રગ રાતી. ૧૧
વળગી વૃક્ષ જેની વેલડી, મારી બેલડી ત્રૂટી;
કૃષ્ણ વિના લખી સુખ સખી, લીધુ કદર્પે લૂટી ૧૨
હરિ સગે હિડોળે હિચતી, મીંચતી દગ જ્યારે;
મુખ થકી લેઈ સમરતા, કચ કેશવ ત્યારે. ૧૩
માન્ય શિક્ષા તુ રક્ષા તણી, હેવિ હઠ રખે લેતી;
મુજ મળ્યો વિરહ અમર થશે, માટે કહુ સુણ નેની. ૧૪

શ્લોક

જાણીને ઘનગર્જ દુઃખ મુજને, તન ત્યાગ્યુ પંચાનને;
ચિત્ત પ્રચુર ચકોર કલેશ મહારો, આણી ઉદાશી રહે,
પાવશ પાવકથી અધિક મુજને, દે કષ્ટ વ્હાલા વિના;
નિર્દય નંદકિશોર ચોરી ચિત્તને, માણે મધુપુરીમા. ૧૫

માલિની વૃત

ઘન ત્યમ ઘનશ્યામ, એ કર્યું એક કામ;
તમ વિરહ અગાધા, મુગ્ધ કરી જકત રાધા,
નવ દિનકો ન જાણે, ઉભય એકજ પ્રમાણે;
સખી ઈહા સમઝાવે, કોક ભવને બતાવે.

' આ ફક્ત બાહ્યપ્રકૃતિનું કાવ્ય નથી, પણ તેની સાથે આભ્યન્તર
...તિ પણ ચિત્રણ તેમા છે. આમાં વિરહિણી રાધાની મનોદશાને

કવિએ સારી પેઠે આલેખી છે. 'ઋતુવર્ણન' ના તમામ કાવ્યો વિરહિણી રાધાની મનઃપ્રકૃતિ અનુસાર રચાયાં છે. વિરહિણીની દૃષ્ટિએ બાહ્યપ્રકૃતિ કેવી લાગે છે, તે કવિશ્રી આમા જણાવે છે. કવિના કાવ્યોમા જ્યા જ્યાં પ્રકૃતિનુ વર્ણન છે તે બહુધા વિરહિણીના ભાવોથી પૂર્ણ છે આમાં વિપ્રલંભ શૃંગાર છે. નાયિકા રાધાની મનોદશા આમાં વર્ણવી છે, તેની રતિ સ્થાયી ભાવનું આલંબન શ્રીકૃષ્ણ છે, તેના ઉદ્દીપન વિભાવ તરીકે ઉપરના કાવ્યમા વર્ષા છે. દયારામભાઈએ પ્રકૃતિને માત્ર ઉદ્દીપન વિભાવ તરીકેજ યોજી છે. આમાં કડી ૫ માં અતિશયોક્તિ, કડી ૬ મા અને ૧૦ મા અપહ્નુતિ, કડી ૭ માં રૂપક, કડી ૮-૯ મા ભ્રાન્તિમાન્ વગેરે અલંકારો સુંદર રીતે યોજ્યા છે. આથી અલંકારની દૃષ્ટિએ આ કાવ્ય ઉત્તમ છે. વહાલાજીના મહિના' 'બારમાસ' તથા 'તીથિઓ' ની ગરબીઓમા પ્રકૃતિનુ વર્ણન છે પણ તે તમામમા કૃષ્ણની લીલાઓ વર્ણવી છે.

જેમકે 'વ્હાલાજીના મહિનામા' વર્ષના પ્રત્યેક માસમા પ્રભુથી વિરહ પામેલી રાધાની પ્રત્યેક માસમા કેવી મનોદશા થાય છે તે જણાવેલ છે. જેમકે—

ચૈત્ર ચંદ્રચંદ્રિકા ફૂલી રે, વૃંદાવનમા;
વેલ વૃક્ષલતા રહી ઝૂલી રે, જમુનાજીમાં,
માહરે જોવાનુ સુખ ગયુ ડુલી રે, પ્રિતમ પાખે સખી મુને૦
વૈશાખ મનજસૂનુ સહુ લાગે રે, વ્હાલમવિના;
મુને વ્રેહેના બાણ ઉર વાગે રે, કોને કહુ,
માહારૂ એ દુઃખ કોઈથીન ભાગે રે, કૃષ્ણવિના. સખી મુને૦

* * *

શ્રાવણ માસે સરવડે વરસે રે, સખી માહાર;
મન મળવાને ઘણુ તરસે રે, મોહનજીને,
દોહોદસ ન્યાહાળુ કયહૂ જલ વરસે રે, દામોદરજી. સખી મુને૦

ભાદરવે ભલી વિજળી ચમકે રે, સખી જેની;
શોભા જાતા આખ્ય આસુડા ઢળકે રે, કાળજ ધીકે,

જાણે પ્રભુનુ પીતાંબર ઝળકે રે, એવુ દીસે. સખી મુને૦

'રસિયાજીના મહિના' આખુ કાવ્ય માનવ પ્રકૃતિથી અંકિત પ્રકૃતિનુ કાવ્ય છે. તેમા પણ વિરહિણીની કરણદશાનો ચિતાર આવે છે. ફક્ત જેઠ માસની વિરહિણી નાયિકા ઉપર થતી અસરનું વર્ણન અત્રે નોંધીશુ.

જેઠ માસે સહુ સરોવર સુકા કહે છે રે, રસિયાજી,
મુજ લોચન ધારા નત્ય સુકી વ્હે છે હો, રંગરસિયાજી.
ગ્રીષ્મ ઋતુને તાપે સહુ અકળાયે રે, રસિયાજી,
પવન ફુવારાથી તે સઘ સમાયે હો, રંગરસિયાજી.
ગ્રીષ્મ તાપ તે દીપ વાયુથી વાયે રે, રસિયાજી,
વિરહવન્હિ આ પવને વૃદ્ધિ પામે હો, રંગરસિયાજી.
પય ઉભર્યું તે છરે નીર સમાય રે, રસિયાજી,
તાતૂં તેલ મળે ઝબ્બ ભડકો થાય હો, રંગરસિયાજી
પ્રેમપાવકની પિડ સહુ દુઃખથી અળગી રે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ તમને વળગી હો. રંગરસિયાજી.

આમા 'વિરોધાભાસ' અલંકાર વિપ્રલભ શૃગારનુ પોષણ કેવી સુદર રીતે કરે છે ! જે ગ્રીષ્મ ઋતુ સરોવરના જળને પોતાના ઉગ્ર તાપથી સુકવે છે, તેજ વિરહિણીની આંખમાથી પુષ્કળ જળને અશ્રુઓ રૂપે વહેવડાવે છે.

નીચેની ગરબીમા શ્રી વૃંદાવનની ભૂમિના સાદર્યને વર્ણવ્યુ છે. વૃદાવનની ભૂમિ એટલે કુદરતી સાૈંદર્યનો અખૂટ ખજાનો. તેના જેવુ બીજું કોઈ પણ સ્થળ પૃથ્વી ઉપર એવુ રમણીય નથી કે જ્યા આવુ અનુપમ પ્રકૃતિનું સાૈંદર્ય હોય, એવી કવિની માન્યતા તેમાં સૂચિત થાય છે.

શ્રી વૃંદાવન સુખકારી રે, સમરે નાહાસે સહુ પીડા;
જ્યહા શ્રી રાધા ગિરધારી રે, સદા કરે છે રસક્રીડા. ૧
ત્યાંહાં રસમય ગિરિગોવરધન રે, રસમય શ્રીજમના રાણી;
રસરૂપ વૃક્ષને વેલ્યો રે, પૃથ્વી રસમય લ્યો જાણી. ૨
રસરૂપ ચંદ્રમા અચળિત રે, રસમય છે દિવસ રેણી;
રસરૂપ સર્વ સામગ્રી રે, યુગલ રૂપને સુખ દેણી. ૩
જ્યહાં ખટઋતુ સદા વસે છે રે, જેમ ન ઇચ્છે તે થાય;
છે સર્વ સમય હરિ સ્વાધીન રે, દિવસ રાત પણ થઈ જાયે ૪

વૃંદાવનમાં સર્વ રસરૂપ ત્યાંના વૃક્ષો, ગિરિ, નદી, ચંદ્રમા, રાત્રિ દિવસ, તમામ રસરૂપ. અરે છએ ઋતુઓ એકી સાથે ત્યાં વાસો કરે છે, આવી આ સ્થાનની અનુપમતા છે. આટે કવિ એક કાવ્યમાં ગોપીઓ પાસે ગવડાવે છે કે—

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું,
ત્યાંહાં શ્રી નંદકુવર ક્યાહાંથી લાવું.

વૃંદાવનની અનુપમતા ફક્ત તેના કુદરતી સૌંદર્યને લીધેજ નથી, પ્રભુના રમણનું તે સ્થાન છે. માટે વૈકુંઠ કરતાં તે સ્થાન ચઢીઆતુ છે, આ વૃંદાવનના દરેક વૃક્ષે વૃક્ષે વેણુના ધારણ કરનાર ભગવાન્ વસે છે. અરે તે વૃક્ષનાં દરેક પત્રમાં પણ હરિ બિરાજે છે. અને તેની રજનું માહાત્મ્ય એટલુ બધું છે કે તેની ઉપર ચારે પ્રકારની મુક્તિને આપણે વારી જોઈએ.

જ્યાંહાં વૃક્ષે વૃક્ષે વેણુધારી, પત્રે પત્રે છે હરિભુજચારી;
એક વ્રજરજ પેં મુક્તિ વારી. વ્રજ વહાલું રે૦

'વ્રજ મહિમા' કાવ્યમાં વ્રજની ભૂમિને સ્વર્ગની સાથે કવિ સરખાવે છે અને 'વ્રજ'ને સ્વર્ગ કરતાં અધિક કહે છે. વ્રજની ભૂમિનું વર્ણન કરતાં કવિ કહે છે—

વ્રજમાં છે હંસ અપાર, રૂપે રસિયા જો,
માનસ સરથી રસાળ, યમુના વસિયા જો;

સમ્યક સભાના ઘાટ, કુંજનિકુંજે જો,
નાયક નાયિકા રોજ, ખટ પદ ગુંજે જો.

× × ×

ત્યાં વારૂ વસ્તી વેલ, તેવી કુંજે જો,
ત્યાં ખટપદ ભમતા સાર, તેહ નિકુંજે જો;
ત્યા ફૂલ તણો નહિ પાર, અહીં અપારી જો,
ત્યા આમ્ર તરૂ રસાય, અહીં પણ ભારી જો.
ત્યાં અઢાર ભારે સાર, ખીલી રૈતી જો,
અહીં પ્રફુલ્લિત થાય તેહ, ચુંરા કેતી જો;
ત્યા મદ સુગંધિત વાય, શીતળ સાગે જો,
અહીં કરે હરિની સેવ, આગ નવ ધારો જો.
ત્યાં પંચાનન પાસ, પચાનન ગાજે જો,
અહીં યૌવન હરિ અપાર, હરિથી લાજે જો;
ત્યા વન પશુ કરતા સ્તેર, ભય મન લાગે જો,
અહિ સુસ્વર લાગે સર્વ, દુઃખડા ભાગે જો.

પ્રકૃતિનાં સૌંદર્યને કવિએ ભક્તિની દષ્ટિથીજ જોયુ છે. જે સ્થાનમાં પ્રભુનુ સ્મરણ થઈ આવે તથા પ્રભુની લીલાનુ ભાન થાય તેજ ઉત્તમ સૌંદર્યવાળુ સ્થળ છે, અને ત્યાંનુજ સૌંદય ખરુ પ્રકૃતિનું સૌંદર્ય છે. જે પ્રકૃતિનુ સૌંદર્ય પ્રભુની સાથે સબધ કરાવે નહિ તે ખરુ પ્રકૃતિ સૌંદર્ય નથી. જે પ્રકૃતિ સૌંદર્ય મનુષ્યના વિકારોને ઉત્તેજીને તેને સંસારના ગર્તમા નાખે, તે વિકારી મોહક અને આત્મવિકાસમાં બાધક સૌંદર્ય છે. પ્રકૃતિ પણ ભગવાનનો સદંશ છે. એટલે તેમા ભગવત્ તત્ત્વની સ્ફુરણા તેના સૌંદર્યને જોનારને થવી જોઈએ, એવી પ્રકૃતિ વિષેની દયારામભાઈની માન્યતા હતી.

## અન્ય ભાષાનાં કાવ્યો.

હવે આપણે દયારામભાઈના અન્ય ભાષાનાં કાવ્યો ઉપર દૃષ્ટિપાત નાખીશું.

ગુજરાતી ભાષામાજ કાવ્ય રચનાની પ્રાસાદિક શક્તિ દયારામભાઈમા હતી એમ નથી પણ તેમણે અન્ય ભાષા જેમકે વ્રજભાષા ( હિન્દી ) મરાઠી, પંજાબી, મારવાડી વગેરે ભાષામા પણ કેટલાંક કાવ્યો રચ્યા છે. તે વિષે થોડોક ઉલ્લેખ પાછળ આવી ગયો છે. હિન્દી ભાષામાં તેમણે ઘણું કાવ્ય સાહિત્ય રચ્યુ છે. ( જુઓ પરિશિષ્ટમા ગ્રન્થોની ભાષાવાર યાદી ). હિન્દી ભાષામા કાવ્યો રચીને દયારામભાઈએ ગુજરાતની પ્રતિષ્ઠાને વધારી છે. હાલમા હિન્દી ભાષાને રાષ્ટ્રીય ભાષા બનાવવાની પ્રવૃત્તિ શરૂ થઈ છે. પણ દયારામભાઈને તે ભાષાની મહત્તા તેમના સમયમા પણ જણાતી હતી તેથી તેમણે તે ભાષામા કાવ્ય ગ્રન્થો તથા કાવ્યો લખ્યા હતા. હિન્દી ભાષાના કાવ્યો અંગેની ચર્ચા આ પ્રકરણમા કરી છે. અહિંઆ તે સિવાયની ભાષાના કાવ્યોની વાનગી માત્ર જ રજુ કરવામા આવે છે.

પ્રથમ મારવાડી ભાષાનુ નીચેનુ કાવ્ય લેઈશું. તેમા એક વિરહિણીની વિરહ દશાનુ વર્ણન કર્યું છે.

> થાના નેણાંને પાણિડો માને લાગડો રે.. થારો ટેક૦
> કાઈ હરે ઓખદ વૈદ બિચારો,
> થારા બિન્દડો લાગ્યો માને દાધડો રે કલ ન પરે પલ...થારા૦ ૧
> કલ ન પરે પલ, જિયો મોઠો તલસે,
> ઈઓ પિડે થારો અનુરાગડો રે...થારા૦ ૨
> દયારા પ્રિતમ થેં જિવાડા તો જીવા,
> થાકે હાથે મારો તાગડો રે.......... .. થારા૦ ૩

આ કાવ્યની ભાષા એટલી બધી સરળ છે કે તે ભાષા નહિ

જાણનારને પણ તેનો અર્થ સુગમ થયા વગર રહેશે નહિ. શબ્દ લાલિત્ય અને સંગીતની મીઠાસ પણ વાચકને મુગ્ધ જરૂર કરશે.

હવે પંજાબી ભાષામાં રચાયલું, શૃંગાર રસનું નિરુપણ કરનાર નીચેનું કાવ્ય વાંચોઃ—

ચંદા જ્યું ઝલકે (૨)

રાધે પ્યારી તુ સાડા શ્યામા પ્યારી તુ સાંડા;
મુખડાજી મુખડા હો, મુખ બિચ બીડા,
નથ હીરા નગ જડિયા હો. ચંદા૦
બિથુરી અલકમો લળકે,
તેરે મુખ ચંદકે ચકોર દયા પ્રભુ,
છબિ લખ પરત ન પલકે. ચંદા૦

'મરાઠી ભાષા' ના નીચેના કાવ્યમા રાધાની સ્તુતિ કરવામાં આવી છે.

યા વૃષભાનુ સુતા રાધિકા, સહિન બાધિકા,
કૃષ્ણચંદ્રાચી પ્રાણવલ્લભા, ચરણકમળીં, ચરણકમળીં;
માઝી મતિ લુભા— યા વૃષભાનુ૦

આ કાવ્ય વિષે અગાઉ જણાવી ગયા છીએ, કે વડોદરાની ગાદીના તે વખતના શ્રીમન્ત મહારાજા ડભોઈ આવ્યા ત્યારે, તેમની સૂચનાથી દયારામભાઈ આ તથા બીજાં કાવ્યો મરાઠી ભાષામાં સંભળાવ્યા હતાં, અને શ્રીમન્ત મહારાજા સાહેબ તેથી ઘણાજ પ્રસન્ન થયા હતા.

નીચેના પદ્યમાં ઘણી ભાષાઓનું મિશ્રણ છે. કાવ્ય લખવામાં કવિ કેવા કસબી છે તેનો ખ્યાલ તે ઉપરથી આવશે. ભારતવર્ષમાં એવા કોઈ બીજા કવિએ ભાગ્યેજ એકજ કાવ્યમાં ઘણી ભાષાઓનો ઉપયોગ કર્યો હોય.

ગિરિધર મુજે પ્રાણ (કચ્છી) તુંહિ સામવડા પ્યારા, (પંજાબી)
માદર પિદર બિરાદર (ફારસી) દુશ્મન ખલક બિસારા (ઉર્દૂ)
માટા મચી બિનીયુ (તેલુગુ) સામી તંકિડાશી, (તામિલ)
જાની જિયકી પીર (હિન્દી) મનોરથ પૂર્યા મારા (ગુજરાતી)
હરિ ન કો કોણુ આ પ્રેમ, (મરાઠી) ત્વં ત્વમેવ સ્વામી નિરંતર (સંસ્કૃત)
ન દમડકો પુતવા દયા પ્રભુ, (પૂરવી) થાકી દાસી થારે કાંઈડરો (મારવાડી)

સ્વભાષામાં કાવ્ય રચનાની શક્તિ તો ઘણા કવિઓમાં હોય છે, પણ ૫ ભાષામાં રચવાની થોડામાંજ હોય છે તેવી શક્તિ પણ ઈશ્વરદત્તજ છે, દયારામભાઈએ પર પ્રાન્તોની ભાષામાં કાવ્યો રચીને, અન્ય પ્રાંતોની સાથે ગુજરાત પ્રાંતની સાંસ્કૃતિક એકતા-ખાસ કરીને ધાર્મિક ભાવનાની એકતા સાધવામાં મોટો ફાળો આપ્યો છે. એટલુંજ નહિ પણ ગુજરાતને ગૌરવ અપાવ્યું છે એ દયારામભાઈની ગુજરાતી ભાષાની તથા ગુજરાતની મોટી સેવા કહેવાય

દયારામભાઈ જૂના કવિઓમાંના છેલ્લા કવિ છે જુના કવિઓમાંથી ફક્ત નરસિંહ મહેતાની સાથે તેમને સરખાવી શકીએ પ્રેમાનંદ કે અખાની સાથે સરખાવી શકાય પણ તેમની સાથે સામ્ય કરતા ભેદ વધારે છે

નરસિંહ મહેતાની પ્રેમભક્તિ વિષે એવો પ્રશ્ન પૂછાયો હતો કે એ જ્વાળાઓ ક્યાંથી આવી ?" તેજ પ્રમાણે દયારામભાઈની કવિતા વિષે પૂછી શકીએ કે તે પ્રેરણાઓ ક્યાંથી આવી ? તેમણે પણ નરસિંહ મહેતાની માફક કૃષ્ણ ભક્તિજ ગાઈ છે, પ્રેમભક્તિની દયારામભાઈની કવિતાના પ્રેરકબળો નીચેના ગણાવી શકાય

(૧) પુષ્ટિમાર્ગના સાહિત્યનો કવિને ઇચ્છારામ ભટ્ટદ્વારા સારો પરિચય થયેલો હોવાથી, તે સાહિત્યની પ્રબળ અસર કવિ થઈ છે કવિની કવિતા માટેની વિચાર સામગ્રી કવિને

સાહિત્યમાથી મળી છે પુષ્ટિપથદર્શન, પુષ્ટિભક્તિમાલા, રસિક વલ્લભ, ભક્તિપોષણ વગેરે ગ્રથો તે પુષ્ટિમાર્ગનાજ વિચાર અને માન્યતાઓને રજુ કરે છે પ્રેમભક્તિનુ સ્વરૂપ કવિશ્રીને પુષ્ટિમાર્ગના ભાવના । ગ્રથોમાથી મળ્યુ છે

(૨) ભાગવત તેમજ ગીતા તથા પુરાણોમાથી ભક્તિનુ સામાન્ય સ્વરૂપ, જ્ઞાન તથા કર્મ કરતા તેનુ અધિક્ય વગેરે સિદ્ધાન્તોનુ જ્ઞાન તેમને ભાગવત તથા બીજા પુરાણો તથા ભગવદ્ગીતા ઉપરથી ખાસ થયુ છે અર્થાત્ કવિનુ માનસ ભાગવત તથા ગીતા તેમજ પુષ્ટિસપ્રદાયના ગ્રથોથી સમૃદ્ધ થયુ છે ૮૪ વૈષ્ણવનુ પદ, બસોબાવન વૈષ્ણવનુ પદ વગેરે પદો પુષ્ટિમાર્ગીય ગ્રથોની તેમના મન ઉપર થયેલ ઉંડી અસરનુ પરિણામ છે

(૩) આખ્યાનોની રચનામા પ્રેરકબળ પ્રેમાનદમાથી મળ્યુ હોય તેમ લાગે છે પ્રેમાનદની માફક પોતે પણ ભાગવતના અમુક વિભાગના આધારે આખ્યાનો રચ્યા પ્રેમાનદના ઓખાહરણનુ અનુકરણ પણ પોતે કર્યુ છે

(૪) દષ્ટકૂટ પદોની રચનાની પ્રેરણા સુરદાસના દષ્ટકૂટ પદો ઉપરથી સ્ફુરી હોય એમ લાગે છે, અને સમસ્યાઓ માટેની પ્રેરણા સામળ કવિની સમસ્યા વાચીને થયેલી જણાય છે

(૫) પદો તથા રાસની ગરબીઓના કાવ્યોની પ્રેરણા નરસિહ મહેતા તથા ભાલણની કવિતામાથી મળી છે

(૬ 'રસિકવલ્લભ' ગ્રથ રચનાની પ્રેરણા અખે ગીતા વાચીને થઈ હશે તે કવિએ જેમ અખેગીતામા માયાવાદનુ સમર્થન કર્યુ છે તેમ રસિકવલભ'મા કવિએ પોતાના શુદ્ધાદ્વૈત મતનુ સમર્થન કર્યુ છે

(૭) 'કટાક્ષમય' કાવ્યોની પ્રેરણા અખાના છપ્પા તથા ધીરાના ચાબખા ઉપરથી હશે

## સંગીત પ્રત્યે પ્રેમ.

દયારામભાઈને જેમ કવિતા શક્તિ જન્મથી પ્રાપ્ત થઈ હતી, તેમ સંગીત શક્તિ કુદરતી બક્ષિશ હતી તેમણે સગીત શાસ્ત્રનો અભ્યાસ કર્યો હશે કે કેમ તે વિષે કોઈ માહિતી નથી. પણ તેઓ માનતા હતા કે કવિતા અને સંગીત–એક બીજાથી જુદા પાડી શકાય નહિ. કાવ્યમા સંગીત હોવુંજ જોઈએ. દુધમા શર્કરા ભળે અને તેની મિઠાશ ઓર અનુભવાય છે, તેમ કાવ્યમા સગીત ભળે તોજ તેમાં મધુરપ આવે છે. કેટલાકોનું એવુ માનવુ છે કે કવિતામાં ગેયતાની જરૂર નથી. અપદ્યાગદ્ય કવિતા પણ લખાઈ છે. દયારામભાઈની તેવી માન્યતા નહોતી. એમણે અનેક રાગરાગણીઓમા કાવ્યો રચ્યા છે એટલું જ નહિ પણ પોતે જાતે ગાતા ગોપીગીત, ગીતગોવિંદ તથા સુરદાસાદિ કવિઓના કીર્તનો તે વારવાર ગાતા. તેમજ તેમની પહેલાના કવિઓનાં ભજનો પણ તેમણે સાભળેલાં. તે બધામાંથી પોતાને અનુકુળ ઢાળ પોતે પસંદ કરી લેતા. કેટલાક નવા રાગો પણ તેમણે કવિતામા ઉતાર્યા છે. 'સાઠોદરાનું ગાણું અને વડનગરાનું ખાણું' એ કહેવત પ્રમાણે સાઠોદરા જ્ઞાતિની સગીત પ્રિયતા જાણીતી છે. દયારામભાઈ જાતે સાઠોદરા જ્ઞાતિના હતા. એમને જ્ઞાતિની સંગીતની વિશિષ્ટતા મળી હતી. તબુરા તથા નરઘાં તથા વાદ્યો સાથે જ્યારે તેમનાં ગીતો ગાતા ત્યારે તેઓ શ્રોતાઓ આનંદમા તરબોળ થઈ જતા. ઘણી વખતે એકલા એકલા પણ પોતાનાં ગીત ગાતા હતા. *

તેમના સંગીતના આકર્ષણથી ઘણાઓ તેમની બેઠકમાં આવતા.

---

* તેમની કવિતામાં ચોપાઈ, દોહરા, રાગડો, રામકમેટ, સારંગ, સોરઠ, કાફી, બિહાગ, કાલિગડો, ખમાયચી, જંગલો, સોહણી, વેળાવળ, બીયાવલ, લલીત, ભૈરવી, હલારી, મેવાડો વગેરે અનેક રાગો જોવામાં આવે છે. તેમણે યોજેલા રાગોની સંખ્યા ઘણી મોટી છે.

ખાસ કરીને તેમનું સંગીત સાભળવાને પેટલાદની ચૂબાઈ પોતે ડભોઈ ગયેલ. તે પાછળ જણાવ્યુ છે. એવા બીજા ઘણા પ્રસગો છે. વડોદરાના મહારાણીને ચાંદોદમા નાની વયમા તેમનાં સગીતમય ભજનો સભળાવીને પ્રસન્ન કર્યા હોનાની આખ્યાયિકા પ્રચલિત છે તેમજ સગીતની શક્તિથી માનાજી લૂટારુના બધનમાથી તે છૂટી ગયા હતા. તે બને પ્રસગો અહિંઆ નીચે આપવામા આવે છે.

## મહારાણી સાથે ચાંદોદમાં પ્રસગ.

દયારામભાઈની બાલ્યાવસ્થાનો એક પ્રસગ એ છે કે વડોદરાના મહારાણી ચાદોદ નર્મદાના ઘાટ ઉપર નાહવા માટે આવ્યા ત્યારે તેમને પોતાના ભજનો સભળાવ્યા હતા. ચાદોદ એ નર્મદાજીના તટ ઉપર આવેલુ હોવાથી, તેમજ શ્રી શેષસાઈ ભગવાનની ત્યાં મૂર્તિ બિરાજતી હોવાથી, તેમજ અનેક સાધુ પુરુષો ત્યા રહેતા હોવાથી ગુજરાતમા તે તીર્થ તરીકે પ્રસિદ્ધ હતુ. જેમ ગગા કે યમુનામા સ્નાન કરવાનો મહિમા ભાવિકોમા ગણાય છે, તેમ નર્મદાજીમા સ્નાનનો મહિમા હતો અને હજુ પણ છે. દેશના જુદા જુદા ભાગમાથી યાત્રીઓ ત્યા નાહવા અને શ્રીશેષસાઈના દર્શનાર્થે આવતા. તેમા સાધુઓ ગૃહસ્થાશ્રમીઓ રાજાઓ તેમજ શ્રીમન્તો પણ આવતા રાજકુટુમ્બની રાણીઓ પણ આવતી. એક વખતે વડોદરાના તે વખતના મહારાણી નર્મદા ઘાટે સ્નાન કરવા પોતાના રસાલા સાથે આવ્યા. ચાદોદ ગામમા તેની ખબર પડી' દયારામે પણ તે જાણ્યુ. તેમને તે વખતે મનમા એમ થયુ કે આ મહારાણી અહિંઆ આવ્યાં છે, તો હુ તેમને મારી એક બે ચીજો સંભળાવુ. પણ તે કેવી રીતે બની શકે ? રાણી જે સ્થળે નહાતા હોય ત્યા તો જવાયજ નહિ. અધિકારીઓનો પહેરો હોય. એટલે તેમણે એક યુક્તિ કરી. જે ઘાટ ઉપર મહારાણી નહાતા હતા. ત્યાથી થોડેક દૂર, જ્યા અધિકારીઓ તરફથી જવાનો પ્રતિબધ નહોતો, તેવા સ્થાનમા ઉંચી જગ્યાએ બેઠા. અને પછી પોતે ગાવા

લાગ્યા. પ્રથમ તેમણે રચેલી શ્રી શેવસાઈની લાવણી ગાઈ. એ એવા ઉંચા સ્વરે અને હલકે ગાઈ કે મહારાણીએ નહાતાં નહાતા એની એક ટૂક સાંભળી અને પોતે પણ સંગીત રસિક હોવાથી તે ગાનાર પાસેથી થોડુંક વધારે સાભળવાની તેમને ઈચ્છા થઈ. એટલે સ્નાન કર્યા પછી કપડા પહેરીને ઘાટ ઉપર બેઠકમા બેઠાં અને પોતાના અધિકારીને સૂચના આપી કે 'પેલા ગાનારને અહીં બોલાવી લાવો. મારે તેની પાસેથી થોડુક વધારે સાંભળવુ છે.'

અધિકારીને સૂચના મળતા, તપાસ કરી અને દયારામભાઈ જ્યા બેઠા હતા ત્યા આવ્યા અને કહ્યું, 'છોકરા, હમણાં તું ગાતો હતો?' દયારામભાઈએ જવાબ આપ્યો. 'હા.' અધિકારીએ કહ્યું. 'ચાલ મહારાણી સાહેબ પાસે, એમણે મને હુકમ કર્યો છે કે મારે તને તેમની પાસે લઈ જવો. તું ગભરાઈશ નહિ. તેં હમણાં ગીત ગાયુ હતું, તેથી મહારાણી પ્રસન્ન થયા છે. તેમને તારી પાસેથી થોડુક વધારે સાંભળવું છે.. તું જો ગાઈશ, તો તને ઈનામ પણ આપે!' દયારામભાઈએ કહ્યું. 'હું કોઈથી ગભરાતો નથી. શા માટે હું ગભરાઉ? મેં તો અહીં બેઠા બેઠાં શ્રી શેષશાઈની લાવણીજ ગાઈ છે. હા, તેમની ઈચ્છા હશે તો હું મારા બે–ત્રણ ગીતો સંભળાવીશ. પણ ઈનામની ખાતર નહીં.' એમ કહીને દયારામભાઈ અધિકારી સાથે, મહારાણી જ્યાં બેઠાં હતા ત્યાં ગયા. મહારાણીએ તેમને જોઇને, સ્મિતવદને કહ્યુ. 'છોકરા, તું સરસ ગાય છે એટલેજ મેં તને બોલાવ્યો છે. બેસ અને તારી થોડીક ચીજો સંભળાવ. તું કયાનો છું? અને તારું નામ શું?'

દયારામભાઈએ કહ્યુ, 'હું ચાંદોદનો વતની છું. મને બધા દયારામ કહે છે.'

મહારાણીએ કહ્યું, 'તું દયારામ છે! તારું નામ મેં વડોદરામાં સાંભળેલું. તું નાની વયમાં પણ ભજનો સારાં બનાવે છે એમ મેં સાંભળ્યું છે. તો હવે તું અહિંઆં બેશ.' એમ કહીને

મહારાણીએ પોતાની પાસે દયારામભાઈને બેઠક આપી અને, નર્મદાના ઘાટે મહારાણી અને તેમના રસાલા સમક્ષ પોતાનાં ભજનો ગાવા માંડયાં.

સોથી પહેલું ભજન નીચેનું ગાયું.

પદ.

તારો અમુલખ અવસર જાય રે, ગોવિંદ ગારે;  
ગોવિંદ ગા ગોપાળ ગા, ગોપીજન વલ્લભ ગારે;  
જેને ક્ષણે ક્ષણે હાનિ થાય, ગિરિવરધારી ગારે, ટેક૦  
મૂરખ તું સમજે નહીં, આયુષ ઓછું થાય;  
જ્યમ સરોવરની માછલી, સમજે નહીં સલિલ સુકાય રે. ગો૦ ૧  
તેનુ તે ભાસે તુને, ભોર બપોર શરીર;  
વહી જતું જાણે નહીં, જ્યમ નદીઓ કેરૂં નીર રે. ગો૦ ૨  
અમુલખ લટકું લાભનું, ચેત્યા તે પામ્યા પર;  
ચાર દિવસની ચાંદની, જાતાં નહિ લાગે વાર રે. ગો૦ ૩  
માયાની મધલાલથી, કોણ ધરાયું તું ધરાશ;  
દુગ્ધામાં બન્ને જશે, પાછળથી પસ્તાશે રે. ગો૦ ૪  
ઠાલા થોથાં કૂટતાં, ખૂટયું દીપક તેલ;  
મનના મનોરથ રહી જશે, ઓચિંતો તૂટી જાશે ખેલ રે. ગો૦ ૫  
માયા મેવો મીઠડો, જ્યમ જ્વરમાંહે ઘીજ;  
હરિ રસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજ રે. ગો૦ ૬  
વૈભવ તુજને મૂકશે, કે તું મૂકી જાશ;  
એ જૂઠા કેરાં સંગથી, તું સાચાં ગોથાં ખાશ રે. ગો૦ ૭  
પ્રભુ પાખે હે પ્રાણિયા, કયહુ માં પ્રીત કરીશ;  
તારૂં ઢાંકયું અંતર ધીકશે, ટટળીને તલખી મરીશ રે. ગો૦ ૮  
અંતે આવી પળ નહિ મળે, જો કરે કોટી ઉપાય;  
વિચાર વિઠ્ઠલ વણ ભજે, વૃથા વર્ષું સહુ જાય રે. ગો૦ ૯  
તને લક્ષ વાતની એક કહું, સમ ખાઈ માબાપ;  
દયા નામ શ્રીકૃષ્ણ ચકી, સમરો સહુ પરિતાપ રે. ગો૦ ૧૦

મહારાણી એક એક લીટીનો ભાવાર્થ હૃદયમાં ઉતારવા લાગ્યાં આ તો 'ચાર દિવસનું ચાંદરણું' એ લીટી સાંભળીને તેમની મુખમુદ્રા ઉપર ગંભીરતા છવાઈ. એ પદ પૂરું થયું, એટલે બીજું ભજન ગાવાને સૂચના કરી. આથી નીચેનું કાલિંગડા રાગનું સંસાર પ્રત્યે વૈરાગ્ય લાવનાર ભજન બહુજ ગંભીરતા પૂર્વક ગાયું, અને બધાએ શાન્તિથી સાંભળ્યું.

## પદ રાગ–કાલિંગડો.

હેજી ક્યા ગાફલ મત સો જાગ, ક્યાં કોઈ નહિ હેરે તેરા તેગ. ટેક.
માતા પિતા સુત ઘરની બંધુ, ઔર કુટુંબ બ્હોતેગ વે;
સબ અપની મતલબકે મેલી, હે ઉલટા ઉર ઝેરાઝેગ. કોઈ૦ ૧
મેહેલ ખજાના દુનિયા દોલત, તું માનત મન મેરા વે;
દેખત રહેગા કુછ ન ચલેગા, તેરા લુંટા જાયગા ડેરાડેરા. કોઈ૦ ૨
જો તું તેરા ભલા ચહેતો. એહેમક સમજ સવેરા વે;
કબ્જ હોયગા ફિર ક્યા હોના, તેરા નગર જાયગા ઘેરાઘેરા. કોઈ૦ ૩
ક્યા ઓરનકું અકલ બતાવે, તેરે ઉર અંધેરા વે;
નહિં કછુ દેરી આખર આયા, તેરા મુફલ કરલે ફેરાફેરા. કોઈ૦ ૪
ભજ ભગવંત સંતસંગત કરુ, મન સતગુરુકા ચેરા વે;
માયા પટક અટક દયા હરિપદ, કરલે કૃષ્ણુસેં નેરા નેરા. કોઈ૦ ૫

આમાંની પંક્તિઓ 'સબ અપની મતલબકી મેલી' 'તેરા લુંટા જાયગા ડેરા ડેરા,' અને 'તેરા નગર જાયગા ઘેરા ઘેરા' એ પંક્તિ ત્રણ ત્રણ વખત ગાઈ. આ પદ વખતે ગંભીર વાતાવરણ ઉભું થયું. કવિની વાણી સાંભળવાને વૃક્ષો શાન્ત થયાં અને પક્ષીઓ પણ એક ચિત્તથી સાંભળવા લાગ્યાં.

મહારાણીએ મનથી વિચાર્યું—આ છોકરાનો કંઠ કેટલો સરસ છે! તે સાથે જીવનનું જ્ઞાન આ ઉંમરે કેટલું બધું સહજ

છે! નહિ તો જ્ઞાન અને વૈરાગ્યના ભજનો તે રચી શકે નહિ ભગવાનની કૃપા તેના ઉપર છે.

પછી મહારાણી બોલ્યાં "તુ પ્રેમભક્તિના પણ ગીતો બનાવે છે? એવું ગીત હવે સંભળાવ જો."

દયારામભાઈએ કહ્યું—'હવે હું આપને રાધાજીના સૌંદર્યનું ગીત સંભળાવું તે. સાભળો' એમ કહીને નીચેનું પદ સંભળાવ્યું.—

પદ રાગ–કાફી.

રૂપાળી રાધા તારું તન રે, સેહેજે તે સુંદરતાનું ભર્યું છે. રૂપાળી રાધા૦ ટેક
વિના અંજન દીસે આંખલડી આંજી રે, સલૂણી શ્યામા;
રંગ્યાવના રક્ત દસન વસન રે, બાળબિંબ સુધા માનનું ભર્યું છે. રૂપાળી. ૧
વિના સુગંધ બ્હેકે શ્રીઅંગ ત્હારૂં રે, સલૂણી શ્યામા;
વિના સકળ ગુણ રૂપ નિધાન રે, અનુપમ્ય કાંઈ ચિતર્યું કર્યું છે. રૂપાળી. ૨
વિના અંગરાગ દીસે કનકલતા શું રે, સલૂણી શ્યામા;
વિના મહાવર ચરણ અરણ રે, બિંદુ કપોળે અંજણ કર્યું છે. રૂપાળી. ૩
દયાનો પ્રીતમ પ્યારો વિશ્વનું મોહન રે, સલૂણી શ્યામા;
તે મોહ્યો મોહ્યો મદનગોપાળ રે, લટ્ટુ કરીને મનડું હર્યું છે. રૂપાળી. ૪

એ ગીત બધાને ખૂબ પસંદ પડ્યું. અને દયારામભાઈએ જ્યારે પૂરું કર્યું ત્યારે બધાએ તેમની ખૂબ પ્રશંસા કરી મહારાણીએ કહ્યું 'આના ઉપર ભગવાનની કૃપા છે. નહિ તો રાધાજીનું પણ વર્ણન કેવી રીતે કરી શકે? આ કોઈ ઉચ્ચ કોટિનો જીવ છે. દૈવી સૃષ્ટિનો જીવ છે.' પછી મહારાણીએ પૂછ્યું–તમે પ્રથમ જ્ઞાન, પછી વૈરાગ્ય પછી, પ્રેમભક્તિ (શૃંગાર) ના ગીતો મને સંભળાવ્યાં. આવી પસંદગી કરવામાં કોઈ હેતુ ખરો?

દયારામભાઈએ ઉત્તર આપ્યો—હા, મેં ઇંગિતપૂર્વક આ ત્રણ ગીતો રજુ કર્યાં, કારણ કે આપણા સંસારને સમજવાને જ્ઞાનની જરૂર છે. તે સંસારમાં આપણે ફસાઈએ નહિ માટે વૈરાગ્યની જરૂર

છે. અને આપણું મન પ્રભુમાં સર્વદા રહે એટલા માટે પ્રેમભક્તિની જરૂર છે પ્રભુ તરફનો આપણો પ્રેમ શુદ્ધ હોય તો જેમ રાધાને ભગવાને પોતાના પ્રિય બનાવ્યાં તેમ આપણને પ્રિય બનાવે. જ્ઞાન વૈરાગ્ય યુક્ત ભક્તિ પ્રભુ પ્રાપ્તિનું સાચું સાધન છે.

આ ઉત્તરથી મહારાણી તથા અન્યજનો બહુજ પ્રસન્ન થયાં. મહારાણીએ દયારામભાઈને ધન્યવાદ આપ્યા અને કહ્યું 'છોકરા આવા પદોજ તું ગાજે.' તેમણે પૈસાની ભેટ આપવા માંડી. પણ દયારામે ના પાડી. 'હું મારી કવિતા વેચતો નથી. તે તો પ્રભુને પ્રસન્ન કરવા માટે છે. મારી કવિતાથી જો આપ પ્રસન્ન થયાં હો, તો પ્રભુ પ્રાપ્તિના માર્ગે આપ ભક્તિમય જીવન ગાળશો.' આ ઉત્તરથી સૌ કોઈને આશ્ચર્ય થયુ. કેવી નિરપેક્ષતા, અને નિર્ભયતા અને છતા કેટલો બધો વિવેક આ બાળકની વાણીમા હતો ! આ પછી આ બેઠકનું વિસર્જન કરવામાં આવ્યુ. અને દયારામભાઈ ઘર તરફ વળ્યા. તેમના બાળ મિત્રોને આ પ્રસંગ કહી બતલાવ્યો. તે બધાં બહુ રાજી થયા.

દયારામભાઈની યાત્રા દરમ્યાન, એક પ્રસંગ એવો બન્યો હતો, કે તેઓ માનાજી આગ્રે નામના લૂંટારાના હાથમાં પકડાઈ ગયા. ત્યારે માનાજીએ તેમની પાસે પૈસાની માંગણી કરી. 'તમારી પાસે જે પૈસા હોય તે બધા મને આપી દો.' ત્યારે દયારામભાઈએ કહ્યું, 'ભાઈ, મારી પાસે પૈસા નથી. મારી પાસે તો હરિનું નામ એજ પૈસો છે. હુ ગુજરાતમાં રહું છું અને યાત્રા નિમિત્તે આ બાજુએ આવ્યો છુ. તમારી ઈચ્છા હોય તો હું તમને કેટલાંક ભજનો સંભળાવુ,' એમ કહીને તેમણે મધુર સ્વરે ભજનો ગાયા. તે ભજનો ગુજરાતી ભાષામાં હતાં. પણ તે સાંભળીને માનાજી ખુશ થઈ ગયો. અને તેમને છોડી મૂકયા અને તેમને ઉપરથી ભેટ તરીકે પૈસા પણ આપ્યા.

દયારામભાઈની કવિતા તથા સંગીતપ્રિયતા વિષે અલ્પ

પરિચય કર્યા પછી, આ પુસ્તકની સમાપ્તિમા કવિ તરીકેની તેમની સિદ્ધિઓનો નિર્દેશ કરીને, તેમની કવિતાનુ મૂલ્યાકન કરનારા લેખક તેમજ કવિઓનો થોડાક અવતરણો રજૂ કરું છુ

કવિ તરીકેની તેમનીસિદ્ધિઓ નીચે પ્રમાણે ગણાવી શકાય

૧ જથ્થાની દષ્ટિએ તેમની કવિતાનુ પૂર એક લાખ શ્લોક કરતા પણ વિશેષ છે ન્હાની મોટી પ્રસિદ્ધ અપ્રસિદ્ધ કૃતિઓ લગભગ ૩૨૦ ની + સખ્યામા છે (સ્વ ભોળાનાથ કથારીઆના મત પ્રમાણે

૨ કવિતાના તમામ અગો—જેવા કે આખ્યાન પદ, ઘોળ, વગેરે તેમણે વિકસા યા છે

૩ વર્ણનાત્મક કથનાત્મક બોધાત્મક, ચિન્તનાત્મક તથા ભાવાત્મક એમ કવિતાના તમામ પ્રકારોને તેમની કલમે ન્યાય આપ્યો છે

૪ મધ્યયુગના આખ્યાનો' ના પ્રવાહને યુગના અતિમ કાળમા થભી જતો તેમણે રોકયા છે

૫ તત્ત્વજ્ઞાનનો વિષય પણ કવિતાનો વિષય બની શકે છે. તે લાબા તેમજ ટૂકા કાવ્યો દ્વારા સિદ્ધ કરી આપ્યુ છે

૬ નરસિહના પદોને તેમણે પુનર્જીવન આપ્યુ છે

૭ 'વલ્લભ ઘોળા' ના ઘોળને ભક્તિ તથા તત્ત્વજ્ઞાનનો રગ આપીને દેદીપ્યમાન કર્યો છે

૮ ભાલણ' ની બાલિકા સમાન 'ગરબી'નુ પોષણ કરીને, નવ અલકાર તથા વસ્ત્રોથી સુશોભિત, કોકિલ કઠી સુદર સ્મિતપૂર્વક મધુરપ વર્ષાવતી, 'નવયૌવના' તરીકે મનોહારી અને હૃદયગમ સ્વરૂપમા વિલસતી કરવાનુ' માન દયારામભાઈનેજ જાય છે

૯ નરસિહ મીરા તથા ભાલણની 'કૃષ્ણ ભક્તિ' ને

---

+ જુઓ દયા રત્નમાળ' ભાગ ૨. પૃ ૧૦૪.

કવિતામાં પુનઃ સ્થાપિત કરવાનો યશ પણ દયારામભાઈનેજ પ્રાપ્ત થાય છે

૧૦ ગુજરાતી કવિતામાં 'ગઝલ' ના પ્રકારને દાખલ કરીને, પાછળના કવિઓ કલાપી બાલાશંકર કે મણિભાઈ નભુભાઈ દ્વિવેદીને નવી કેડી ચીંધી બતાવી છે

૧૧ સંગીત અને કવિતાનો સંબંધ-તે ઉભયનું સંયોજન કવિતામાં કરીને અન્ય કવિઓને માર્ગદર્શન આપ્યું છે

૧૨ પરપ્રાન્તની ભાષામાં કવિતા લખીને ભારતની સાંસ્કૃતિક એકતા સાધવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે, અને ગુજરાતના ગૌરવ તથા પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે

૧૩ તત્ત્વજ્ઞાન, ભક્તિશાસ્ત્ર, રસશાસ્ત્ર, પિંગળ, અલંકારશાસ્ત્ર, નાયક નાયિકાના ભેદો, સામાન્યજ્ઞાન, વ્યવહારનું જ્ઞાન એમ વિવિધ જ્ઞાનના શાસ્ત્રોને તેમની કવિતા આવરી લે છે

૧૪. તેમના કાવ્યોના વિચારો ઉપનિષદો, ગીતા, મહાભારત, રામાયણ ભાગવતપુરાણ વિષ્ણુપુરાણ, મનુસ્મૃતિ, શ્રીવલ્લભાચાર્યજીના ગ્રંથો, સુરદાસાદિ અષ્ટછાપના કવિઓની કૃતિઓ, નરસિંહ-મીરા વગેરેની કવિતા કહેવતો, લોકગીતો વગેરેમાંથી લીધા છે, અને તે છતાં કાવ્યમાં તે નવીન સ્વરૂપ પામે છે

૧૫ લોકમાં પ્રચલિત લગભગ તમામ રાગ-રાગણીઓનો પરિચય તેમના કાવ્યોદ્વારા તેમણે કરાવ્યો છે તેમજ સંસ્કૃત ભાષાના લગભગ ઘણા છંદોમાં તેમના કાવ્યો યોજાયા છે છંદરચનાનું વૈવિધ્ય, ભાવ વૈવિધ્ય સાથે સંગતિપૂર્વક જાળવાઈ રહ્યું છે

૧૬ જેમકે ગરબીઓમાં શૃંગાર, પદોમાં શાન્ત તથા શાન્ત, આખ્યાનોમાં હાસ્ય તથા અદ્ભૂત, વિરહ કાવ્યમાં કરુણા એ રસશાસ્ત્રના રસોને કવિતામાં તેમણે ચમકાવ્યા છે

૧૭ બિહારી કવિની 'સતસૈયા' જેવું નાયક-નાયિકાના લક્ષણો

ઉદાહરણ સહિત સમજાવનારું, તેમજ કૃષ્ણની રાસલીલાનું વર્ણન કરનારું મોટું કાવ્ય સતસૈયા ગ્રંથ હિન્દીમાં રચીને, ગુજરાતની પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે.

૧૮. એક અંકથી માંડીને એકસો આઠ સુધીની જુદી જુદી વસ્તુઓનું ગણનાપૂર્વક રસાત્મક દોહગમા, સંકલન કરીને ભવિષ્યમાં ગુજરાતી ભાષાના જ્ઞાનકોષ માટે સામગ્રી પૂરી પાડીને 'વસ્તુવૃંદ દીપીકા' નામનું કાવ્ય લખીને તેમની સંશોધન વૃત્તિનો પરિચય પણ સારો આપે છે.

૧૯. નૃત્ય તથા સંગીતનો કાવ્યમા સુમેળ યોજીને, જનસમાજમાં વધારે રુચિકર અને આનંદદાયક સાહિત્યના અંગ તરીકે 'રાસ' નું અધિપત્ય સ્થાપવામાં, તેમની કલમ યશસ્વિના અને વિજયિની થઈ છે, એમ કહી શકાય.

૨૦. કાવ્યમાં સંવાદ શૈલી દાખલ કરીને, કવિતાની રચનાનાં નવા પ્રકારનો નર્દેશ કરીને, 'નાટક' સાહિત્યના પ્રકારનું પરોક્ષરીતે સૂચન કર્યું છે.

૨૧. ચિત્ર કાવ્યો રચીને જુની કવિતાની લેખન પરંપરાને સાચવી છે.

૨૨. મૂળાક્ષરો, તિથિઓ, તથા મહિનાઓને લક્ષ્યમાં લઈને કાવ્ય રચનાની જૂની પ્રણાલિકા સાચવી છે.

૨૩. સરસતા, સરલતા, પ્રાસાદિકતા, તથા મનોહરતાના ગુણોથી કવિતા કામિનીને કમનીય બનાવવામાં જૂના ગુજરાતી કવિઓમાં તે પ્રથમ કક્ષામાં સ્થાન પ્રાપ્ત કરે છે.

૨૪. સ્વાનુભવરસિક મનાતાં ગુજરાતનાં ઉર્મિ કાવ્યોમાં મનોભાવ વિશ્લેષણનું તત્ત્વ દયારામભાઈની ગરબીમાં જેટલું જણાય છે, તેટલું તે પહેલાંના કવિઓની કવિતામાં નહતું.

૨૫. 'પ્રશ્નોત્તર માલિકા' નામના મોટા ગદ્ય ગ્રંથમાં 'નર્મગદ્ય'

પહેલાના સમયમાં, ચિન્તન પ્રધાન ગદ્ય લેખનની શૈલી કેવી હોવી જોઇએ, તેનો સારો ખ્યાલ આપ્યો છે.

૨૬. પત્રો પણ પદ્યમા લખી શકાય, તેનો પ્રકાર તેમણે જણાવ્યો છે. જુઓ 'પત્રલીલા' કાવ્ય, તેમજ માધવરામ વ્યાસ ઉપરનો કવિનો પત્ર

૨૭. સંસ્કૃત, ફારસી, હિન્દી તથા તલપદી શબ્દોનો ઉપયોગ કરીને, તેમજ કેટલાક નવા શબ્દો જેમકે મુખાસન (પાટલો) નગરગલી (ગટર) દાણધાટી (ટોલ હાઉસ) યોજીને તેમજ નકશીદાર કારીગરીમા દીપી ઉઠતા સુન્દર શબ્દો, રાતલડી, વાસલડી, સાહેલડી વગેરેનો પ્રયોગ કરીને ગુજરાતી ભાષાના શબ્દ ભંડોળમાં તેમણે ઘણો વધારો કર્યો છે.

દયારામભાઈનાં કાવ્યની પ્રશંસા તેમના દેહવિલય પછીથી ગુજરાતના નરનારીઓ તરફથી કરવામાં આવી છે. તેમના પદો તથા ગરબીઓ જાહેરમાં ગાવામાં આવે છે. વર્ષો પહેલા સ્વ૦ ભોળાનાથ કચારીઆના પ્રયાસથી પ્રેમાભાઈ હોલમા દયારામભાઈની છબી ખુલ્લી મૂકવામા આવી છે. તે પ્રસંગે મહૂર્મ નાગર કવિ હર્ષદરાયે તેમની કવિતાની પ્રશંસા કરતા નીચેનો છપ્પો ગાયો હતો: —

छप्पो.

सरस सरल अरु शुद्ध, शांतिप्रद अति आल्हादक,
प्रफुल्लित चित हितकरन, प्रेममूर्ति प्रतिपादक;
सुभग अर्थ सब पूर्ण, भक्ति नायिका भेद वर,
कृष्णचरित गुनकथन, भक्तिमहिमा अरु नीतिवर;
पुनि विविध जगत व्यवहारको, हृदेद रस दर्शित कियो,
प्रिय दयाराम अस कविनको, धन्य धन्य जगमें जियो.

આમાં દયારામભાઈની કવિતાના સરસતા, સરલતા, શુદ્ધિ, શાંતિદાયકતા, આહ્લાદકતા વગેરે ગુણો જણાવેલ છે.

નીચેના પદમાં તેમની કવિતાના ગુણોને કમળ, પુષ્પ વગેરેના ગુણો સાથે સરખાવેલ છે

(सवैयो.)

कंजनते अति कोमलता, मृदु पुष्पनके मकरंद समाना,
शीतलता शत चंद समान, सुमिष्ट सुधा सम सत्व पिछाना,
गंग तरंग समान सुहृदंद, अंगहि अंग प्रमोद बढाना,
पेखहु एक दयो कवि काव्य सो, चाखतही इतने गुन माना

(कवित)

चाहे बनबासि हो, उपासी हो, निरासी जन,
प्रेमके पिवासी चाहे, वेदको अभ्यासी हो,
कहे हरसिद्ध दुखद्वंद्व अधिकासी जाको,
त्रिविधिको फासी चाहे, और उपहासी हो
विषय बिलासी हो, बिलासी विष ग्रासी कोउ,
ज्ञानहीन जंगलको, बासी चाहे खासी हो,
होवे अभिलाषी, दयारामकी लबासी सून,
काव्य प्रमुदासी लगे, न कछु उदासी हो

‘દયારામભાઈ’ના જીવન ચરિત્રના લેખક અને પ્રસિદ્ધ સાહિત્યકાર સ્વ જગજીવનદાસ દયાળજી મોદી તેમની કવિતાનું મૂલ્યાંકન નીચેના શબ્દોમાં કરે છે ‘દયારામભાઈનું ગમે તે કાવ્ય લઈએ અને તે જેટલીવાર વાંચીએ તેટલીવાર આનંદ થયા વગર રહેતો નથી રસિક હૃદયને એમાંથી રસાસ્વાદ મળ્યા જ કરે છે શુષ્કતા કે જુગુપ્સા તો એમાં જણાતા જ નથી શબ્દમાધુર્ય અને પદલાલિત્ય તો કવિ દયારામનું જ એમ કહ્યા વગર ચાલે એમ નથી જે માણસે શ્રદ્ધાપૂર્વક એક વખત દયારામભાઈના રસસાગરમાં અવગાહન કર્યું હશે તેને પછી બીજી કાવ્યસરિતાનું સેવન કરવાની જરૂર પડે એમ નથી ગુજરાતમાં રસની રેલછેલ ઉડાવનાર તો કવિ દયારામ જ કવિ દયારામની કવિતામાં એક પણ શુષ્ક શબ્દ, એક પણ કર્ણકટુ

શબ્દ, એક પણ નિરભિપ્રાય શબ્દ, એક પણ નિરર્થક શબ્દ કે એક પણ ફક્ત પાદપૂરણને માટેજ મૂકેલો શબ્દ માલમ પડશે નહિ. દયારામભાઈની વાણી નવરસવાહિની છે. પ્રથમ એમજ કહેવામાં અને માનવામાં આવતું હતું કે, દયારામભાઈએ ફક્ત શૃંગારજ લખ્યો છે અને તેથી દયારામ શૃંગારી એટલે અનીતિમાન કવિ છે. પરંતુ વખતના વહેવા સાથે દયારામભાઈના એક પછી એક નવાં કાવ્યો બહાર પડતાં ગયા અને ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, દીનતા, આર્જવ વગેરેનાં કાવ્યો લોકોની દૃષ્ટિએ આવતા ગયા, તેમ તેમ લોકોની એ ભાવના બદલાતી ગઈ. ખરેખરું તો દયારામભાઈ ઠરેલ, પ્રૌઢ અને વિદ્વાન્ કવિ છે. એમની ભાષા સંસ્કારી છે, પ્રયોગો વિદ્વત્તા ભરેલા છે, અને વિચારો ઉન્નત છે. દયારામભાઈ જે વિષય લે છે તેને સર્વાંશે પૂરેપૂરો ઈન્સાફ આપે છે. એમની વર્ણન શૈલી તાદશ ચિત્ર ખડું કરનારી છે, પ્રતિપાદન શક્તિ અદ્ભુત છે. એકને એક વાતને લંબાવવા છતાં તેમાં પિષ્ટપેષણ પુનરુક્તિ કે શુષ્કતા જણાતાં નથી. એમની કોઈ પણ કવિતા તાણીતુશીને બેસાડેલી, શબ્દો શોધી શોધીને ગોઠવેલી કે, શબ્દદભંડોળની અને વિચારની ખામીને લીધે એકને એક શબ્દ કે એકને એક ચરણ વારે વારે આવે એવી નથી. દયારામભાઈની કવિતામાં વિચારો ઉભરાઈ જાય છે, અને શબ્દો તેની વાણીમાં પ્રવેશ પામવાને અહમહમિકા કરી મૂકી છે. દયારામભાઈ તેમાંથી ઉત્તમમાં ઉત્તમ નંગો વીણી વીણીને ઉંચકી લે છે. એમને શબ્દોની પસંદગી કરવી પડતી નથી પણ સુંદર શબ્દો સુંદર સ્થાને આપોઆપ ગોઠવાઈ જાય છે."

૪૦ શંકરપ્રસાદ રાવળ દયારામભાઈની કવિતાની પ્રશસ્તિ કરતા લખે છે—

'નાની મોટી કોમળ અને વિવિધ પાખડીઓવાળા ગુલાબના ફૂલ જેવું દયારામભાઈની કવિતાનું સુંદર સ્વરૂપ આપણે યથાશક્તિ

જોયુ એ સ્વરૂપમાં વિશાળતા છે. ઉષ્મા છે, સહૃદયતા છે, એમા આપણા દેશે બાંધેલુ શાસ્ત્રીય જીવન એનો વિવેક, અને સામાન્ય બુદ્ધિ છે મનુષ્ય જાતિની એમા કલ્યાણ વાછનાઓ છે, તીવ્ર માર્મિકતા છે. પવિત્રતા છે, તત્ત્વ જ્ઞાન છે, અને શુ નથી ? ગુજરાતની પ્રાચીન કવિતાને આદર્શભૂત સ્વરૂપ દાખવી શકે એવી દયારામભાઈની કવિતાનુ સ્વરૂપ છે.

"સમાલોચક"—(જાનેવારી સને ૧૯૦૨) નીચે પ્રમાણે નોધ કરે છે.

કવિવર દયારામ અને હાફેઝનો તુલના દર્શન લેખ પ્રજામાં આદરણીય થાય. તેમા આશ્ચર્ય પામવા જેવુ કઈજ નથી. કવિવર દયારામે જેમ રસરાજના અતિ સુકુમાર પદની ' ગુર્જરે રસિકોના હૃદયનુ પ્રસાદન કર્યુ છે, તેમ ફાર ા કવિ હાફેઝે સુલલિત ગઝલોથી ઈરાની રસિકનાં કર્યાં ફારસી ગઝલ સાહિત્ય, કવિ હાફેઝથી ભ. છે. કવિવર દયારામની ગરબીઓથી ગુજરાત થયેલું છે; એમ કોઈપણ ગુર્જર કબુલ :

કવિવર દયારામની કૃતિ,
અલૌકિક કવિત્વ પ્રકટ કરતી નથી;
તાદશ્ય ભાવ દર્શાવવામાં અદ્વિતીય છે
તેનો સુલલિત રાગ–પ્રવાહ વહે છે,
ગુજરાતના દિગતને ધ્વનિત કરતા,
ઉદય કરાવે છે. લૌકિક નીતિ, અને
ચિત્ર દયારામભાઈએ તેમના કાવ્યદ્વારા
કે જે, કાળ જતા ગુજરાતી વૈભવના
સાધન કહેવાશે

ગરબી, ગીત, ગાનના મોટા રાગ

અનેક ઢગોમા, પ્રસંગને યોગ્ય, ભાષા, અને ચિતાર ચિતરનામા, દયારામની વાણી ગુર્જર કવિઓમા સર્વોત્તમજ કહેવાશે છતા કેટલાક એમ કહેનારા પણ જોવામાં આવે છે કે— દયારામની વાણી શ્રૃગારી છે " આ અપવાદ એક પક્ષ અને અસપૂર્ણ વાચનનુ પરિણામ હશે શૃગારમા દયારામે એવો શૃગાર લીધો છે, કે જે પ્રેમના પૂર્વ સ્વરૂપના જનસ્વભાવનુ ચિત્ર દર્શાવે છે શ્રૃગારની બે શ્રેણીઓમા અતિ રસિક, પ્રેમી હૃદયના વિકાર અને ભાવ ચિતરનારી શ્રેણીજ તેમણે કાવ્યમા લીધી છે અને તેમ કરવામા તેઓ સાદ્યન્ત વિજયી નિવડયા છે

કવિવરના વિવાદિત પદનો પત્ર અનુવાદ નહીં કરતા, એટલુંજ કહેવુ બસ છે કે, તે પદોમાજ તેમની કેટલીક અલૌકિક ખુબીઓ રહેની છે દ્રષ્ટા પોતાની દ્રષ્ટિ અનુસાર વસ્તુઓને દેખે છે જે વિવાદિત પદોમાં વાદીઓ શ્રૃંગાર જુએ છે, તેમા રસજ્ઞો જનસ્વભાવનુ ચિત્ર દેખે છે અને તે વળી એવુ નૈસર્ગિક, કે બીજાથી ચિતરાય નહીં અસ્તુ એ મેહેલો પોપડો ઉખાડવાની અત્ર અગત્ય નથી માત્ર એટલુજ દર્શાવવુ પ્રસગાનુકુલ છે કે, રા રા ઝવેરીએ કવિવરને માટે જે ઉત્તમ અભિપ્રાયો આ લઘુ લેખમા સ્થળે સ્થળે પ્રદર્શિત કર્યા છે, તે ગુર્જર રસિકોને માન્ય છે અને એજ ભક્તિ તેમના કાવ્યો માટે રસિકો ધરાવે છે, ને ધરાવશે. કવિ અને કવિતાને માટે જે તે મત આપવાને યોગ્ય કહેવાયજ નહીં પડિત જગન્નાથે 'રસતર ગિણી" મા એક સ્થળે આવોજ અભિપ્રાય આપતા કહ્યુ છે કે, "નાજુક પ્રવાહવાળી આ રસતર ગિણી, તત્ત્વ શોધક મહિષોના અવગાહન માટે નથી " વળી બીજા એક સસ્કૃત કવિએ પણ અરસનથી કટાળીને કહ્યુ છે કે—

अरसिकेषु कवित्वनिवेदन, शिरसि मा लिख, मा लिख, मा लिख ॥

*કવિવર દયારામભાઇની કૃતિની ખૂબીઓ આ લઘુ ગ્રથમા, રા ઝવેરી એ* બહુ સારી રીતે દર્શાવી છે.

કવિસમ્રાટ્ ન્હાનાલાલભાઈ, દયારામભાઈની જયન્તી વ્યાખ્યાનમા, દયારામભાઈની ગરબીની પ્રશ સા કરતા કહે છે—

"મીઠાશ તો દયારામનીજ"

Lyrics શોધવા કયા વનવનમા ભટકવુ પડે એમ છે? ગુજરાતની ગરબીઓ સમા Lyrics જગતભરમા નથી

ગુજરાતણના રાસનુ મૂલ શુ આકો છો?

ગુજરાતી ગરબીના-રાસડાના મૂલ પૂછવા હોય તો જગતપ્રવાસી કવિવર ટાગોરને જઈને પુછજો કે જગતભરમા કયાંયે દીઠા કે સાભળ્યા?

જગતભરના સાહિત્યમા—જગતભરના સ સારમા, જગતના Lyrics મા ગુજરાતી ગરબીઓનુ—ગુજરાતણના રાસનુ સ્થાન અદ્દભુત છે; ને એ ગરબીઓના સમ્રાટ્—ગુજર તના હૃદયરાજવી દયારામનુ યે સ્થાન સદા અદ્દભુતજ છે

એમની એક એક ગરબી ગુજરાતનુ મહામૂલુ રત્નમોતી છે

— કવિ ન્હાનાલાલ

ગુજરાતના સુપ્રસિદ્ધ તત્ત્વચિ તક અને ઉચ્ચ કોટિના વિદ્વાન સદ્દગત દિ. બ. નર્મદાશ કરભાઇ દેવશ કર મહેતા દયારામભાઈની શૃગારરસની કવિતાનુ મલ્યાકન નીચેના શબ્દોથી કરે છે

"પરમેશ્વરનુ પરમ સત્યત્વ અને તેના કોઈ કોઇ ગુણધર્મનુ માહાત્મ્ય જ્ઞાન તેમના પ્રતિના પ્રેમ અથવા રતિમા મૂળથી જ્યારે પેસે છે, ત્યારેજ તે પ્રેમ અથવા રતિ ભક્તિ ગણાય છે આમાનો એક પણ અ શ ન હોય તો તે માન પ્રણય અથવા રતિજ ગણાય, પણ ભકિત ન ગણાય

આ ધોરણ વડે આપણે હવે તપાસવાનુ છે કે દયારામભાઈ જે રસનુ ગાન કરે છે તેમા લૌકિક સ્ત્રી પુરૂષની રતિ છે કે અલૌકિક

પુરુષોત્તમ અથવા નટવરમાં તેનો સખી ભાવ છે? દયારામના સઘળા સાહિત્યમા કૃષ્ણ વિના અન્ય વસ્તુ બીજી જણાતી નથી. કૃષ્ણ પોતાના પ્રિયતમ છે, અને પોતે તેની વરેલી સખી છે. એ ભાવ ઉપરજ તેમના કાવ્યોનો આત્મા આવેલો જણાય છે.

* * *

દયારામના ગ્રંથનું પરિશીલન કરનારને તો પુષ્ટિ સંપ્રદાયના સખી ભાવ ઉપર બંધાયેલી ભગવદ્ ભક્તિથી રંગાયેલું દયારામનું ચિત્ર સમજાશે, અને તે માત્ર કવિજ નથી. પરંતુ ભક્ત પણ છે.

દયારામના પોતાના શબ્દોમા તો—

"રૂપ ગુણ દ્રવ્ય એ કારણ પ્રીતિ થવાના કહાવે,
એ ત્રણે વિકાર રહિત સહજ સ્નેહ તે શ્રી કૃષ્ણને ભાવે."

લૌકિક પ્રીતિ અને અલૌકિક ભગવાન્ પ્રતિનો સહજ સ્નેહ તદ્દન નિરાળી સ્થિતિ છે—વળી પોતાને આંતર અનુભવને તે નીચેની કડીવાળા પદમા ચિતરે છે.—

'મેં શ્રી કૃષ્ણજી વર્યા, રાધિકેશ મેં શ્રી કૃષ્ણજી વર્યા.'

ભગવાનના આવા શુદ્ધ સ્વરૂપની જેને ઝાંખી થઇ છે અને જેને તે પ્રભુ વિના અન્ય કોઈ ખરો પુરષજ દેખાતો નથી તેના સખી ભાવને આપણે શુદ્ધ ભક્તિ ન ગણીએ ત્યારે આપણી પરીક્ષામાં તો ભાગ્યેજ કોઈ પાસ થઈ શકે. આ અનુભવ જણાવનારી વાણી સ્વભાવિક સ્ત્રી ઉપરના પ્રેમના મોહમાંથી પ્રકટ થયેલી જણાતી નથી

દયારામના ગ્રંથનું પરિશીલન કરનારને તો પુષ્ટિસંપ્રદાયના સખી ભાવ ઉપર બંધાયેલી ભગવદ્ ભક્તિથી રંગાયેલું દયારામનું ચિત્ર સમજાશે; અને તે માત્ર કવિજ નથી પરન્તુ ભક્ત પણ છે. એવા નિર્ણય ઉપર આવવાને બળવાન્ કારણો જડી આવશે.

ગુજરાતના સમર્થ સાક્ષર સદ્‌ગત દિ બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, જયન્તી વ્યાખ્યાન પ્રસંગે (તા. ૧૪-૯-૨૯) દયારામભાઈ વિષે કહે છે.

'કવિ દયારામે મનુષ્ય જીવનદ્વારા સ્વર્ગ બતાવ્યુ છે. પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારતા ગીતો તેમણે ગાયાં છે. દયારામના કાવ્યોમાંથી અનેક જાતની પ્રેરણા મળી શકે તેમ છે. તેઓ નીતિ અને સદ્‌ભાવનાના પ્રચારક હતા. તેમનાં કાવ્યોમાં ઘણુ ઉંડુ તત્વજ્ઞાન રહેલું છે, છતાં તે સરળતાથી સમજાય તેવા છે.

(તા. ૨૨-૯-૨૯)

દયારામભાઈની કવિતામા અલંકાર વિષે બોલતા સાક્ષર સદ્‌ગત **શ્રી રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ** લખે છે—

'અલંકાર રચવાની વૃત્તિ બંધાયા પછી, ઓગણીસમાં સૈકાના ભક્ત કવિઓએ કાંઇ નવીન દિશામાં ગતિ કરી નથી, માત્ર એક અપવાદ છે. અને તે પ્રાચીન કાવ્ય સાહિત્યમાના છેલ્ના થયેલા પણ તે પહેલાથી ઉતરતી પંક્તિએ ન બેસે તેવા કવિ દયારામભાઈની અપૂર્વ કવિતાનો છે તે દરેક બાબતમા પહેલે ચીલેજ ચાલનાર ન હોતા. લાલિત્ય, કોમળતા, રસિકતા' એ સર્વ તેમનામાં અવનવા છે. નાનાં નાના છુટાં રસપૂર્ણ કાવ્યો રચવાની રીત તેમણે નવી ઉપજાવી છે.'

અંતમાં **સ્વ. શંકરપ્રસાદ રાવળે** તેમના 'દયારામભાઈના જીવન ચરિત્ર' ની સમાપ્તિમાં જે શબ્દોથી કવિને ભવ્યાજલિ આપી છે. તેજ શબ્દોથી હુ પણ ભક્તિ ભાવપૂર્વક તે રસાત્માને આપું છું.

વાંચક ! આવા દયારામભાઈ અને તેમની કાવ્યવાણી દ્વારા અને ત્હારા ભાવિ ગુર્જર બંધુઓના કેટલા બધા પૂજ્યભાવને પાત્ર રહેશે ? તુ પણ અમારી સાથે પૂજ્યભાવના સંગીતમા ભાગે પડતો સુર પૂરશે કે "ધન્ય હો ત્હમને ઓ રસસિદ્ધ કવિરાજ ! ધન્ય હો ત્હમને ! ઓ જીવન પર્યન્તના ભક્તિરસમાં તલ્લીન રહેનાર

ભક્તરાજ ! ધન્ય હો ત્હમને ઓ જીવનતત્ત્વના ઉપદેશક તત્ત્વજ્ઞ ! અમારી ગરવી ગુર્જરભૂમિ ત્હમારાં સદા ઋણી રહી ત્હમને ધન્યવાદ દેતી રહો ! પ્રાચીન અર્વાચીન કે થનાર અમારા કવિવરોમાં ત્હમારૂં માનવંતું સ્થાન સદા તપતું રહો ! ત્હમને ફરી ફરી અનેક વાર નમન હો ! ત્હમારી દિવ્ય કવિતાદેવીના રસભર કાવ્યશારદો અમારી આગળ કોઈ અનંત મહાસંગીત ગાયા કરો ! ગાયા કરો અને ત્હમારૂં અતૃપ્ત રાખનાર કાવ્યામૃત અમને પાયા કરો !

અન્તમાં દયારામભાઈના નીચેના આશીર્વાદ વચનથી આ ગ્રન્થ સમાપ્ત કરીશું.

વદન હો, સહસ્ર વદન હો, તે અથમતી વર્ષા, શરદની વર્ષા, સ્વાતિ નક્ષત્રની વર્ષા, શરદપૂર્ણિમાની જતી જતી વર્ષા મોતી વરસી જાય છે તેમ **મધુરેણ સમાપયેત્** એ ન્યાયે, ગુજરાતના મધ્યયુગની પૂર્ણાહુતિ સમયે રસના મોતીડાં વર્ષાવતા અને ગુર્જર સાહિત્ય વાટિકાને ઉત્તમ કાવ્યો રૂપી પુષ્પિત લતાના પરિમલથી ભરી દેતા તે રસ કવિને.



# कविकृत आशीर्वाद,

*राग रिकतो.*

चिरंजीओ सुखी रहो तुम सकल हरिजन, ॥
आनंद मगल अखंड हरिमें रहोनी मग्न. ॥ चिर० ॥१॥
भक्ति प्रेम आसक्ति व्यसन श्रीव्रजेश, ॥
गुरु भगवदी भाव सदा दुःख कदा न लेश ॥ चिर० ॥२॥
करम काल माया मय जनम मरन जाओ, ॥
शुभ मति रहो सतत मन कुपथ क्यु न धाओ ॥ चिर० ॥३॥
सद्गुन सतसग सदा रहो पुरन काम, ॥
एही आशिस देत सदा दास दयाराम ॥ चिर० ॥४॥

# પરિશિષ્ટ ૧ લું

## દયારામભાઈનું વંશવૃક્ષ

રાઘવજી

|

જે[illegible]

|

આણંદરામ

|

નરભેરામ

|

પ્રભુરામ

# પરિશિષ્ટ ૨ જું

## દયારામભાઇના સદ્‌ગુરૂ શ્રી વલ્લભલાલ મહારાજનું વંશવૃક્ષ

| આચાર્યના નામ | પ્રાકટ્ય |
|---|---|
| (૧) શ્રીમદ્વલ્લભાચાર્યજી (શ્રી આચાર્યજી મહાપ્રભુજી) | સવત ૧૫૩૫ ચૈત્રવદી ૧૧ (વ્રજદેશના પુનમિયા માસપ્રમાણે.) |
| (૨) શ્રીગુસાંઇજી (શ્રીવિઠ્ઠલેશાચાર્યજી) | સવત ૧૫૭૨ માગસર વદી ૯ |
| (૩) ટિકાયત (તિલકાયત) શ્રીગિરિધરજી | સવત ૧૫૯૭ કાર્તિક સુદી ૧૨ |
| (૪) શ્રીદામોદરજી | સવત ૧૬૩૨ શ્રાવણ સુદી ૧૪ |
| (૫) શ્રીવિઠ્ઠલરાયજી | સવત ૧૬૫૭ શ્રાવણ સુદી ૧૦ |
| (૬) કાકા શ્રીવલ્લભજી | સવત ૧૭૦૭ શ્રાવણ સુદી ૧૪ |
| (૭) શ્રીમુરલીધરજી | સવત ૧૭૩૧ આષાઢ સુદી ૧૧ |
| (૮) શ્રીપુરૂષોત્તમજી | સવત ૧૭૫૨ કાર્તિક વદી ૬ |
| (૯) શ્રીવલ્લભલાલજી મહારાજ (દયારામભાઇના બ્રહ્મસંબંધદાતા) | સવત ૧૭૮૮ જ્યેષ્ઠ સુદી ૪ |
| (૧૦) શ્રીવિક્રમરાયજી મહારાજ (ઉપનામ શ્રીલાલજી) (ગાદી ઉપર ગોદ લીધેલા) | |

સમ્પ્રદાયના વિદ્વાન પ્રા કેશરનામ શાસ્ત્રીએ આ સબંધી સંશોધન પૂર્વકનો વિસ્તૃત લેખ 'અનુગ્રહ' માસિકના વર્ષ ૨૨ના અંક ૧૨માં વંશવૃક્ષ રજુ કર્યું છે જે ગો શાહ

# પરિશિષ્ટ ૩

## કવિશ્રીની જન્મપત્રિકા

### १ अथ जन्मपत्रिका

(२) संवत १८३३ शाके १६९९ भाद्रपद सुदि ११ उपरांत १२ जन्मतिथि शनिवासरे उत्तराषाढा घटी ४१ उपरांत अति गंज जन्मयोगे श्री रवि उदयगत घटी ४१-४२ समये जन्म भाई दयाशंकरस्य ।

र ल
५ १
० २०

(પ્રાચીન હસ્તલિખિત ગ્રથમાંથી)

२ जन

(३) × × × × × श्री तेण्णर धम
श्रिशाली अवटक भट्ट प्रभ गृहे
गुले
×
दय

शनिवार नक्षत्र श्रवन योग अतिगंज,
रवि उदयगत घटी एकतालीस पहेचांनिये;
दुजे राहु, तीजे गुरु शुक्र उभय. चोथें बुध,
रविपचम, छठ्ठे सनि सप्तम कुभ मानिये;
अष्टम केतु, नौंससि, यह विधिके जन्माछर,
कृष्णदास 'दयाराम' ताके उर आंनिये (१)

'अथ जन्मलग्नमिदम्



# પરિશિષ્ટ ૪

## શ્રી દયારામભાઇના ગ્રંથોની યાદી (વર્ગીકરણ સહિત)

લે. શ્રી. જીવણલાલ છગનલાલ જોષી, એમ. એ.

**૧. શ્રી દયારામભાઈના પ્રગટ થયેલા ગુજરાતી રાગબદ્ધ ગ્રંથો—**

**(૧) રસિકવલ્લભ**— પદ ૧૦૮, કડી ૧૦૮૦, રાગ · સામેરી. શ્રી દયારામભાઈએ ૫૨ વરસની વયે ચાણોદમા લખ્યો. સંવત ૧૮૮૪, શ્રાવણ સુદિ ૧૧ (ઈ સ. ૧૮૨૭). દરેક પદનાં પહેલાં ચાર ચરણ ચોપાઈના છે. 'જી' બાદ કરીશું તો ચોખ્ખો ચોપાઈ છંદ થશે. ઢાળમાં બે ચરણ 'હરિગીત'ના અને બાકીના 'શંકરા' છંદનાં છે. તેથી આ ગ્રંથ રાગબદ્ધ, તાલબદ્ધ, છંદોબદ્ધ અને પદબધ કહી શકાય.

શ્રી દયારામભાઈએ ચોપાઈના ચાર અને ઢાળનાં છ ચરણ ગણીને દરેક પદના ચરણ સર્જેલા હોવાનુ જણાવેલું હોવાથી એઓશ્રીના હિસાબે રસિકવલ્લભનાં ૧૦૮ પદની ૧૦૮૦ કડીઓ થઈ, ૧૦૮૦ ચરણ થયા.

'રસિકવલ્લભ'ના ટીકાકારો ચોપાઈનાં ચાર ચરણ ગણવાને બદલે બે ચરણ ગણે છે અને ઢાળના ચાર ચરણ કાયમ રાખી દરેક પદનાં ૮ ચરણ ગણે છે. તેથી તેમના મતે ૧૦૮ પદની ૮૬૪ કડીઓ થઈ, ૧૦૮૦ ચરણ થયાં.

ટીકાકારના મત કરતા ગ્રંથકારના મતને અનુસરવું સારું ચોપાઈના દરેક ચરણે ચરણે, એની કડીએ કડીએ પ્રાસ—અનુપ્રાસ છે. જો બબ્બે ચરણોની એકેક કડી ગણીશુ, બનાવીશું — ટીકાકારના મત મુજબ — તો બંને પ્રાસ જુદા આવશે.

'રસિકવલ્લભ' શુદ્ધાદ્વૈત — સિદ્ધાંતથી રસાયેલો છે. શરૂઆતના ૨ થી ૧૦ પદમા એમણે બાલપણમાં — કાચી અવસ્થામાં — કાચી

શુદ્ધિમાં તેર ચૌદ વરસની વયે – ૧૪ થી ૨૬ વરસની વય સુધી – બાર વરસ જેટલા લાંબા ગાળાનું ભારતનું પ્રથમ પર્યટન કર્યું હતું તેનું વર્ણન છે. ત્યારબાદ અંત સુધી શુદ્ધાદ્વૈત – સિદ્ધાંત, તેના નિગૂઢ રહસ્ય સાથે સચોટ છણાયેલા – ચર્ચાયેલો છે.

મુંબઈ યુનિવર્સિટીએ આ ગ્રંથને એમ. એ. ના અભ્યાસક્રમમાં દાખલ કરી એનું બહુમાન કર્યું છે.

(૨) **સૂરસારાવલી–** (ભાષાંતર) શ્રી. દયારામભાઈએ ૪૭ વરસની વયે શ્રી વિઠ્ઠલેશજીની આજ્ઞાથી ડભોઈમાં, ચાણોદ–ડભોઈ બન્ને ઠેકાણે રહી ગુર્જર ભાષામાં પદબંધ ભાષાંતર કર્યું. સંવત ૧૮૮૦ શ્રાવણ સુદિ ૧૨ રવિવાર (ઈ. સ. ૧૮૨૩). શરૂઆતના દશ અને અંતનાં દશ પદ (દોહા) મળી વીસ પદ (દોહા) એમની પોતાની રચના છે. બાકીના ૧૧૧૦ પદ ભાષાંતરનાં છે. રાગ : કાફી; કલ્પદ્રુમ. છંદ : દોહા. રાગબદ્ધ અને છ દોબદ્ધ. કડી : ૧૧૩૦.

(૩) **શ્રીમદ્ભગવદ્ગીતા માહાત્મ્ય–**શ્રી દયારામભાઈએ ૪૬ વરસની વયે ચાણોદ–ડભોઈ બને ઠેકાણે રહી ગુજરાતીમાં લખ્યો છે. સંવત ૧૮૭૯ શ્રાવણ વદિ ૮ ગુરુવાર (ઈ. સ. ૧૮૨૨). અધ્યાય ૧૮ રાગ– કેદારો, આશાવરી, ગમગ્રી છંદ–ઢીટપટા. રાગબદ્ધ અને છ દોબદ્ધ. કડીઃ ૮૧૫. પદ્મપુરાણના આધારે રચાયેલો વાર્તા–આઠ વાર્તાઓથી સંકળાયેલો આખ્યાનાત્મક ગ્રંથ

(૪) **અજામિલાખ્યાન**–શ્રીદયારામભાઈએ ત્રિકાળદર્શી મહાત્મા મદદ પુરુષ ઇચ્છારામ ભટ્ટજીની આજ્ઞાથી ૩૦ વરસની વયે ચાણોદમાં લખ્યું સં. ૧૮૬૩ ભાદરવા સુ ૧૫ બુધવાર શતભીષા નક્ષત્ર (ઈ. સ. ૧૮૦૬) કડવા : ૯, કડી : ૪૦૧, રાગ : ગમગ્રી, મેવાડો, દેશાખ, સિંધુડો, ભીનડી, સોરઠ માલકોષ રાગબદ્ધ અને કડવાબદ્ધ. દેશી ઢાળમા ઢળાયેલુ અને પ્રચલિત રાગમા રચાયેલુ તેમજ પ્રાસાદિક વાણીમાં

નિરૂપાયેલુ, ભગવન્નામનો સર્વોત્કર્ષ દાખલા દલીલો સાથે સાબિત કરતું-પ્રતિપાદન કરતું આખ્યાન.

(૫) **પત્રલીલા**-શ્રીદયારામભાઈએ ૪૯ વરસની વયે ડભોઈમા ગુજરાતીમા **પત્રલીલા** રચી. (સં ૧૮૬૧,ઈ સ ૧૮૦૫) રાધાકૃષ્ણના પાત્રમા ગુજરાતી ભાષામા અરસપરસ પદ્યમા પત્રની આપલે કરાવનાર એઓ શ્રી પ્રથમ જ છે પદરા ગ અને રાગબદ્ધ પદ : ૨૧, કડી ૨૧૦.

(૬) **મુરલીલીલા**-ગરબીબદ્ધ અને પદબંધ ગરબી ' ૪, પદ ' ૧, કડી : ૧૦૦ કૃષ્ણનુ સતત અધરામૃત પીતી મુરલીનુ વન સળગાવી દેવાના નિશ્ચયને આસાદ વગી દીધો છે તેમજ ગોકુળના સાલે સળગતી ગોપીહૃદયનુનારીહૃદયનુ તાદશ ચિત્ર ચિતર્યુ છે.

(૭) **રૂપલીલા**-પદબંધ, રાગબદ્ધ અને તાલબદ્ધ પદ : ૧૨, કડી: ૫૦, રાગ : સોરઠ, બિલાવલ, મારુ અને રામકલી. આમા કૃષ્ણના સ્વરૂપનો -રૂપનો પાર પામવા માટેની, પાર નહીં પામી શકવા માટેની રાધાની અકથ તાલાવેલીનુ, અસહ્ય મનોમથનનુ, અસીમ મથામણુ તાદશ ચિત્ર અંકિત કરવામા આવ્યુ છે.

(૮) **કમલલીલા**-પદબંધ. પદ : ૧૪, કડી : ૨૨૫. યમુનામા રહેલા કમલ લાવવાના મિષે કૃષ્ણનો નાશ કરવાનો કંસનો નિર્ધાર એ પ્રસંગને સહજ દૃષ્ટિ સમક્ષ રાખી આખ્યાન રચ્યુ છે.

(૯) **રુક્મિણિ વિવાહ-મીઠાંબંધ. મીઠાં : ૩, કડી : ૧૧૬.** રુક્મિણીહરણના પ્રસગને સચોટ ચીતરી નારીહૃદયની ધીકતી વેદનાને અને સળગતી તાલાવેલીને રજ કરવામા આવી છે- રુક્મિણીનો પત્ર ખાસ ધ્યાન ખેચે છે

(૧૦) **સત્યભામાનો વિવાહ**-મીઠાબંધ, છદબંધ. મીઠાં ૮. કડી : ૧૯૨. છદ : ચોપાઈ. રાગ ' ધનાશ્રી. સ્યમતમણિનો પ્રસગ ટાંકી સારુયે આખ્યાન રચાયુ છે. સ્યમતકમણિ કેન્દ્રસ્થાને છે. એમા આવેલુ ગૌરવભોજન તો મોઢામા પાણી લાવે એવુ છે

(૧૮) શ્રીકૃષ્ણજન્મનો ગરબો – કડી : ૫૬

(૧૯) કુંવરબાઈનુ મોસાળું – કડી : ૨૬.

(૨૦) વ્રજમહિમાનો ગરબો – કડી :૧૦૫.

ત્રિવિધ પદ્ધતિથી વ્રજનો સર્વોત્તમ મહિમા વર્ણવ્યો છે ગાવે સાથે અંતમા પોતાની જન્મભૂમિ–ચાણોદની પણ સ્પષ્ટતા કરી છે.

ચંડીપુરી મહાપાવન, જન્મની ભૂમિ જો;
નર્મદા નદી પવિત્ર ધુરુરી ભૂમિ જો (૧૦૨)

(૨૧) રસિયાજીના મહિના – કડી : ૬૫ વિપ્રલભ શૃગારનો ...થ કૃષ્ણવિરહે ઝૂરતી ગોપીના હૃદય દરેક માસે થતી અદીઠ વેદનાને જ કરતો ગ્રંથ, અંત થતા સંયોગનુ સંદર્શન.

(૨૨) દાણચાતુરીનો ગરબો – કડી : ૬૮. સયોગશૃગારનો અનોખો ગ્રંથ. રાધાકૃષ્ણનો 'દાણ' વિષેનો વાર્તાલાપ અને ગોપીહૃદયની મિલન માટેની આતુરતાનુ તાદૃશ ચિત્ર રજૂ કરે છે.

(૨૩) વહેવારચાતુરી – કડી : ૫૨ (૬૪–૬૫). શ્રીદયારામભાઈનુ વ્યાવહારિક જ્ઞાન ભાગેભાગ જોવામા આવે છે એ પ્રમાણે ચાલનાર ભાગ્યે જ નહેરામ્મા પાછો પડે

(૨૪) ચેતવણી – કડી ૩૫ સત્સમાગમન જીવને અજબ ચાનખા રૂપ છે.

(૨૫) ભક્તવેલ – કડી ૫૨ ભક્તોના ગુણગાન સાથે ભગવાને કરેલી સહાયનુ વર્ણન ગાયક અને વાચકને પીગળાવે એવુ છે.

(૨૬) મીરાંચરિત્ર – કડી : ૩૬. મીરાના અગત્યના જીવન પ્રસંગોનુ નાટયત્વની દૃષ્ટિએ વર્ણન થયેલુ છે

(૨૭) પ્રેમપરીક્ષાનો ગરબો – કડી : ૨૨.

(૨૮) ચોરાશી વૈષ્ણવોનુ ધોળ – કડી : ૫૨. શ્રીનાથજીની આજ્ઞાથી એમની સમક્ષ રચાયેલુ. આ બાબતનો ઉલ્લેખ અનુભવમંજરીમાં છે

(૨૯) શ્રીવલ્લભનો પરિવાર – ગગ બેગવ. કડી : ૫૦.

(૩૦) શ્રીકૃષ્ણસ્તવન મંજરી – કડી ૯૬.

(૩૧) કાત્યાયનીનો ગરબો – કડી : ૧૭.

(૩૨) પંદર તિથિનો ગરબો - કડી : ૧૬.

(૩૩) બાલલીલાનો ગરબો – કડી : ૨૬.

(૩૪) પારણું – કડી ૪૮.

(૩૫) મનપ્રબોધનો કક્કો – કડી : ૩૧.

(૩૬) અકલ કલાનો ગરબો – કડી : ૧૬.

(૩૭) મોહિનીસ્વરૂપનો ગરબો – કડી ૩૪.

(૩૮) અપરાધક્ષમાપોડશી – કડી : ૬૪

(૩૯) રાધિકાનું સ્વપ્ન – કડી ૧૬.

(૪૦) શ્રેષ્ઠ વિલાસ – કડી : ૨૦

(૪૧) પંદર તિથિ – કડી : ૨૦.

(૪૨) રાધિકાનાં વખાણ – કડી ૮.

(૪૩) રાધિકાનો વેવાખેલ – કડી ૨૮

(૪૪) બાલલીલા – કડી : ૨૬.

(૪૫) હનુમાનગરુડની લાવણી – કડી : ૮૦.

(૪૬) રાધિકા પોતાની માતાને કહે છે – કડી ૧૧

(૪૭) શ્રીશેષશાયીજીનુ ધોળ – કડી ૧૨.

(૪૮) શ્રીનાથજીનુ વર્ણન કડી ૨૭.

(૪૯) રામલીલા – કડી ૨૧

(૫૦) વહાલાજીના મહિમા – કડી : ૪૪.

(૫૧) પ્રબંધ – (ભગવન્નામાવલી)

(૫૨) શ્રીકૃષ્ણનામચિંતામણિ – (પ્રબંધ)

(૫૩) શ્રીકૃષ્ણના ધ્યાનનું ધોળ – કડી : ૧૭.

(૫૪) ચોવીસ અવતારનું ધોળ.

(૫૫) શ્રીયમુનાજીની સ્તુતિ (લાવણી).

(૫૬) શિક્ષા પરીક્ષા પ્રદીપ – કડી ૧૩૧

આમા આધિભૌતિક, આધ્યાત્મિક, અને આધિદૈવિક દૃષ્ટિએ ઘરગથ્થુ ભાષામા શિક્ષાની સરિતા વહે છે

(૫૮) શ્રીકૃષ્ણજનોઈ.

(૫૮) અષ્ટપટરાણીના વિવાહ –

(૫૯) વિનયબત્રીસી – આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દૃષ્ટિએ લખાયેલી આ વિનવણી ધારી અસર કરે છે.

(૬૦) ઓખાહરણ—

ટીપ—ઓખાહરણ પ્રેમાનંદનુ લખેલું હોવાથી તેમજ ૨૯ કડવા પછી બાકીના બધાનું સર્જન શ્રી દયારામભાઈનું કરેલું હોવાથી અહી સ્થાન આપ્યુ છે.

૨ શ્રી. દયારામભાઈનાં પ્રગટ થયેલા ગુજરાતી છંદોબદ્ધ ગ્રંથો

(૧) ભક્તિપોષણ—છંદોબદ્ધ, ૧૦૧ ચંદ્રાવના સર્વસામાન્ય અને સર્વસંમત વિષયોની છણાવટ [illegible] ભક્તિ, ભગવ[illegible] ભક્તની સર્વોત્કૃષ્ટતા બતાવી ભક્તિમય [illegible] ો આદિ [illegible] છે.

(૨) ષડ્ઋતુ વર્ણન—[illegible]
આલિની, શાર્દૂલ, મનહર

રાધા અને ગોપીની અસહ્ય વિરહદશાનું તાદશ ચિત્ર ચીતરતો, પ્રૌઢ ભાષામાં આલેખાયેલો વિપ્રલંભશૃંગારનો ગ્રંથ.

**(૩) હરિભક્ત ચંદ્રિકા**—છંદોબદ્ધ, છંદ, દૂહા અને ચોપાઈ. કડી : ૨૩૦.

**(૪) પુરુષોત્તમ પંચાગ**—(શ્રીવલ્લભઅષ્ટોત્તરશતનામ, શ્રીવિઠ્ઠલઅષ્ટોત્તરશતનામ, શ્રીરાધા અષ્ટોત્તરશતનામ, શ્રીગોપીજનઅષ્ટોત્તરશત નામ, પુરુષોત્તમપુષ્ટનામ ). છંદ : દુવૈયા.

**(૫) પુષ્ટિપથરહસ્ય**—: રમાવલી : ૧૪૮ દૂહા : ૧૩૫=૧૮૩. પુષ્ટિમાર્ગનું ગૂઢ અને નિગૂઢ રહસ્ય સરળ અને પ્રાસાદિક વાણીમા રજુ કરી પુષ્ટિસ્થ જીવોને વિશુદ્ધ અનન્ય અને શુદ્ધ પુષ્ટિજીવન જીવતાં શીખવનાર ગુર્જર વાઙ્મયનો એક પ્રમેયપ્રચુર ગ્રંથ.

**(૬) બ્રાહ્મણભક્ત સંવાદ**—છંદ : દુવયા, કડી : ૭૦, રાગ : જોગિયા, આશાવરી. આમાં માયાવાદનું ખંડન અને શુદ્ધદ્વૈત સિદ્ધાંતનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. બ્રાહ્મણદેહ કરતાં ભક્ત—આત્મભક્ત શ્રેષ્ઠ છે.

**(૭) મનમતિસંવાદ**—છંદ : દુવૈયો, રાગ : જોગિયા, આશાવારી. પ્રભુ સાથે થયેલી પ્રીતનું મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ આલેખન થયુ છે.

**(૮) કાલજ્ઞાનસારાંશ**—છંદ, દોહા : ૮૦ આ ગ્રંથના મનનથી માણસ પોતાનું મૃત્યુ પારખી શકે છે.

**(૯) શ્રીકૃષ્ણઅષ્ટોત્તરશતનામ**-છંદ: મોતીજ કડી: ૪૦

**(૧૦) શ્રીકૃષ્ણઅષ્ટોત્તરશતનામચિંતામણી** છંદ: ભુજંગપ્રયાત..

**(૧૧) પ્રબોધબાવની**—કુંડલિયા : ૫૨. પ્રચલિત બાવન ઉખાણામાં કૃષ્ણમયજીવન જીવવાની ભાગેભાર શિખામણ આપવામાં આવી છે.

**(૧૨) હરિનામમાળા**—સવૈયા.

**(૧૩) મૂર્ખલક્ષણાવલી**—કવિત્ત : ૯

### ૩. શ્રીદયારામભાઈના પ્રગટ થયેલા ગુજરાતી ગદ્ય ગ્રંથો–

**(૧) પ્રશ્નોત્તર માલિકા** – પાનં : ૩૩૨ પ્રશ્ન : ૧૫. ભક્તિમાર્ગીય સિદ્ધાંત અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંત દાખલા દલીલો સાથે સરળ પણ ગૂઢ વાણીમાં વિવિધ શીર્ષકના ઉપક્રમે સચોટ રજુ થયો છે. ફક્ત આ એકલા જ ગ્રંથના વાચનથી પુષ્ટિસ્થ જીવ કૃતાર્થ થઈ શકે છે. બીજા ગ્રંથ પદાદિમા જે સિદ્ધાંતો રજુ થયા છે, તે બધાનો નિચોડ–સારાંશ ટૂંકમા પણ સચોટ આમા જોવામા આવે છે.

**(૨) પ્રશ્નોત્તરમાળા**–ટૂંકા પણ ગૂઢ પ્રશ્ન અને ટૂંકા પણ નિગૂઢ ઉત્તર –એવા ૧૦૮ પ્રશ્નોત્તર લખી ચિંતાતુર જીવને સાચું માર્ગદર્શન આપ્યું છે.

**(૩) હરિહરાદિ સ્વરૂપ તારતમ્ય**–શ્રીહરિ અને શિવ–એ બંને સ્વરૂપનો તફાવત દાખલા દલીલો સાથે સચોટ સમજાવ્યો છે.

**ટીપ**–ઉપરના ત્રણે ગદ્યગ્રંથોની હસ્તલિખિત અસલ પ્રત અમારી પાસે છે. 'પ્રશ્નોત્તરમાલિકા'નીં અને 'પ્રશ્નોત્તરમાળા'ની પ્રત શ્રીદયારામભાઈના હાથની છે. 'હરિહરાદિ સ્વરૂપ તારતમ્ય' ની પ્રત અમીન ઘેલાભાઈના હાથની છે.

**: ૨ :**

### શ્રીદયારામભાઈના પ્રગટ થયેલા વ્રજભાષાના છંદોબદ્ધ ગ્રંથો–

**(૧) સતસૈયા**–શ્રીદયારામભાઈએ ૩૯ વરસની વયે ચાણોદમાં વ્રજભાષામાં સર્જ્યો. સંવત ૧૮૭૨ ભાદરવા સુદિ ૮ (રાધાષ્ટમી) (ઈ. સ. ૧૮૧૫). દોહી : ૭૩૧, પ્રકરણ : ૧૫. સતસૈયા દરેક દષ્ટિએ સર્વોત્તમ છે નાયિકાવર્ણન, ગ્રેહવર્ણન વગેરે સાહિત્ય હૃદયને હચમચાવી નાખે એવું છે.

**(૨) વસ્તુવૃંદદીપિકા** – શ્રીદયારામભાઈએ **૪૧** વરસની વયે ચાણોદમાં વ્રજભાષામાં '**વસ્તુવૃંદદીપ**'િકા રચી. સંવત **૧૮૭૪** શ્રાવણ

વદિ ૮ સોમવાર (ઈ સ. ૧૮૧૭). એક વસ્તુથી તે એકસો ને આઠ વસ્તુ સુધીનું વર્ણન છે આ ગ્રંથ એમનુ પાંડિત્ય અને બહુશ્રુતત્વ બતાવે છે. એને 'કોશગ્રંથ' ખુશીથી કહી શકાય તેથી એઓશ્રી કોશકાર તરીકે પણ નામના મેળવી શકે એમ છ.

છંદ–દોહા : ૨૪૧, સોરઠા : ૫; અરિલ્લ: ૭૮, ચોપાઈ : ૧૨૬, છપ્પય : ૧૭, કુંડાલિયા : ૬, નગજ : ૭ દડક:૧૪, દુવૈયા : ૧, રોલા: ૪૫, હરિગીત : ૧૪, મત્તગયદ ' ૨, કવિત્ત: ૨૦, સવૈયા : ૩, અડિયલ : ૨૫, મદનમલ્લિકા : ૧૦, સુગીતિકા : ૬ અને ચર્ચરી : ૩.

**(૩) શ્રીમદ્ભાગવતની અનુક્રમણિકા**-શ્રી દયારામભાઈએ ૪૬ વરસની વયે ચાણોદમા વ્રજભાષામાં લખી. સં. ૧૮૭૯ ફાગણ વદિ ૨ (ઈ. સ. ૧૮૨૨)

છંદ–રોલા : ૧૨૨, દોહા : ૬૦, ચોપાઈ : ૪૮, રસાવલી: ૩–૪, હરિગીતા : ૩. ભાગવતના અધ્યાયમાં આવતા પ્રસગોનું સંક્ષેપમાં પણ અનુક્રમે વર્ણન છે.

**(૪) વ્રજવિલાસામૃત**–શ્રીદયારામભાઈએ ૪૯ વરસની વયે ભરૂચમા વ્રજભાષામાં લખ્યો સં. ૧૮૮૨ આસો સુદિ ૫ (ઈ. સ. ૧૮૨૫).

છંદ–દોહા : ૩૧, ચોપાઈ : ૪૮૯. વ્રજયાત્રાનું ભાવસાર વર્ણન કરતો ભાવપ્રધાન ગ્રંથ.

**(૫) રસિકરંજન**–કવિત્ત: ૧૩૧, છપ્પય ૩૬, કુંડાલિયા: ૪૦, મત્તગયંદ: ૭૩. સાહિત્યિક દૃષ્ટિએ સતસૈયા પછી રસિકરંજનને સ્થાન મળી શકે એમ છે

**(૬) શ્રીકૃષ્ણ અકલચરિત્ર ચંદ્રિકા**–છંદ : દુવૈયા, કડી · ૮૨. શ્રીકૃષ્ણના અકળ ચરિત્રોનુ દાણના અને પ્રસગ સાથે વર્ણન કરવામાં આવ્યું છે કે જેનાથી–જેના ગાનથી સૌના ત્રિવિધ તાપ શાંત એમ છે.

**(૭) વૃંદાવન વિલાસ**–રાગબદ્ધ, તાલબદ્ધ. અને પ્રબંધ બદ્ધ, પ્રબંધ : ચાર ચોક. વૃંદાવનમા જુગલ સ્વરૂપના થતા વિવિધ વિલાસનું વર્ણન છે. રાગ, તાલ અને છંદની અનુપમ ગૂંથણી છે, મનોહર છે.

**(૮) સંપ્રદાય સાર**–દૂહા : ૧૨૦ શંકર, મધ્વ, નિમ્બાર્ક, રામાનુજ અને વલ્લભ સિદ્ધાંતને ટૂંકમા પણ સચોટ સમર્થન કરવામાં આવ્યુ છે

**(૧૦) કલેશકુઠાર**–દેહા ૧૮૦, કવિત્ત : ૧૮, મત્તગયંદ : ૧૦, છપ્પય . ., કુડલિયા : ૧ સદગ્રથના વાચન અને મનનથી આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક કલેશ, શાન્ત પડે એમ છે.

**(૧૧) શ્રીકૃષ્ણસ્તવનામૃત**–(અધૂરો) દૂહા : ૧૭૬. ભાવભર્યા ભાવે શ્રીકૃષ્ણની સ્તુતિ કરવામા આવી છે.

**(૧૨) પુષ્ટિપથસાર મણિદામ**–દૂહા : ૩૫ (૪૨)

પુષ્ટિમાર્ગના અદ્વિતીય મણિઓના સ્વરૂપને ટૂંકમા પણ સચોટ સમજાવ્યુ છે

**(૧૩) વિજ્ઞપ્તિવિલાસ**–દૂહા : ૧૫૧.

દીનવદને વિનવણી કરવામા આવી છે. એમાંઆવેલા ઘણા ખરા દૂહા સતસૈયામા જોવામાં આવે છે.

**(૧૪) નામપ્રભાવ બત્રીસી**–દૂહા : ૩૨.

ગુરુ પ્રશ્ન પૂછે છે અને શિષ્ય એની પૂર્તિ કરે છે. એ રીતે શ્રીકૃષ્ણના નામનો મહિમા વર્ણવવામાં આવ્યો છે.

**(૧૫) શ્રીકૃષ્ણસ્તવન ચંદ્રિકા**–ચોપાઈ : ૧૬૬.

**(૧૬) પુષ્ટિભક્તરૂપમાલિકા**–દોહા : ૧૩૫.

પુષ્ટભક્તોના ૮૪–૨૫૨ ભગવદીયોનાં ત્રિવિધ વિવિધ સ્વરૂપને આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક દૃષ્ટિએ દર્શાવવામાં આવ્યાં છે.



પ. ભ. હિંમતલાલ
રણછોડજી જોષી

શ્રી દયારામભાઈના
પટ્ટશિષ્યના પુત્ર

પ. ભ. છગનલાલ
હિંમતલાલ જોષી
કવિશ્રીના શિષ્યપૌત્ર
જન્મ સંવત ૧૯૩૦ના
પોષ સુદી ૧૫
ગો. વાસ સંવત ૧૯૮૯ના
ભાદરવા સુદી ૮ ડભોઈ

**પ. ભ. શ્રી જીવનલાલ છગનલાલ જોષી** એમ એ. એડવોકેટ



ભક્તકવિ શ્રી દયારામભાઈના શિષ્ય પ્રપૌત્ર
જન્મ સંવત ૧૯૬૮ના પોષ સુદી ૧૩ ડભોઈ

**(૧૭) ચાતુર ચિત્ત વિલાસ**–(ગુ+વ્ર. ભાષામાં રચના) ચોપાઈ: ૧૫, દુહા : ૨૬, સોરઠો : ૧, છપ્પય : ૫, કુંડલિયો : ૧ પદ : ૫.

દષ્ટકૂટની દષ્ટિએ સટીક લખાયેલો પ્રકીર્ણ ગ્રંથ છે. સમસ્યાઓ વગેરે એમનાં અજોડ જ્ઞાનનું અને બહુશ્રુતત્વનું સચોટ દર્શન કરાવે છે.

**(૧૮) મૂર્ખલક્ષણસપ્તદશી**–દોહા : ૧૭.

વિવિધ પ્રકારના મૂરખનાં લક્ષણો બતાવ્યાં છે. ટૂંકમા મૂર્ખાઓની વ્યાખ્યાઓ આપી છે.

**(૧૯) હરિદાસમણિમાલા**–દોહા :૧૨૦

વેદકાળથી તે અત્યાર સુધીના ભગવદ્ભકતોનાં નામરૂપી મણિઓ પરોવવામાં આવ્યાં છે.

**(૨૦) પિંગલસાર**:–પિંગલની દષ્ટિએ કાવ્ય રચવાની પદ્ધતિ શીખવતો લક્ષણગ્રંથ–રીતિ ગ્રંથ છે. એમાં બાવન છંદો લક્ષણ અને દષ્ટાંત સાથે સમજાવ્યા છે. ગુર્જર કવિએ વ્રજભાષામાં લક્ષણ ગ્રંથ લખવાનો કરેલો પ્રયાસ સર્વપ્રથમ છે. એમની પહેલાં કે એમની પછી કોઈ પણ ગુર્જર કવિએ વ્રજભાષામાં લક્ષણ–ગ્રંથ લખ્યો નથી. લખ્યો હોય, લખાયા હોય તો તે ફક્ત ગુજરાતીમાં જ. એમની પહેલાં કોઈ પણ ગુર્જર કવિએ ગુજરાતી કે વ્રજભાષામાં કાવ્ય કે છંદ રચવાની પદ્ધતિ શીખવતો ગ્રંથ લખ્યો નથી, તેથી એનું મહત્ત્વ વધારે છે.

ટીપ—અમીન ઘેલાભાઈના હાથની લખેલી પ્રત અમારી પાસે છે.

(૨૧) **કૌતુકરત્નાવલી**–દોહા : ૧૬૪.

ઈશ્વરનિર્મિત જગતમાં રહેલાં કૌતુકો વર્ણવ્યાં છે.

**(૨) શ્રી દયારામભાઈના પ્રગટ થયેલા મરાઠી ભાષાના ગ્રંથો**–

(૧) નરસિંહ મહેતાની હુંડી, (૨) લાવણી, (૩) પ્રબંધ.

ટીપ-પદ, કીર્તન, ગરબી, ગઝલ, રેખતા, પીસતા, ઠુમરી, હોરી, ધમાર, ખ્યાલ, લાવણી, કેરબા વગેરેની રચના ગુજરાતી, વ્રજ, ઉર્દૂ. મારવાડી, મરાઠી અને પંજાબી ભાષામાં રાગબદ્ધ અને તાલબદ્ધ થયેલી છે. જે પ્રકટ થયેલાં છે અને જેમાંના ઘણાંખરાં વ્યાપક દૃષ્ટિએ લખાયેલા—સર્વોત્તમ છે જગતસાહિત્યમાં-સાહિત્યજગતમાં અનુપમ સ્થાન મેળવી શકે એવા છે

: ૩ :

(શ્રીદયારામભાઈનાં અપ્રકટ વ્રજભાષાના છંદોબદ્ધ ગ્રંથો કે જેમની અસલ હસ્તલિખિત પ્રત વંશપરંપરાથી અમારી પાસે છે.)

(૧) શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમાર્તંડ-દોહા; ૨૯૭

(૨) તાલમાલા—૫ દર તાલ ગૂંથ્યા છે.

(૩) વિશ્વાસામૃતધારા-દોહા : ૧૦૩

(૪) શ્રીકૃષ્ણનામામૃતધારા-અનેક ગ્રંથસાર સમુચ્ચયકૃત.

(૧) કૃષ્ણનામમાલિકા-(પ્રબંધ)

(૨) કૃષ્ણનામ ચિંતામણિધ્વનિ-(પ્રબંધ)

(૩) શ્રીકૃષ્ણનામાનંદધ્વનિ-

(૫) શ્રીકૃષ્ણનામચન્દ્રકલાસ્તોત્ર-છંદ : ભુજંગપ્રયાત, કડી : ૧૬

(૬) હરિભક્તરત્નમાલા – છંદ : શંકર, કડી : ૨૯, રાગ : આશાવરીની દેશી.

(૭) મંગલાનંદમાલા—છંદ : રસાવલી ૪૫.

(૮) પ્રસ્તાવપીયૂષ—દોહા : ૧૯૦

(૯) સ્વરૂપાપાર પ્રભાવ-ચોપાઈ : ૧૪૯

(૧૦) શ્રીકૃષ્ણનામ રત્નમાલિકા-દોહા ૧૯

(૧૧) **શ્રીકૃષ્ણનામાવલી**-વરણબંધ. ચાલ : ચરેટ.

(૧૨) **શ્રીયુમુનાજીની સ્તુતિ**-(સ્તોત્ર) છંદ : ભુજંગપ્રયાત.

(૧૩) **શ્રીકૃષ્ણનામામૃતધારા**-પ્રબંધ, નામ : ૩૧૧.

(૧૪) **શ્રી હરિનામમાહાત્મ્યભ્રાંતિભંજન**-દોહા : ૪૦.

(૧૫) **શ્રીકૃષ્ણનામચિંતામણિમાલ**-ચાલ અભંગ મરાઠી ભાષામાં

(૧૬) **અનુભવમંજરી**-છંદ : રસાવલી, ૧૦૦૦ ઉપર.

(૧૭) **હરિસ્વપ્નસત્યતા**—દોહા : ૪૦.

(૧૮) **શ્રીકૃષ્ણસ્તવનાષ્ટક**—(સ્તોત્ર, સં, સં. વ્ર.).

(૧૯) **શ્રીહરિભક્તાષ્ટક**—(સ્તોત્ર, સં., સં+વ્ર.).

(૨૦) **ચોરાશી વૈષ્ણવનાં નામ**—(કવિત્તબંધ).

(૨૧) **ચોરાશી વૈષ્ણવના નામ**—(પ્રબંધબંધ)

* (૨૨) **શિક્ષાસાહિત્યવિહિતપ્રશ્નોત્તર**—ગ્રંથ-દોહા : ૪૦૧.

.* (૨૩) **વલ્લભકુલ વંશાવલી**—(અધૂરી).

(૨૪) **પ્રમેય પચાવ**-(અધૂરો) દોહા : ૨૬૬.

ટીપ—એના એકંદરે દોહા ૭૭૫ છે. ૨૬૬ દોહા પછીના પૂરવણીના દોહાનો તપાસ કરવાની હજી બાકી છે.

(૨૫) **શ્રીકૃષ્ણસહસ્રનામ**—છંદ : રસાવલી (અધૂરો).

(૨૬) **શ્રીકૃષ્ણસહસ્રનામ**—છંદ : દોહા (અધૂરો)

(૨૭) **શ્રીકૃષ્ણનામરત્નાવલી**—નામ : ૧૦૮. છંદ : મત્તગયંદ.

(૨૮) **શ્રીકૃષ્ણનામમાલા**—

(૨૯) **શ્રી કૃષ્ણનામ ચંદ્રિકા**—દોહા. રોલા : ૨૩૭

(૩૦) **શ્રીકૃષ્ણઅનન્યચંદ્રિકા**—છંદ : દોહા ૧૪૪, ચોપાઈ : ૨૨૮, સોરઠા : ૭, હરિગીતા : ૧૧, કુલ : ૩૬૦.

(૩૧) શ્રીકૃષ્ણસ્તવન—(ભગવત્સ્તુતિ) ચાલ : ચરેટ.

* (૩૨) રાધેરમણસુખકારી જિન મહિમા હૈ ભારી–(પ્રબંધ)

છંદ : રેણકી, તોટક, પધરી, મધુભાર.

(૩૩) શ્રીયમુનાજીનો પ્રબંધ—(સં+વ્ર).

* (૩૪) વિષ્ણુસ્વામીની પર્ચરી—

(૩૫) પ્રબોધપરના દૂહા—

(૩૭) મન ભજ રે વારંવાર—(સં+વ્ર. પ્રબંધ)

(૩૮) સ્વાંતઃકરણસમાધાન—

(૩૯) સાંઝીનું કીર્તન—

**ટીપ**—ઉપરના દરેક ગ્રંથની અસલ હસ્તલિખિત પ્રત છે. ,*, આ નિશાનીવાળા ગ્રંથોની હસ્ત પ્રત પૂ કાકાશ્રી નાથાભાઈના સંગ્રહિત હસ્તલિખિત સંગ્રહમાં છે જે હાલમાં સાહેદરાવગામાં આવેલા શ્રીદયારામસ્મારકમંદિર (ડભોઈ) માં તેમની મંડલીના સંચાલકો પાસે સુરક્ષિત છે

'૦' આ નિશાનીવાળા ગ્રંથોની અસલ હસ્ત લિખિત પ્રત પૂ. પા. તૃતીય પીઠાધીશ્વર કાંકરોલી નરેશ ગો. શ્રી. વ્રજેભૂષણલાલજી મહારાજશ્રીના વિદ્યાવિભાગમાં સુરક્ષિત છે.

: ૪ :

**૧. શ્રી. દયારામભાઈના અપ્રકટ ગુજરાતી ગ્રંથો જે મને મળ્યા છે અને જેમની અસલ હસ્તલિખિત પ્રત વંશપરંપરાથી અમારી પાસે છે :—**

(૧) ગુરુપ્રભાવ ચંદ્રિકા–છંદ : ભુજંગ-પ્રયાત.

(૨) શ્રીકૃષ્ણનામ મહાત્મ્ય માધુરી–છંદ : કડખા, કડી :૧૦૧.

(૩) શ્રીકૃષ્ણનામામૃતધ્વનિ (લઘુ) ચાલ : લાવણી, નામ : ૨૦૮

(૪) ભગવતસ્તુતિ.
(૫) અપરાક્ષક્ષમાષોડશી–છંદ : દુવૈયા.
(૬) ભક્તિ દૃઢાવનો ગરબો–કડી : ૩૬
(૭) શિક્ષા શતક–છંદ : દોહા– (અધૂરો)
(૮) વલ્લભસ્તવન–છંદ : ભુજંગપ્રયાત (અધૂરો)
(૯) રાસલીલાનો ગરબો–કડી : ૩૩.
(૧૦) પ્રેમપ્રશંસાનો ગરબો–
(૧૧) શુદ્ધાદ્વૈતપ્રતિપાદન અને માયામતખંડનનો ગરબો–:
કડી : ૫૫.
(૧૨) શ્રીકૃષ્ણ વિયોગના દ્વાદશ માસ–(ષડ્‌ઋતુની તરેહના)
(૧૩) અલૌકિકનાયક નાયિકા હાવભાવ ભેદ–પ્રભેદ.
(૧૪) ભક્તિદૃઢાવ–લીટી : ૭૩૭.
(૧૫) ગુરુદેવચંદ્રિકા–કડી : ૧૧૧૭
(૧૬) અનન્યદૃઢાશ્રય–કડી : ૨૨૫
(૧૭) પ્રગટોપાસના–કડી : ૪૧
(૧૮) સત્સંગપ્રભાવદર્પણ : ૩૧૪,
(૧૯) પ્રગટોપાસનાપ્રબોધ–કડી : ૧૩૩
(૨૦) નિરોધનું કીર્તન–કડી : ૪૨
(૨૧) શ્રીહરિસ્મર્ણપ્રભાવદર્પણ–( ભગવન્નામ માહાત્મ્ય )
(૨૨) હિંડોલા–
(૨૩) ભગવદાશ્રયની લાવણી.
૦(૨૪) વિરુદ્ધ ધર્માશ્રયનો–અકળ ચરિત્રનો ગરબો :
(૨૫) અસોઆવન વૈષ્ણવનુ પોળ
ટીપ–ઉપરના કેટલાક ગ્રંથો અમારા સંગ્રહમાં છે, તો કેટલાક

પૂ. કાકાશ્રીના સંગ્રહમાં છે.

'૦' આ નિશાનીવાળો ગરબો કાંકરોલી વિદ્યાવિભાગમાં છે. દરેકની પ્રાચીન હસ્તલિખિત પ્રત છે.

**તા. ક.** –શ્રીદયારામભાઈએ ધવલધનાશ્રી રાગના અને ચોપાઈના ગ્રંથો–બંને મળી સો ઉપરાંત લખ્યા છે એ બધાની હસ્તલિખિત પ્રત પૂ. કાકાશ્રી શ્રીનાથાભાઈના હસ્તલિખિત સંગ્રહમાં શ્રીદયારામ સ્મારક મંદિરમાં સુરક્ષિત છે. એ ગ્રંથોને શીર્ષક આપવામાં આવેલાં નથી. એમાં આલેખાયેલા મર્મને–રહસ્યને– સિદ્ધાંતને સમજી યોગ્ય શીર્ષક આપવા પ્રયત્ન કર્યો છે

પૂ. કાકા શ્રી નાથાભાઈની મંડલીના સંચાલકોને સહકારથી સંશોધન કરી શક્યો છું. હજી સુધી પુરું સંશોધન થઈ શક્યું નથી સંચાલકોના સહકારથી ભવિષ્યમાં થાય ત્યારે ખરું

(૧) પ્રભુપ્રસન્નતાલક્ષણ–કડી : ૧૭૦
(૨) સારશિક્ષા–કડી : ૮૪
(૩) અક્ષરાતીત–ભક્ત્યાસક્તિ–કડી : ૨૨૫ (અધૂરો)
(૪) સારકથન કડી : ૨૩૩
(૫) ગુરુગોવિંદ સંત અભેદ–કડી : ૧૪૭
(૬) પ્રેમભક્તિસાર–કડી : ૧૭૨
(૭) તત્ત્વપ્રબંધ–કડી : ૬૬ (તેર વરસની વયે ચાણોદમાં રચ્યું.)
૦(૮) અનન્યાશ્રય–કડી : ૧૮
૦(૯) અનન્યાશ્રયમર્દન–કડી . ૩૦૩
(૧૦) અનન્યભક્તિ–કડી : ૮૭
(૧૧) નિસ્સાધનતા–કડી : ૧૧૪
(૧૨) અન્યાશક્તિ–કડી : ૧૭૦
(૧૩) સંતરીત–કડી : ૧૪૨

(૧૪) સિદ્ધાંતવર્ણન-કડી : ૧૧૭ (ચોપાઈ)
(૧૫) સારશીખ-કડી ૪૨૬
(૧૬) સારસાર વિચાર-કડી : ૩૩૩
(૧૭) તાત્પર્યવિચાર-કડી : ૨૬૭
(૧૮) ગુરુભક્તિપ્રભાવ-કડી · ૮૧
(૧૯) શુદ્ધાદ્વૈતસિદ્ધાંત-કડી : ૨૮૩
(૨૦) સ્વલાપાર પ્રભાવ-કડી · ૭૭
(૨૧) તત્ત્વસાર-કડી ૨૧૧ (ચોપાઈ)
(૨૨) રહસ્યસારસિદ્ધાંત-કડી : ૧૨૨
(૨૩) ગ્રંથાશયવર્ણન-કડી · ૬૮
(૨૪) સારસિદ્ધિ (સારશિક્ષા) કડી : ૪૧૫
(૨૫) સાચશિખાખ્યાન-(પ્રેમપોથી) કડી : ૬૨૮
(૨૬) સારબોધ-કડી : ૧૬૨
(૨૭) ગુરુગોવિંદગાન-કડી : ૨૧૪
(૨૮) સારશિખનિરૂપણ-કડી : ૧૭૫

ટીપ-શ્રીઇચ્છારામભટ્ટજીએ પ્રબોધેલા જ્ઞાનનો અને દીધેલી શિખામણનો નિર્દેશ છે.

(૨૯) સારસિદ્ધાંતમર્મ-કડી ૮૫

ટીપ-શ્રીઇચ્છારામભટ્ટજીના સમાગમનુ વર્ણન છે.

(૩૦) સાર શિખ-કડી ૧૭૬
(૩૧) સાર કથન-કડી ૨૩૧
(૩૨) સુબોધસાર-કડી ૩૯
(૩૩) સુખ્યસાર-કડી ૪૭
(૩૪) સંતસંબંધ પ્રભાવ-કડી : ૧૯૯

(૩૫) મર્મવર્ણન–કડી : ૧૯૯
(૩૬) સદ્ગુરુસંતાખ્યાન–કડી ૩૨૦
(૩૭) સદ્ગુબોધ–કડી . ૨૮૭
(૩૮) હરિગુરુસંતગુણગાન–કડી ૨૭૪
(૩૯) સદગુરુમહિમા–કડી . ૭૮
(૪૦) સારોત્તમ સમુદાય–કડી ૨૩૯
(૪૧) જ્ઞાનાત્મક આખ્યાન–કડી ૧૩૫
(૪૨) હિતાખ્યાન–કડી ૧૭૬
(૪૩) જ્ઞાનપ્રકાશ–કડી ૧૫૧
(૪૪) શુદ્ધાદ્વૈત બ્રહ્મનુ ધોળ–કડી : ૪૧
(૪૫) ભગવદીયનાં બત્રીશ લક્ષણ–કડી ૧૫
(૪૬) સત્ અસત્ લક્ષણ–કડી . ૪૮
(૪૭) ગૃહસ્થધર્માચરણ–કડી ૨૨૦
(૪૮) બત્રીસ દોષ-કડી ૨૫
(૪૯) અનન્યશરણ–કડી ૨૬૭
(૫૦) પ્રપંચવિસ્મૃતિ–ભગવદાસક્તિ–કડી . ૧૧૫
(૫૧) નરસિંહ મહેતા પ્રભાવ વર્ણન
(૫૨) શરણપ્રતિપાદન (અધૂરો)
(૫૩) શ્રીકૃષ્ણસ્તવનમાધુર્યતાનુ તૃતીય પ્રકરણ–
(૫૪) ગરબો-(હીંચ લેવાનો)
(૫૫) રસનિરૂપણ–કડી ૭૦
(૫૬) વૈષ્ણવ લક્ષણ–કડી : ૧૪૪
(૫૭) તાદશીજન–કડી ૫૨
(૫૮) રસિક ભક્ત કડી ૭૩

(૫૯) મહારસ વર્ણન-કડી : ૨૨૨
(૬૦) અનન્ય ધર્મ-કડી : ૪૪
(૬૧) નિર્દાર્ષ બ્રહ્મ-કડી : ૧૨૫
(૬૨) અમૃતત્વ પ્રાપ્તિ-કડી : ૬૭
(૬૩) રસબસ ભક્ત-કડી : ૧૩૫
(૬૪) મહદ્દલક્ષણ-કડી . ૭૯
(૬૫) વિરલ ભક્ત-કડી : ૭૪
(૬૬) નામપ્રભાવ-કડી : ૧૨૨
(૬૭) મહાપદ-કડી : ૧૮૭
(૬૮) શુદ્ધ વિચાર-કડી : ૪૦
(૬૯) અનન્યશરણાગતિ-કડી : ૨૬૪
(૭૦) પરાત્પરબ્રહ્મ-કડી : ૧૫૫

ટીપ-ઉપરના બધા ગ્રંથોની હસ્તલિખિત પ્રત પૂ. કાકાશ્રી નાથાભાઈ નગરમા છે. એ પ્રતોને આધારે એ બધાએ ગ્રંથોની પ્રતો ને ઉતારી છે, તે અમારી પાસે મોજુદ છે

: ૫ :

શ્રી દયારામભાઈના અપ્રગટ ગ્રંથો જે મને પ્રાપ્ત થયા નથી તે—

એ ગ્રંથોની ભાળ મેળવવા પ્રયાસ ચાલુ છે ભવિષ્યમા જેને મળે તે છપાવે એ હેતુથી યાદી આપવાનુ યોગ્ય ધાર્યુ છે. સદર યાદીમા ગુજરાતી અને વ્રજભાષ ના ગ્રંથોનો સમાવેશ થાય છે.

૧ બાનાધારી આતુરનિષ્ટ સંવાદ ૨. ચિંતનચંદ્રિકા ૩. હરિદાસચંદ્રિકા ૪. મોહમર્દન ૫ ઇશ્વરતા લક્ષણ ૬ હરિપ્રત્યક્ષાનુભવ ૭. આનંદલહરી ૮. કૃપાલય ૯. કઠિન કાવ્યાર્થ દીપિકા ૧૦. પરમાનંદાલય ૧૧. રસમજરી ૧૨. બ્રહ્મનાદભૂષણ ૧૩. ભક્તિમહિમા ૧૪ અક્ષરાતીતપુરુષોત્તમનિર્ણય ૧૫ અક્ષરબ્રહ્મધામનિર્ણય ૧૬. તિલકનિર્ણય ૧૭ શ્રીકૃષ્ણરસાનુભવ ૧૮. શ્રીકૃષ્ણકીર્તનપીયૂષ લહરી ૧૯. ગીતાતાત્પર્ય ૨૦. માયાનિર્ણય ૨૧. દુર્ગમગાધકદીપક ૨૨. ધર્મી સિદ્ધાંત ૨૩

ધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ ૨૪. નવનીત લીલા ૨૫. નામમહિમા ૨૬. પ્રાસ્તાવિક પીયૂષ ચંદ્રિકા ૨૭. પુષ્ટિમાર્ગની દુર્લભતા ૨૮. પુષ્ટિમંત્રાર્થ રહસ્ય ૨૯. પુરુષોત્તમસેવાસારપ્રબોધ ૩૦. પુરુષોત્તમપ્રભાવચંદ્રિકા. ૩૧. પુષ્ટિસમાજકલ્પદ્રુમ ૩૨ પ્રમાણસાહિત્ય રત્નાકર ૩૩. બોડાણાનું આખ્યાન ૩૪. વૃત્રાસુરનું આખ્યાન ૩૫. ભક્તિસિંધુ ૩૬. ભક્તિસુધાતરંગિણી ૩૭. ભક્તિજીવન ૩૮. ભક્તામૃતસિંચન ૩૯. ભક્તમાહાત્મ્ય ૪૦. ભગવત્પ્રસાદપ્રભાવ ૪૧. ભાગવતનિર્ણયદીપિકા ૪૨ ભક્તાનંદમાલા ૪૩. ભક્તિપ્રશ્નલસિદ્ધિસાર ૪૪. ભગવન્નામમહામંત્ર ૪૫. ભક્તિપ્રકાશકલ્પદ્રુમ ૪૬. ભાગવતાનુક્રમણિકાસાર ૪૭. મનબુદ્ધિસુસંગસંવાદ ૪૮. મંગલરૂપ નિર્ણય ૪૯ માનસી સેવા સિદ્ધાંત ૫૦. માનલીલા ૫૧. માલાતિલકમુદ્રાદિનિધાનચંદ્રિકા ૫૨. વિરહવિલાપ ૫૩. મંગલગોકુલ લીલા વર્ણન ૫૪. શ્રીમદ્વલ્લભવિઠ્ઠલ પ્રાકટ્ય ચરિત્ર ૫૫. લીલારહસ્યાનુસંધાન ૫૬. વિશ્વાસામૃતમાધુરી ૫૭. શ્રીવલ્લભોત્કર્ષ ૫૮. વૃત્રાસુરવધ ૫૯. વૃષભાસુરવધ ૬૦. વૈષ્ણવમાહાત્મ્ય ૬૧. વિનયપત્રિકા ૬૨. વિરહલીલા ૬૩. વ્રજભક્તપ્રશંસા ૬૪. શ્રીવલ્લભજીવન ૬૫. વ્રજચંદાવદિસ્થળવર્ણન ૬૬. વનયાત્રામાહાત્મ્ય ૬૭. શ્રીવલ્લભકુલપરિવારમંડન ૬૮. શિક્ષાપૂર્વાર્ધ ૬૯. શરદ્પૂર્ણિમાનું વર્ણન ૭૦. સાધનાત્મક ભક્તિ ૭૧. સેવાસદ્બોધદીપિકા ૭૨. સ્વપ્નનિર્ણય ૭૩. સત્સંગમહાત્મ્ય ૭૪. સ્વરૂપાનુસંધાન ૭૫. સુબોધિની પ્રથમ સ્કંધ ૭૬. સંસ્કૃતસાહિત્યરત્નાકર ૭૭. સેવાસારવર્ણન ૭૮. સંયોગવિપ્રયોગાત્મક ગ્રંથ ૭૯. સેવારસવિધાન ૮૦. સત્પ્રદાયવર્ણન ૮૧. સત્યાનંદ રત્નાકર ૮૨. હરિભક્તરત્નમાલિકા ૮૩. હરિસેવારસવિવરણ ૮૪. હરિનમનાત્મક.

ટીપ–( ૧ ) શ્રી દયારામભાઈના પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈ અને તેમના વંશજોના હસ્તલિખિત ગ્રંથોના અને તેમની પાસેના–તેમણે સંગ્રહેલા હસ્તલિખિત સંગ્રહના–ગ્રંથોના આધારે, ગો. વા. પૂ. કાકાશ્રી નાથાભાઈ ગિરિજાશંકરભાઈના હસ્તલિખિત ગ્રંથોના આધારે અને તેમણે સંગ્રહેલા હસ્તલિખિત સંગ્રહના આધારે તેમજ અત્યાર સુધી પ્રકટ થયેલા ગ્રંથોના આધારે–જીવનચરિત્રના આધારે પ્રકટ અને અપ્રકટ ગ્રંથોની યાદી કરી છે. ( 'વૈશ્વાનર' દયારામ સ્મારકાંક વર્ષ ૧૧-૧૨માંથી સાભાર)

# પરિશિષ્ટ ૫

## શ્રી દયારામભાઈના ગ્રંથોનું વર્ગીકરણ (વય પ્રમાણે)

[૧]

સર્જન–સંવત ૧૮૪૬ થી ૧૮૬૨ (ઈ સ ૧૭૮૯ થી ૧૮૦૫) વય – ૧૩ થી ૨૯ તેર વરસની ઉંમરે ચાણોદમાં ધવલધનાશ્રી રાગમાં રચાયેલો ૬૬ કડીનો તત્ત્વપ્રબંધ નામક ગ્રંથ તેમજ ત્યારપછી રચાયેલા ધવલધનાશ્રી રાગના અને ચોપાઈના ગ્રંથો તદુપરાંત શ્રીરણછોડજી, શ્રીયશોદાજી અને શ્રીનર્મદાજીના પદો આ છે એમની આરંભિક કૃતિઓ

[૨]

સર્જન–સંવત ૧૮૬૨ થી ૧૮૭૯ (ઈ સ ૧૮૦૫ થી ૧૮૨૨) વય–૨૯ થી ૪૬.

ઉ વ ૨૯ પત્રલીલા (સં. ૧૮૬૨ ઈ સ ૧૮૦૫) કવિશ્રીએ આ ગ્રંથની રચના ડભોઈમાં કરેલી છે

કમલલીલા, રૂપલીલા અને મુરલીલીલાનું સર્જન 'પત્ર લીલા'ના સર્જન પહેલાં, તે અરસામાં કે તે પછી થયેલું હોવું જોઈએ, એમ એ ગ્રંથની ભાષા ઉપ થી સ્પષ્ટ માલુમ પડે છે

ઉ વ ૩૦. અજામિલાખ્યાન (સં. ૧૮૬૩ ઈ સ ૧૮૦૬) ત્રિકાલદર્શી મહાત્મા મહદ્ પુરુષ શ્રીઇચ્છારામ ભટ્ટજીની આજ્ઞાથી આ ગ્રંથની રચના થયેલી છે

ઉ વ ૪૬ ભગવદ્ગીતા માહાત્મ્ય (વાર્તા આડવાર્તાઓથી સંકળાયેલો આખ્યાન ગ્રંથ) (સં ૧૮૭૯ ઈ સ ૧૮૨૨) આ ગ્રંથની રચના કવિશ્રીએ ચાણોદમાં કરેલી છે

ટીપ–ગુજરાતીભાષાના ગ્રંથો–પદો વગેરેની રચના, સંવતસાલવારીના ગ્રંથો અને પદો વગેરેનું સર્જન તથા જેની ભાષા વગેરે ઉપરના સાલવારી ગ્રંથોની ભાષા સાથે મળતાં આવતાં હોય તેનુ સર્જન. દા. ત. ઉપરના સંવતવાર ગ્રંથોની ભાષા સાથે મળતા આવતા ગ્રા. કા. મા. ગ્રં. ૧૩મા છપાયેલા ગ્રંથો પદો વગેરેનું સર્જન.

[૩]

સર્જન-સંવત ૧૮૭૨ થી ૧૮૮૨ (ઇ. સ. ૧૮૧૫થી ૧૮૨૫) વય – ૩૯ થી ૪૯.

### વ્રજભાષામાં સર્જન

ઉ. વ. ૩૯. **સતસૈયા** (સં ૧૮૭૨ : ઈ. સ. ૧૮૧૫) આ ગ્રંથનુ સર્જન ચાણોદમા થયેલું છે. સાહિત્યિક દૃષ્ટિએ વ્રજભાષાનો આ ઉત્તમ ગ્રંથ છે.

ઉ. વ. ૪૧. **વસ્તુવૃંદદીપિકા** (સ. ૧૮૭૪ : ઇ. સ. ૧૮૧૭) આ ગ્રંથની રચના ચાણોદમાં થઇ છે. સાહિત્યિક દૃષ્ટિએ આ કોશ ગ્રંથ છે.

ઉ. વ. ૪૬ **ભાગવતાનુક્રમણિકા** (સં. ૧૮૭૯ : ઇ. સ. ૧૮૨૨) ચાણોદમાં કરેલી રચના. આ ગ્રંથમાં ભાગવતમા આવતા કથા પ્રસંગોનો ઉલ્લેખ કરેલો છે

ઉ. વ. ૪૯. **વ્રજવિલાસામૃત** (સં. ૧૮૮૨ : ઈ સ. ૧૮૨૫) ભરૂચમાં થયેલુ સર્જન. આ ગ્રંથમા વ્રજયાત્રાનુ ભાવસભર વર્ણન કરેલું છે

ટીપ–ઉપરના વ્રજભાષાના ગ્રંથોની ભાષા સાથે મળતા આવતા સંવત વગરના વ્રજભાષાના ગ્રંથો, પદો વગેરેનુ ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં એમને સાંપડેલા પ્રસંગોનો વિચાર કરતા મરાઠી, ઉર્દૂ, પંજાબી,

વ્રજ અને ગુજરાતી ભાષાના ગ્રંથો–પદો વગેરેનું સર્જન આ સમયમાં થયેલું છે.

[૪]

**સર્જન**–સંવત ૧૮૮૦ થી ૧૮૮૪ (ઈ. સ. ૧૮૨૩થી ૧૮૨૭) વય – ૪૭ થી ૫૧.

## ગુજરાતીમાં ભાષાંતર અને સર્જન

ઉં. વ. ૪૭. **સૂરસારાવલી** (ભાષાંતર, સં. ૧૮૮૦ : ઈ. સ. ૧૮૨૩) હિંદી સાહિત્યના સર્વ મહાકવિ શ્રીસૂરદાસજીકૃત 'સૂરસારાવલી' (આ ગ્રંથને હિંદીના કેટલાક વિવેચકો–પ્રાચીન અર્વાચીન–શંકાસ્પદ માને છે. આ ગ્રંથનુ (ઉપક્રમ અને ઉપસંહારના સ્વતંત્ર સર્જનના દોહાઓ બાદ કરતાં) પદબંધ ભાષાંતર, શ્રીદયારામભાઈએ ગો. શ્રી. વિઠ્ઠલેશજી મહારાજની આજ્ઞાથી ચાણોદ અને ડભોઈ–બંને ઠેકાણે રહી કરેલું છે.

ઉં. વ. ૫૧. **રસિકવલ્લભ,** (સં. ૧૮૮૪ : ઈ. સ. ૧૮૨૭) ચાણોદમાં કરેલું સર્વોત્તમ સર્જન.

**ટીપ**–ઉપરના ગ્રંથોની ભાષા માથે વ્રજના આગ્રહ ભાવ વગરના ગુજરાતી ગ્રંથો અને પદો વગેરેનો રચનાકાળ [illegible] ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં, એમને સાંપડેલા પ્રસંગોનો વિચાર કરતાં ગુજરાતી, વ્રજ, મરાઠી, ઉર્દૂ, પંજાબી અને મારવાડી ભાષાનાં પદ વગેરેનો રચનાકાળ પણ આ જ છે.

[૫]

**સર્જન**–સંવત ૧૮૮૪ થી [illegible] (ઈ. સ. [illegible]
વય – ૫૧ થી ૭૬.

**ટીપ**–(૧) ૫૧ વર્ષની [illegible]
મળતું નથી. તેથી [illegible]

જેની ભાષામાં સાલવારી ગ્રંથો કરતાં વધારે પ્રસાદ, માધુર્ય લાલિત્ય વગેરે જોવામા આવે છે તેનો રચનાકાળ, (૨) ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં અને એમને સાંપડેલા પ્રસંગોનો વિચાર કરતાં મરાઠી, ઉર્દૂ, પંજાબી, મારવાડી, ગુજરાતી અને વ્રજભાષાના પદો વગેરે – કે જેમાં પ્રસાદ, માધુર્ય અને લાલિત્ય સવિશેષ જોવામાં આવે છે તેનો રચનાકાળ આ જ છે. (૩) 'હરિ હું શું કરૂં રે, મારો માયા ન મૂકે કેડો', 'વ્રજ વ્હાલું રે, વૈકુંઠ નહીં આવું' એ પદોની ભાષા જેવી જેમની ભાષા હોય તેનો રચનાકાળ આ છે. (જુઓ 'બ કા. દો. ભાગ ૫, 'કવિચરિત્ર' પરમ મિત્ર ચિમનલાલનો પ્રસંગ – એમણે વર્ણવેલો પ્રસંગ) (૪) 'હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું ?', 'શ્યામરંગ સમીપે ન જાવું, મારે આજ થકી' એ પદ અને રસદીર્ઘની ગરબીની સાથે જેના ભાષા અને ભાવ મળતા આવતા હોય તેનો રચનાકાળ પણ આ જ છે.

**તા. ક.** સદર વર્ગીકરણને છેવટનુ ન માનશો. સઘન અભ્યાસ કે સપ્રમાણ સંશોધન થતાં ભવિષ્યમાં ફેરફાર પણ થઈ શકે; પરંતુ અત્યારે તો છેવટનું જ છે.

⁂

# પરિશિષ્ટ ૬

## શ્રીદયારામભાઇના ગ્રંથોનું વર્ગીકરણ (વિષયની દૃષ્ટિએ)

### ૧. શિક્ષાત્મક

**ગુજરાતી ગ્રંથો**–૧. વહેવારચાતુરી, ૨. ચેતવણી, ૩ પરીક્ષાપ્રદીપ.

**ટીપ**–ધવલધનાશ્રી રાગના અને ચોપાઈના આશરે સો ગ્રંથો–માંથી કેટલાક શિક્ષાત્મક, કેટનાક સિદ્ધાંતાત્મક, કેટલાક ભાવાત્મક તો કેટલાક આખ્યાનાત્મક છે આ બધા ગુજરાતી ભાષામાં લખાયેલા છે

### સિદ્ધાંતાત્મક

**ગુજરાતી ગ્રંથો**–રસિકવલ્લભ (૫૧ વરસની વયે કરેલું સર્જન), ૨. ભક્તિપોષણ, ૩. બ્રાહ્મણભક્તસંવાદ, ૪. મનમતિસંવાદ, ૫. શુદ્ધાદ્વૈત પ્રતિપાદન અને માયામતખંડનનો ગરબો, ૬. વિરુદ્ધ ધર્માશ્રયનો ગરબો.

**વ્રજભાષાના ગ્રંથો**–૭. રસિકરંજન, ૮. સંપ્રદાયસાર, ૯ સિદ્ધાંતસાર, ૧૦. નામપ્રભાવબત્રીસી.

### ૩. ભાવાત્મક

૧ પત્રલીલા, ૨ મુરલીલીલા, ૩. કમલલીલા, ૪. રૂપલીલા, ૫. પ્રાચીનકાવ્યમાલા ગ્રં ૧૩ માં આવેલાં પદ વગેરેનું સર્જન–પત્રલીલાના સર્જન સમયનું, તે પહેલાંનું કે તે પછીનું (ગુજરાતી ભાષામાં), ૬. વ્રજવિલાસામૃત (વ્રજભાષામાં), ૭. શ્રીકૃષ્ણસ્તવનામૃત (અધૂરો વ્રજભાષામાં), ૮. વલ્લભકુલવંશાવલી (અધૂરી).

### ૪. નામાત્મક

**ગુજરાતી ગ્રંથો**–૧. અજામિલાખ્યાન, ૨. શ્રીકૃષ્ણનામમાહાત્મ્ય–મંજરી, ૩. ભક્તવેલ. ૪. શ્રીકૃષ્ણસ્તવનમંજરી, ૫. પુરુષોત્તમપંચાંગ, ૬. શ્રીહરિભક્તિચંદ્રિકા, ૭. શ્રીહરિનામમાળા, ૮. શ્રીકૃષ્ણઅષ્ટોત્તર–

શતનામ, ૯. શ્રીકૃષ્ણઅષ્ટોત્તરનામચિંતામણિ, ૧૦. શ્રીહરિભક્તિરત્નમાળા, ૧૧. શ્રીકૃષ્ણનામચંદ્રકલાસ્તોત્ર, ૧૨. ભગવદાશ્રયની લાવણી, ૧૩. અકલચરિત્રનો ગરબો, ૧૪. શ્રીયમુનાજીની સ્તુતિ, ૧૫ ગુરુદેવચંદ્રિકા, ૧૬. ગુરુપ્રભાવચંદ્રિકા, ૧૭. શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમાધુરી, ૧૮. શ્રીકૃષ્ણનામામૃતધ્વનિ, ૧૯. ભગવદ્સ્તુતિ, ૨૦. અપરાધક્ષમાષોડશી, ૨૧. હરિસ્મરણપ્રભાવ.

**ટીપ**– ઉપરના કેટલાક ગ્રંથો રાગબદ્ધ છે, તો કેટલાક છ દોબદ્ધ છે.

**વ્રજભાષાના ગ્રંથો** – ૨૨. શ્રીકૃષ્ણઅનન્ય ચંદ્રિકા ( કાંકરોલી વિદ્યાવિગમા છે ), ૨૩. શ્રીકૃષ્ણનામચંદ્રિકા ( કાંકરોલી વિદ્યાવિભાગમાં છે ), ૨૪. શ્રીકૃષ્ણનાનામમાળા, ૨૫ શ્રીકૃષ્ણરત્નાવલી ( મત્તગયદ છંદ ), ૨૬. શ્રીકૃષ્ણસહસ્રનામ ( છદરસાવલી ), ૨૭ શ્રીકૃષ્ણસહસ્રનામ ( છંદદોહા ), ૨૮. હરિભક્ત્યાષ્ટક ( સં. વ. ), ૨૯. શ્રી· કૃષ્ણસ્તવનાષ્ટક ( સં. વ. ), ૩૦. શ્રીકૃષ્ણનામચિંતામણિમાલ ( મરાઠી અભંગ ). ૩૧. શ્રીહરિનામાહાત્મ્ય ભ્રાતિભગન, ૩૨. શ્રીકૃષ્ણનામાવલી, ૩૩ મન ભજ રે વારંવારમ ( મં.:વ્ર. પ્રબંધ,), ૩૪. ભગવાન અને ભગવદીયનો પ્રબંધ, ૩૫ શ્રીયમુનાજીનો પ્રબધ, ૩૬ શ્રીકૃષ્ણનામરત્નમાલિકા, ૩૭. મગલાનંદમાલા, ૩૮. શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમાર્તંડ ૩૯. શ્રીકૃષ્ણનામામૃતધારા, ૪૦. હરિદાસમણિલાલ.

**ટીપ**–ઉપર બતાવેલા વ્રજભાષાના ગ્રંથો વિવિધ છંદમા લખાયેલા છે, છતાં તે ઉચિત રાગમા ગાઈ શકાય છે

**૫. આખ્યાનાત્મક**

**ટીપ**–પત્રલીલા, અજામિલાખ્યાન, પ્રેમરસગીના અને ભગવદ્ગીતામાહાત્મ્ય–એ આખ્યાનગ્રંથો હોવા છતાં એકને ભાવનાત્મક, બીજાને નામાત્મક, ત્રીજાને શુદ્ધ કાવ્યાત્મક અને ચોથાને વર્ણનાત્મકના કોષ્ટકમાં તે તે ગુણને લીધે ત્યાં ત્યાં મૂક્યાં છે.

**ગુજરાતી ગ્રંથો :** ૧. પત્રલીલા, ૨. રૂપલીલા, ૩. મુરલીલીલા, ૪. કમલલીલા, ૫. અજામિલાખ્યાન, ૬. પ્રેમરસગીત, ૭. ભગવદ્ગીતા-માહાત્મ્ય, ૮. રુક્મિણીવિવાહ, ૯. સત્યભામાવિવાહ, ૧૦. નાગ્નજીતી-વિવાહ, ૧૧. રુક્મિણીસીમંત, ૧૨. મીરાચરિત્ર (નાટ્યતત્ત્વથી સભર), ૧૩. શ્રીકૃષ્ણજનોઈ.

**મરાઠી ગ્રંથ**–૧૪ નરસિંહ મહેતાની હુંડી.

**ટીપ**–ઉપરના કેટલાક આખ્યાનગ્રંથો રાગબદ્ધ, પદબદ્ધ, મીઠાબદ્ધ ગરબીમદ્ધ છે.

૬. વર્ણનાત્મક

**ગુજરાતી ગ્રંથો**–૧. ભગવદ્ગીતામાહાત્મ્ય, ૨. પ્રેમરસગીતા, ૩. પત્રલીના, ૪. રૂપલીલા, ૫ મુરલીલીલા, ૬. કમલલીલા, ૭ શ્રીકૃષ્ણ-જન્મનો ગરબો, ૮. વ્રજમહિમાનો ગરબો.

**મરાઠી ગ્રંથ**–૯. નરસિંહમહેતાની હુંડી.

**વ્રજભાષાનો ગ્રંથ**–૧૦. શ્રીમદ્ભાગવતાનુક્રમણિકા.

૭. શુદ્ધકાવ્યાત્મક

**ગુજરાતી ગ્રંથો**–૧. પ્રેમરસગીતા (વિપ્રલભશૃંગારનો આખ્યાન ગ્રંથ), ૨. રાસપંચાધ્યાયનો ગરબો (સંયોગ અને વિપ્રલભશૃંગાર), ૩. રસિયાજીના મહિના, (વિપ્રલભશૃંગાર), ૪. દાણચાતુરીનો ગરબો (સંયોગશૃંગાર), ૫. ધોળ, ૬. ગરબી ૭ ગરબા, ૮. પદ, ૯. માસ, ૧૦. ગઝલ–રેખતા વગેરે-ઉર્દૂ, વ્રજભાષામાં ન ૫ થી ૧૦ સુધીમાં સંયોગ તથા વિપ્રલભશૃંગાર વર્ણવેલો છે.), ૧૧. ષડ્ઋતુવર્ણન (વિપ્રલંભશૃંગાર–ગુજરાતી ભાષાનો પ્રૌઢ ગ્રંથ), ૧૨. શ્રીકૃષ્ણવિયોગના દ્વાદશ માસ.

**વ્રજભાષાનો ગ્રંથ**–૧૩. સતસૈયા, (સંયોગવિપ્રલંભશૃંગાર

તેમ જ તાત્ત્વિક, સૈદ્ધાંતિક અને સાહિત્યિક દષ્ટિકોણથી રચાયેલો ગ્રંથ છંદ : દોહા–સોરઠા).

૮. પ્રમેયાત્મક

**ગુજરાતી ગ્રંથો**–૧. ચિંતાચૂર્ણિકા, ૨. ચોરાશી વૈષ્ણવનુંધોળ, ૩. બસોબાવન વૈષ્ણવોનું ધોળ.

**વ્રજભાષાના ગ્રંથો**–૪. ચોરાશી વૈષ્ણવકે નામ (કવિત્ત), ૫. ચોરાશી વૈષ્ણવ કે નામ (પ્રબંધ), ૬. પ્રમેયપચાવ અપૂર્ણ), ૭. સ્વાંતઃકરણસમાધાન.

૯. રહસ્યાત્મક

**ગુજરાતી ગ્રંથો**–૧. પુષ્ટિપથરહસ્ય, ૨. વિનયબત્રીસી.

**વ્રજભાષાના ગ્રંથો**–૩. પુષ્ટિપથસારમણિદામ, ૪. વિજ્ઞપ્તિવિલાસ, ૫. પુષ્ટિભક્તિરૂપમાલિકા, ૬. હરિસ્વપ્નસત્યતા, ૭. અનુભવમંજરી.

ટીપ–૮–૯ વિષયના પ્રમેયાત્ક અને રહસ્યાત્મક કોષ્ટકના ગ્રંથો એકબીજામાં ભળી જઈ શકે તેમ છે. રહસ્યાત્મક ગ્રંથો પ્રમેયાત્મકના કોષ્ટકમાં અને પ્રમેયાત્મક ગ્રંથો રહસ્યાત્મક કોષ્ટકમાં જઈ શકે એમ છે, એટલે બંનેમાં સરવાળે ૧૪ ગ્રંથો મૂકી શકાય એમ છે.

૧૦. પ્રકીર્ણ

**ગુજરાતી ગ્રંથો**–૧. દશમસ્કંધાનુક્રમણિકા, ૨. હનુમાનગરુડની લાવણી, ૩. કાલજ્ઞાનસારાંશ, ૪. મૂર્ખલક્ષણાવલી, ૫. મૂર્ખલક્ષણસપ્તશતી.

**વ્રજભાષાના ગ્રંથો**–૬. વસ્તુવૃંદદીપિકા, ૭. અકલચરિત્રચંદ્રિકા, ૮. વૃંદાવનવિલાસ, ૯. ક્લેશકુઠાર, ૧૦. ચાતુરચિત્તવિલાસ (મ. ગ્રં. સટીક), ૧૧. પિંગલસાર (રીતિગ્રંથ), ૧૨. કૌતુકરત્નાવલી, ૧૩. સ્વલ્પાપારપ્રભાવ, ૧૪. પ્રસ્તાવપીયૂષ, ૧૫. વિશ્વાસામૃત, ૧૬. તાલામાલા,

૧૭. રાગમાલા, ૧૮. વટનભકુલવંશાવલી, ૧૯. રામાયણની લાવણી, ૨૦. પ્રબોધપટના દોહા,

## ૧૧. ભાષાંતર

૧ સૂરસારાવલી (મહાનુભાવ સૂરદાસજી કૃત 'સૂરસારાવલી' નું ગુજરાતી ભાષાતર)

## ૧૨. ગદ્યાત્મક

૧ પ્રશ્નોત્તરમાલિકા (પંદર પ્રશ્નોમા આધિભૌતિક, આધ્યામિક અને આધિદૈવિક–આ ત્રણે દષ્ટિકોણ મચવાયા છે. શ્રી દયારામભાઈના હસ્તાક્ષરવાળી હસ્તલિખિત પ્રતિ મોજુદ છે. એની છાપેલી પ્રતિ શિનિકમા નથી. ૨. હરિહરાદિસ્વરૂપતારતમ્ય (અમીન ઘેલાભાઇના હાથની લખેલી પ્રતિ છે), ૩ પ્રશ્નોત્તરમાળા (ટૂંકો પણ ગહન પ્રશ્ન અને સામો ટૂંકો પણ ગૂઢ ઉત્તર – એવા ૧૦૮ પ્રશ્નોત્તરની માળા બનાવી છે.)

## ૧૩. સ્તવનાત્મક

૧. શ્રીવદનભસ્તવન

તા. ક. નામાત્મક કોષ્ટકના ઘણાખરા ગ્રંથો સ્તવનાત્મકમાં આવી શકે એમ છે

## ૧૪. રીતિ (લક્ષણ) ગ્રંથ

૧. પિંગળસાર (વ્રજભાષામા આશરે બાવન જેટલા છંદોને માપ અને દૃષ્ટાંત સાથે સચોટ સમજાવ્યા છે), ૨. નાયકનાયિકાભેદ (આધિદૈવિક દૃષ્ટિએ લખાયેલો અને વિવિધ ભેદ–પ્રભેદની સચોટ સમજ પાડતો ગુજરાતી ભાષાનો સર્વપ્રથમ ગ્રંથ, નરસિંહ મહેતાથી તે અત્યારસુધીમા કોઈએ એવો ગ્રથ લખ્યો નથી.)

**તા. ક.** ધવલધનાશ્રી રાગના અને ચોપાઈના ગ્રંથોમા કેટલાક આખ્યાનાત્મક છે, કેટલાક ભાવાત્મક છે, કેટલાક સિદ્ધાંતાત્મક છે, કેટલાક શિક્ષાત્મક છે, કેટલાક વર્ણનાત્મક છે, કેટલાક નામાત્મક છે.

તો કેટલાક જીવનઘટના કે જીવનપ્રસંગનો નિર્દેશ કે સંકેત પણ કરનારા છે. એ ગ્રંથોમાં શ્રીદયારામભાઈના આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક – એ ત્રણે દષ્ટિકોણથી રચાયેલા રસદર્શન – જીવનદર્શન થાય છે. એ ગ્રંથોની તેમજ ઉપરના કેટલાક ગ્રંથોની હસ્તલિખિત પ્રત હસ્તલિખિત સંગ્રહમાં છે એ બધો સંગ્રહ ડભોઈમાં સાઠોદરાવગામાં – શણગારવાડીમાં આવેલા **શ્રીદયારામ સ્મારક મંદિરમાં** સુરક્ષિત છે. 'શ્રીદયારામ સ્મારક મંદિર'ના એકે એક ગ્રંથનું સંપૂર્ણ સંશોધન થઈ શક્યું નથી.

જીવણલાલ છ. જોષી



# પરિશિષ્ટ ૭ મું

## કેટલાક પત્રો

### દયારામભાઈ અન્ય કવિઓ સાથે પત્રવ્યવહાર કાવ્યમાં કરતા તેનો નમૂનો

### કવિ ઉપર અમદાવાદના વ્યાસ માધવરામે લખેલો પત્ર.

★—★—★

સ્વસ્ત શ્રી પુરી દર્ભાવતી રે લોલ.
ગેવા સ્નાન જતા માર્ગ માહે આવતી રે લોલ.
ત્યાંહાં વાસ વસે વૈષ્ણવ શિરોમણી રે લોલ.
કૃપાપાત્ર પુષ્ટિદાન શિર વલ્લભ ધણી રે લોલ
કાવ્ય ગ્રથ શાસ્ત્રનાદને જાણે ઘણું રે લોલ
ચતુરશિરોમણી સત્સંગ મૂકે નહિ ક્ષણું રે લોલ.
એતંન મારગ ગ્રથમા વિખ્યાત છો રે લોલ.
કૃષ્ણ સેવા મર્મના આખ્યાત છો રે લોલ.
જુગલ સ્વરૂપ ક્રીડાસક્ત તમો છો સહી રે લોલ.
પ્રીતમ પ્યારી, બીજુ ગમતું નહિ રે લોલ
દયારામ અભિધાનને હું લખુ રે લોલ.
વસું વેગળો પણ છુ તમો વખુ રે લોલ.
નગર રાજને લૌકિક વાસ છુ રે લોલ.
માધવ અભિધાન તમારો દાસ છુ રે લોલ.
નામધારી જદુનાથજીને શર્ણું છુ રે લોલ.
દેહ યોગે કરી વિપ્રની વર્ણું છું રે લોલ.
ભગવત સ્મરણુ મારૂં અગીકૃત કરો રે લોલ.
દૈહિક દોષ હોય તે મનમાં ના ધરો રે લોલ.

સમાચાર એક માહરો જાણજો રે લોલ.
વિચારી વિવેક મંન આણજો રે લોલ
બાલક બોલે તેહેનું દુખ મા આણીયે રે લોલ.
છો પરમાર્થી તે બુડતાને તાણીયે રે લોલ
મ્હારૂં મન હવે હાથ ક્યારે આવશે રે લોલ?
તમ સરખા વિના બીજો તે કોણ લાવશે રે લોલ?
માટે કાગળ લખીને કરૂં છુ વિનતી રે લોલ.
મન વાળ્યાનુ સામર્થ્ય મુજમા નથી રે લોલ.
કહેશો સાધન કરો, લખ્યા છે જે વેદમા રે લોલ.
તે તો કઠણ પડયુ, સમજ્યા નહિ ભેદમા રે લોલ
ધર્મ શાસ્ત્ર તણો વિવેક તો રહેતો નથી રે લોલ.
ન્યાયશાસ્ત્ર આદે ગ્રંથ તો જોયા નથી રે લોલ.
બ્રહ્મજ્ઞાનનો તો પાર નથી આવતો રે લોલ.
જ્ઞાની હશે ખરા, પણ કો નથી ભાવતો રે લોલ,
કહેશો સેવા કરો ગુરૂના ઉપદેશથી રે લોલ.
તે તો સાધ્ય કૃપાને; શુ થાય લેશથી રે લોલ?
કહેશો મંત્ર જપો આદિ અષ્ટાક્ષરો રે લોલ.
હરિ સાન્નિધ્ય જવા ઉપાય છે ખરો રે લોલ.
એહેવું જાણીને તે હુ જીભે જપુ રે લોલ.
પણ મંન તપે વિષયથી તેમા હું તપું રે લોલ.
એહેનુ સાધન ઉપાય કાંઈ કહાવીયે રે લોલ.
રંક રડવડે કરૂણા હૃદય લાવીયે રે લોલ.
હજી સંદેહ એક રહ્યો છે વળી રે લોલ.
ભગવદમાયા સહુથી હશે વળી વળી રે લોલ?
કે માહારો સરકાર એહેવો હશે રે લોલ?
કે કાળ કરી ધર્મ વહ્યો જશે રે લોલ.
નામ પ્રતાપ નથી જણાતો કશ્યો રે લોલ.

કે હજુ મારા મનમાં નથી વસ્યો રે લોલ.
નામ જપે છે જગત સર્વે મળી રે લોલ.
વૈષ્ણવ જાતમાં તો વર્ણ સહુકો ભળી રે લોલ.
તેમાં ફેરફાર કાંઈ જડતો નથી રે લોલ.
આપણા જોયામાં કોઈ પાર પડતો નથી રે લોલ.
જુઓ આગે અજામિલ નામે ઓધર્યો રે લોલ.
પાપ પર્વત તે એક નામે જર્યો રે લોલ.
અરધે નામે તરી ગઈ ગણિકા રે લોલ.
હરિનામ હુતાશનકણિકા રે લોલ.
આધુનિક કાળમાં હુ એહેવું ચાહું છું રે લોલ.
મારા મંનને ધીરજ આપી વાહું છું રે લોલ.
સાધન સાધ્ય હોય તો કૃતિ અવધિ લખો રે લોલ.
કૃપા સાધ્ય હોય તો કરાવી શકો રે લોલ.
કૃતિ સાધ્ય વાત લખીને જ તાવીયે રે લોલ.
કૃપા સાધ્ય હોય તો કૃપાથી ચેતાવીયે રે લોલ.
ભૂતળ કહેવાનુ સ્થાનક એક છો તમો રે લોલ.
માટે બાળક બુધ્ધે બરબડી લખું અમો રે લોલ.
બરબડાટ સમજનાર તમો છો ખરા રે લોલ;
બીજા હશે પણ સહુ માયાને વર્યા રે લોલ.
જ્ઞાન સહિત કપટ રહિત મૂર્તિ પારખી રે લોલ.
એહેવો નિશ્ચે કરી દાસે વિનતી લખી રે લોલ.
માટે અતર નિશ્ચે જે અમથી સધે રે લોલ.
શ્રુતિ સ્મૃતિ જોઈ કર્યો હોયે રૂદે રે લોલ.
બઈ પાળીને તે દાસને ફરમાવીયે રે લોલ.
દોષ જોયા હોય તોય સમાવીયે રે લોલ.
છો હરિજન હરિ સનમુખ વજ્યા રે લોલ.
માટે શીખવો હરિ વશ થાય તે કળા રે લોલ.

સત તરૂવરની રીત્ય તમો ગાઈ છે રે લોલ
તેજ રીત્ય તમો પણ સાહી છે રે લોલ
માટે કરગરીને કેટલુંક વર્ણવુ રે લોલ
હું ખાતક ને તમો અરણવુ રે લોલ
માટે શીઘ્ર જવાબ પાછો વાળજો રે લોલ
તનના તાપ માહારા ટાળજો રે લોલ.
તમો લખતા વાર રખે કરો રે લોલ
તમારૂ દસુ ને અમારો મરો રે લોલ
એ વાતમા તો પુન્ય થાશે ખરૂ રે લોલ.
માહારૂ સામર્થ્ય નથી જે ઉપમા ધરૂ રે લોલ
શેષ શારદાને શકર જાણે નહીં રે લોલ
જીવ શકા કરે તેહ કો માને નહીં રે લોલ
અવસર જાય છે તે ફરી નથી આવતો રે લોલ.
લક્ષ ચોરાસીમા નથી ફાવતો રે લોલ
માટે યત્ન કરી જતન કરાવજો રે લોલ
સુના દેહમા હરિ પધરાવજો રે લોલ
એ પાડ ગોસ્વામી ભૂલશે નહીં રે લોલ
તમારી વાણી વડે જીવ તરશે કઈ રે લોલ
ભક્ત દેહ ધરે છે પર ઉપગારને રે લોલ
પશુવત હોય તેહને કરે પારને રે લોલ.
હરિદેહ માસ કૃષ્ણપક્ષની તિથિ રે લોલ.
ઋષિ ગણુનાં ગુરૂવારે વિનતી કથી રે લોલ

### કવિએ લખેલો ઉત્તર

સ્વસ્ત શ્રી સુભગ સ્થાન રાજનગ્ર છે રે લોલ
જ્યાહા શ્રી નટવરજી સાર ત્યાહા સમગ્ર છે રે લોલ
માધવરામ વ્યાસ તે સ્થળે નિવાસ છે રે લોલ.
વૈષ્ણુવ વલ્લભી શ્રીકૃષ્ણુ તણા દાસ છે રે લોલ

ઘણા સુગ્ર, શ્રુતિ સ્મૃતિ શાસ્ત્ર જ્ઞાન છે રે લોલ.
દશા મુમુક્ષુની, માટે નભિમાન છે રે લોલ.
સર્વ ઉપમા લૌકિક તણી રીત્ય છે રે લોલ.
શ્રીમદ્ ભાગ્યઅવધિ કૃષ્ણ ચર્ણ પ્રીત્ય છે રે લોલ.
વર્તમાન કળી કાળ મહા દુષ્ટ છે રે લોલ.
તેમાં પંડિતોપિ થયા મતિ ભ્રષ્ટ છે રે લોલ.
તેહેવા સમય મધ્યે ધંન માધવરામજી રે લોલ.
થવા ચાહાવ છો પ્રસંન ઘનસ્યામજી રે લોલ.
એહજ કૃપાનું સ્વરૂપ કૃષ્ણજી તણું રે લોલ.
સ્ફુરે ગુણ હરિતણા ના અધમપણું રે લોલ.
તમો કૃષ્ણ કૃપાપાત્ર છો અમો લહ્યા રે લોલ.
દોષકોષ કોટિ કલ્પના ખલુ દહ્યા રે લોલ.
લખીતંગ દયારામ કૃષ્ણદાસ છે રે લોલ.
દરભાવતી મધ્યે વર્તમાન વાસ છે રે લોલ.
કૃષ્ણસ્મરણ તેહનાં વાંચશો પ્રેમનાં રે લોલ.
પત્રદ્વારા સમાચાર પામ્યા ખેમના રે લોલ.
તમો લખ્યું, પ્રશ્ન–પ્રતિઉત્તર વાળજો રે લોલ.
યથામતિ લખ્યું વાંચી સંદેહ ટાળજો રે લોલ
મંન હાથ્ય કરવું હાથ્ય નથી દાસને રે લોલ.
કૃપા સાધ્ય છે. નથી વસ્ય પ્રયાસને રે લોલ.
કેહેશો, કયમ નથી? ઉપાય શાસ્ર બહુ કહ્યા રે લોલ.
સીધી કૃપા વડે કથન માત્ર છે રહ્યા રે લોલ.
તથા ઈંદ્રિયો મૂર્છિત હોય છે ખરી લોલ .
પ્રાણ પ્રેર્યા વિના કાંય ના કરી શકે રે લોલ.
તથા કૃપા વિના સાધન સહુ જાણજો રે લોલ.
કૃષ્ણ કૃપા યુક્ત સફલતા પ્રમાણજો રે લોલ.
સૌભરી મથ્યા; ન આવ્યું મન હાથમાં રે લોલ.

મચ્છ સંગ જોઈ ચલ્યા લખ્યું ગાથમાં રે [લોલ.
યાચી રતી મોહતી વિધિ ચલ્યા નહી રે લોલ.
પુત્રી પૃષ્ઠ ધાયા વિકલ થઈ ખલ્યા તહીં રે લોલ.
ઉચિત હતું તે તજ્યું અનુચિત કર્યું રે લોલ.
અનુમાન કરી જુઓ અજીત મન ઠર્યું રે લોલ.
શંકર ઈંદ્ર ચંદ્ર નારદ પરાશર ઋષિ રે લોલ.
ઈત્યાદિ મોહોટા સમર્થ; બાકી કસી રે લોલ.
તદપિ મંન વશ્ય રહ્યું નથી વિચારજો લોલ.
જેહેને થયુ તેહેને કૃપાબળે ધારજો લોલ.
કહેશો કૃપા વડે સીધી સર્વ કહી કથી રે લોલ.
કૃપા સરલ છે શુ ? મોહોટાંને મળતી નથી લોલ
તે પણ વાત સત્ય, દુર્લભ તો છે ઘણી રે લોલ.
તેહેનો એક છે ઉપાય જે આવે બણી રે લોલ.
સાચી દીનતા વડે સિદ્ધ શ્રી હરિ રે લોલ.
અવર કર્યાથી નહીં જ: માનજો ખરી રે લોલ.
ગોપી જંનની કથા સુણીને સંદેહ ટળ્યા રે લોલ.
અભિમાનથી વિયોગ દૈં નથી મળ્યા રે લોલ.
દૈન્ય આવ્યે સદ્ય કૃષ્ણની કૃપા લહે રે લોલ
કૃષ્ણકૃપા થતાં નુન્ય કશ્યું ના રહે રે લોલ.
કહેશો દીનતા આવ્યાનો પણ ઉપાય શો રે લોલ.
સતસંગ કર્યે દીનતાને પાંમશો રે લોલ.
કહેશો સતસંગ પણ ક્યાંથો કહાડીએ રે લોલ.
તેહનો પણ ઉપાય સરલ છે દેખાડીયે રે લોલ.
કૃષ્ણ નામ જ સતસંગ કલીને વિષે રે લોલ.
એ વિના સદોષ કર્મ કલા દીસે રે લોલ.
જ્ઞાન કઠિણ, સવગુણ સાધન રહ્યું રે લોલ.
એ માન વીધનભર્યું ન્યાય મુનાક્ષરે લહ્યું રે લોલ.

કોક કાળે શિવ કોઈયિકનું હોય છે રે લોલ.
તદપિ સ્વરૂપાનંદ છે ને દૂંન ખોય છે રે લોલ.
કૃષ્ણસેવા તો ફળ છે સર્વે તણું રે લોલ.
ગુરુકૃપાબળે બણે કઠણ તો ઘણું રે લોલ.
પંચ વર્ણું તથા અષ્ટ સકળ સાર છે રે લોલ.
ભટકતે મને પણ જપતાં બેડો પાર છે રે લોલ.
ચિત્ત ભટકતું ને ભોજન જો કીજીયે લોલ.
સ્વાદ છોછો, તદપિ ઉદર ભરી લીજીયે રે લોલ.
મન સ્થિર થવા શોચ રખે રાખતા રે લોલ.
સદા કાળ રહેજો કૃષ્ણનામ ભાખતા રે લોલ.
કૃષ્ણ જપતાં મન એની મેળ્યે હારશે રે લોલ.
રૂદે શુધ થતાં હરિ ઉર પધારશે રે લોલ.
નામે રૂદે શુચિ થશે સ્વલ્પ કાળમાં રે લોલ.
વાસના બળેથી હરશે મન ગોપાળમાં રે લોલ
કર્મકાળાદિ બળ પ્રપન્ન પર નથી રે લોલ.
સર્વ ઈચ્છા હરિદાસને કહું કથી રે લોલ.
સંસ્કારનું કથન ઈહાં છે કશું રે લોલ?
ગુરુ દ્વારા શર્ણ ગ્રહ્યું, કૃષ્ણે મન વસ્યું રે. લોલ.
સંસ્કાર કર્યો હતો મલયાસને રે લોલ?
શર્ણમાત્રે આપ તુલ્ય કર્યો દાસને રે લોલ.
વિધિ ને નિષેધ અડે યુગ્મ સૃષ્ટિને રે લોલ.
પુષ્ટિસૃષ્ટિ ચાહે કૃષ્ણકૃપાદષ્ટિને રે લોલ.
દુરાચારી અતિશે તદપિ ધંન છે રે લોલ.
જો છે એક કૃષ્ણ ટેક જન અનન્ય છે રે લોલ.

સર્વ સાધન સૌ ધર્મથી સમર્થ છે રે લોલ.
કૃષ્ણ વિમુખ છતાં સકળ યત્ન વ્યર્થ છે રે લોન.
ચમત્કાર જોવા ઇચ્છો છો નામના રે લોલ
એ વિચાર પુષ્ટિસૃષ્ટિને ન કામના રે લોલ
અવિશ્વાસ અખિલ બાધ તણુ રૂપ છે રે લોલ
શુધ્ધ પ્રતીતિ આવી તે ફળસ્વરૂપ છે રે લોલ
ઇંદ્રિજીતનુ બ્રહ્માસ્ત્ર વ્યર્થ થઈ ગયુ રે લોલ.
નીર સ્વાતી વિશ્વાસે ચાતકે લહ્યુ રે લોલ
વળી સર્વનો સિધ્ધાંત થોડામા કહુ રે લોલ
ગુરૂ ગ્રથાદિક દ્વારા જે હું કહુ રે લોલ.
અનન્યપતિવ્રતધર્મ સાર સર્વનો રે લોલ
ભક્તદ્રોહ અન્યાશ્રય, અભાવ ગર્વનો રે લોલ.
હરિગુરૂ સત એકતા,-આધીનતા રે લોલ.
સર્વદેહી ઉપર દયા સહીત દીનતા રે લોલ
અનાયાસ લાભથી સતોષ રાખવો રે લોલ.
વૈષ્ણવ ધર્મ લોભ સારૂ કયહુ ન દાખવો રે લોલ,
દુષ્ટ સગ થકી સર્પ તુલ્ય નાસવુ રે લોલ
એક કૃષ્ણ વિના ફળમતિથી ત્રાસવુ રે લોલ
એ પ્રમાણે શિક્ષા આચરણમા આવશે રે લોલ,
દયાપ્રિતમ કૃષ્ણ નિજ નિકટ બોલાવશે રે લોલ

એમાં લેખકે પત્ર લખ્યા સાલ વિ મ ૧૮૮૬ ચૈત્ર વદ ૩ ભાનુવાર આપી છે.

પત્ર ૨

ભક્ત કવિશ્રી દયારામભાઈના ઉપર કડીના એક વૈષ્ણવે લખેલો પત્ર

## માત પીતા શીર સીરોમણી

# ભાઈ દયારાંમભાઇની સેવામાં

કડીથી દાસાનુસાસ ચરણુજ હરજીવન બાળાના સાષ્ટાંગ દંડવત પ્રણુંમ ત્થા જે અંગીકાર કરવા અત્ર આપની કૃપા વડે કુશળ છું આપણી કુશળતા પત્રનો સદા નીરંતર અભીલાષી છુ વાસતે પોતાનો દાસ જાણી કૃપા પત્રદ્વારે સંભાવના લેવી. હું તો રંક જીવ આપને આધારે રહ્યો છું. માહારે તો સરવે વાતે આપ વીના બીજો કોઈ નથી મને જે રીતે આપનો જાણો છો તેજ રીતે જાણવો માહારા ઉપર મદા ક્ષમા રાખવી હું તો ક્ષણુ માત્ર આપના ચરણાવિંદનું સ્મરણુ ભૂલતો નથી માટે એહેવીજ કૃપા કરે જવી. જેથી માહારૂ ચીત સદા નીરંતર આપની સેવા વિશે તદબર રહે એજ વીનંતી.

સંવત ૧૯૦૨ ના ચઈત્ર સુદ ૯ રવીવાર.

પત્ર-૩

શ્રી દયારામભાઈ ૬૪ વરસની વયે ગંભીર માંદગીના બિછાને પટકાયા હતા એની ખબર પડતાં જ, એ બાબતનો પત્ર આવતાં જ, ત્રિકાળદર્શી મહાત્મા શ્રી. ઇચ્છારામ ભટ્ટજીની ગાદીએ આવેલા શ્રી. નારાયણદાસે પોતાનો પૂજ્યભાવ દર્શાવતો, ઓસડ ઉપચાર બતાવતો તેમજ શ્રી. દયારામભાઈના ગુરુદેવ શ્રીવલ્લભજી મહારાજનો ઉલ્લેખ કરતો પત્ર ડાકોરથી લખ્યો હતો (મ. ૧૮૯૭, શ્રાવણુ વદિ ૩).

પત્રની શરૂઆત :—

'श्रीरणछोडजी सत्य छे'

**"परम भगवदी पीतासरुप अष्टकाव्यनी उपमाने योग्य श्रीमाहाप्रभुजीना परम कृपापात्र श्रीदयारामजी जोग्य श्रीडाकोरथी**

લી. નારાયણદાસના ઘણા કરીને પ્રેમસહીતે જૈશ્રીકૃષ્ણ અપરંચ તમારો પત્ર આવ્યો શરીરને કષ્ટ પ્રથમ સાંભલું હતું તેથી ઘણી ચીંતા થાતી હતી ને વલી પત્ર વાંચાથી ઘણી જ ચીંતા થઈ તે કાંઈ લખવામાં આવતી નથી."

પત્ર લખ્યા સંવત આ પ્રમાણે છે :—

"પછે તો સર્વે કરતા સુખના શ્રીપતી છે। તમારાથી કાંઈ અજાંણૂ નથી તમારા સતસંગને વીશે ચીંત તો ઘણૂ રે છે। હરીઈછાથી સુખ થયે મેલાપ થાય તો ઘણૂ। મનને વીશ્રામ થાય તમારા શરીરને સુખ થયાના સમાચાર લખવા જે ચીંતા ઘણી રેહે છે તે નીવૃત થાય। ઘણૂ શુ લખવુ મીતી સંવત ૧૮૯૭ના શ્રાવણ વદ ૨"

પત્રની પાછળ આ પ્રમાણેનું લખાણ છે :—

"આ કષ્ટમાં તો તમારે તમારા ગુરુ શ્રીવલ્લભજી માહારાજના ચરણોનું ધ્યાન કરવું ઉચીત છે—શ્રીઆચારજી શ્રીરણછોડજી શ્રીનાથજી સર્વે છે તે ધાનથી સર્વ સુખ છે તે તમે જાણો છો અમો તો તમારા છોકરાવત છીયે એટલે લખવાઃ જોગ નથી.

## પત્ર–૪

શ્રી દયારામભાઈની ૭૨ વર્ષની વય હતી ત્યારે એમની આજ્ઞાથી અને એમના આશીર્વાદથી એમના સાહિત્યના પ્રચારાર્થે સમસ્ત ગુજરાતમાં ફરતા એમના પટ્ટશિષ્ય જોશી રણછોડભાઈએ એમની ખબર અંતર પૂછતો, પોતાનો પૂજ્યભાવ દર્શાવતો પત્ર સુરતથી ડભોઈ લખ્યો હતો :

શ્રીબાલકૃષ્ણજી આગલ સુખ કરું છું.

શ્રીમદ્ગોવર્ધનોદ્ધરણધીર પરમપ્રીય પરમકૃપાલુ મુરબ્બી શ્રી પ. ભાઈશ્રી દયારામભાઈની સેવામાં આશાધારક ચરણરજ રણ-

छोडना श्रीसुमर्ण डडवत्. श्रीसुरतथी जत अत्रे आपना कृपालुताना वलथी कुसल छुं ने आपनी कुसलता अहर नीरंतर चाहु छुं ने परंतु लखवा कारण ओ छे के कृपानाथ आप जेहेवी रीते पोतानो जाणी कृपा राखो छो ने प्रमाणे पोतानो वालक जाणी कृपा राखसो ज एम म्हारा मनने नीश्चे ज छे. वीजुं वाई जीवकारनी साथे डाढम न. ३ अनास नं. २ मोकलो छे ते मंगावी लेजो ने कृपा करी भाइ दोलत पासे पोहोंचानो जुवाप लखावजो ने भाइ साहेब अहींना माहारा स्नेही ठाकुरदासजी त लाला अमेराम त. चीमनलालजी त शास्त्री प्रभुसंकर ए सर्वे मंडलना श्रीसुमरण घणा घणा करी वांचवा ए ज वीनती संवत् १९०५ना मागसीर वद १०"

## પત્ર–૫

શ્રી દયાગમભાઈની ૭૪ વરસની વય હતી ત્યારે ભોગીલાલ ઉત્તમરામે શ્રી દયારામભાઈની કવિતાનો અર્થ મંગાવતો પત્ર ડભોઈ લખ્યો હતો (સં. ૧૯૦૭, ફાગણ વદિ, રવિવાર): કવિશ્રી માટે વાપરવામાં આવેલાં વિશેષણો તરફ ધ્યાન આપવા વિનંતિ

"पत्र"

"स्वस्ति श्रीडभोइ माहाथी शूभ स्थले पुंन्य पावन विवेकना समूदर धर्मधुरंधर महिमाप्रसिद्ध निगमअर्थप्रविण सुर्यनी पेरे उद्योतकारि चंद्रनि पेरे शितलता वैष्णवना कल्पतरू श्रीनाथजीना कृपापात्र गुजरधरना भगवदिमां शिरोमणी अहेवि अनंत कोटी सुभ उत्तम उपमालायक तिर्थस्वरूप सुरवि सिरछत्र भगवदि 'श्रीदयाशंकरभाई' दिन दिन प्रताप सिवाये अेतांन श्री जोसि कुवेयिला भगवदीना चरणरज केहेवा मात्र भोगिलाल उत्तमरामना श्रीसर्ण वांचजो अत्रापि कुसलास्तु आपनि जस-

किरति सदा निरंतर चाहिये छीये ने अम्यो तो एक वैष्णव छिये पण भगवदि व्रीजनाथ धरणीधर थया तेज अमारा वडाउचा ने तेमना स्थलमा श्रीठाकोरजी श्रीगिरधारीजी अमारे विराजे छे ने व्रीजनाथनी वाणि अेक लाष ने पातरिस हजार पद कर्यां छे अे रित्ये तमारि कृपा छे पण ल्खवानु हासल अे छे जे आपनि कवितानु पुस्तक १ कृपा करिने अमारा मदिरमां मोक्लवु अेटलो घणोक अभिलाष छे माटे कृपा करिने अमारा गामना मेहेता ललुभाइ जेठाभाइ डभोइनिवासी छे तेमनी साथे कागल लषीने पुस्तक अमारी उपर कृपा करी मोकलजो ने कागलमा लषयु पुस्तक राषजो अे रीते लषवु फरीथी लषवानु हासल ये छे जे पुस्तक आपी देवानु न होय तो अमो पुस्तक उतारीने तमने पोचाडिशु अे रिते अभिलाष छे माटे कृपा करिने पुस्तक मोकलवु सुशेषु किमधिक ॥ आपनि पासें भगवदि समागममा होय तेमने अमारो श्रीसगरण केहेवो ॥ दोहरो ॥ कागद थोरो हेत घनो मोहोसे लषो न जाय ॥ रतनागर सागर भरो गागर कम समाय ॥ १ ॥ दिक दुनो ओर वाण रष खंड मुकिने जोये ॥ 'भोगी' दीनता वरण वे वेगे पडो छु दुर ॥ २ ॥ मीती संवत् १९०७ना फाघुन वदि ५ रवेउ ॥ पत्रनो अभिलाषी छुं माटे लखवो अमारा गामना मुषी पटल गोपालजी कासीदास ता चा वाजीभाइ धर्मदासनो डडवत सेवामा अगीकृत्य करवो॰

આ પત્રમા શ્રી દયારામભાઈની સર્વત્રિક પ્રતિષ્ઠા અને સાવભૌમ મહત્તાના દર્શન થાય છે

## પત્ર–૬

એમની ૭૫ વરસની વય હતી ત્યારે રાજપીપળાથી (નાંદોદથી) નંદકુંવરબાએ સૂકો મેવો અને પોતીજોરો મોકલી પોતાનો પૂજ્યભાવ દર્શાવતો પત્ર ડભોઈ લખ્યો હતો (સં. ૧૯૦૮, પોષ સુદિ ૪, શુક્રવાર)

નિ. લી. ગો. શ્રી ત્રીકમરાયજી મહારાજ

श्रीटीकमजीकोसीवीःजाव्रजी



પ્રાકટ્ય ' ભાદરવા સુદિ ૧૫, સં. ૧૮૫૫
( આશરે ૧૧૫ વર્ષના જૂના ચિત્ર પરથી )
કવિવર શ્રી દયારામભાઇના ગુરુદેવ નિ. લી. ગો
શ્રી વલ્લભલાલજીની ગોદે કાશીથી આવેલા

## નિ. લી. ગો. શ્રી છોટાજી મહારાજ

રાજનગર



પ્રાકટ્ય: સં ૧૮૩૯ના માગશર વદિ ૧૨.

કવિ શ્રી દયારામભાઇના લઘુ સમવયસ્ક પ્રેરણા ગુરુ

પત્ર

સ્વસ્તિ શ્રી ડભોઈ મહાશુભ સ્થાને સકલગુણસંપન્ન અનેક શુભ ઉંપમા સહીત પરમ વૈસ્નવ ભટજી શ્રીદયારામજી પૌગ ડપ્રતાપ સ્વસ્થાન રાજપીપના નાંદોદથી અખંડ સૌભાગવતા નાઈ નદકુવરબાના જય શ્રીકૃષ્ણ વાચવા અને અહીં કુશળ છે તમારી કુશળતાના પત્ર લખવા પરંતુ લખવા કારણુ એ છે જે અહીંથી હનકારા ગણુછોડ સાથે સામાન મોકલો છે તે તપાસી લેવો.

ધોતી જોટા ૧ — બદામ શે ૫

દરાક્ષ શે ૧

સદગુ પ્રમાણે પહોચશે આ તરફનુ કામકાજ લખવુ મીતી સવત ૧૯૦૮ ના પોશ સુદ ૪ શુક્રવાર"

# પરિશિષ્ટ ૮મું

## કવિશ્રી દયારામભાઈનું મૃત્યુપત્ર.

### શ્રીમદનમોહનો જયતી.

લી. વૈષ્ણવ ભટ દયાશંકર પ્રભુરામ જત અમારું જે ભવીશ છે તેને ભેટ ભાટ તથા ખરચવા વાપરવાની વીગત અમોએ અકલ હોંશીઆરીથી કરી છે તેની વિગત.

---

ઉ

શ્રી ભેટ ખાતું.

૫૦) શ્રીનાથજીની ભેગના.

૧૫૦) અમારા ગુરુ શ્રીવલ્લભજી મહારાજની ગાદીએ શ્રી ત્રીકમરાએજી મહારાજ.

૮૦) શ્રી મદનમોહનજી સેવે તેને.

| | |
|---|---|
| ૫૦) રોકડા | ૧૨) ડભોઈના ચોત્રાના લાગાના. |
| ૧૩) સામગ્રીના રોકડા | ૫) કસબાના પસાએતાના દાણના |
| — | — કું. ૧૧. |
| ૬૩) — | ૧૭) |

૮૦)

આભુષણ તથા વાસણ સુધાં

૧૨) સમરપણીના મંડાણના

૨૫) ભાઈ રતને મહારું કામકાજ કર્યું ને ચાકરી કરી તેને.

૨૦૧) અમારી ઉતરક્રીયાનં, બારમા, સતરશી, મંવછરી, પજેતના તથા શ્રાધ તથા મંવછરી સુધાંના ચાકડામા અમારા થોકમાં માધવ છે તે તથા બાપુ બે જણ મલીને કરે. ને અમે જે થોકમા છીએ તે થોકમા ક્રિયા કરે. લાડાં કુલેર સુધાં એ રૂપૈયા ૨૦૧) છે તે વૈષ્ણવને હાથે ખરચાએ તેની વિગત.

૧ ભાઈ રણછોડજીભાઈ વૈષ્ણવ ત્રવાડી રાજારામ સુત

૧ મેતા ત્રીકમદાસ હરજીવનદાસ.

૧ વૈષ્ણવ લલુભાઇ સાગરમલ કાયસ્થ.

૧ કસાગ ભુખણદાસ હરખજી.
૧ પરી. દામોદર ભગતીદાસ.
૧ મેતા સુરજગમ રૂઘનાથદાસ

શ્રી મદન મોહનજી વૈષ્ણવ જમનાબાઈને માથે પધરાવ્યા છે તેમના આભુષણ તથા વાસણની વીગત.

૧ હેમનો ગનચુવો ૧ રૂ. ૧૧)નો આશરે. ૧ કદસરી ૧ હેમના મણકાની.
૧ વેણજી ૧ રૂપાની ૧ કટોરી ૧ રૂપાની કીંમત રૂ. ૮) ની.
૨ ત્રાબાનુ બેડુ ૧ ત્રાબાની થાળી
૩ ત્રામાની લોટી ૧ ત્રભાણી
૧ ત્રામાની ઝારી ૧ ચદનહાર હેમનો.
૧ કટી મેખના ૧ હેમની. ૧ મોતીની માળા ૧ બે સરી કીંમત રૂ. ૮).
૧ રૂપાની ઝારી કિંમત રૂા ૭)
૧ કટોરી નં. ૧ રૂપાની કીં જા ની ૨ લોટા ૨ પિત્તળના
૧ ત્રામાનો ઘાણીઓ ન.૧ રૂ ૬ને આશરે ૧ લોટી ૧ જમાના જળી પિત્તળની
૨ તપેનીઓ ૨ ત્રામાની ૧ પિત્તળનો વાડકો
૧ ત્રામાનો દાબડો ૧ ઢાકણ સુધાં ૨ ત્રામાની કાશદી૧તા.આબખોરો૧
૩ ત્રામાના લોટા ૧ કહ્લીની વાડકી
૨ કગ્વા ત્રામાના ૧ કહ્લીનો વાકડો
૨ ત્રામાની દામડી ૨ ૧ કાસાનુ હાડીયુ
૨ ચદની ૨ ત્રાબાની ૨ કાસાની વાડકી
૩ આરતી તથા ઘટા તથા ધુપદાનું

એણી વિગત શ્રી ઠાકોરજીનાં આભુષણ તથા વાસણ તથા રૂ. ૫૦ રોકડા અકે પચાસ પુરા જમનાબાઈને ઠાકોરજી જોડે આપ્યુ છે. તે સર્વે તેના ઠાકોરજી પધારે ત્યા વાસણ તથા આભુષણ જાએ; રૂપૈયા નહી એ વિગતે લખ્યુ છે તે કગ્દ ખરૂ પણ અમને ભગવદ પ્રાપ્તી થયા પછી અમોને આરામ થાએ તારે અમો બધુ વાપરીએ તેમાનો અમોને બાધ નહીં. સનત ૧૮૯૮ના માગશર વદી ૧૩ને રવિવાર.

૧ આત્ર મતુ ૧ અત્ર સાખ
૧ વૈષ્ણવ દયાશકર પ્રભુગમ ૧ વૈષ્ણવ રણછોડજી રાજારામ

ઉપર લખ્યા પ્રમાણે સહી

૧ મેતા ત્રીકમ હરજીવણદાસ સાખ
૧ કંસારા બૂખણ હરજીની સાખ
૧ ભટ બાપુ વલ્લભમ સાખ
૧ મહેતા સુરજરામ રઘનાથદાસ સાખ
૧ પંડી દામોદરદાસ ભગતીદાસ સાખ
૧ પંડી કેસુરદાસ રામદાસ સાખ

---

પ્રહ્લાદ ભાઈ દયાશંકરભાઈની સમક્ષ સંવત ૧૯૯૮ પોષ સુદ ૧

| | |
|---|---|
| સજ્જા બેન બેનજીને | ઢોનો ટોપલો ગોરને |
| લુગડા માધવને | મકરાતી બાપુના દીકરાને |
| પદ ૧ ભાઈ બાપુને | પદ ૧ દાજીના દીકરીને |
| પાણીનું બેડેકું સુગનાને | પદ ૧ ભગવાનની દીકરીને |
| ઉમા માહેશ્વર બેન રાધીને. | |

તારીજ

---

સજ્જા લુગડા પદ વિગેરે.

સજ્જાની વીગત—

| | |
|---|---|
| ૧॥ પલગડી ૧ | લુગડા |
| ૨) ગોદડું | ૭) પાઘડી ૧ |
| ૦॥ ઉશીકું | ૨॥ દોપટો ૧ |
| ૦)≈ દીવી | ૦॥ જોડો ૧ |
| ૨) પાટી | ૬) ધોતીઉ ૧ |
| ૧) પાટેટ | ૧) અંગરખુ ૧ |
| ૨॥ તળાઈ | ૧૧) પદ ૧ વીગેરે |
| ૨। ચાદરો ૨ | થાળી ૧, લોટો, વાડકો |
| ૦॥ ગાલમસુરીઆ | ૩) ઉમા માહેશ્વર તા. ડબ્બી |
| ૦)⌐ પડાઉઆ | ૧૨) બેહેડાના |
| ૦॥ જોડો | ૩) ડગલી |

# પરિશિષ્ટ ૯ મું

## ભક્ત કવિશ્રી દયારામભાઈનું ગદ્ય લખાણ

### પ્રશ્નોત્તરમાલિકા નામના અપ્રસિદ્ધ ગ્રંથમાથી

### મન શી રીતે જીતાય?

**શ્રી કૃષ્ણાય નમઃ**

વળી શિષ્ય બોલ્યો કે મહારાજ, આપે મુને શ્રીહરિસંબધી સ્વપ્નાનુભવ સાચો યુક્તિદષ્ટાન્ત વેદશાસ્ત્રને વચને બતાવ્યો, તે મારા હૃદયમા બેઠું. પણ વળી એક મુને સન્દેહ ઉત્પન્ન થયો છે, તે આપ પ્રત્યે હું વિનતિ કરૂં છુ કે શ્રીહરિના રૂપનું ધ્યાન ધરવા બેસીએ છીએ, તે સમય મન તે ધ્યાન વિષે મોટું વિઘ્ન નાખીને કલેશ, કુતર્ક ઘણા કરે છે. એ આદે બીજી શુભકૃતિ કરતા પણ અશુભ વાસના ઉઠે છે, એ આન્તરકલેશ કોઈને કહેવાતો નથી, એ દુઃખ મટવાનો કાંઈ ઉપાય હોય તો મુને કહો. એવુ સાંભળીને શ્રીગુરુદેવ બોલ્યા, કે હે તાત ' તં એ વાત અમને પૂછી તે કંઈ ખોટી નથી. એ કલેશ તો અન્તરમાં સર્વને હોય છે, પણ હરિભક્ત સમજુ હોય તેને વિશેષે થાય. તેનું કારણ કહીએ તે સાભળ કે—હરિનુ ધ્યાન, ચિન્તન, મનન, સ્મરણ જે કરવુ તે તો એક ઠેકાણે મન સ્થિર હોય ત્યારે થાય. તે મન તો અતિશય ચચલ છે. મહાબલિષ્ટ છે. અગાધ છે. તે શ્રીભગવદ્ગીતામા અર્જુને શ્રીકૃષ્ણચન્દ્ર પ્રત્યે વિનતિ કરી છે તે વચન—

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि वलवद्दृढम्
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ।

*ત્યારે શ્રીભગવાને એટલો ઉપાય બતાવ્યો તે વચન—*

अभ्यासेन हि कौन्तेय वैराग्येण च गृह्यते ॥

તે જે ઉપાય શ્રીપ્રભુએ બતાવ્યો તે વાત તો સત્ય જ છે અહીં ગુહ્ય શું છે તે કોઈના સમજ્યામા નથી આવતું. તે તું વિચાર કે મોટા મોટા યોગી, મુનિ, વૈરાગ્યધારી અભ્યાસ ઘણાએક કાળ લગી કરે છે, પણ તેનુ મન વશ નથી થતુ, તે કેમ જાણીએ? કે અપસરા આવી છળાવે છે ત્યારે તે છળાય છે, અને હજારો વર્ષનું તપ ધૂળ મેળવીને આશ્રી જાય છે, તે મોટા યોગી પાછળથી પસ્તાય છે. પણ તે સમય મનસ્થિર નથી રહેતુ જો રહેતું હોય તો શીદ છળાય? માટે નથી જ રહેતું વળી ઘણા કાળ લગી યોગ સમાધિ કરે છે, અને વળી સમાધિ ઉતરે છે, તોએ પછી પૂર્વે મનની વૃત્તિઓ હોય તેની તે લઈ ઉઠે યોગે કરીને પણ મનવૃત્તિઓ શમતી નથી, તે 'યોગવાશિષ્ઠ' ગ્રંથમા લખ્યુ છે તે કિંચિત્ કહી દેખાડીએ છીએ, તે તુ સાભળ કે 'એક યાગી કોઈ એક ગૃહસ્થને ઘેર ભિક્ષા લેવાને ગયા હતા ત્યા રસોઈ સઘળી થઈ હતી, પણ કઢી બાકી હતી ત્યારે ગૃહસ્થની સ્ત્રીએ કહ્યુ કે હે મહારાજ! લગારેક બેસો કઢી થાય એટલી વાર છે.' ત્યારે તે યોગીએ વિચાર્યું જે એટલી વાર વૃથા ખોઈએ તેથી ભગવદ્ધ્યાન કરીએ તો સારૂ. એમ જાણીને ઘરમા એકાન્ત સ્થળ અધારામા પાછળ હતુ ત્યા બેસીને તે યોગીએ ભગવદ્ધ્યાન કરવા માડ્યું તેથી ચિત્ત ધ્યાનમા લાગી ગયું. તેને સમાધિનો અભ્યાસ હતો તે સમાધિ થઈ ગઈ પછી સમાધિ ઉતારવી પોતાને વશ રહી નહિ. પેલી કઢી થયા પછી પેલા ગૃહસ્થે તો તે યોગીને ઘણી હાકો મારી. તેના મહમા સઘળે શોધી આવ્યા, પણ તે યોગી ન જડ્યા. ત્યારે હારીને તે ગૃહસ્થના ઘરના સર્વ જમ્યા, પછી ભગવદિચ્છાએ તે ગૃહસ્થને ઘેર બેચાર ઘાસના ગાડા આવ્યા. તે યોગી બેઠા હતા તે ધામ ભરવાનુ હતુ, ત્યા અધારે યોગીને દીઠા નહિ, ને બધું ઘાસ ત્યા નાખ્યુ, પછી કેટલાએક દિવસે હરીચ્છા થકી તેમા અગ્નિ પડ્યો, પછી તે ઘાસને સંબધે સઘળુ ઘર બળી ગયું, ને જોડેના ઘરો પણ ઘણા એક બળ્યા. પછી ત્યા ઘણાએક વર્ષ વીતી

ગયાં ને ઉજાડ પડ્યાં ને બે ચાર પેઢી પછી તેના કુળમાં કોઈ ધનાઢ્ય નિપજ્યો. તેણે ત્યાં પાછું ઘર કરવા માડ્યું. તે ઘણીએક પૃથ્વી ચઢી ગઈ હતી. તે ખોદતાં ખોદતાં ઘણુંએક ઉંડુ ખોદ્યું, ત્યારે પેલા યોગી નીકળ્યા. તેના યોગબળે કરીને તેવું ને તેવુ શરીર રહેલું જોઈને કેટલાએક ડાહ્યા મનુષ્યોએ કહ્યું કે એ કોઈ યોગી હશે. એના મસ્તક ઉપર માખણ ઘસો. તે ઘણીએક વાર માખણ ઘસતા સમાધિ ઉતરી, ત્યારે તે યોગી બોલ્યા કે–કદી થઈ?

એજ રીતે, એક નટુવાને સમાધિ કરતા આવડતી હતી, તે તેણે કોઈ એક રાજાને ત્યાં ઘણાએક નટુવા મળ્યા હતા, તેમા તે નટુવો નવો ખેલ બતાવીને હું ઘોડો માગીશ, એવી ઇચ્છા મનમાં રાખીને સમાધિ કરી, પાછલા યોગીની પેઠે પરવશતા થઈ ગઈ. પછી ઘણે કાળે પેલા યોગીની પેઠે સમાધિ ઉતરી ત્યારે તે નટુવો એમ બોલ્યો કે "ઘોડા હું લે પાઉં". એમ એવી વાતોના ઇતિહાસ તો ઘણા છે. પણ થોડામાં સમજી લેજો કે યોગ થકી પણ મનની વૃત્તિ નથી સમતી, પછી અભ્યાસ તે કોઈ કેટલો કરશે? માટે એ મન તો ભગવાન પોતાની મેળે પોતાના સ્વરૂપમા કૃપા કરી દૃઢ લગાડે ત્યારે જ લાગે. બીજો ઉપાય નથી વળી એક વાત કહું તે સાંભળ. કે શ્રીભગવદ્ગીતામા શ્રીભગવાન પ્રત્યે અર્જુને એમ પૂછ્યું કે–હે મહારાજ! મન તો નીચી વાતમા પડતાં ડરે છે. તેને જબરજસ્તી અધર્મકાર્ય નીચવસ્તુમાં નાખીને કોણ ભ્રષ્ટ કરે છે? જો પોતાની મેળે ભ્રષ્ટ થતું હોય તો પાછળથી પસ્તાય શા માટે? માટે પોતાની મેળે ભ્રષ્ટ થવું સંભવતું નથી ત્યારે આપ એમ કહેશો કે–પૂર્વના અનુચિત કર્મ કરેલાં છે તેનું એ ફળ છે તો તે પણ મોટાને પૂર્વનુ અનુચિતકર્મ સંભવતું નથી, ત્યા તે મોટાને પણ એ દુઃખ તો છે એ સન્દેહ રહે છે, ત્યારે આપ કહેશો કે મોટાને ન હોય તો અર્જુન થકી મોટું કોણ? એ દુઃખ અર્જુનને વીતતું હશે ત્યારે જ એ પૂછ્યુ હશે ને? માટે એ કોટિક સાધને પણ મન તો વશ નથી જ થાતુ, તે કેવળ આપની કૃપાબળે જ થાય; હે પ્રભો!

આપની કૃપા પણ ઉપાયવશ નથી, એક સાચી દીનતા તમારી કૃપાનો હેતુ છે, તેની દીનતા તો આપ આપો ત્યારે આવે એવુ નિત્યમિશ્ર થમા શ્રીગુસાઈજીએ કહ્યુ તે વચન

यद्दैन्य त्वत्कृपाहेतुर्न तदस्ति ममाण्वपि।
त्व कृपा कुरु राधेश यया तद्दैन्यमाप्नुयाम्॥

માટે હે શિષ્ય! વિચારતા કશુ જીવના હાથમા સાધન નથી, તે તેનુ દૃષ્ટાન્ત બતાવુ તે તુ વિચરી જો વ્રજવનિતાઓમા શુ સાધન હતુ? પણ પોતે પોતાની મેળે કૃપા કરીને કોટિકંદર્પ લાવણ્યરૂપ શ્રીગોપીજનને દેખાડીને પોતાના રૂપમા તીહાના (તમના) મન આસક્ત કર્યા તે કેવા કર્યા? કે બલાત્કારે ખેચીને, પ્રપચમા નાખે તદપિ ન પડે એવા લોભાયા એ રીતે પ્રભુ કૃપા કરીને જે ભક્તનુ મન પોતાના સ્વરૂપમા દૃઢ લગાડે ત્યારે જ લગે, તે લાગ્યુ કેમ જાણીએ? કે-પ્રપચની વિસ્મૃતિ સહજ થઈ જાય એવુ સમજી લેજે ત્યારે તુ વળી કહેશે-મન તો સ્થિર નથી હેતુ ને માનસિક કૃતિઓ અકથિત થાય છે તે કોટિ પ્રાયશ્ચિતે મટે નહિ એવી ત્યારે એ જીવને પ્રભુ પામવાનો ગુણ ક્યારે? તે વાત તો ખરી, પણ આ કલિકાલમા એક મોટો ગુણ છે કે માનસિક પાપ ન લાગે માનસિક પુણ્ય તો લાગે વળી કલિયુગમા એક મોટો ગુણ છે સત્યયુગમા તો એક જણ પાપ કરે તે બધા સગા કુટુમ્બને લાગતુ તે આ કલિયુગમા તે પ્રકાર નથી જે પાપ કરે તેને જ લાગે

## મન શી રીતે જીતાય?

### कलौ कृत्येव लीप्यते, इत्यादिवचनात्।

વળી તુલસીદાસ ભગવદીયે પણ શ્રી રામાયણમા લખ્યુ છે તે (ચોપાઈ)
**યહ કલિજુગકો પ્રબલ પ્રતાપ-માનસ પુણ્ય લગે, નહિ પાપ;**

વળી કલિયુગમા મોટો એ ગુણ છે કે આખા જન્મમા એક વાર પણ શ્રીકૃષ્ણચદ્રના ચરણારવિન્દનુ ધ્યાન કર્યુ હોય તો તેને સ્વપ્ને

પણ યમદૂતનું દર્શન ન થાય તેનો શ્લોક—

सकृन्मनः कृष्णपदारविन्दयो ।

વળી એક વચન કહીએ તે સાંભળ તેનો શ્લોક—

कलेर्दोषनिधे राजन् नास्ति ह्येको महान् गुणः ।
कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्ग परं व्रजेत् । स्कं. १२-३-५१

વળી એક બીજી વાત પણ છે કે શુ શુભકૃતિ કરતાં દેવતાને તથા અદેવ જે અસુર તે ઘણા વિઘ્ન કરીને મન ભ્રષ્ટ કરે છે તેનુ વચન.

त्वां सेवितां सुरकृतायां बहवोन्तरायाः ।
વળી પુરાણાન્તરે વચન છે તેનો શ્લોકઃ—
कोटिः धनुर्धरगीतायां तदध जाह्नवीतटे ।
तदर्धं हरिसेवायां तदर्धं दक्षिणे करे ॥

એમ અનુગ્જન વિઘ્ન તો કરે પણ તે વિઘ્ન દેખીને હરિસ્મરણ મુકી ન દેવું. તે હરિસ્મરણના બળથકી એની મેળે શાન્ત પામે વળી એક વાત કહીએ તે સાંભળ કે પૂર્વે અનેક અધમ અવતાર પામીને ઘણા કુત્સિત કર્મરૂપી મોટો ઉકરડો થયો છે, તેની ઉપર હરિસ્મરણરૂપી અગ્નિ પ્રબળ મુક્યો છે, તે બળતો જાય છે તે ખોટી વસ્તુ બળતી જાય છે, તેની દુર્ગંધ ઘણી ઉઠે છે, તે રૂપી ગોટો ધૂમ પણ થાય છે, તે પ્રભુ સ્મરણ કરનારને ઘણું અકળાવે છે તે અકળામણ દેખીને જો હરિસ્મરણ મુકી દે તો તુરત અકળામણ શમે તો ખરી, પણ પેલો ઉકરડો કાચો અગ્નિ હોલવાય પછી રહે તે ફરી ભોગવવો પડે. તેમ એ કુતર્ક ઉઠે તદપિ હરિસ્મરણ મુકવુ નહિ. જેમ કોઈ એકના હૃદયમાં ઘણા એક પ્રેત ભરાયા હોય તેને હાદી (ભુવા) હાકી કાઢવા આવે ત્યારે ગડે કુટે. ઘણા રૂભાડા કરે, તેથી બીહવુ નહિ ને પેલા હારી પાસે સમૂળાં પ્રેત કઢાવવાં જો હાદીને ઉડાવી મુકીએ તો પ્રેત તોફાન મુકી દે, પણ કાળજામાથી નીકળે નહિ એમ સમજી લેજો વળી એક ઠેકાણે મન વશ કરવ

હો છે તે તને કહીએ તે સાભળ—શ્રીમહાપ્રભુજીના અષ્ટોત્તર-
નનામ શ્રીગુસાંઈજીએ કથા છે એનુ એક શ્રીસર્વોત્તમજી સ્તોત્ર
છે તેની ફલશ્રુતિમા મન વશ કરવાનો એક શ્લોક લખ્યો છે તે

શ્લોક—इत्यानन्दनिधे प्रोक्त नाम्नामष्टोत्तर शतम्।
श्रद्धाविशुद्धबुद्धिर्य पठत्यनुदिन जन
स तदेकमना सिद्धिमुक्ता प्राप्नोत्यसशय।

વળી શ્રીકૃષ્ણચંદ્રના બે ચરણારવિન્દમા સોળ ચિહ્ન છે તેમા દક્ષિણ ચરણારવિન્દમા નવ ચિહ્ન છે તમા એક અકુશન ચિહ્ન છે તે અકુશનુ ચિહ્ન પ્રભુએ શા માટે ધર્યું છે? તેનો હેતુ, મહાત્મ્યમા એમ લખ્યુ છે કે તે અકુશનુ ધ્યાન કરવાનુ ફળ-મનરૂપી મદોન્મત્ત હસ્તિ કોઈ ને વશ નથી થતા તે ભગવચ્ચરણારવિન્દના અકુશન ધ્યાન વડે વશ થાય છે આમ શ્રી હરિરાયજી ગોસ્વામિજીએ લખ્યુ છે. બીજા ચિહ્નના મહાત્મ્ય ને તો જ । છે વળી કોઈ ગ્રન્થમા લખ્યુ છ કે-બંધ મોક્ષનુ કારણ એ મનજ છે તનુ વચન—

मन एन मनुष्याणां कारण बन्धमोक्षयो।
यन आलिङ्गिता कान्ता तेन आलिङ्गिता सुता।

વળી શ્રી ભાગવત એકાદશ સ્કન્ધે અ ૨૩-૨૪ ભિક્ષુગીતામા શ્લોક—मन पर कारणमामनन्ति संसारचक्र परिवर्तयेचत्।

ત્યારે તુ વળી કહેશે કે એવુ દુર્જય મન તે સર્વ કાર્યમાથી નિવૃત્તિ પામીને સ્થિર થશે ત્યારે હરિ ભજશુ તે દિવસ તો કો કાને આવવાનો નથી માટે મન પ્રપચમા ભટકતા જેમ હરિ ભજાય તેમ ભજવા, તે પુરાણાન્તરમા કહ્યુ છે કે—

समाप्य सर्वकर्माणि ब्रह्मप्राप्तिं यदीच्छसि।
समुद्रशान्तकल्लोले स्नातुमिच्छति मूढधी।

માટે લાખ વાતની વાત એક વાતમા કહુ છુ કે શીઘ્ર વ વિના મે શ્રીકૃષ્ણનામથકી શુદ્ધબુદ્ધિ થશે અશુભનાને વિષે નહિ પ્રવર્તે,

એવું 'વિષ્ણુસહસ્ર નામ'ની ફલશ્રુતિમાં લખ્યું છે તે શ્લોક—

**न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभा मतिः।**
**भवन्ति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तम ॥**

વળી મોટા ભગવદીયોએ ગાયું છે તે વચન—

**નામે હોય આન્તરશુદ્ધિ નામે હોય નિર્મળ બુદ્ધિ ॥**

ઇત્યાદિ માટે સર્વનો સિદ્ધાન્ત એ છે કે-પુષ્ટિમાર્ગનો. સિદ્ધાન્ત-સાર એ છે કે-મનનો નિરોધ શ્રીગોવર્ધનધર જોડે થાય તે નિરોધનો અર્થ એ કે **પ્રપંચવિસ્મૃતિ પૂર્વક ભગવદાસક્તિ નિરોધ.** એ નિરોધ થવાનો બીજો ઉપાય નથી શ્રી મહાપ્રભુજીના લાલજી શ્રી ગુરૂ તેમની કૃપા અને સત્સંગ શ્રીકૃષ્ણનામ ભગવચ્ચરણોદક એ વિના બીજો ઉપાય નથી. એ તુને સિદ્ધાંત હતો તે કહ્યો.

# પરિશિષ્ટ ૧૦ મું

श्रीकृष्णाय नम

## भक्तकवि श्रीदयारामभाई

ગુર્જરસાહિત્યને મનમોહન કુસુમોથી શૃગારનાર અન્તિમ કવિવર ભક્ત શ્રીદયારામભાઈ છે કાલિદાસવત્ ગુર્જર સાહિત્યમા જો કોઈ પણ કવિ સ્રીહૃદયજ્ઞની ઉપમાને યોગ્ય હોય તો તે ભક્ત કવિવર દયારામભાઈ જ છે આ કવિવરના પરલોકગમનને શત વર્ષ પૂર્ણ થયા તેટલામા તો એમનુ નિર્મલ ભક્તિમય જીવન અનેક ભ્રાન્તોના હસ્તોથી કલકિત થયુ છે દયારામભાઈના જીવનસબધી અન્ય લેખોનુ સમીક્ષાસ્થાન અત્ર નથી. તે તો અન્યત્ર છે કવિવરના સપૂર્ણ જીવનચરિત્રમા, અત્ર તો ભક્તકવિવરના શુદ્ધ જીવનની રેખા દોરવામા સતોષ માનવો ઉચિત છે

દયારામભાઈ સવત્ ૧૮૩૩ના ભાદ્રપદ શુકલ એકાદશી–વામનદ્વાદશીને દિવસે સ્વમાતુલગૃહમા દર્ભાવતીમા ( ડભોઈમા ) જન્મ્યા હતા. એઓશ્રીના પિતાનુ નામ પ્રભુરામ ભટ્ટ અને માતુશ્રીનુ નામ ગજકોર અથવા મહાલક્ષ્મી હતુ કવિવરને શ્રીશેષશાયી પ્રતિ ભક્તિનુ કારણ એઓશ્રીના માતુશ્રી હતા ઉભય માતા પિતા કવિના બાલપણથી જ પરલોકવાસી થયા એટલે ત્યાર પછી કવિ સ્વમાતુલને ત્યા ડભોઈમા આવી રહ્યા આજ કારણને લીધે બાલપણમા કવિશ્રીનો વિદ્યાભ્યાસ કાઈક શિથિલ રહ્યો હશે ગુરુશિષ્ય સવાદનાત્મક ગ્રન્થમા કવિશ્રી સ્વ જીવન અન્તર્વૃત્તિસમેત' વર્ણવે કે તે પ્રમાણભૂત ગણી શકાય ઉક્ત ગ્રન્થના આરભમા ઉત્થાનિકામા કવિ સ્વદીનતા ના હીનતા નીચેલા શબ્દોમા પ્રગટ કરે છે

લક્ષ ચોરાશી રઝડયો પ્રકૃતિ ફેરે સગ

ભોગ વિવિધ ભોગવ્યા તે રોગ વ્યાપ્યા અગ
ત્રિવિધ તાપે પગભન્યો, આવ્યો તાહારે પાસ;

વની તે જ ગ્રન્થમા

રોગીઓ રાગે ગ્રસ્યો દુર્બલ થયો દેહ
તુ વગાવો, તુ નિઝામો, વૈદ્ય ઉપચારતા સમાધિ થાયે તેહ
તુ વળાવો તુ નિઝામો, વૈદ્ય તુ માબાપ;
આ દીનને દયા કરી ટાળો ત્રણે તાપ

આ પ કિતઓ અતીવ અર્થસૂચક છે ઇચ્છારામભટ્ટજીના સમાગમમા કવિશ્રી આવ્યા ત્યારે આ પૂર્વ જીવનનુ ખેદયુકત સ્મરણ છે યદ્યપિ કહેવુ જોઇએ કે આ ગ્રન્થ કર્તાશ્રીની પ્રૌઢાવસ્થાનો છે જે સમયે અતિશય પવિત્ર જીવનને લીધે પૂર્વજીવનમા જે બિન્દુરૂપે દોષ હશે તે અતિશય ભક્તિમય જીવનના સૂક્ષ્મદર્શક યન્ત્રથી અવલોકતા કવિશ્રીને પર્વતરૂપે ભાસ્યા હશે શ્રીસુરદાસજી, શ્રીનદદાસજી, શ્રીહરિરાયજી વગેરે મહાનુભાવીઓના ગ્રન્થો ઉપરથી પણ આ જ અનુમાનને પુષ્ટિ મળે વળી, દયારામ, ઇચ્છારામભટ્ટજીને મળ્યા ત્યારે એમનુ વય ૧૩ કે ૧૪ વર્ષનુ હતુ તે પહેલા પણ કવિશ્રીનુ જીવન ધાર્મિક વૃત્તિઓમા ગ્રસ્ત હતુ ગીતાનુ પદબધ ભાષાન્તર તો કવિશ્રીએ છેક 'બાલવયે મતિમ દ બાલવયમા, કર્યાનુ જણાવે છે, અને તે પછી શ્રીમદ્ભાગવતનુ ભાષાન્તર પણ બાળવયમા આર ભ કર્યાનુ જણાવે છે શ્રીઇચ્છારામ ભટ્ટજીના સમાગમમા આવ્યા પહેલા કવિશ્રી કદાચિત્ મનુષ્યની આસુર સંપત્તિથી પરાભવ પામ્યા હશે, જેનુ ખેદયુક્ત મસ્મરણ કવિશ્રી ઇચ્છારામ ભટ્ટજી સન્મુખ નિર્ભયતાથી કરે છે આથી સમજાશે કે દયારામભાઇને ફક્કડ, છેલ ઇત્યાદિ શબ્દોથી વિષયાસકત વર્ણવવા એ કવિશ્રીના જીવનનુ, અને તેમના કાર્યોનુ ગાઢ અજ્ઞાન જ સિદ્ધ કરે છે. આસુર સંપત્તિનો સકલ જીવનમા સ્પર્શ જ ન થયો એવા મહાનુભાવીઓ તો અત્યન્ત વિરલ જ હોય શકે દયારામભાઇ વિષયાસક્ત હતા કે

અનીતિમાન્ હતા, કે એમનાં કૃષ્ણલીલાવિષયક કાવ્ય સ્વાનુભવનું પરિણામ હતું ઇત્યાદિ સર્વ અનુમાનો કપોલકલ્પિત અને અસંગત છે. બ્રહ્મસંબંધ થયા પછી તો દયારામભાઈનું સકલ જીવન કૃષ્ણસેવા અને કૃષ્ણકીર્તનમા સદા સર્વદા નિરત હતું.

> સર્વાત્મનિવેદન કર્યું સર્વ સમર્પ્યું કૃષ્ણ,
> આ લોક ને પરલોકની છૂટી ગઈ સહુ તૃષ્ણ.
>
> × × ×
>
> હવે રહી નહિ કો કામના એક ઇષ્ટ ગુરુ પ્રતિ હેત,
> દયે વર્ણવી નિજકૃતિ અન્તર્વૃત્તિ સમેત.

દયારામભાઈના પોતાના જ શબ્દો ઉપર્યુક્ત અનુમાનને પુષ્ટિ આપે છે.

> વ્યાકરણ પિંગલ છંદ સુતનાં કાવ્ય અપરંપાર.
> મર્મ તત્ત્વ પ્રબોધીને, પ્રભુ શું કરાવ્યો પ્યાર.
>
> × × ×

'રસિકવલ્લભ'માં 'શુદ્ધાદ્વૈત' શબ્દ ઉપર ટીકા યોજતાં પ્રથમ ટીકાકાર લખે છે કે, 'જે ગ્રન્થની રચના શુદ્ધાદ્વૈતમતના પ્રતિપાદનથી ભરેલી છે. કર્તા અને કાર્ય, સ્વામી અને સેવક, જીવ અને ઈશ્વર, ઇત્યાદિ દ્વૈત (બેનું જોડું) કહેવાય છે. બેની એકતાને દ્વૈત કહે છે.' એ જ ગ્રન્થની પ્રસ્તાવનામાં રા. હરિગોવિન્દદાસ 'શુદ્ધાદ્વૈત નામથી ઓળખાતા દ્વૈતમાર્ગનું આવા નાના ગ્રન્થમાં સ્થાપન થાય' ઇત્યાદિ લખે છે વિવેચન વાંચીને અમને એક રીતે ખેદ થાય છે અને બીજી રીતે ટીકાકારના અજ્ઞાનની દયા આવે છે, તો કોઈ વખત **अन्धेन नीयमाना यथान्धाः**' એ શ્રુતિવચનનું સ્મરણ થતાં હાસ્ય આવે છે. શુદ્ધ અદ્વૈત મળીને શુદ્ધાદ્વૈત શબ્દ થયો છે તેનું પણ ટીકાકારને ભાન નથી તો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ સાંગોપાંગની ઝાંખી તો સુદુર્લભ જ હોય, એમાં શું આશ્ચર્ય ? ઉક્ત મત કર્તા (કારણ ?) કાર્યની સ્વામી સેવકની,

જીવ ઈશ્વરની ધર્મી-ઈત્યાદિનું માયા સંબંધરહિત સ્વરૂપબળથી-ભગવત્સ્વરૂપથી જ અદ્વૈત પ્રતિપાદન કરે છે. માયાનો સંબંધ નથી માટે જ અદ્વૈત શુદ્ધ કહેવાય છે.

રસિકવલ્લભના પદ ૫૭, ૬, ૭ ઉપર ટીકા કરતાં રા ગોવર્ધનરામ નીચે પ્રકારે કવિશ્રીને દૂષણ દે છે :—દયારામને જેમ વર્ગીકરણ શુદ્ધતા ઉપર દૃષ્ટિ નથી તેમ જ ક્રમશુદ્ધિ ઉપર દૃષ્ટિ થતી નથી. એકવાર આસક્તિ, વ્યસન અને તન્મયતા એવો ક્રમ (૨, વ. પદ ૫૭-૬) દર્શાવી તરત જ એ ત્રણનાં પહેલાં પ્રથમાવસ્થા મૂકે છે. (અક્ષર દેહ ૫૭). અન્યત્ર એજ લેખક લખે છે (અક્ષરદેહ. ૭૨.) આસક્તિ, વ્યસન અને તન્મયના એવા ત્રણ, દશ ભક્તિ પ્રકારોમાં વર્ગ છે. આસક્તિ વ્યાધિ, પ્રલાપ અને આલાપ, એવા ત્રણ પ્રકાર છે વ્યસનમાં પાદસેવન અને અર્ચનકાલે જડતા અને મૂર્છના છે. વ્યસનાવસ્થામાં અભિલાષ બીજ રોપાય છે, ઈત્યાદિ. આ ટીકા વાચતાં એમ સિદ્ધ થાય કે રા. ગોવર્ધનરામને દયારામભાઈનાં વર્ગીકરણની શુદ્ધતા ઉપર દૃષ્ટિ નથી તેમજ ક્રમશુદ્ધિ ઉપર પણ દૃષ્ટિ થઈ ન હતી, તેમ 'ભક્તિ પોષણ' જેવા પ્રસિદ્ધ ગ્રન્થનું પણ અનુસંધાન ન રહ્યું', અથવા તો એમનાં જ્ઞાનની વિશાલતામાં એનું વાચન વિસ્મરાયું. 'ભક્તિપોષણ'ના ૧૧માં ચન્દ્રાવલામાં નવધા ભક્તિ ગણાવી, દશમી ભક્તિને પ્રેમલક્ષણા કહે છે

> શ્રવણ કીર્તન શ્રીપ્રભુનું સ્મરણ સેવન અર્ચન,
> વંદન દાસત્વ સખ્યના વળી આત્મનિવેદન,
> આત્મનિવેદન નવધા કહીએ પ્રેમલક્ષણા દશમી [illegible]

આ પ્રકારે ભક્તિના પ્રકાર દર્શાવી ક્રમમાં પ્રત્યેક ભક્તને પ્રાપ્ત થઈ તે જણાવે છે.

> શ્રવણ પરીક્ષિત, શુક કરી કીર્તન, [illegible]
> શ્રી સેવન, [illegible] વંદન અક્રૂર [illegible]

અરહાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભકિત નુભદ્રાભર્તા.
આત્મનિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમલક્ષણા લીધી.

આ પદથી સમજાશે કે શ્રીગોપીજનોની ભકિત નવધા પ્રકારની નથી પરંતુ નવધાથી અતીત પ્રેમલક્ષણા છે. આ પ્રેમલક્ષણાની ત્રણને બદલે ચાર અવસ્થા કવિશ્રી વર્ણવે છે.

પ્રેમ આસકિત વ્યસન એ ત્રણે રૂપ સ્નેહનાં લહીએ,
તે ઉપર ચોથી તન્મયતા તે થકી કાંઈ એ ન કહીએ.
આ પ્રકારે ચાર અવસ્થા વર્ણવી પ્રત્યેકનુ લક્ષણ આપે છે –
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જ્યારે મળે ત્યારે તેનો તે સ્નેહ
વિયોગ થાય ત્યાયે તપે તન ત્યાનું ત્યા વળગ્યું રહે મન.
એકવાર પણ આખા દિવસમા મળ્યા વિના નવ રહેવાયે,
જો ન મળે તો વિકલ થાય આસકિત એ કહેવાય
કહેવાય વ્યસન આવુ જ્યાંએ સામસામી રૂપ આવી ધાએ
તન્મયતા મૃત્યુસમાન એ એ ચારે આવે આપે હરિદાન

પ્રથમની નવધા ભક્તિ જીવકૃતિમાધ્ય સાધનરૂપ છે, જ્યારે પ્રેમ, આસક્તિ, વ્યસન અને તન્મયતા જીવકૃતિમાધ્ય નથી, પણ પ્રભુદત્ત છે, ફલરૂપ છે. કવિશ્રી અહીં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ભક્તિવર્ધિની ગ્રન્થને અનુસરે છે. નવધા ભક્તિ માર્યાદિક છે, ને દશમી ભક્તિ અને તદન્તર્ગત પ્રેમ, આસક્તિ, વ્યસન, અને તન્મયતા પુષ્ટિ છે. પુષ્ટિમાર્ગ એ પ્રેમમાર્ગ જ છે

अव्यावृत्तो भजेत् कृष्ण पूजया श्रवणादिभिः
व्यावृत्तोपि हरौ चित्तं श्रवणादौ यतेत सदा ।
ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥

પ્રથમ જીવ શ્રવણાદિ નવધા ભકિતમાં પ્રવેર્તે છે, તે સિદ્ધ થયા પછી પ્રભુ પ્રેમ, આસકિત ને વ્યસનનું દાન કરે છે. કવિશ્રી તન્મયતા ઉમેરે છે પરન્તુ તે વ્યસનનો એક પ્રકાર જ છે. મેઘદૂતાદિમાં, કાદમ્બરી

વગેરેમાં દર્શાવેલી પ્રેમની દશ અવસ્થાઓ કવિ પછી ગણાવે છે. આ સર્વ અવસ્થાઓ પ્રેમાવસ્થા પ્રાપ્ત થયા પછીની છે. તેથી રા. ગોવર્ધનરામનો આનો નવધાભકિત સહ સંભ્રમ તે પણ ભિન્ન ખંડ હોવા છતાં અજ્ઞાનનું કાર્ય લાગે છે

> પ્રેમલક્ષણા વળી દગ્રુચિ, સ્મૃતિ, અભિલાષા ઉદ્વેગ ચાર,
> વ્યાધિ પ્રલાપ ને ઉન્માદ ત્રણે આસકિતના પ્રકાર,
> પ્રકાર વ્યસનતણા બે કહીએ જડતાને પછી મૂર્છના લહીએ.
> તન્મયતાનું લક્ષણ એક મૃત્યુ સદશ પણ મરણ નહિ છેક,

આની સાથે કવિશ્રીનું રસિકવલ્લભનું ૫૭ અને ૫૮ મું પદ સરખાવો તો માલૂમ પડશે કે દયારામભાઈને વર્ગીકરણ અને ક્રમશુદ્ધિ એના ટીકાકાર કરતા વિશેષ પ્રિય હતા.

> આસકિત રાખી શ્રવણ કરે છે શ્રવણ પહેલી ભકિત,
> કીર્તન સ્મરણ પછી પાદસેવન અર્ચન વંદન વ્યકિત.
>
> દાસત્વ ભકિત સખ્યતા આત્મનિવેદન નામ,
> તે ઉપર દશમી પ્રેમભકિત અતિપ્રિય ઘનશ્યામ.
>
> પરીક્ષિત શુક પ્રલ્હાદ શ્રીપૃથુ અક્રૂર હનૂમાન,
> અર્જુન બલિ શ્રીગોપીજન અનુક્રમે ભકિત દાન
>
> તે ઉપર આવે આસકિત પછી વ્યસનાવસ્થા થાય,
> તે ઉપર તન્મયતા ખરી વળતી ન કાંઈ કહેવાય.
>
> પ્રેમની અવસ્થા ચાર છે, આસકિત ત્રણ વિવેક,
> છે વ્યસનની બે અવસ્થા પછી તન્મયતાની એક.
>
> એ દશ અવસ્થા થઈ તેના પ્રકટ ભાખું નામ
> જન દયાપ્રિતમ કૃષ્ણહિતુ ભોગવી છે વ્રજવામ.
>
> દગ્રુચિ સ્મૃતિ અભિલાષોદ્વેગજી પ્રેમ અવસ્થા એ ચોનેગજી,
> આસકિત ત્રિ વ્યાધિ પ્રલાપજી, ઉન્માદ ત્રીજી આલાપજી.

વ્યસન અવસ્થા જડતા એકજી, અપર મૂર્છાના રહિત વિવેકજી,
તન્મયતાની અવસ્થા એહજી, મૃત્યુસદશ પણ ન છૂટે દેહજી.

આ ઉપરથી સમજાશે કે કવિવર ભક્તિપોષણમાં જે ક્રમને અનુસરે છે તે જ ક્રમને રસિકવલ્લભમાં અનુસરે છે. સાંપ્રદાયિક જ્ઞાનના અભાવમાં અન્ય રીતે વિદ્વાન હોવા છતાં પણ કવિશ્રીનું હાર્દ સમજવું સુદુર્લભ છે. ગોવર્ધનરામના 'અક્ષરદેહમાં' આવા અનેક દષ્ટાંતો છે કે જેમાં કવિશ્રીનું વિપરીત સ્વરૂપ કલ્પાયુ છે. 'અક્ષરદેહ'ના અવલોકનમાં અને રસિકવલ્લભમા તેના સવિસ્તર નિરૂપણનાં સ્થાન છે,

દયારામભાઇનું પાંડિત્ય એમના પોતાના જ શબ્દોથી જાણી હવે બીજી વાત ઉપર આવીએ.

પરંતુ જગત્ ઉપર આરોપેલી અહંતામમતા છે, જીવનું અજ્ઞાનને લીધે સ્વસામર્થ્ય ન્યૂન થાય છે, અને તેનું પ્રિયત્વ "સાધૂનાં વસુધૈવ કુટુંબક" થી ઉલટે ન્યાયે સંકુચિત થાય છે. વસ્તુમાત્ર બ્રહ્મરૂપ નહિ દિસતાં તદ્દભિન્ન ભાસે છે. બ્રહ્મજ્ઞાનથી આનું નિવારણ થાય પરંતુ નિવેદન પણ સરલતાથી થાય તેથી આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધથી જીવોની અહંતામમતાનો નિવૃત્તિ પ્રકાર સિદ્ધ કર્યો છે. સ્વદેહ એ અહંતાનું અધિષ્ઠાન છે ને વિત્ત એ મમતાનુ સ્થાન છે. તે ઉભયનુ જો પરમતત્ત્વ કૃષ્ણને સમર્પણ થાય તો જીવની અહંતામમતા પ્રાકૃત ટળીને અપ્રાકૃત ભગવદીય થાય. અર્થાત્ જીવન્મુક્તતા ફળ સંપાદન થાય અને પ્રભુસેવા સર્વભાવથી નિશ્ચિન્તતાથી થાય દયારામભાઇને આવો ફલાત્મક બ્રહ્મસંબંધ પ્રાપ્ત થયો, અને તેથી આ લોકની પરલોકની સર્વ ચિન્તા છૂટી ગઈ. એવી છૂટી ગઈ કે પુનઃ ઉદ્દભવી નહિ. એમના ગુરુ શ્રીવલ્લભલાલજીએ એમને શિર શ્રીમદનમોહનજીનું સ્વરૂપ પધરાવી આપ્યું કવિશ્રીને બ્રહ્મસંબંધથી સેવાધિકાર પ્રાપ્ત થયો હતો. તેમાં વળી શ્રીમદનમોહનજીનું સ્વરૂપ સ્વશિરે ગુરુ કૃપાથી પધરાવ્યું એટલે નિશ્ચય થયો કે

'એક વર્યો ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો.'

શ્રીમદનમોહનજીની સેવા મરણપર્યન્ત કવિશ્રીએ કરી ને તેમના ગુરુની આજ્ઞા પ્રમાણે તેઓએ અક્ષરશઃ અનુસરીને 'અવ્યાવૃત્તો ભજેત્ કૃષ્ણમ્ એ વાકય પ્રમાણે નિરન્તર કૃષ્ણકથા કૃષ્ણકીર્તન કર્યાં અને કરાવ્યાં. અને તેથી નિવૃતતા સર્વત્ર પ્રસિદ્ધ કરી.

તિલકાયિત શ્રીમત્ સદ્‌ગુરુ ગોસ્વામિવલ્લભલાલ,
બ્રહ્મવિદ્યા દાન દઈ દાસને કર્યો ન્યાલ
શ્રીવલ્લભના વંશમાં સર્વ વલ્લભરૂપ,
સ્વવંશે સ્થાપન કર્યું તે દેખ્યુ પ્રકટ અનૂપ.
કર્મજ્ઞાનસહિત ભક્તિ યથાક્રમાનુસાર,
હિતવાત્સલ્ય સેવા એક નંદકુમાર.
શ્રીગોપીજનવલ્લભ પ્રભુ આનન્દમય સર્વાંગ
ક્ષણેક્ષણે અધિકાધિક રાજે પૂર્ણ સાંગોપાંગ
અગણિત આનંદ રસાત્મક દિસે રસિક રસાલ
નટવર લલિત ત્રિભંગ છબિ ભક્તજન પ્રતિપાલ.
શ્રીમદનમોહન પ્રકટ ( મૂર્તિ નહિ ) સેવ્ય કરી મુજ માથ,
પધરાવ્યા પુષ્ટિ પ્રભુ અનાથ કીધો સનાથ,
હું સદા ઋણી ગુરૂદેવનો કરી કૃપા અપરંપાર,
અલૌકિક કર્યું દાન તેનો શું શું કરું ઉદ્‌ગાર;

\+ \+ \+

અપાત્રને સત્પાત્ર કીધો સોંપ્યો મુને શ્રીનાથ.

\+ \+ \+

શ્રીકૃષ્ણકીર્તન ગાન કરવા શિખ ગુરૂએ દીધી
મેં સાદરે તે પ્રમાણી માથે ચડાવી લીધી.

ત્યારથી આરંભીને મરણપર્યન્ત કવિશ્રીએ આ આજ્ઞા [illegible] પાળી એ નિઃસંશય છે. ગુર્જરભૂમિમાં [illegible]

હશે કે જેની પ્રવૃત્તિ દયારામભાઈ જેટલી સુવિસ્તૃત અને ઉત્તમોત્તમ રસમય હોય. ભક્ત કવિશ્રીના જીવનના અન્ય પ્રસંગો આ વિના અન્ય કયા હોય ? પ્રભુસેવાથી જે અનેકાનેક ઉત્તમોત્તમ સ્વયં અનુભવ્યા છે તે સર્વ કવિશ્રીએ 'અનુભવમંજરી'માં સંગૃહીત કર્યા છે, તે ઉપરથી આપણને કવિશ્રીના અલૌકિક કૃષ્ણસેવકપરાયણ જીવનનો કાંઈક ખ્યાલ આવે છે, મૂળ નામ દયાશંકર તેનું ફેરવાએલું નામ દયારામ પણ પ્રભુ આજ્ઞાથી જ થયું છે.

એક સમય એક વૈષ્ણવસો યોં બુઝે શ્રીજી;
દયલો કહા કશી હે ? કહી રતિ અન્તર રીઝી;
તબ દિન કહી પ્રભુ દયાશંકર તીનકો તો નામ હે,

દયાશંકર તો નહિ શ્રીજી કહી દયારામ હે. (અનુભવ મંજરી ૪૮–૪૯)

દયારામભાઈએ અનેક અનુભવો આ ગ્રન્થમાં વર્ણવ્યા છે. આધુનિક શ્રદ્ધારહિત જનો એના પ્રતિ શંકાશીલ દષ્ટિથી જુએ; છતાં પણ દયારામભાઇને એવા અનુભવો થયેલા એમ એઓશ્રી નિઃસંશય માનતા એમાં રતિભર સંશય અમને નથી. દયારામ પોતાને અષ્ટસખામાંના શ્રીનંદદાસજીનો અવતાર માનતા,

એકાદ મેરી ગોદી પોઢે બોલે શ્રીજી,
તું હે મોતે પ્રકટ સખા મેરો કહ્યો રીઝી,
નન્દદાસ હી નામ તિહારો, યોં શ્રીમુખ બોલે,
એહી નામ દ્વે ચાર તિહારો, યોં ભગવદીયસોં બોલે,
(અ. મં. ૩૯–૪૦ પરોક્ષાનુવ.)

દયારામભાઈ એવું પણ માનતા કે આ એમનો અન્તિમ જન્મ છે. હવે પુનરવતાર લેવાનો નથી. અતિશય જીવન પવિત્ર ન હોય તો આ માન્યતા સ્ફુરવી દુર્લભ છે.

શ્રીગુરુ બોલે અબ તેં લહ્યો હમારો શરનો,
અન્ત જન્મ કલ્યાણ ભયો ફીર નહીં અવતરનો

દયારામભાઇના જીવનમા કૃષ્ણકીર્તનાદિપ્રવૃતિ સિવાય અન્ય કાંઈ પણ ગ્રેય નથી અનેક લોકોને કૃષ્ણભક્તિમાં પ્રેર્યા, અનેકને સન્માર્ગે દોર્યા. એમની પવિત્રતા એટલી તો પ્રત્યક્ષ હતી કે સમકાલીન સ્ત્રીપુરુષો એમને ભગવદીય જાણી એમના દર્શન કર્યા વગર અન્નજલ લેતા ન હતા. દયારામભાઇ તેઓને નેત્રનુ સાફલ્ય પ્રભુદર્શનમા જ છે એ વારંવાર ઉપદેશતા, છતા આ લોકો સ્વાગ્રહ ત્યજતા નહિ, એ દયાગમભાઇના ભગવન્મય જીવનનો ઉત્કર્ષાતિશય સૂચવે છે મરણ પર્યન્ત કવિશ્રીનુ લોકપ્રિયત્વ અખંડિત જ હતુ. સંવત ૧૯૦૯ ના માઘ વદિ પંચમીને દિવસે કવિશ્રી ગોકુળવાસી થયા

અત્ર એક બે શબ્દ કવિશ્રીના રતનબાઇ સાથે સબંધ વિષે આવશ્યક લાગે છે.

એક સમય હરિ ઇચ્છા મહાપુરુષે કહી બાની,
અબ તુમ સાથે ભગવદીય વ્હે ચૂકે હમ જાની;
લીલાપ્રાપ્તિ વ્હે ચૂકી સશય કછુ નાહિ.
ઇહિ તનુ દિસત હે સો હરિ ઇચ્છાકૃત આહી.
અબ તો દિન દિન બઢત જાયગી ભક્તિ તુંમકું;
તુમકું હરિ મિલ ચૂકે હે ભાસત હે હમકુ

(અ. મ. ૫૮–૬૦.)

× × × ×

કગી મોહી સો બાત બ્હોર કછુ આઈ ચિત્તમે,
વહાં તે મો સહિત પધારે અતિ ઇકાન્તમે,
મેગી ટહેલ કરી તીનસુ બોલે ગિરિધારી,
તું નિશ્ચય માનીયો ટેહેલ તે કરી હમારી. (અ. મ. ૧૬–૧૮.)

મહાપુરુષ તે ઇચ્છારામ ભટ્ટજી છે. તેમને જ્યારે કવિશ્રીનું ભગવદીયત્વ સ્ફુર્યું તો તત્કાલીન અન્યોને સ્ફુરે એમાં આશ્ચર્ય શું ? સ્વસેવાનો ને કીર્તનનો પ્રભુએ સાક્ષાદંગીકાર કર્યો છે એમ દયારામભાઈ માનતા હતા તેનું સૂચન પણ અત્ર જ છે. આવા ભગવદીયની સેવા પણ પ્રભુને રુચે છે અને સ્વપ્રાપ્તિમા કારણ થાય છે તેથી ભક્તો પ્રથમ પ્રભુને સ્થાને ભક્તોની સેવા કરે છે. ક્વચિત્ ભક્ત સ્વદીનતાથી એ સેવાનો અંગીકાર કરે છે તો તેને ભગવત્સેવામાં કોઈ પણ પ્રકારે ઉપયોગી થઈ પડવામા કૃતાર્થતા માને છે. આવા જ આશયથી રતનબાઈ ૪૫ વર્ષની વયે જાતે મર્યાદી હોવાથી કવિશ્રીને ત્યા આવ્યા. કવિશ્રીનુ વય આ સમયે વનમાં હતું અને ગાત્ર સામાન્ય રીતે શિથિલ થયા હશે, તેથી બાહ્ય સેવા જલાદિ સ્વય કરતાં કલેશ થતો હોવાથી રતનબાઈ ને તે સેવા સોંપી. દયારામભાઈને ભગવદીય જ જાણીને આ બાઈએ મરણપર્યન્ત એમની પરિચર્યા કરી. દયારામભાઈ ને વાસ્તે આ ભગવદીય બાઈ ને એટલો તો ઉચ્ચભાવ હતો કે મરણપર્યન્ત દયારામની અનિચ્છા હોવા છતાં એમની છબીનાં દર્શનાદિ કરતાં. આવા પવિત્ર સંબંધને પ્રાકૃત કામુકોના ગેહની ઉપમા આપીને ઉભય ઉપર નિંદ્ય દોષારોપણ કરવું એ વિદૂષકની હૃદયનિષ્ઠુરતા યા હૃદયમાલિન્ય જ સૂચવે છે.

\+ + + +

દયારામભાઈના ઐતિહ્નનું સૂક્ષ્મમાં અવલોકન કરી તત્કૃત સાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરીએ. દયારામભાઈ ને કાવ્ય પ્રયોજવાની શિક્ષા દેનારા એમના સદ્ગુરુ ગોસ્વામી શ્રીવલ્લભલાલજી હતા. ઇચ્છારામ ભટ્ટજીએ કવિશ્રીને ઉત્તેજન આપ્યું. દયારામભાઈ એ કૃષ્ણકીર્તન પ્રાયઃ કર્યાં છે. સર્વ કાવ્યનો સર્વ પ્રકારે વિષય શ્રીકૃષ્ણ જ છે. શામળવત્ લૌકિક મનુષ્યઉત્તેજકના, વા નાયક નાયિકાના વા કેવળ નીતિનાં ડહાપણનાં કાવ્યો યોજવામાં પ્રભુદત્ત બુદ્ધિસામર્થ્યનો દુરુપયોગ કર્યો નથી, પરંતુ જે પ્રભુને પોતે પોતાનું સર્વસ્વનિવેદન કર્યું છે તેનાં જ ગુણગાનમાં

સ્વસામર્થ્યને યોજી પ્રભુને કરેલું સમર્પણ સિદ્ધ કરી બુદ્ધિસામર્થ્યનો ઉત્તમ સદુપયોગ કર્યો છે પ્રેમાનંદ કરતા પણ દયારામભાઈમાં દૈવી સંપત્તિ વિશેષ છે એમ એમના કાવ્યોની કૃષ્ણૈકપરતાથી સૂચનાય છે દયારામભાઈ પ્રત્યે સમકાલીનોમાં જે માન હતુ તે માન કવિ તરીકે નહિ પરંતુ મહાન ભગવદીય તરીકે. જ્યારે પ્રેમાનન્દને પ્રત્યે માત્ર કવિ તરીકેનુ માન હતું દયારામભાઈ પ્રત્યે આબાલવૃદ્ધને ભાવ હતો, જ્યારે પ્રેમાનંદને વાસ્તે માત્ર માન જ હતુ. Dayarm's very personality was sacred The divine element in him was most prominent in the minds of people why they almost adored him as a deity. Premanand was respected only.' દયારામભાઈના કાવ્યોનુ નીચે પ્રમાણે વર્ગીકરણ યોગ્ય લાગે છે.




શૃંગાર અને નીતિ ભક્તિના પદો, એમ વર્ગીકરણ કવિશ્રીની વિશાલ પ્રવૃત્તિના કાર્યનુ દર્શન કરાવતું નથી. આ કાવ્યોના બે વિભાગ પ્રાયઃ થઈ શકે એક ગુજરાતી અને બીજી વ્રજભાષા વા હિન્દુસ્તાની; કારણ કે કવિશ્રીના અનેક નાના કાવ્યો સંસ્કૃતમાં, મરાઠીમાં, મારવાડીમાં અને ઉર્દુ ભાષામાં પણ જોવામા આવે છે. સંસ્કૃત કાવ્યો સ્તોત્રરૂપ છે [illegible] જણાય છે કે કવિશ્રીને સંસ્કૃતનું જ્ઞાન સારું હતું. કવિશ્રીના [illegible] પ્રથમ વિભાગમા એમની ગરબીઓ જેને લોકો શૃંગારમાં [illegible]

આપી છે, તેમ કમલનીલા, દાનલીના, રાસલીલા, પનલીલા, ઇત્યાદિ અનેક લીલાત્મક કાવ્યોનો સમાવેશ એમા થાય છે આખ્યાનાત્મકમા 'રુક્મિણીવિવાહ' સત્યભામાવિવાહ' 'કૃષ્ણોપવીત', 'સીમન્ત','અજામિનાખ્યાન', 'ઓડાણનુ આખ્યાન', મીરા ચરિત્ર' ઇત્યાદિનો સમાવેશ છે 'ભક્ત આખ્યા'નો ભગવત્સબધથી ભગવાનનુ માહાત્મ્ય બોધે છે તેથી તેમનો સમાવેશ અત્ર જ છે સ્તોત્રાત્મકમા અનેક ધનન ગરબા વગેરેનો સમાવેશ થાય છે

દ્વિતીયમા બ્રહ્મવાદમા શુદ્ધાદ્વૈત પ્રતિપાદન, માયામતખડન, ઇત્યાદિનો, ભક્તિમાર્ગમા ભક્તિવિધાન ભક્તિદઢત્વ વગેરેનો, ઉભયાત્મકમા ભક્તિ પોષણ સિદ્ધાન્તસાર સપ્રદાયસાર એ વગેરેનો થઈ શકે

ઉપદેશાત્મક કાવ્યોમા આચારમા પ્રશ્નોત્તરમાલિકા વગેરે વૈરાગ્યમા કાલજ્ઞાનસારાશ, મનોમતિસવાદ પ્રબોધબાવની, અને પદો દીનતાના પદો

પ્રકીર્ણમા સતસૈયા, સારાવલી, નરતુજન્દદીપિકા, હરિહરતારતમ્ય

દયારામભાઈના કેટલાક ગ્રથો એવા છે કે જેમા સર્વ અશો પ્રધાન હોય છે કયા વિભાગમા એ કાવ્યને મૂકવુ એ પ્રશ્ન ઉદ્ભવતો નથી ગમે ત્યા એનો સમાવેશ કરી શકાય આ વિભાગસૂચન સામાન્યત કરેલુ છે પરતુ ભવિષ્યમા દયારામના કાવ્યનો સગ્રહ કરનાર એના ઉપર દૃષ્ટિ રાખી વર્ગીકરણ કરશે તો કવિશ્રીનુ હાર્દ લોકમા જેટલે અશે સમજાશે તેટલે અશે ધન્યવાદને પાત્ર થશે. આ વર્ગીકરણથી એટલુ તો સ્પષ્ટ દેખાય છે કે દયારામભાઈની સાહિત્યપ્રવૃત્તિ સર્વદેશીય હતી, પૂર્વના સર્વ કવિઓ કરતા વિશાળ હતી, અને તે ઉપરથી પણ કવિશ્રીનુ જ્ઞાન અનુભવ, ભાષા વિગેરેનુ સૂચન થાય છે

દયારામભાઈના કાવ્યોની વિપુલતા જોતા એમ લાગે છે કે મુદ્રિત કરતા અમુદ્રિત ભાગ ત્રિશેક ગણો છે એ સર્વ કાવ્યોને પ્રસિદ્ધ કરીને કવિશ્રીનુ ઋણ ગુર્જર પ્રજાએ વાળવાનુ છે

દયારામના કાવ્યોની વર્ગીકરણરેખા દોરી ગુર્જરસાહિત્યમા એ કવિશ્રીને કયુ સ્થાન ઘટે છે તે જોઈએ તત્ત્વજ્ઞાની તરીકે અખા જો એમને સરખાવી શકાય, ઉપદેષ્ટા તરીકે શામળ જોડે, આખ્યાન પ્રબંધયોજક તરીકે પ્રેમાનન્દ સાથે, અને ભગવદ્‌ભક્ત કવિ તરીકે નરસિંહ સાથે કવિશ્રીનુ સામ્ય નરસિંહ સાથે વિશેષ છે તથા તેનો વિચા સવિસ્તર કરીશુ તે કરતા પહેલા અન્ય સાથે સામ્ય વા વૈષમ્ય છે તેનુ દિગ્દર્શન કરી લઈએ

દયારામભાઈ અને અખા વચ્ચે કોઈ પણ પ્રકારનુ સામ્ય નથી ઉભયમા વૈષમ્ય જ છે. દયારામભાઈનુ શબ્દો અને ભાષા ઉપર ખાસ ધ્યાન છે ઉત્તમ વિચાર દર્શાવવા એટલુ જ નહિ પરતુ તે ઉત્તમરૂપમા જ. અખાને શબ્દની તેમ ભાષાની કઈ પડી નથી 'ભાષાને *શુ વળગે ભૂત, જે રણમા જીતે તે શૂર'* એ અખાનુ વચન દયારામભાઈ જેવા શબ્દરસિક કવિને તુચ્છ જ લાગે. અખો માયાવાદના ગીતો ગાય છે, જ્યારે દયારામભાઈના કાવ્યો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના પ્રતિપદ પોષક છે. અખાને શ્રીગોકુળનાથજીના માર્ગ પ્રતિ તિરસ્કાર છે, તેમ દયારામભાઈ નો શકરાચાર્યના મત પ્રતિ છે ઉભયે બહુશ્રુત છે ઉભયે સ્વત સિદ્ધાંતોનો શાસ્ત્રીય ઢબે અભ્યાસ કરીને કાવ્યો યોજ્યા નથી આજ કારણથી ક્વચિત્ અશુદ્ધિ ઉભયમા જોવામા આવે છે. અખાએ એના ઉભગ ગદ્યમા કાઢયા હોત તો કાઈક ઠીક દેખાત જે વિચારો એણે કવિતારૂપે યોજ્યા છે, અને ભાષા પ્રતિ અદષ્ટિ કરી છે તે ઉપરથી કાવ્યોનો ઉપહાસ કર્યો હોય એમ લાગે છે જ્યારે દયારામભાઈએ બ્રહ્મવાદના અને પ્રેમમાર્ગના ઉત્તમોત્તમ સિદ્ધાંતોનુ સુશ્લિષ્ટ અને મનોહર પદોમા યોજન કર્યું છે એ વિચારો એટલા તો સરલતાથી યોજ્યા છે કે એમના કાવ્યો ઉપર ટપકે વાચનાર તો એમના તત્ત્વજ્ઞાનના મહાન્ અન્વોને તત્ત્વજ્ઞાનના છે એવુ વિસ્મરી ભ્રાન્તિથી કેવલ કાવ્ય ગણવા મડી જાય છે એમ એ મા ગુર્જર પુસ્તકોની ચૂટણી કરનારે રસિકવલ્લભને Philosophic poetry

આ નહિ મુકતા કેવનગ્રાવ્યમા મૂકયો છે તે પણ આની જ નાકિ ભ્રાતિથી પાટિલમા પણ દયારામભાઈ અખાથી ચઢે છે અખો માત્ર માયાવાદમા ગ્રસ્ત થયો છે, જ્યારે દયારામભાઈ મપ્રદાયસાર જેવા ગ્રન્થમા અનેક મતોનુ ખડનમડન કરે છે કવિ તરીકે દયારામભાઈ ઉત્તમ છે એ નિર્વિવાદ જ છે

અન્યને રુચોના મા રચો, અમને તો શામન છેક પ્રાકૃત કવિ લાગે છે. દયારામભાઈની સાથે એને મગખાવો એ અયુક્ત છે Dayarambhai has not prostituted his genius in extolling a common bread-giver અસગત ગ્રામ્ય કલ્પનાઓમા વિહાર કરતા એના કાવ્યો સામાન્ય જનોને રુચે એ સ્વાભાવિક છે ને તેમાથી લૌકિક લાભ પણ ક્વચિત્ થાય પણ ઈશ્વર પ્રતિનો અતર ભાગનાને સર્વથા અનુપયોગિ છે.

પ્રેમાનદ અને દયારામભાઈ ઉભય મહાન્ કવિઓ છે ઉભયે પ્રભુના ગુણગાન કર્યા છે પરતુ પ્રેમાનદ માત્ર કવિ છે જ્યારે દયારામભાઈ ભક્ત કવિ છે શબ્દલાલિત્ય, સુકોમલ ભાવો ઇત્યાદિ આલેખનમા દયારામભાઈ પ્રેમાનન્દ કરતા વિશેષ ઝળકે છે, પરન્તુ દયારામભાઈ પ્રાય ભક્ત હોવાથી પ્રેમાનન્દવત્ આખ્યાન કાવ્ય sustained styleમા લખતા નથી. પ્રેમાનદને ગુર્જર ભાષાની સેવા કરવાની પ્રતિજ્ઞા હતી જ્યારે દયારામભાઈને શ્રીવલ્લભાચાર્યજીની સેવાની પ્રતિજ્ઞા હતી 'વલ્લભમતની કીધી સેર' દયારામભાઈ સ્વત અષ્ટસખાના સૂરદાસાદિના કીર્તનોના મહાન્ અભ્યાસી હોવાથી તે મહાનુભાવીઓના રસાત્મક ભાવાત્મ પદોનુ ગુર્જરગિરામા અવતરણ કર્યું છે દયારામભાઈ અને પ્રેમાનદને વિચિત્ર ઉપમા આપીએ તો એક એક મેઘદૂત વા ગીત ગોવિંદ કહેવાય, જ્યારે અન્ય નૈષધ વા રઘુવશ કહેવાય માનુષહૃદય વિશેષે સ્ત્રીહૃદયના કોમલ ભાવો જેના દયારામભાઈએ રસાત્મક વાણીમા ગોવ્યા છે તેવુ પ્રેમાનદમા તો કયાએ દષ્ટિગોચર થતુ નથી. પ્રેમાનદ તો પ્રાય પૌરાણિક અનુવાદક કથાકાર છે કાવ્યની વિશાલતા પણ દયારામભાઈની વિશેષ છે સમકાલીનોમા દયારામભાઈ અદ્વિતીય

હતા લોકપ્રિયતા પણ વિશેષ દયારામભાઈએ જ ભોગવેની. દયારામ જેમ શ્રીવલ્લભાચાર્યના જ સિદ્ધાતને સર્વત્ર અનુસરે છે, તેમ પ્રેમાનદ કોઈ સિદ્ધાન્તોને અનુસતા નથી. વેદાન્ત ઉપનિષદ્ વગેરેમા દયારામભાઈનુ જ્ઞાન પ્રેમાનદ કરતા ચડે છે એ તો ઉભયના કાવ્યો વાચનારને સ્પષ્ટ પ્રતીત થાય છે દયારામભાઈને વસ્તુત એક જ કવિ સાથે સરખાવી શકાય અને તે ભક્તકવિ નરસિંહ મહેતા છે માગુર્જર સાહિત્યને આદિમા અને અન્તમા રસાત્મક ભાવાત્મક મનમોહક કુસુમોથી શૃગારનાર કૃષ્ણોપાસક ભક્તકવિઓ છે એ તેનુ અહોભાગ્ય છે ઉભય ભક્તકવિઓમા સામ્ય ઘણુ છે, અને જે અન્તર છે તે પણ છાયામાત્ર જ છે એકે ગસારમા પડીને તેનો હરીચ્છાથી નાશ થવાથી આનન્દ માન્યો અને દ્વિતીયે તેમા પડવાનુ જ અયુક્ત ધાર્યુ, અને તેમ કરવામા ઉભયને કારણ તો માત્ર કૃષ્ણસેવા અને કૃષ્ણકીર્તન જ હતા ઉભય બ્રહ્મનાદી હતા, પરન્તુ ઉભયને માત્ર સ્ફુરતી તો મન્મથમન્મથ કૃષ્ણની જ એકાન્તભક્તિ ઉભયને નિરોધ [પ્રપચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ] પ્રભુએ દાન કર્યો હતો. ઉભયનો નિર્વાહ પણ પ્રભુએ નિભાવ્યો હતો ઉભયે શ્રીરાસોત્સવને પરમફલરૂપ માનીને તેની વિવિધતાનો અનેક પ્રકારે સ્વવાણીદ્વારા અનુવાદ માત્ર કર્યો છે બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગના સિદ્ધાન્તો નરસિંહ સ્વતત્રતાથી વદે છે, જ્યારે દયારામભાઈ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોનો શ્રવણાનુવાદ કરે છે સ્ત્રી ભાવથી કૃષ્ણભક્તિ ઉભયને ઈષ્ટ છે ઉભય કૃષ્ણને જ શૃગારસ્વરૂપ અને તેના અધિષ્ઠાતા માને છે, પરન્તુ નૃસિંહ કવચિત્ રહસ્યલીલા ગાતા લૌકિક મર્યાદાનુ ઉલ્લઘન કરે છે, જ્યારે દયારામભાઈ લૌકિક મર્યાદાનુ ઉલ્લઘન થવા દેતા જ નથી 'અધર ચુબન કરી કુચપર કર ધરી, સ્નેહસુ શામને શુદ્ધ કીધુ ' આ પ્રકારની પક્તિ દયારામભાઈના કાવ્યમા દૃષ્ટિગોચર થતી નથી નરસિંહમહેતા રાસસહસ્રપદી'મા શૃગારરસ પુરુષોત્તમની ભાવપ્રધાન લીલા ગાય છે ઉભય ભક્તકવિ કૃષ્ણલીલાનો લૌકિક શૃગારાભાસ સાથે સભ્રમ કરતા નથી, તેમ લૌકિકાસક્તને તેમના મતે એ લીલાના શ્રવણમનનગાનનો અધિકાર પણ હોય એમ

પણ લાગતું નથી. તેથી ઉભય કવિ નિર્દોષ જ છે. ઉભય કવિ એમ માનતા લાગે છે કે જેમ સૂર્ય ચન્દ્ર કોટિસૂર્યસમપ્રભ કોટિશશિસપ્રભુ પુરુષોત્તમનું અનુકરણ કરે છે અને લોકમાં પ્રકાશ આપે છે, તેમ લૌકિક મન્મથ કોટિમન્મથમન્મથનું અનુકરણ કરે છે, અને શુદ્ધ શૃંગારનો ભાસમાત્ર લોકમાં કરાવે છે. **संत्यज्य सर्वविषयांस्तव पादमूलं प्राप्ताः'** વિષયમાત્રનો ત્યાગ કરીને રસરૂપ કૃષ્ણચરણૈકનિષ્ઠ થવાય ત્યારે જ નૃસિંહ કે દયારામવત્ ભક્તિમાર્ગીય સંન્યાસ ગોપિકાવત્ પ્રાપ્ત થાય અને તન મન ધનથી એ કૃષ્ણલીલા ગવાય અને બ્રહ્માનન્દથી અધિક ભજનાનન્દરસ પ્રાપ્ત કરી શકાય. આ શુદ્ધ દૃષ્ટિબિન્દુ રાખવાને જ નરસિંહ કહે છે કે 'સંસારમા સન્મુખ કહુ તો સ્તુતિ ટળી નિન્દા થાય, દયારામભાઈનુ પણ આ જ હૃદય છે. આ તાત્પર્ય ધ્યાનમાં આવે તો સ્પષ્ટ પ્રતીત થશે કે દયારામભાઈ વા નરસિંહને બાયરન સાથે સરખાવવો એ ઉભયની હૃદયાનભિજ્ઞતા જ સિદ્ધ કરે છે. આ તાત્પર્ય લક્ષ્યમાં નહિ રહેવાથી ગોવર્ધનરામે અક્ષરદેહમાં અનેક પ્રકારે સંભ્રમ કર્યો છે. યોગના ઉત્સાહમાં નથી તેવું યોગતત્ત્વ દયારામકાવ્યમાં દર્શન કર્યું છે. અક્ષરદેહ દયારામભાઈનું હૃદય નથી સમજાવતો, પરન્તુ ગોવર્ધનરામ દયારામભાઈને કેમ સમજ્યા હતા તેટલું જ દર્શાવવાને ઉપયોગી છે. દયારામભાઈનું હૃદય સમજવાને તો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના ગ્રન્થો સમજવા જોઈએ. શ્રીસૂરદાસ આદિ કવિકુલભૂપ અષ્ટસખાનાં કીર્તનો જેમાંથી દયારામભાઈ થોકડાબંધ અવતરણો કરે છે તેનું પરિપક્વ જ્ઞાન હોવું જોઈએ. આના અભાવમાં જ દયારામભાઈના સંબંધમાં નર્મદાદએ ગંભીર અજ્ઞાનયુક્ત લેખો લખ્યા છે. આ ઉપરથી સ્પષ્ટ જ છે કે દયારામભાઈ ગુજરાતના પ્રથમ કવિ છે. કોઈને આ અતિશયોક્તિ લાગે તો પણ કહેવું જોઈએ કે પ્રથમ નહિ તો દ્વિતીય તો કોઈથી નહિ જ.

Mulchandra T. Tolivala B. A. L L B
Vakil · Court, Bombay

# પરિશિષ્ટ ૧૬

## સ્વ. કવિ નર્મદાશંકરના દયારામભાઈ વિષેના નર્મગદ્યના લેખની અલ્પ સમીક્ષા

૧. નર્મદાશંકરે 'કવિ દયારામભાઈના જીવનચરિત્રમાં જે ભાષા વાપરી છે તે તદ્દન તોછડાઈ ભરેલી છે. ન્હાનાલાલ કવિ પણ જેને કવિ સમ્રાટનુ બિરુદ આપે છે તેવા કવિ માટે તોછડાઈ ભરેલી ભાષા વપરાય તે ઇચ્છવા યોગ્ય નથી. તેવાં લખાણુ પાઠ્ય પુસ્તકમાં આવવાથી બાળકોને આપણા કવિઓ પ્રત્યે આપણે માનવૃત્તિ ઉત્પન્ન કરી શકીશું નહીં.

૨. લેખમાં કરેલાં વિધાનો અસત્ય છે. વિદ્યાર્થીઓનાં કુમળા મગજ ઉપર અસત્યના કુસંસ્કાર પાઠ્ય પુસ્તકદ્વારા આપવા જોઈએ નહીં. 'નીચેનાં વિધાન પાયા વગરના અને ખોટાં છે.

૩ માતાનુ' નામ રતનબાઈ લખ્યુ છે તે ખોટુ' છે. તેમનુ' નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર હતુ.

(રાજકોર મહાલક્ષ્મી સુત પિતાશ્રી પ્રભુ રામજી) મણિમાલા ભાગ ૬ ઠ્ઠો. જુઓ તત્ત્વ પ્રબંધ' તથા અન્ય કાવ્યો.

૪. નર્મદાશંકર લખે છે કે દયારામ સોળ સત્તર વરસની વયના હતા ત્યારે મુર્ખ હતા. તે ખરુ' નથી.

દયારામભાઈના જણાવવા પ્રમાણે તેમની તેર વસની વયે તેમણે તત્ત્વજ્ઞાનથી ભરેલો કઠિન "તત્ત્વ પ્રબંધ ગ્રંથ" રચ્યો છે. તેમાં ઉપનિષદો તથા ગીતાનો સાર આપ્યો છે. 'મૂર્ખ છોકરો આવુ' લખી ન શકે.

૫. દયારામને પોતાના કુછંદી સાથીઓના સહવાસથી કવિતા જોડવાની શક્તિ આવેલી. આ લખાણુ કાવ્યશાસ્ત્રનો જાણુકાર સ્વીકારી

ન જ શકે કાવ્યશક્તિ એ નૈસર્ગિક શક્તિ છે નર્મદનુ આ કથન અશાસ્ત્રીય છે

૬. કાશી જવાથી દયાગામનો વિવાહ ફોક થવાની વાત ખોટી છે દયારામ ભાઈને મૂળથી જ લગ્નજીવન જોઈતુ નહોતુ વિચાર થયેલો પણ લગ્ન કર્યા નહોતા તે પોતે કહેતા કે હુ તો વ્રજની ગોપી છુ હુ પુરુષ નથી, મે લગ્ન પ્રભુ સાથે કરેલા છે કવિએ ગાયુ છે કે 'એક વર્યો ગોપીજન વલ્લભ નહીં સ્વામી બીજો '

૭ રતનબાઈને દયારામની પ્રિયા કહીને લેખકે લખેલુ દયારામભાઈના સબધનુ લખાણ અસત્ય છે દયાગમભાઈને રતન સોનાગણનો જ્યારે પ્રથમ મેળાપ થયા ત્યારે દયારામ લગભગ ૫૫ વરસના હતા અને રતનબાઈ ૪૫ વરસના હતા બન્નેએ વૈષ્ણવ ધર્મની મર્યાદ લીધેલી દયારામભાઈને ઠાકોરજીની સેવાના કાર્યમા રતનબાઈ મદદ કરતા, બને વિષે પિતા પુત્રીનો પવિત્ર સબધ હતો આવા શુદ્ધ સબધને નર્મદાશકર જેવા સુધારક સમજી ન શકે તે જેટલુ આશ્ચર્યકારક છે તેટલુ જ ઘૃણાને પાત્ર છે દયારામભાઈ અને રતનબાઈ વચ્ચેનો સબધ નર્મદાશકર કહે છે તેવા પ્રકારનો હોય તો જ્યા દયારામભાઈ રહેતા હતા ત્યા તેમની લોકો તરફથી જે પૂજા થતી તથા તેમને માન મળતુ હતુ તે ન મળે અહીંઆ પવિત્ર સબધને નર્મદે વિકૃત રીતે રજુ કર્યો છે

(૮) 'દયારામના બોલવા ચાલવામા સખી ભાવ હતો' એ કથન જેટલુ અસત્ય છે તેટલુ જ લેખક ભક્તિમાર્ગ વિષેનુ અજ્ઞાન સૂચવે છે કવિ શ્રી દયાગમભાઈ સર્વ પ્રત્યે પ્રેમથી બોલતા, પ્રેમની ભાષામા તમામ પ્રત્યે વ્યવહાર કરવો તે સખીભાવ કહેવાય નહીં

(૯) દયારામે તેમના ગુરુ પુરુષોત્તમલાલજી મહારાજની નિંદા કરેલી, આ પણ ગપગોળો છે દયારામભાઈને શ્રી વલ્લભાચાર્યજીના તમામ વશજો પ્રત્યે પૂજ્ય ભાવ હતો (જુઓ ગુરુશિષ્ય સંવાદ)

(૧૦) રતનબાઈને રૂ ૨૫) આપવા વિષેની હકીકત તદ્દન ખોટી છે જુઓ દયારામભાઈના જીવન ચરિત્રમા દયારામભાઈનુ વીલ તેમા રૂ ૨૫) પચ્ચીશ બાઈ રતનને મ્હારૂ કામકાજ કર્યું તેના, એમ કવિએ લખ્યુ છે. મૂળ વીલ પ્રાપ્ય છે.

(૧૧) 'દયારામે આશકી વાનણીઓ બનાવેની' એ વચન પણ એક તુકકોજ છે દયારામભાઈના કાવ્યોમા લૌકિક ઇશ્ક નથી પણ તેમના ઈષ્ટ પ્રભુ શ્રીકૃષ્ણ પ્રતિનો પ્રેમ છે કૃષ્ણ પ્રેમની કવિતાને ઇશ્કની કવિતા કહેવી તે પ્રેમ લક્ષણા ભક્તિ વિષેનુ ઘોર અજ્ઞાન સૂચવે છે

(૧૨) નર્મદાશકરે નર્મગદ્ય બહુ ઉતાવળથી લખેલ છે તેનો ખુલ્લા દીલથી એકરાર નર્મગદ્યની' પ્રસ્તાવનામા કર્યો છે નર્મગદ્યના લખાણો ચોમાસાના ડોળાયના પાણી જેવા છે એમ પોતે કહે છે આ સ્થિતિમા દયારામ ભાઈ વિષે લખેલુ લખાણ પ્રામાણિક મનાય નહી

(૧૩) નર્મગદ્યમાનુ દયારામભાઈ વિષેનુ લખાણ વાચીને કવિશ્રી દયારામભાઈના મિત્ર ચીમનલાલ ગુસ્સે થયા હતા નવી નર્મગદ્યની આવૃત્તિમાથી કદાચ એ પાઠ કાઢી નાખવામા આ યો હોત

(૧૪) દયારામભાઈની બધી કવિતા વાચ્યા વગર દયારામભાઈની કવિતા વિષે જે અભિપ્રાય આપ્યો છે તે ઉતાવળો ને અધુરો છે

(૧૫) દયારામભાઈની કવિતામા રાગડા છે બીજુ કઈ નથી આમ કહીને દયારામભાઈને ઉતારી પાડ્યા છે પણ આ કેટલું જૂઠ તે કવિશ્રીની ગરબીઓ અને પદોના રાગો ઉપરથી કહી શકાશે

(૧૬) દયારામભાઈની કવિતાને દર્દવાળી કહેવાથી કૃષ્ણ ભકિતની ચેકડી થાય છે.

(૧૭) કવિના જીવનને વિલાસી કહેવુ એ ખોટુ છે કવિ દયારામભાઈ ભક્ત હતા અને ભક્તિમા જ તેમણે પોતાનુ જીવન ગાળ્યુ છે હજારો લોકો તેમના પદો અને કીર્તનો સાભળવા આવતા, હજારો સ્ત્રીઓ તેમની ગરબીઓ હોશથી સાત્વિક ભાવે ઝીલતી, રાજમહા

સમ્રાટ, ગુજરાતણના હૃદય ગજવી, દયારામનુ સ્થાન અતિ અદ્દભુત જ છે.

> વદના હો અમારી—ગુજગતના નરનાગ્ની પરમ વદના હો, પ્રાચીનનાના મોતી વર્ષન્તા એ છેલ્લા રસમેઘને.' આના કગ્તા કવિની કવિતા માટે બીજો કયો વધાગે ઉત્તમ અભિપ્રાય હોઈ શકે ?

(૨૧) 'નર્મદગદ્ય'મા દયાગમની કવિતાને ઉતારી પાડતા લખેનુ છે કે 'પ્રેમાનદ પહેલો, સામળ બીજો, અને પછી દયાગમ કવિની મહત્તા ગણાય. પણ વાચો કવિશ્રી ન્હાનાલાલ શુ કહે છે? નથી એ બસીમોલ પ્રેમાનદની કે સામળની કે અખાની કવિતામા નથી દનપત, નર્મદમા, ગોવર્ધનમા; ગુણ વિશિષ્ટતાએ દયારામ ગુર્જર સાહિત્યમા અજોડ છે'

કેશન હર્ષદ ધ્રુન, ગોવર્ધનરામ, કૃષ્ણલાલ ઝવેરી રમણલાલ વનતનાન દેસાઈ, નરસિંહરાવ, તથા રમણભાઈએ તેમની કવિતાના ખૂબ વખાણ કર્યા છે, પ્રથમ કક્ષાના કવિ તરીકે આ બધા ઓળખાવે છે.

'નર્મગદ્ય'મનુ દયારામભાઇ વિષેનુ લખાણ અધૂરી માહિતીથી લખાયનુ સમજાય છે. બનના જોગ છે, કે તેમને મપૂર્ણ માહિતી, ડભોઈમાથી દયારામભાઈના શિષ્યો કે બીજા પાસેથી ન પણ મળી હોય. બાકી તેમણે પણ 'દયારામભાઈનો કાવ્યસગ્રહ' પ્રસિદ્ધ કરીને સેવા કરી છે એની અવશ્ય નોધ લેવી જોઈએ

રાજાઓ તેમને આમંત્રણ આપતા અને ગોસ્વામી માહારાજો પણ ભાવથી તેમની કવિતા સાંભળતા. તેમનું શિષ્ય મંડળ પણ મોટું હતું. જો કવિ વિલાસી હોય તો પોતાના સમકાલીન સ્ત્રી પુરૂષોનાં હૃદયમાં પોતાનુ ઉચ્ચ સ્થાન મેળવી શકે નહીં

(૧૮) 'દયારામની કવિતામાં પ્રિતમ પ્યારીના પ્રેમની વાત છે' એવું વિધાન કરવુ તે ભક્તિ શાસ્ત્રનું અજ્ઞાન સૂચવે છે. દયારામભાઈએ જે પ્રેમનું વર્ણન કર્યું છે તે પ્રીતમ પ્યારીનો લૌકિક પ્રેમ નહિ પણ ભાગવત અને કવિજયદેવે વર્ણવેલી રાધાકૃષ્ણ અગર ગોપી પ્રેમનુ વર્ણન કર્યું છે. આ પ્રેમને ચૈતન્ય પ્રભુ મધુર રસ કહે છે અને શ્રીવલ્લભાચાર્યજી ભક્તિ રસ કહે છે કારણ કે એ પ્રેમ પ્રભુકૃષ્ણ પ્રત્યેનો છે.

(૨૦) દયારામભાઈની કવિતા ત્રીજી પંક્તિની છે. એ વિધાન પૂર્વગ્રહવાળુ છે સ્વ ગોવર્ધનરામભાઈ દિ. બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. રા. બ. રમણભાઈ નીલકંઠ, સ્વ. નરસિંહરાવ દિ. બ. કેશવ હર્ષદ ધ્રુવ, સ્વ ન્હાનાલાલ કવિ સ્વ. રમણલાલ વસંતલાલ દેસાઈ, સ્વ. નર્મદાશંકર દેવશંકર મહેતા જેવા ગુજરાતના અગ્રેસર સાક્ષરોએ દયારામભાઈને જુના કવિઓમાં પ્રથમ પંક્તિના કવિ કહેલ છે.

રા. બ. રમણભાઈ નીલકંઠ લખે છે,–'લાલિત્ય, કોમળતા, રસિકતા એ સર્વ તેમની કવિતામાં અવનવાં છે'

કેશવ હ. ધ્રુવ : કવિ દયારામે મનુષ્ય જીવનદ્વારા સ્વર્ગ બનાવ્યું છે. પૃથ્વી પર સ્વર્ગ ઉતારતાં ગીતો એમણે ગાયાં છે તેઓ નીતિ અને સદ્‌ભાવનાના પ્રચારક હતા.

કવિ ન્હાનાલાલ : દયારામભાઈની એક એક ગરબી ગુજરાતનું મહામુલું મોતી છે, જગતભરના સાહિત્યના, જગતભરના સંસારમાં, ગુજરાતી ગરબીઓનું – ગુજરાતી રાસનું સ્થાન અદ્દભુત છે. ને એ ગરબીઓના

સમ્રાટ, ગુજરાતણના હૃદય રાજવી, દયારામનું સ્થાન અતિ અદ્દભુત જ છે.

વંદના હો અમારી–ગુજરાતના નરનારની પરમ વંદના હો, પ્રાચીનતાના મોતી વર્ષન્તા એ છેલ્લા રસમેઘને.' આના કરતાં કવિની કવિતા માટે બીજો કયો વધારે ઉત્તમ અભિપ્રાય હોઈ શકે ?

(૨૧) 'નર્મદગદ્ય'માં દયારામની કવિતાને ઉતારી પાડતાં લખેલું છે કે 'પ્રેમાનંદ પહેલો, સામળ બીજો, અને પછી દયારામ કવિની મહત્તા ગણાય. પણ વાંચો કવિશ્રી ન્હાનાલાલ શું કહે છે? નથી એ બંસીબોલ પ્રેમાનંદની કે સામળની કે અખાની કવિતામાં નથી દલપત, નર્મદમાં, ગોર્વધનમાં; ગુણ વિશિષ્ટતાએ દયારામ ગુર્જર સાહિત્યમાં અજોડ છે.'

કેશવ હર્ષદ ધ્રુવ, ગોર્વધનરામ, કૃષ્ણલાલ ઝવેરી, રમણલાલ વસંતલાલ દેસાઈ, નરસિંહરાવ, તથા રમણભાઈએ તેમની કવિતાનાં ખૂબ વખાણ કર્યાં છે, પ્રથમ કક્ષાના કવિ તરીકે આ બધા ઓળખાવે છે.

'નર્મગદ્ય'માંનું દયારામભાઇ વિષેનું લખાણ અધૂરી માહિતીથી લખાયલું સમજાય છે. બનવા જોગ છે, કે તેમને સંપૂર્ણ માહિતી, ડભોઈમાંથી દયારામભાઈના શિષ્યો કે બીજા પાસેથી ન પણ મળી હોય. બાકી તેમણે પણ 'દયારામભાઈનો કાવ્યસંગ્રહ' પ્રસિદ્ધ કરીને સેવા કરી છે એની અવશ્ય નોંધ લેવી જોઈએ.

# પરિશિષ્ટ ૧૨

## ભક્ત કવિશ્રી દયારામભાઈ કૃત અપ્રસિદ્ધ ગ્રંથ

### ( અનુભવ મંજરી )

સમીક્ષક : શ્રી ગોવિંદલાલ છોટાલાલ પરીખ

**जन्मकर्मचमे दिव्यं मेवं योवेत्तियस्वतः**

ભગવાનનો જન્મ (પ્રાગટય) અને કર્મ (લીલા) દિવ્ય છે, તેજ પ્રમાણે ભગવાનના અનન્ય ભક્તોના જીવન-જન્મ કર્મ સહુ દિવ્ય છે. ભક્ત તરીકે જ જન્મે છે, જન્મ્યા પછી ભક્ત થતા હોય, તેવી સામાન્ય માન્યતા લૌકિક દૃષ્ટિથી મનાય છે.

કવિશ્રી દયારામભાઈ ભક્ત તરીકે જ જન્મ્યા છે. બાલ્યાવસ્થામાં જ, પ્રપંચ વિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ તેમનામાં હતી. તેમની ઉમર જેમ જેમ વધવા લાગી તેમ ભક્ત જીવનની સુવાસ ફેલાવા લાગી દૈવી સંસ્કાર આપોઆપ, વિના પ્રયાસે મળતા ગયા. સત્પુરુષોનો સમાગમ તો નિમિત્તરૂપ જ હતો.

ભક્ત કવિશ્રી દયારામમાં નૈસર્ગિક કાવ્ય શકિત હોવાની દૃઢ પ્રતીતિ થાય છે. કળીમાં સુવાસ હોય છે પણ સંપૂર્ણ ખીલતાં કળી પુષ્પનો આકાર લે છે ત્યારે સુગંધ ફેલાય છે.

હૃદયના ભગવદ્‌ભાવ કાવ્યરૂપે નૈસર્ગિક શક્તિથી ખીલવા લાગ્યા, અને પોતે દિવ્ય જીવન-ભગવદીય જીવન-જીવી ગયા અને જન સમાજને દિવ્ય જીવન જીવવાના માર્ગદર્શનરૂપ કાવ્યો જનસમાજ સમક્ષ સંખ્યાબંધ મૂકેલાં છે. કેટલાંક પ્રસિધ્ધ છે અપ્રસિધ્ધ કાવ્યો મોટા પ્રમાણમાં છે.

સ્વાનુભવરૂપી **'અનુભવ મંજરી'** કાવ્ય ૧૩૦૦ તેરસો કડીનો ગ્રંથ

છે. તેમાં પ્રત્યક્ષ અને પરોક્ષ ભગવત્ સાક્ષાત્કારના દિવ્ય અનુભવો છે. આ 'અનુભવ મંજરી', ગ્રંથ પોતાના જીવનકાળમાં ગુપ્ત રહેલો. વંશ પરંપરાથી શિષ્યોને કાવ્ય સાહિત્યનો વારસો મળેલો તે કાવ્યભંડારમાથી અનુભવ મંજરીની સુવાસ ફેલાવા લાગી. સંપૂર્ણ તેરસો કડીનો ગ્રંથ ભક્ત કવિશ્રીના શિષ્ય પૌત્ર શ્રી જીવણલાલ પાસે છે આ ગ્રંથ છપાવવાને, સુપ્રસિધ્ધ સાંપ્રદાયિક વિદ્વાન શાસ્ત્રીજી કેશવરામભાઈ પ્રયત્નશીલ થયા છે. ભાવિકજનો માટે આ સૌભાગ્યની વાત છે.

શ્રી દયારામભાઈની અવલોકન શક્તિ દિવ્ય, અને અલૌકિક હતી એ તેઓશ્રીના કાવ્ય સાહિત્યમાં સ્પષ્ટ જણાઈ આવે છે.

પ્રથમ પશુપક્ષી આદિની સ્થિતિનો સ્પષ્ટ ચિતાર આપી મનુષ્ય જન્મમા મુખ્ય કર્તવ્ય શું છે? તેનો ભાવ બતાવતું પદ આ પ્રમાણે છે.

સાંભળ શિક્ષા તું મન મારી, સાચી કહું એક વાત,
મનુષ્ય દેહ દુર્લભ ભજ હરિને, જ્યાં લગી તન કુશળાત;
સમો ગયે પસ્તાઈશ પાર ક્યાં! ચોરાશી અથડાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૧
શ્વાન થઈશ ભગવાનને ભૂલ્યે હંકાઈશ ઘેર ઘેરે,
મળ મૂત્રાદિક ખાનપાન, બહુ કષ્ટ સહીશ શી પેરે,
ક્યહું નહિ આદર જન્મ જશે એમ, લાત લાકડી ખાતાં
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૨
ખર અવતાર થશે હરિ ભૂલ્યે પીઠ લાદશે તાહરી,
ભૂખ્યો તરસ્યો કોઈ નહીં પૂછે, શિત વૃષા તપ ભારી
પાછળ માર ધડાધડ પડશે, કાંઈ એક મદ ચલાતાં,
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૩

આ પદ ઘણું લાંબુ છે, પ્રથમ પશુનું અવલોકન કરી, પછી પક્ષીનું અવલોકન કર્યું છે.

હરિ કીર્તને આળસ આણે, અજ કુર્કટ પડે થાવું,
વણ વાંકે પાળે ને વેચે, કસાઈ કરમાં જાવું,
અકાળ મૃત્યુ શસ્ત્ર પાર પીડા, અતિશય કંઠ કપાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમા ગોવિંદ ગાતાં.

છેવટે કહે છે કે

હરિ વિસર્યે ઈત્યાદિ અધમ ભલુ, ગણતાં ના આવે પાર;
નર્કકુંડની અકથ યાતના, કેમ કરું ઉચ્ચાર;
કેશવ વણ કોઈ શકે ન છોડાવી, યમકિંકર લઈ જાતાં,
તે કરતા શુ દુઃખ ઘણું છે, ઘરમા ગોવિંદ ગાતાં.
દયાપ્રીતમ વિસર્યે વજ્યુ ઉંધુ ચેત હજુ ચેતાયે
વિષય સુખ સહુ યોનીમા, ત્યા કૃષ્ણભજન નહિં થાયે
આ અવસર સમરીલે સમરી, પછી ઉપાય નથી પસ્તાતાં
તે કરતા શું દુઃખ ઘણુ છે, ઘરમાં ગોવિંદ ગાતાં

પછી સગાસંબંધીનું અવલોકન કર્યું છે.

સાચા સગા સમર શ્રી ગિરિધર, કોઈ સમય નવ મૂકે
આફ્ત વેળા સહુ રહે અળગું, કોઈ ન આવે ઢૂકે રે

આપદમાં માતા, પિતા, પત્નિ, પતિ ભાઇ, બહેન, સગાં, સહોદર, જ્ઞાતિ, અને રાજ્ય સંબંધી સર્વનું સ્વાર્થી હેત જણાવી, ધનમાં મન પણ ન રાખવું, પ્રાણ જાય કે પ્રેત થાય, વિગેરે, વિસ્તારથી જણાવીને, છેવટે કરે છે.

એ સર્વે અવસ્થામાં થાય સંગી, વાત કરું છું વીતી,
અરે દયા તું તે પ્રભુ મૂકી, શીદ કરે કયહુ પ્રિતી રે.

સાચા સગા સમર.

માયાજડિત સંબંધથી મુક્ત હતાં. પ્રભુ મિલનના તરખાટમાં દીન હદયે પ્રભુની પ્રાર્થના કરે છે.

હરિ જેવો તેવો હું દાસ તમારો,
કરુણા સિંધુ ગ્રહો કર આસરો—હરિ જેવો તેવો૦

× × ×

આ પછી

શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલશ્રીજી શામળીયા વ્હાલા,
સઘળું સમજો છો અંતરજામી નંદ લાલ રે.

આવા અનેક પદો પ્રસિદ્ધ છે. આર્ત હૃદયની પ્રાર્થના પછી ભગવાનનો સાક્ષાત્કાર થાય છે તે પ્રત્યક્ષ અને પરોક્ષ સ્વાનુભવ દિવ્ય સુગંધથી ભરપૂર એનું નામ **'અનુભવ મંજરી'**

'હું ત્હારો છું ત્હારો છુ'' એમ આર્તનાદ પછી, કૃપાળુ પ્રભુ. તું માગે છે એથી શરણાગતિનો સ્વીકાર કરે છે. અને છેવટે પ્રભુ કહે હું ત્હારો છું. આ સ્થિતિ ભક્ત કવિ શ્રી દયારામભાઈ અનુભવે છે. અતિગુપ્ત વર્ણન કાળે કરીને પ્રગટ થાય છે. એટલે વાંચવા પડે છે. છપાઈ પ્રસિદ્ધ થવાનો પ્રભુ જલદી સમય લાવે તેવી પ્રાર્થના છે.

આ દિવ્ય ગ્રંથનો પ્રારંભ આ રીતે થાય છે.

**સ્વપ્ન અનુભવ "प्रभुको मैं हुं."**

આપ કરે દઈ દરશન, તું મત સ્વપ્ન માનિયો,
પ્રત્યક્ષ મિલન હમારોં, તોકું ભયો જાનિયો.

**પ્રત્યક્ષ અનુભવ**

પ્રભો ઈક દા શ્રીયમુનાં તટ, રમણ સ્થલ મેં;
ઝાખે યુગલ કિશોર, મોહી દીની બિરદ બલમેં.
શ્રી વૃખ ભાન સુતા સોં, કહીયોં કુંજ બિહારી;
આગો તેરો ભાઈ મુકોવિંદ, કાજુ બિચારી.
ક્ષુધિત આહી એ પૂછી કછુક ખૈબે કોં પ્યારી;

નાથ બચન સુનિ, ત્યોહી પૂઠી મોહી કિન્ન કુમારી
કહ્યુ આયગો કહી તબ ગે, શરણે આયો,
સુગલ પાય પકજ પર મે યો કહી શિર નાયો
તમ દપત્તિ કર દયા, સુગ્મ પદ કર શિર ધારે
શ્રીમુખ અપનો કહ્યો દામ મબ નામ નિવારે

**પરોક્ષાનુવભ** × × × ×

એકદા શ્રીમદન મોહનજી, ન્હી વૈષ્ણવ કો યો
યાકો સબ મેરો હૈ, બિચારત હો કયા ?
એ તો મેરી દયા સખી હૈ, મોહી અતિપ્યારી,
યાહી તુમ ફિરિ આજ કરો નીકે મનુહારી

**પ્રત્યક્ષ**

પ્રત્યક્ષ કરના દિગ બૈઠાઈ ઝૂને પનના,
પરિરભણાદિ સમ સુખ દીને કરી નિજ લલના

× × ×

આવા અનેક અનુભવો છે પ્રયક્ષ અનુભવનુ એક પદ છપાઈ પ્રસિદ્ધ થયુ છે તે આ પ્રમાણે છે

આજકો દિન ધન ધન મોરી આઈ,
દેખે છેલ બ્રજ કુવર કન્હાઈ આજકો દિન
મદ મુસકાનિ ચિત્ત મોરો ચોર્યો,
કુટિલ કટાક્ષે કલેજો મેરો કોર્યો આજકો દિન
શ્રીમુખ દેખત સબ સુખ કીકે,
મધુર બચન ભયે જીવન જીકે આજકો દિન
અજ અજહૂ પદ રજ નહિ પાઈ,
સો લાલન મોહે બાર લરાઈ આજકો દિન

કહત અને નહિ જો સુખ પાઈ,
યો મન જાનત કે બ્રજ પાઈ. આજકો દિન

બહોત દિનનકી આશા પૂજી,
દયા પ્રિતમ કહી તોસી ન દૂજી. આજકો દિન

આ પ્રત્યક્ષ અનુભવ પછી, સાક્ષાત્કાર સિવાય મન ચિંતાતુર રહેતા, ભાવ એક પદમા પ્રગટ થાય છે.

શિદ કરે ચિંતા, છે શિર ભગવંતા રે ભગવંતા. ટેક
કહીશને સર્વને શિર છે તે, તો સહુ કયમ પરે ઉચ્ચારે.
પણ તુને તો આતમસાન કીધો છે, તું અધિકોને માટે

\+ × ×

લીલા પુરણ નિત્ય અમારી, હરિ બોલ્યા ત્યજ સંદેહ;
પ્રકટ પટંતર પ્રસાદ પ્રાપ્તિ, ફળ સમાન જયમ બધે છે
મુજ પાસે રહેવું છે હાવા, ચરમ જન્મ છે ત્હારો;
શ્રીજી બોલ્યા તુજ હૃદયે, સ્ફુટ સદા નિવાસ હમારો

× × ×

સૂચક સત્યનુ સ્વપ્ન વચન વિભુ, તુર્તન ભાસે સાચુ;
આગળ આમંત્રણ પછી ભોજન, સમર્થનું ન કદી કાચું
સાક્ષાત તુને પ્રાણ પોતાનો, મહાપ્રભુ શ્રીમુખ ભાખ્યો;
સ્વપ્ન સત્ય ને અંતજન્મ, હરિરક્ષણ સંદેહનવ ગખ્યો.
શ્રીગુરૂ બોલ્યા શ્રીજીની સેવા, અમો કરી વતી તહારી;
પ્રસન્ન થઈ ઉત્યા દિકવર, દીધા શ્રીકર શિર ધારી.
નહિ તજીએ કર ગ્રહ્યો કદાપિ, ઉભય લોકમા ત્હારે;
કશી ન ચિંતા ત્હારે કરવી, થશે વિચાર અમારો
સહુ સુખ આપ્યું સહુ દુખ કાપ્યું, સઘળી કરૂણા કીધી,
શ્રી માહા પ્રભુએ પોતાનો કહી, સહુ દુર્લભ વસ્તુ દીધી.

ફરી નથી અવતરવું સુણ, મારાથી અખંડ ગોકુલ વાસી;
શ્રીસ્વામિની મંદિર ઉરતાહરં, શિર કર ધરી કરી દાસી.
શ્રીપુરૂષોત્તમ નિજ રૂચિ બોલ્યા, કદાચ ન રહેશો ત્રાસે;
કર્તવ્ય કશું તારે છે નહિં; રહોપ્રભુ દઢ વિશ્વાસે.

× × ×

'અનુભવ મંજરી'માં આવા અનેક પ્રસંગો છે.

જે સાધન છે તેજ ફળ, સેના શ્રી વ્રજભૂપ,

પુષ્ટિપથ રહસ્ય

સાધન રૂપા તેજ ફળ રૂપા શ્રી હરિની સેવા છે. સેવા પરમ ફલ છે.

ભક્ત કવિ શ્રી દયારામભાઈનું હૃદય, પ્રભુને બિરાજવાનુ સ્થાન હોવાથી, શ્રી દયારામભાઈની વાણી ફળ રૂપા જ છે.

'યુગલ ગીત'માં શ્લોક ૨૪ ને શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધ અધ્યાય ૩૫ મા તે છે.

**बदरपाण्डुवदनो** આ વાક્યથી ભગવાનના મુખારવિંદની શોભાનું વર્ણન કર્યું છે અને આ પદ શ્રી મહાપ્રભુજી કૃત શ્રી સુબોધિનીજીમાં સુંદર વર્ણન છે.

**बदरवत् पाण्डुवदन इति, बदरो फलवाचकः**

બદર શબ્દ બોરડીના ફલવાચક છે. એના ધર્મ ક્ષણુ ક્ષણુમાં બદલાતા જાય છે. એની ઉપર તાપ પડે છે ત્યારે એની કાન્તિ ફરે છે એમા પણ અર્ધ પકવ પાંડુ વર્ણ થઈ જાય છે, પૂરા પાકે છે ત્યારે લાલ થાય છે. અર્ધપકવ છે. આગળ પૂર્ણ પકવ થશે.

આ પ્રમાણે ભક્ત કવિ શ્રી દયારામભાઈની 'અનુભવ મંજરી'માં પ્રારંભ, અર્ધ પકવ અને પૂર્ણ પકવ અનુભવો ફળરૂપ છે. ૧૩૦૦ કડીના ગ્રંથની મંજરી, મઘમઘતી સુવાસમય ફળ રૂપ

ભક્તિભાવથી, અધ્યયન અને મનન કરતા હૃદય ભક્તિભાવ પૂર્ણ થાય છે
એવુ અધ્યયન કરનાર મહાનુભાવી ભગવદીયોના મુખથી સાભળ્યુ છે

આ 'અનુભવ મજરી'ના અત ભાગમા
'સ્વપ્ન સત્યતા પ્રતિપાદન''

આ શિર્ષકની ૩૭ કડી છે તેમા વસ્તુ સંબધી સ્વપ્ન સત્ય માનવા પ્રમાણ સહપ્રતિપાદન છે આ કાવ્યમા છેવટે એક દુહો આ પ્રમાણે છે

અનુભવ આનદ મજરી, હરિકી સાચી એહ
સ્વપ્ન સત્યતા ગ્રથ, બિન પઢે ન હરે સદેહ

આ ગ્રથ ભક્ત કવિશ્રીની પ્રસાદિ વાણી છે વસ્તુત ભક્ત કવિશ્રીના કાવ્યો સર્વ પ્રસાદિ વાણી છે અતમા સત સૈયા ગ્રથમાથી એક દૃષ્ટાતરૂપ લઈ આ લેખ પૂર્ણ કરીશુ

બિન સબધ હરિ મધ્ય સગ, અતિ અદ્‌ભુત જ કામ;
આરકૂટ ભૂખન રુચિર, પે જીથી મિલે ન દામ.
ટીકા મૂળ ગ્રથ પ્રમાણે

શ્રી હરિના સબધ વિનાનુ જે કાવ્ય તે ઘણુ અદ્‌ભૂત હોય તો એ પણ તે નકામુ જાણવુ હરિગુણના કાવ્યમા જેવો રસ તેવો તેમા નથી તે જેમ આરકૂટ જે પીતળ તેનુ ભૂષણ જે ઘરેણુ તે રુચિર કરતા સુદર ઘડેલુ હોય તોપણ, સોનાના મેલા ઘરેણા જેટલા પણ દામ ન આવે

આ પ્રમાણે ભગવાનના જન્મ કર્મ દિવ્ય છે તેમ ભગવદીયનો જન્મ જીવન કાર્ય ને કર્મ દિવ્ય છે. **जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्तितत्त्वत** શ્રી ભગવદગીતા અ ૪ શ્લોક ૯

# પરિશિષ્ટ : ૧૩

। श्रीमदनमोहनो जयति ।

## ભક્ત કવિશ્રી દયારામભાઈનું જીવનદર્શન

| સંવત | મિતિ | કાર્ય | સ્થળ | વય |
|---|---|---|---|---|
| સંવત ૧૮૩૩ | ભાદરવા સુદી ૧૧ ઉપરાંત ૧૨ (શ્રીવામન દ્વાદશી) | કવિનો જન્મ | ચાંદોદ | |
| ૧૮૩૭ | | ગોસ્વામી શ્રી દેવકીનંદજી મહારાજ દ્વારા અષ્ટાક્ષર મંત્રદાન | " " | ૪ |
| ૧૮૪૧ | | યજ્ઞોપવિત | | ૮ |
| ૧૮૪૩ | | કવિશ્રીના પિતાશ્રીનો ગોલોકવાસ | ચાંદોદ | ૧૦ |
| ૧૮૪૫ | | કવિશ્રીના માતુશ્રી મહાલક્ષ્મીનો ગોલોકવાસ | " | ૧૨ |
| ૧૮૪૫થી ૧૮૪૭ | | કવિશ્રીના માશી દેવબા સાથે વસનાટ | ચાંદોદ તથા ડભોઈ | ૧૨થી ૧૩ |
| ૧૮૪૬ | શ્રાવણ વદી ૮ | તત્ત્વ પ્રબંધ ગ્રંથ ધરલ ધનાશ્રી રાગમાં રચ્યો | ચાંદોદ | ૧૩ |
| ૧૮૪૭ | | પરમ ભગવદીય શ્રી ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ | તેનનાવ | ૧૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૮૪૭થી ૮૪૯ | ફાગણ સુદી ૧૩ | કવિશ્રીએ ભારતમાં પ્રથમ પર્યટન કર્યું | | ૧૪થી ૧૯ |
| ૧૮૪૭ | । | ગોસ્વામી શ્રી વલ્લભલાલજી મહારાજ દ્વારા બ્રહ્મસંબંધ | શ્રીનાથદ્વારા | |
| ૧૮૫૮ | | શ્રી ગીતગોવિંદ ગ્રંથ સંસ્કૃતમાં ઉતાર્યો | ભરૂચ | ૨૫ |
| ૧૮૬૧ | | પાકી મસ્જીદ લીધી | | ૨૮ |
| ૧૮૬૨ | | પત્રલીલા ગ્રંથ રચ્યો | ડભોઇ | ૨૯ |
| ૧૮૬૩ | ભાદરવા સુદી ૧૫ બુધવાર | અજામિલાખ્યાનની રચના | ચાંદોદ | ૩૦ |
| ૧૮૬૪થી ૧૮૭૨ | | ભારતનું બીજું પર્યટન | | ૩૧ થી ૩૮ |
| -૧૮૭૨ | ભાદરવા સુદી ૮ | મતસંયા ગ્રંથ રચ્યો | ચાદોદ | ૩૯ |
| ૧૮૭૪ | શ્રાવણવદી ૮ સોમવાર | વસ્તુ વૃંદદીપીકા ગ્રંથ રચ્યો | ચાંદોદ | ૪૧ |
| ૧૮૭૫થી ૧૮૭૭ | | શ્રીનાથદ્વારા, શ્રી કાંકરોલી અને વ્રજયાત્રામા | | ૪૨ થી ૪૪ |
| ૧૮૭૯ | શ્રાવણ સુદી૮ ગુરુવાર | શ્રીમદ્ ભાગવતની અનુક્રમણિકા તથા શ્રીમદ્ ભગવદ્ ગીતા મહાત્મ્યની રચના | | ૪૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૮૦ | શ્રાવણ સુદી ૧૨ રવિવાર | શ્રી સૂર સારાવલીનુ પદબદ્ધ ભાષાંતર રચ્યુ | ડભોઈ | ૪૭ |
| ૧૮૮૧ | ૧૮૮૦ ભાદરના સુ.૨ ૧૮૮૧ માગશર સુદી ૬ તથા ૭ | શ્રીમહાપ્રભુજીના સાક્ષાત્ દર્શન | ડભોઈ | ૪૮ |
| ૧૮૮૨ | | શ્રીનિજ વિલાસામૃત ગ્રંથ રચના | ભરૂચ | ૪૮ |
| ૧૮૮૪ | | શ્રીરસિકવલ્લભ ગ્રંથ રચ્યો | ચાદોદ | ૫૧ |
| ૧૮૮૬ થી ૧૮૯૦ | વૈશાખ વદ ૧૦ થી | વ્રજયાત્રા | | ૫૩થી ૫૭ |
| ૧૮૯૩ | | પટ્ટ શિષ્ય શ્રી રણછોડભાઈનુ મિલન | | ૬૦ |
| | | ગંભીર મંદવાડ | | ૬૫ |
| ૧૮૯૮ | | ભક્ત કવિશ્રીએ વીલ કર્યું | | |
| ૧૮૯૯ | | સંગીત ઉસ્તાદ બાવાજી સાથે સંગીત સ્પર્ધા અને ઉસ્તાદનુ બહુમાન | વડોદરા | ૬૬ |
| ૧૯૦૬ | | શ્રીનાથજીના સાક્ષાત્ દર્શન | ડભોઈ | ૭૩ |
| ૧૯૦૯ | મહા વદી ૫ | ગોલોકવાસ | ડભોઈ | ૭૬ |

# પરિશિષ્ટ ૧૪

શ્રી. દયારામભાઈનાં વાજિંત્રો :—

(૧) તંબૂરા પાંચ. (૨) તબલાં ( વિવિધ માપનાં દશબાર જોડી, તબલા નરંગની–દષ્ટિ ) (૩) મૃદંગ બે–એક મોટી, એક નાની. (૪) સારંગી. (૫) બીન. (૬) સૂરમંડળ. (૭) સતાર. (૮) જલતરંગ. (૯) ચગ. (૧૦) કરતાલ

× × ×

શ્રી દયારામભાઈના અવશિષ્ટ વાજિંત્રો :—

(૧) તબૂરા બે. (૨) તબલાં બે જોડી. (૩) મૃદંગ (નાની)

× × ×

શ્રી. દયારામભાઈના પ્રધાન શિષ્યો :—

(૧) રતનબાઈ, (૨) પટ્ટ શિષ્ય જોશી રણછોડભાઈ, (૩) અમીન ઘેલાભાઈ, (૪) વસંતરામ, (૫) ગિરિજાશંકર જોશી.

× × ×

શ્રી. દયારામભાઈનાં સંસ્મરણો :—

ડભોઈ

(૧) સ્ટેશનથી તે કચેરી સુધીના સરિયામ રસ્તાને 'દયારામ રોડ' નામ શ્રીમંત સરકાર સયાજીરાવ (ત્રીજા) મહારાજાની આજ્ઞાથી આપવામાં આવ્યું છે.

(૨) દયારામ સ્મારક મંદિર
(૩) દયારામ બાલ પુસ્તકાલય
(૪) દયારામ મહિલા પુસ્તકાલય
} (સાઠોદરા વગામા)
(૫) શ્રી દયારામ શારદા મંદિર (વીસાલાડ વગામાં)

આણંદ

(૬) દયારામપુરી

## દયારામભાઈને ભાવાંજલીઓ

### (૧)

ગુજરાતના કવિ કુલ-ગુરુ પાર્શ ગયા કવિત-મધુ,
સાહિત્ય વિકસાવી ગયા એ દિવ્ય મંજુલ કાવ્યનું
ઉદ્યાનને તંબૂર-તંત્રી-નાદથી ગજવી ગયા,
આજ કવિની 'રસ-જયંતી' પ્રેમથી ઊજવો બધા .૧

ધ્વનિ, અલંકારો થકી શોભિત કરી કવિતાવલિ,
આદર્શ ઉજ્જ્વલ મૂકતા કવિ કાવ્ય રાગ દૈન્યથી,
શ્રીકૃષ્ણના મૃદુ-ધ્યાનમાં તન્મય બની રહેતા સદા
આજ કવિની 'રસ-જયંતી' પ્રેમથી ઊજવો બધા ..૨

વેદાંત – તત્ત્વતણી કરી સારસ્વથી આલોચના,
ભક્ત-ગણમાં નવ્ય-ચેતન રેડનારા એ હતા.
કામ-ક્રોધાદિ તણી એ તો ઘૃણા કરતા હતા
આજ કવિની 'રસ-જયંતી' પ્રેમથી ઊજવો બધા ૩

કવિવરતણા સાહિત્યથી ઉપકૃત થયું ગુજરાત આ,
કવિવરતણા પ્રાકટ્યથી કૃતકૃત્ય થયું ગુજરાત આ,
સાહિત્ય-ઉપવનના હતા એ તો રસિક[1] માળી અહા !
આજ કવિની 'રસ-જયંતી' પ્રેમથી ઊજવો બધા...૪

–નિ.લી.ગો. શ્રી વ્રજનાથલાલજી મહારાજ 'પરાગ'

卐

---

१. रसिका कामवर्जिता । [ श्रीमद्वल्लभाचार्य चरणा ]

## (૨)

## શ્રી દયારામ

દયારામ દયાની મૂર્તિ, દિવ્ય પ્રવાહ વહેતા મૂક્યા;
સદા રસ-વાણી-અમૃત પીતાં કવિ-પંડિતમન્યો ચૂક્યા. ૧
ગરબા-ગરબી ભક્તકવિનું કાવ્ય-કલાગમ કમનીય કામ;
પ્રતિવાદી ને નિંદકમતિ જે, તેને નથી અહીં દગ્શા દામ ૨
ગિરિધર-ગોપી-પદરજલુબ્ધક, અતર માન ગુમાન ન હોય;
કો' વદે કિંબવે કો' નિંદે તેના સન્મુખ જગ ન જોય. ૩
કૃષ્ણકથારસ અમૃત લગનિ કૃષ્ણકૃપાથી મન રહે મગ્ન;
દુઃખ-સુખ, લાભ-અલાભ મહીં છે સમબુદ્ધિ, પ્રભુ-પદમાં લગ્ન ૪
વિરલા ભક્ત કોટિને વિલસે, દુન્યવીને નવ તેમાં ગમ;
ભરી સભામાં શ્વાનને ભમતા નથી લાજ કે નથી શરમ. ૫
સંસારવેગી કૃષ્ણ-કેલિરસ કવિ-કલેજાંથી પ્રકટ્યો;
પ્રેમ-દૈન્યથી જેણે પીધો તે ભવ-ભડકણથી અટક્યો. ૬
કૃષ્ણકથા સાગરનાં મોજાં અખંડ કવિ-ઉરમાં લ્હેરાય;
દિવ્ય કાવ્ય-કૃતિ જોઈ કવિની એ ભક્તે મનસા ઘેરાય. ૭
કવિના અક્ષરદેહ ઉપદેશક બ્રહ્મદષ્ટિવાળા અહોરાત;
સ્વભાવવિજય છે 'વ્યાસ' તેહનો, તે ઉર પ્રકટે ભક્તિ-પ્રભાત. ૮
પ્રમાણચતુષ્ટય કૃષ્ણાનનનું કવિના સિદ્ધાંતે રેલાય;
ઘરની વાત કંઈ નથી ગોઠતી, કૃષ્ણ-રસનિર્ભર છલકાય. ૯
નિગમ કલ્પતરુવરનું પક્વ ફળ, પરમ પીયૂષનું કરો રસપાન;
નથી વાદવિવાદ દર્શનોનું ભક્ત હૃદયમાં જરાય ભાન. ૧૦
પ્રેમરસપૂર રસવંતું જીવન જીવતાં શીખે દૈવીજીવ;
વલ્લભી 'વ્યાસ' છેદે માતરનો, વધો યશ યુગ યુગ, થાઓ શિવ. ૧૧

—મુખિયાજી ભાઈલાલ છગનલાલ વ્યાસ

## ભક્ત કવિશ્રી દયારામભાઈનું
### નવું સ્મારક ભવન



ઝારોલા વાગામાં ડભોઈ

# પરિશિષ્ટ ૧૫

ભક્તકવિ શ્રીદયારામભાઈનો

## જીવન–સંદેશ

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.

❧

રીઝે રાબડી થકી તો ગરીબલોક રે, ભોગીને ન ભાવે રે

❧

પ્રીત ના કહેવાય તે તો સ્વારથ સમજવો, ચાર દિવસ પ્રગટી ને ઘટી.

❧

નેહ નેણુના કટાક્ષમાં જણાવીએ જો,
દુરિજન દેખતાં વ્હાલાને ન બોલાવીએ જો

❧

સાત ગળણે ગળયા પછી બોલ બોલીએ જો,
બોલ બોલ્યા પછી દુઃખ થયે ન ડોલીએ જો

❧

કાળી કસ્તૂરી પણ ગુણ ગ્રહીએ સદા જો,
રાતાં ઇદ્રવરણાંથી ન મોહીએ કદા જો

❧

બોલતામાં મૂલ્ય મનુષ્યતણું કીજીએ જો,
મુખે કહીએ નહિ, ચિત્તમાં ચેતી લીજીએ જો.

❧

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ,
તે કરે ચહાય તે કામ, આપણ તો મરીએ.

❧

## પરિશિષ્ટ ૧૫

<u>ભક્તકવિ શ્રીદયારામભાઈનો</u>

# જીવન–સંદેશ

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે.

⌘

રીઝે રાબડી થકી તો ગરીબલોક રે, ભોગીને ન ભાવે રે

⌘

પ્રીત ના કહેવાય તે તો સ્વારથ સમજવો, ચાર દિવસ પ્રગટી ને ઘટી

⌘

નેહ નેણુના કટાક્ષમાં જણાવીએ જો,
હરિજન દેખતાં વ્હાલાને ન બોલાવીએ જો

⌘

સાત ગળણે ગળ્યા પછી બોલ બોલીએ જો,
બોલ બોલ્યા પછી દુ:ખ થયે ન ડોલીએ જો

⌘

કાળી કસ્તૂરી પણ ગુણ ગ્રહીએ સદા જો,
રાતા ઇંદ્રવરણાથી ન મોહીએ કદા જો

⌘

બોલતામા મૂલ્ય મનુષ્યતણું કીજીએ જો,
મુખે કહીએ નહિ, ચિત્તમા ચેતી લીજીએ જો.

⌘

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ,
તે કરે ચહાય તે કામ. આપણ તો મરીએ.

⌘

પ્રસૂતાની પીડા રે વધ્યા તે શું જાણે ?
જાણ્યું કેમ આવે રે માણ્યાને પરમાણે ?

xx

જેનું મન જેશું માન્યું રે તેને સુખ તેથી મળે
તે વિના તે સારુ રે ના'વે તેની આંખ તળે

xx

તમારા હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાદરણે રે, અમો રીઝું ચદ્ર મળ્યે.

xx

સ્નેહતણો ઘા મલમથકી ના રુઆય રે, રસિયાજી !

xx

સર્વે કામ છોડીને પરથમ ગુરુ ગોવિંદને ભજીએ જી

xx

આપ વખાણ, અવરની નિંદા, પરપત્ની શું હાસ્ય જી,
અતિ ભાષણ, કટુ જીભ ચલાવે મોટમપણનો નાશ.

xx

લાખ ગુમાવી સાખ રાખજો, સાખે મળશે લાખ જી,
લાખ ખરચતા સાખ નવ મળે, સાખ ગયે સહુ ખાખ !

xx

જેથી પ્રીત વધ્યાની ઇચ્છા તે ઘર ત્રણથી ડરીએ જી,
વિવાદ, ધનવહેવાર, પરોક્ષે વામા વાત ન કરીએ.

xx

તન મન-વસન સુવિમળ રાખીએ, આળસ ક્રોધ ન કરવો જી,
પરદુઃખ દેખી પ્રસન્ન થાવું, પાખંડ ધર્મ ન ધરવો.

xx

જાર જુગારી તસ્કર વ્યસની, વિશ્વાસે નવ રહેવું જી,
વહેવારે વેપારે લજ્જા નવ ધરવી. સ્પષ્ટ કહેવું

xx

કૃત ઉપકાર ના ભૂલી જઈએ, ગુણ સઘળેથી લેવો જી,
અન્નદાતાને આધીન રહેવું, લાલચ દગો ન દેવો.

xx

પરઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવું જી,
ગુંજ કરતાં હોય બે જણાં, ત્યાં વણતેડ્યાં નવ ધસવું.

xx

'દયો' કહે મારે તે મોટો, કરે કૃષ્ણની સેવા.

xx

હે મનવા ! શ્રીહરિશરણે રહેજે.

xx

મનતણો ગુરુ મન કરીશ, તો સાચી વસ્તુ જડશે.

xx

તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, ત્યાં લગી તું કાચો

xx

માયા, મેવો મીઠડો જ્યમ જ્વરમાંહે ઘી જ;
હરિરસાયન ગુણ ઘણો, ઔષધ જાણીને પી જ.

xx

સાચું તે સગપણ રે, સમજ મન ! શ્યામતણું,
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામતણું.

xx

સાચા સગા સમર શ્રીગિરિધર, કોઈ સમે નવ ચૂકે,

આફતવેળા સહુ રહે અળગું, કોઈ નવ આવે ઢૂંકે રે

નંદનંદન પ્રગટ સ્વામી સમજ્યા વિના,
બ્રહ્મ નિજ માન્યે સુખ શું? વિચારો.

શું જાણે વ્યાકરણી? વસ્તુને શું જાણે વ્યાકરણી?
મુખ પર્યંત ભર્યું ઘૃત, તદપિ સ્વાદ ન જાણે બરણી

સાંભળ શિક્ષા તું મન મારી, સાચી કહું એક વાત,
મનુષ્યદેહ દુર્લભ, ભજ હરિને, જ્યાં લગી કુશલાત.

શ્યામ સેવીએ યા ગોવિંદ ગાઈએ, કોરી કથનીથી શું થાય?

ઇચ્છાબળ આગળ અદૃષ્ટ અળગું રહે,
ના થવાનું કરે ગિરિવરધારી.

હરિને ભજતાં રે, વારે તેને તરત તજો

તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે?
ધણીનો ધાર્યો મનસૂબો, હર-બ્રહ્માથી નવ ફરે.

હરિ તુંને પ્રસન્ન તે કયમ થાય? તારા મનનું કપટ ના જાય,
પ્રભુ તુંને પ્રસન્ન તે કયમ થાય? તારા દિલનો છલ નવ જાય.

'દયા' જગતમાં તે બચે, જેનો કર ગ્રહે નંદકિશોર.

કર ચિત્ત ચિંતન કોઈ પ્રકારે, સદાનંદ શ્રીકૃષ્ણતણું,
પરમાનંદ ઉદે થાય અંતર, ન રહે પાપ-સંતાપ અણુ

xx

મન! મોહનને ના ભૂલ તું દેખી માયાનો રંગ,
અંતે પસ્તાવો બહુ થશે, કોઈ નહિ આવે સંગ

xx

ચેત, ચેત, મન! ચપળ થઈને કૃષ્ણ કૃપાનિધિ ભજની,
જૂઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજની.

xx

ધન્ય ! જેણે હરિ-ગુણ ગાયા,
સંસારમાં ધન્ય ! જેણે હરિ ગુણ ગાયા.
સારા સંસારમાં તે જન જીત્યા,
બીજા સહુ જાણજો વહવાયા-સંસારમાં

xx

સૌથી સમરથ રાધાવરનો આશરો

xx

કૃષ્ણ વિના શિર અવર નમે તો, છે છેદનનો દંડ,
નંદકુવર વિણ નામ જપે તો, જિહ્વા કરું શતખંડ,
અવર દેવની આશ કરે, અઘ ભાજે બ્રહ્માંડ,
અન્ય અમર દર્શન દોડે પગ, તો પાડું, પિંડ,
એક વર્યો ગોપીજનવલ્લભ, નહિ સ્વામી બીજો

xx

હરિ ભાવ વિના, કેવળ કૃતિ કર્યેથી કાર્ય ના થાયે,
જયમ અગ્નિ વિના, ભસ્મમાં ધૃત હોમે તે એળે જાયે

xx

અનન્ય પતિવ્રત નહિ જેને, તેને કહીએ વ્યભિચારી

ક્ષમા, દયા સમદષ્ટિ જેમા, સત્ય પ્રથાએ ચાલે રે,
સતોષી, સાત્વિક ને વિવેકી, ભજનાનંદમા મ્હાલે રે,
તે ભગવદીના દર્શન દુર્લભ, જેનુ ભાગ્ય હોય તેને ભેટે રે

તાદશી જન તેને જાણીએ રે, જેમા એવા ગુણ હોય,
નિંદા સ્તુતિ ના કરે કોઈની, સઘળે સમદષ્ટિ જોય

હમ તો કૃષ્ણ છબીલો હી ગાવે
નિર્ગુન બ્રહ્મ હમે નહિ ભાવે

ભજ ભગવત, સત્‌સગત કર, બન સદ્‌ગુરુ કા ચેરા,
માયા પટક, અટક 'દયા' હરિપદ, કર લે કૃષ્ણ સો નેરા

હર દમ કૃષ્ણ કહે શ્રીકૃષ્ણ કહે તૂ જબાઁ મેરી,
યેહી મતલબ કે ખાતર કરતા હૂ ખુશામદ તેરી

મેરા પ્રભુ કૃષ્ણચદ્ર બકા, જગત મે હૈ જિનકા ડંકા

પ્રીત વહાઁ પરદા કહાઁ ? પરદા વહાઁ કહા પ્રીત ?
પ્રીત વહાઁ પરદા ભયા, સો પ્રીત નહિ, વિપરીત

કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીઝો !
પ્રાણી જાય પણ અન્ય કૃતિમા મન રખે ભીંજો

ભક્તિ મણિ, જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર,
મણિ અભય, દ્યુતિ અચળ છે, દીપકને તો ભય છે અપાર,
અપાર ભય-વાયુથી વામે તેલ પાત્ર બાતી વણ લય પામે,
જ્ઞાન સભય તો અન્ય કોણ માત્ર? નિર્ભય ભક્તિ સકળ સુખપાત્ર
—સેવો શ્રીકૃષ્ણકૃપાળ

માયા છે ઘટી, ખિલડો હરિ, તેમા જીવ ચરાચર અન્ન,
જે પડયુ તે પીસાય છે, તુ જોની પ્રગટ લોચન,
લોચન જો એક બચે છે તેહ, ખીલ સમીપે રહે છે જેહ,
જે અણુ ત્યાથી ખસ્યો કણ આઘો, તે તત્કાળ દળાવા લાગ્યો
—સેવો શ્રીકૃષ્ણકૃપાળ

જેમા આગળ મોટી હાણી, તેમા પ્રથમ રેડવુ પાણી

જેને પ્રપચ-પ્રીતિ ઘેરી, જાણો હાથે બેડી પહેરી

જે કોઈ પરસુખ દેખી દાધા, તેને સુખ મળવાની બાધા

સહુ બળ છે ને બહુ ગમ ખાય, સહુથી મોટો તે કહેવાય

જે જન સમજી મૂકે પાય તે જન ક્યાયે ના પસ્તાય

જાણો આળસનુ સુખ એવું, માણો મોજ કરીને દેવુ

જેના મનમા મોટો ગર્વ, તેને પાછળ નિંદે સર્વ

જેના કરમા આવ્યુ મન, તેને સરખુ ઘર ને વન

ઘરથી અંત લગી મતિ એક, તે તો કહીએ સાચી ટેક.

'દયા' પ્રીતમ શ્રીગોવર્ધનધર પ્રેમભક્તિએ વરે

એ રે મંડાણનુ મૂળ હરિ-ઇચ્છા રે

અન્યનો અંતર અવગુણ ન આણીએ રે, એ છે ભવ તરવાની બુધ

મનતણો ગુરુ મન કરીશ, તો સાચી વસ્તુ જડશે,
'દયા' દુઃખ કે સુખ માન પણ સાચુ કહેવુ પડશે



## પરિશિષ્ટ ૧૬

### ભક્તકવિ શ્રીદયારામકૃત

# પ્રશ્નોત્તરમાળા

પ્ર. શ્રીજીથી ન સહેવાય તે શું ?
ઉ. શ્રીરાધાનો વિયોગ અને ભક્તોનો દ્રોહ

પ્ર. જે અપરાધ મટવાનો ઉપાય ન મળે તે કયો ?
ઉ. શ્રીહરિથી બહિર્મુખતા.

પ્ર. શ્રીજીને ઘણું વહાલું કોણ ?
ઉ. પોતાની પ્રેમભક્તિ.

પ્ર. શ્રીજીને કૃપા ઉપજાવે તે સાધન શું ?
ઉ. સાચી દીનતા.

પ્ર. થોડે શ્રમે ઘણું ફળ તે શું ?
ઉ. શ્રીકૃષ્ણનામ.

પ્ર. સર્વત્ર સુખ કોને ?
ઉ. સંતોષીને.

પ્ર. મનનું વાહન તે કોણ ?
ઉ. લોચન.

પ્ર. સહેજે ધ્યાન શાનું થાય ?
ઉ. જેની આતુરતા હોય તેનું.

પ્ર. રંકથી રંક કોણ ?
ઉ. ગુનો.

પ્ર. હળવાથી હળવો કોણ ?
ઉ. માગણ.

પ્ર. ઉપાનથી નીચું શું ?
ઉ. નિંદક.

પ્ર. ચિતાથી ભૂંડું શું ?
ઉ. ચિંતા.

પ્ર. મિત્ર થકો શત્રુ કોણ ?
ઉ. આળસ.

પ્ર. બેડીથી બંધન શું ?
ઉ. મોહપાશ.

પ્ર. કાળથી (મોટો) શત્રુ કોણ ?
ઉ. દુષ્ટસંગ.

પ્ર. પંડિત છતા મૂર્ખ કોણ ?
ઉ. અહેખો.

પ્ર. પ્રીતની પાળી કઈ ?
ઉ. કપટ અને કુવચન.

પ્ર. ધર્મ પણ અધર્મ થાય તે શાથી ?
ઉ. શ્રીહરિના અનાદરથી.

પ્ર. જેનો ઉપાય નહિ તે રોગ કયો ?
ઉ. પોતાનો સ્વભાવ.
પ્ર. જગતમા અમર કોણ ?
ઉ. આશા.
પ્ર. મુખ વનો પુરુષ કોણ ?
ઉ. ન્યાય (કેમકે તેને મુખ નથી )
પ્ર. છતી આખે આધળો કોણ ?
ઉ. કામી.
પ્ર. છને કાને બહેરો કોણ ?
ઉ. સ્વાર્થી.
પ્ર. માથા છતે માથા વનો કોણ ?
ઉ. વ્યસની.
પ્ર. છતે હાથે લૂલો કોણ ?
ઉ આળસુ.
પ્ર. છતે પગે પાગળો કોણ ?
ઉ. હુકમવાળો.
પ્ર. છતે નાકે નકટો કોણ ?
ઉ. લોભિયો અને નિર્લજ.
પ્ર. છને કાળજે નકાળજો કોણ ?
ઉ. સાહસકર્મી.
પ્ર. કર્મ કરે કોઈ ને ભોગવે બીજો તે શું ?
ઉ. તે તો નેત્ર સ્નેહ કરે; મન બંધાય.
પ્ર. સર્વથી મોટો કોણ ?
ઉ. ક્ષમાવાળો.
પ્ર. જેની ઉપર ઈશ્વરનું બળ પણ ના ચાલે, તેવું બળિયુ કોણ ?
ઉ. ઈશ્વરના સાચા ભક્ત; કેમકે તેનાથી ઈશ્વર પણ હારે.
પ્ર. પરમેશ્વરને વશ કરવાનો જાદુ કયો ?
ઉ નિઃસ્વાર્થ પ્રેમ.
પ્ર જેમા કિંચિત્ લાભ નહિ ને પાપ અતિશે જ તે શું ?
ઉ. જૂઠું બોલવુ તે.
પ્ર. જેનું મૂળ કિંચિત્ ને ફેલાવ ઘણો તે શી વસ્તુ હશે ?
ઉ. એક તો નદી અને બીજો કલેશ.
પ્ર. કામ-દામથી અળગા તે શાથી મરે ?
ઉ. જશથી.
પ્ર. ચેતન્ય વિના વાતો કોણ કરે ?
ઉ. લખેલું પત્ર.
પ્ર. વાણી, હસ્ત અને શસ્ત્ર વિના મારે તે કોણ ?
ઉ. નેત્ર.
પ્ર. ઊજળો ઉદ્યમ, પણ સર્વને હાનિરૂપ તે શું ?
ઉ. અનાધ્યાયનું ભણવુ.

# પરિશિષ્ટ ૧૭

Correspondence—( see the "Gujarati" dated 12-1-1902 )

સરસ્વતીચંદ્ર ભાગ ૪ મા સાક્ષર ગોવર્ધનરામભાઈ ત્યાગમભાઈની ગરબી ઉપર નીચે પ્રમાણે ત્યાગમભાઈને ભાવાર્થ આપે છે

"મિત્ર જાગો મનમોહન પ્યારા મોહન પ્યારે નંદદુલારે મિત્ર જાગો૦"—

I swear, I swear, there is no lascivious note in these lines of our good friend Dayaram, in spite of all that libidinous veneer over them which is meant to dazzle and catch into its flame, the unlearned, worldly and sinking soul, in order that she may rise thereform like the phoenix, into the heaven of devotion Is then this a lewd religion, as they say? Most certainly not "Tis the yearning for the Beautiful, for the Beautiful in the Divine The beauty which the sight-seers admire, is to the Bhakta, a trance of intense love

And have my countrymen a right to object to all this, as being a wrong side of religion? No No Not until the generation that frowns, at this, can boast of the birth of a new poet of God, whose fervour of soul will be able to soar as high, as does the spirit of this song Science I love, but not at the cost of this-the sweet living heaven, of the poverty stricken angels of my countrymen Can't give them up for the highest blessings of the Western Civilization"

卐

# પરિશિષ્ટ ૧૮

## ભક્તકવિ શ્રી દયારામભાઈનું ઋણ ભરપાઈ કરવા ગુજરાતના સંસ્કાર પ્રેમીઓને નમ્ર વિનંતી

૧ દયારામભાઈના પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ કાવ્યોનો એક સંગ્રહ એક સ્થળે ડભોઈમાં કરવો.

૨ અપ્રસિદ્ધ કાવ્યોને પ્રસિદ્ધ કરવા.

૩ પ્રસિદ્ધ પણ અપ્રાપ્ય કાવ્યોની નવી આવૃત્તિ કરવી.

૪ દયારામભાઈની જયંતી એકલા ડભોઈમાં જ નહિ, પણ તમામ નાનાં મોટાં શહેરોમાં અને ગામડાંમાં ઊજવાય–અને તેવા પ્રસંગોએ સારા સારા વ્યાખ્યાતાઓનાં વ્યાખ્યાનો થાય તેવો પ્રબંધ કરવો.

૫ દયારામભાઈની જયંતી અને પુણ્ય તિથિઓ પ્રાથમિક, માધ્યમિક, શાળાઓમાં તેમજ કૉલેજોમાં ઊજવવા માટે પ્રબંધ કરવો.

૬ દયારામભાઈની લોકપ્રિય ગરબીઓ અને પદોની રેકર્ડો ઉતરાવવી.

૭ યુનિવર્સિટીના ગુજરાતી વિષયના અભ્યાસમા દયારામભાઈની કવિતાને સ્થાન આપવું.

૮ યુનિવર્સિટીઓમાં દયારામ ભાઈ ને લગતો સંશોધન વિભાગ ખોલવો.

૯ માધ્યમિક શાળાઓના પુસ્તકોમા દયારામભાઈના કાવ્યોનો સમાવેશ કરવો, તેમજ ' દયારામભાઈનુ જીવન ચરિત્ર ' સારી રીતે રજૂ થાય તેવા પ્રસગોવાળા લેખો તેમાં દાખલ કરાવવા

૧૦ દયારામભાઈ વિશે ગેરસમજૂતી ભરેલાં અગર ભ્રામક વિચારો ફેલાવનારા લેખો કોઇ વિવેચક, સાક્ષર કે બીજાઓ દ્વારા લખાયેલાં હોય તો તે સામે સાચી હકીકતમા લેખો અગર પત્રિકાઓ પ્રગટ કરવી.

૧૧ જ્યા જ્યાં ભજન મંડળીઓ કે સત્સંગ મંડળીઓ હોય ત્યાં ત્યાં દયારામભાઈનાં કીર્તનો ગવાય તેવા ઉપાયો યોજવા અને બને તો

'દયારામ ભજન મંડળી' એવું નામ રાખવું.

૧૨ દયારામભાઈની સ્મૃતિમાં ડભોઈમાં એક 'સ્મૃતિ-મંદિર' બાંધવું.

૧૩ ગુજરાતના નાના મોટાં શહેરોમાં 'દયારામ સાહિત્ય મંડળ કાઢી' દર એકાદશીને દિવસે એમના પુસ્તકોનું જાહેરમાં વાચન-મનન કરવું.

૧૪ મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી સંચાલિત મ્યુઝિક કૉલેજમાં પણ દયારામ રચિત પદો અને રાગ રાગણીઓને પ્રથમ સ્થાન આપવું.

૧૫ નર્મદ સાહિત્ય સભા, પ્રેમાનંદ સાહિત્ય સભા, વર્નાક્યુલર સોસાયટી વગેરે સાહિત્ય-પ્રચારક મંડળો મારફતે દયારામ-સાહિત્યનો ફેલાવો થાય એવો પ્રબંધ કરવો.

૧૬ વડોદરા-અમદાવાદ રેડિયો તરફથી વારંવાર દયારામભાઈની ગરબીઓ ભજનો, પદો વગેરે રીતે કરાવવા.

૧૭ દયારામભાઈની જયંતી પ્રસંગે ગુજરાતના તમામ વર્તમાન પત્રોએ 'ખાસ પૂર્તિઓ' કાઢી દયારામભાઈનાં જીવન-અને કવનનો પ્રજાને પરિચય કરાવવો.

—પ્રકાશક



# પરિશિષ્ટ ૧૯

# ભક્તકવિ શ્રીદયારામભાઈનું સ્મારક ડભોઈમાં

ભક્ત કવિશ્રી દયારામભાઈનું સાચું સ્મારક તેઓશ્રીના સાહિત્યનો પ્રચાર જ છે તેઓશ્રીના સમયમાં, તેઓશ્રી જાહેર સમાજમાં તેમ જ ભગવદ્મંડળી દ્વારા પ્રચાર કરતા અને તે પછી તેઓશ્રીના શિષ્યદ્વારા સઘળે જાહેર સમાજમાં થતો હતો તેમના પદો મુખપાઠ દ્વારા ડભોઈમાં તેમ જ ગુજરાતના મુખ્ય શહેરમાં લોકોએ ગાવા માંડ્યા અને તેમનું સાહિત્ય લોકભોગ્ય બન્યું

ગુજરાતમાં અને અન્ય સ્થળે ભક્ત કવિશ્રીના કાવ્યોની સુવાસ ફેલાઈ રહી હતી તે પછી છાપખાનાની કળાનો પ્રારંભ થયો અને કર્ણોપકર્ણ સંભળાયેલા કીર્તનો પ્રથમ મુંબઈથી છપાવા લાગ્યાં અમદાવાદમાં પણ આવો પ્રચાર શરૂ થતાં છપાયેલા ગ્રંથોમાં અશુદ્ધિ ઘણી રહેવા પામી સમય જતાં ભક્ત કવિશ્રીના શિષ્યપુત્ર પરમ ભગવદીય શ્રીનાથજીભાઈના ધ્યાનમાં અશુદ્ધ સાહિત્ય વાંચવામાં આવ્યું તેઓશ્રીએ અશુદ્ધિ નિવારવા ગંભીર પ્રયાસ શરૂ કર્યો આના પરિણામે શ્રીનારાયણદાસ પરમાનંદદાસ ડભોઈવાળા દ્વારા શ્રીદયારામ કાવ્યમણિ માળાના ૭ ભાગ છપાઈ પ્રસિદ્ધ થયા તેમાં ભાગ ૧-૩-૪ની બીજી આવૃત્તિઓ પણ પ્રસિદ્ધ થઈ

શ્રીસયાજીરાવ ગાયકવાડનો મુકામ ડભોઈ થયો તે વખતે વડોદરા પ્રાંત સૂબા માણેકલાલ નાગર હતા શ્રીસયાજીરાવ ગાયકવાડની સૂચનાથી સ્મારક ફંડ માટે લોટરીની ટીકીટો કાઢવામાં આવી ડભોઈમાં સાઠોદરા નાગર ગૃહસ્થ શ્રીશંકરલાલ પ્રેમાનંદજી દ્વારા કેટલીક ટીકીટો વેચાઈ તેના નાણાં તેમની પાસે રહ્યાં અને અન્ય સ્થળે ટીકીટો વેચાઈ તેના નાણાં

સૂરા માણેકલાલ પાસે ગયા. તેઓ ગદગદાયા અને નિવૃત્ત થયા, ભેગા થયેલા નાણા તેમની પાસે ગયા. ડભોઈમાં સ્મારકભવન થાય અને કવિશ્રીના જન્મ દિવસે જયંતિ સભાઓ થાય તેની ભાવના જાગૃત થઈ, તે સફળ થઈ છે.

શ્રીશંકરલાલ પ્રભુનાથજી પાસે રહેલા નાણાના વ્યાજમાંથી દર સાલ જયંતિ ઉત્સવ ઉજવવા માંડ્યા. પછી શ્રીનાથજીભાઈ દસ્તાવેજ લખવાનું કામ કરતા હતા. વડોદરા પ્રાંત તાલુકાના આમગવી ગામના વૈષ્ણવ છગનલાલ ગોકુળદાસની મિલકતનું વીલ લખવા, શ્રીનાથજીભાઈને ત્યાં જવાનો પ્રસંગ આવ્યો. તેઓશ્રીની સૂચનાથી તેમનું મહેરું, દયારામ સ્મારક નિમિત્તે મળ્યું. તેની ઉઘરાણી તેઓશ્રી નાથજીભાઈ તથા તેમની ભગવદ્ મંડળીના વૈષ્ણવોએ આસામીઓ પાસેથી નાણા મેળવ્યા. તે ડભોઈમાં શરાફની પેઢીમાં મૂક્યા. સમય જતા શ્રીનાથજીભાઈની પ્રધાન ભાવના સફળ થઈ અને ડભોઈમાં તે નાણાથી મકાન ખરીદ થયું ત્યાં પછી શ્રીનાથજીભાઈ સંગ્રહીત હસ્તલીખીત તથા છપાયેલા ગ્રંથો અને શ્રીદયારામભાઈના સ્મરણ ચિહ્ન તરીકે તબૂરો વીન તથા ચશ્મા વિગેરે મૂકેલા છે. તીર્થના ધામ સમું આ સ્મારક મંદિર થયું છે.

ડભોઈના મુખ્ય માર્ગને "દયારામ રોડ" એવું નામ આપવામાં આવ્યું છે. મહિલા તથા બાલ પુસ્તકાલયની સ્થાપના થઈ. આ પુસ્તકાલય જ્યાં બંધાયું છે તે જગ્યા શ્રીશંકરલાલે સ્મારક ભવન બાંધવા ખરીદેલી, પણ તે થઈ શક્યું નહિ. શ્રીસયાજી પુસ્તકાલયના નિધિને આ જગ્યા શ્રીશંકરલાલે આપી તેથી બાળ તથા મહિલા પુસ્તકાલય થયું અને તે પુસ્તકાલયના કમ્પાઉન્ડમાં ભક્ત કવિશ્રીની પ્રતિમા મૂકવામાં આવી છે.

આ પછી વૈષ્ણવ કૃષ્ણલાલ હિંમતલાલના પ્રયાસથી ડભોઈમાં ઝાગેતાવાગામાં નવું "શ્રીદયારામ વ્યાપક ભવન" તૈયાર થયું છે અને મોટા મંદિર સામે 'ભક્તકવિશ્રી દયારામભાઈ સનાતન ધર્મ પુસ્તકાલય' ચાલે છે.

# સાક્ષર શ્રી શંકરપ્રસાદ છગનલાલ રાવળ

ભક્ત કવિશ્રી દયારામભાઈના જીવનચરિત્રના લેખક
તથા રસસુધાના સંપાદક



જન્મ :
તા. ૨૬-૧-૧૮૮૭

: સ્વર્ગવાસ :
તા. ૨૪-૪-૧૯૫૭

સ્વર્ગત શ્રી ચીમનલાલ છોટાલાલ દેસાઈ ડભોઈ



ગો. વા.
શ્રીયુત વસંતરામ
હરિકૃષ્ણ શાસ્ત્રીજી
અમદાવાદ.



# પરિશિષ્ટ ૨૦

॥ શ્રીવલ્લભઃ ॥

## આ પુસ્તકના લેખન અંગે જોયેલા ગ્રંથોની યાદી

(૧) જૂનું નર્મગદ્ય (૨) દયારામકૃત કાવ્યસંગ્રહ.
(૩) પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ૨, ૧૧, ૧૩.
(૪) બૃ. કા. દો. ભાગ ૧ થી ૫.
(૫) નવલ ગ્રંથાવલી ભાગ ૨.
(૬) ત્રિભુવનદાસ જમનાદાસ શેઠ કૃત કવિરત્ન દયારામની સંપૂર્ણ જીવનકથા.
(૭) ગુજરાતના શિષ્ટ કવિઓ : ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી
(૮) દયારામનો અક્ષરદેહ · ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી
(૯) સચિત્ર સાક્ષરમાળા : શ્રી જયસુખરામ જોશીપુરા.
(૧૦) દયારામ અને હાફેઝ : કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
(૧૧) ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો :
કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
(૧૨) ગુજરાતી સાહિત્યની રૂપરેખા : વિજયરામ વૈદ્ય.
(૧૩) દયારામ કાવ્યમણિમાલા : ભાગ ૧-૨-૩-૪-૫-૬.
(આવૃત્તિ બીજી ભાગ ૧-૩-૪.)
પ્રકાશક : શ્રી નારાયણદાસ પરમાનંદદાસ શાહ
(૧૪) ભક્તકવિ દયારામનું જીવન ચરિત્ર :
શંકરપ્રસાદ છગનલાલ રાવળ.
(૧૫) દયારામભાઈનું આંતરજીવન :
મૂલચંદ્ર તેલીવાલા અને જેઠાલાલ ગોવર્ધ

સદ્ગત શ્રી ચીમનલાલ છોટાલાલ દેસાઈ ડભોઈ



: જન્મ : : સ્વર્ગવાસ :

સં. ૧૯૮૫ના અષાઢ સુદ ૧૪ ૨૦૧૬ના ફાગણ વદ ૧૧

ગો. વા.
શ્રીયુત વસંતરામ
હરિકૃષ્ણ શાસ્ત્રીજી
અમદાવાદ.



